# જીવનક્ષાર ચિકિત્સાશાસ્ત્ર



લેખક

ડૉ. હરિભાઈ રામભાઈ પટેલ



રૉય ઍન્ડ કું.

પ્રિન્સેસ સ્ટ્રીટ. મુંબઈ.

# જીવનક્ષાર ચિકિત્સાશાસ્ત્ર

લેખક

ડૉ. હરિભાઇ રામભાઇ પટેલ

પ્રકાશક

રૉય એન્ડ કું૦



આવૃત્તિ પહેલી.

સને ૧૯૪૪.

કિંમત રૂા. ૪.

# લેખકનું નિવેદન.

## – અનુક્રમણિકા –

## ભાગ ચોથો.

### સામાન્ય રોગો.

# લેખકનું નિવેદન.

પ્રાચીનકાળથી રોગ નિવારણાર્થે, જીવન વધારવા અને ટકાવવા માટે શોધકોએ–ઉપચારકોએ અનેક પ્રકારની પદ્ધતિઓ અને ઉપચારો શોધ્યાં છે. તેમાં તેઓ કેટલે અંશે સફળ થયા છે તેનું તોલ જનસમાજની શારીરિક સ્થિતિ અને રોગોની વૃદ્ધિ કે ઘટાડા ઉપરથી થઈ શકે છે. ઉત્તરોત્તર મનુષ્યોનાં શરીરો ક્ષીણ થતાં જાય છે, રોગોની વૃદ્ધિ થતી જાય છે અને રોગો સામે ટકી રહેવાની શક્તિ કમી થતી જાય છે. આથી સિદ્ધ થાય છે કે એ પદ્ધતિઓ અને ઉપચારો નિષ્ફળ નિવડયાં છે. એ નિષ્ફળતાનાં કારણો એ છે કે એ પદ્ધતિઓ અને ઉપચારો શરીરની કુદરતી ક્રિયાઓને મદદકર્તા નથી પણ કુદરત વિરૂદ્ધ કામ કરે છે અને કેટલાક ઉપચારો ઝેરી છે. શારીરિક નબળાઇ અને રોગોની વૃદ્ધિનાં બીજાં કારણો પણ છે. જેવાં કે બાળલગ્નો, અયોગ્ય ખાનપાન, બ્રહ્મચર્ય પાલનની લોકાની બેદરકારી અને અકુદરતી રહેણીકરણી વગેરે.

જનસમાજ ધન મેળવવા જેટલો ઉત્સુક છે તેટલો શારીરિક જ્ઞાન મેળવવા ઈંતેજાર નથી. પ્રભુએ આપેલા આ અમૂલ્ય શરીરનું રક્ષણ શારીરશાસ્ત્રનું જ્ઞાન, રોગોના શમનાર્થે કુદરતી ઇલાજો; શારીરિક રક્ષણ માટે શોધાએલી કુદરતનેજ અનુસરતી, શારીરિક તત્ત્વોવડેજ નિરોગી રહેવાની અને થવાની આ ઉમદા શોધ "બાયોકેમિસ્ટ્રી" ના જ્ઞાન વગર થઈ શકશે નહિ. ગુજરાતી જનસમાજ માટે આ ઇલાજોનુ જ્ઞાન ગુજરાતી ભાષામાં સરળ રીતે સમજાવવા માટે યથાશક્તિ પ્રયત્ન કરવામાં આવ્યો છે.

શારીરશાસ્ત્રનું જ્ઞાન પણ દરેક માણસને હોવુંજ ઘટે. પોતે જે દેહના માલિક છે તેણે પોતાના દેહમાં કયા કયા અવયવો છે અને તે દરેક અવયવોનું શું કાર્ય છે, તે જાણવાની જરૂર છે. દરેક માણસ સંસારી બને છે, પણ જનનેંદ્રિયનાં કાર્ય અને રોગો વિષે તે કાંઈ જાણતો નથી એ થોડા અફસોસની વાત નથી. પુરૂષોજ પોતાનાં જનન અવયવો સંબંધી જ્ઞાન ધરાવતા નથી તો પછી અભણ સ્ત્રીઓ પોતાનાં જનન અવયવો સંબંધી તદ્દન અજાણ હોય તેમાં શું નવાઈ? એ જ્ઞાન વગરનો સંસાર દુઃખદ સંસાર છે. શરમ છોડીને પોતાનાં એ અવયવોના રોગોની તપાસ માટે ડૉકટરાનો આસરો લેવો પડે છે. અરે ઘણી સ્ત્રીઓ તો રોગથી રીબાતી મરી

જાય છે પણ શરમને લીધે કોઈને પોતાનાં અવયવોના દુઃખની ફરિઆદ પણ કરી શકતી નથી,

વાર્તાઓ અને નોવેલોના વાંચનમાં જનસમાજ આટલો બધો રસ લે છે તો શારીરશાસ્ત્રનાં પુસ્તકો વાંચી પોતાના શરીર સંબંધી જ્ઞાન મેળવવા રસીક ન બને ? શારીરશાસ્ત્રના જ્ઞાન વગર વૈદ્યકશાસ્ત્રનું જ્ઞાન થતું નથી અને વૈદ્યકશાસ્ત્રના જ્ઞાન વગર શરીર સંરક્ષણનું જ્ઞાન થતું નથી. બીજા વૈદ્યકશાસ્ત્રોમાં શારીર શાસ્ત્રના સંપુર્ણ જ્ઞાનની જરૂર છે. આ બાયોકેમિક-જીવનક્ષારશાસ્ત્રમાં તેટલા જ્ઞાનની જરૂર નથી.. તેથી સાધારણ શારીરશાસ્ત્ર જાણનાર આ શાસ્ત્રના જ્ઞાનથી રોગો સામે પોતાનું રક્ષણ કરવા શકિતમાન થશે. જનસમાજ એટલું પણ નહિ કરી શકે ! ડોકટરોનાં બીલો ભરવાનું જ ગમશે ! જર્મનીના પરોપકારી દયાળુ ડોકટર સુસલરે પોતાની આ શોધ જગતના કલ્યાણ અર્થે જાહેરમાં મુકી. તેઓ પ્રથમ એલોપથી ડોકટર હતા. પછી હોમીઓપથીક દવાઓથી ચિકિત્સા કરતા. છેવટે એ બન્ને પદ્ધતિ જનસમાજને સ્વતંત્ર રીતે ઉપયોગમાં નહિ આવી શકે એમ લાગવાથી આ નિર્દોષ, સાધારણ માણસ પણ એનો ઉપયોગ નિર્વિઘ્ને કરી શકે તેવી, અને સર્વ રોગો જેનાથી મટે એવું દવાઓનું શાસ્ત્ર " બાયોકેમિસ્ટ્રી " જગતને ભેટ આપ્યું. આજે જગતભરના માનવીઓ એનો લાભ લઇ રહ્યા છે.

એલોપથી દવાઓ જેને જનસમાજ અંગ્રેજી દવાઓ તરીકે ઓળખે છે. તે દવાઓ તે પદ્ધતિના જાણનાર અને તે પ્રમાણે દવાઓ આપનાર ડોકટરોજ કરી શકે છે કેમકે તેઓ શરીરમાં શુ અસરો કરે છે તેના શા ગુણદોષ છે તેથી જનસમાજ અજાણ છે. વળી તેમાંની કેટલીક તો હળાહળ ઝેર છે. તેનો ઉપયોગ ડોકટરોજ કરી શકે.

આયુર્વેદિક અને યુનાની શાસ્ત્રમાં પણ કેટલીક ઝેરી દવાઓ વપરાય છે પરંતુ તેને શુદ્ધ કરીને વાપરવામાં આવે છે. અને ઘણીખરી દવાઓ નિર્દોષ વનસ્પતિનીજ વપરાય છે. કેટલીક પારા, રસકપુરનાં રસાયનો પણ વપરાય છે, વનસ્પતિના ગુણદોષો જાણવાની પણ જરૂર હોય છે તેથી જનસમાજને જાતે ઉપયોગમાં લેવા તે દવાઓ પણ નકામી છે,

હોમીઓપથી શાસ્ત્રમાં વનસ્પતિજ અને ખનીજ પદાર્થો અતિ સુક્ષ્મ અને અલ્પ પ્રમાણમાં દવા તરીકે વપરાય છે. તેમાં દરેક વનસ્પતિજ કે ખનીજ

દવાઓના તે મુળ અર્ક રૂપે વપરાય તો જે લક્ષણો થાય છે તે લક્ષણો જાણવા અને યાદ રાખવાં પડે છે. સમાન લક્ષણો અનેક દવાઓનાં હોય છે, રોગનાં લક્ષણો સાથે મળતાં લક્ષણવાળી દવા શોધી તે આપવાની હોય છે. શાસ્ત્ર નિર્દોષ છે પણ અગાધ જ્ઞાન અને યાદ શક્તિની જરૂર પડે છે. સંપુર્ણ હોમીઓપથી શાસ્ત્ર જાણનારજ એનો ઉપયોગ સફળતાપુર્વક કરી શકે છે, બીજા અજાણ અને થોડું જાણનાર તેનો ઉપયોગ કરે તો બિલકુલ સફળ થઈ શકે નહિ. તેથી આ શાસ્ત્રના ઉપયોગથી જનસમાજ બેનસીબ રહે છે.

વૈદકશાસ્ત્રનો આજ સુધીનો ઇતિહાસ શરમજનક છે. મનુષ્યની કીંમતી જીંદગીઓ અસત્ય, વિષમય અને વહેમી પ્રયોગોથી, અધુરી અનિશ્ચિત શોધોથી અને તાંત્રિક માંત્રિકોના દંભી પાપી પ્રયોગોથી નાશ પામી છે.

**બાયોકેમિસ્ટ્રી** આ બધા કરતાં જુદોજ પ્રભાવ બતાવે છે. એના પ્રયોગો નિર્દોષ, સાચા અને ખાતરીભર્યા છે. જીવન સાથે એનો સંબંધ બંધ બેસતો છે. આમાં કહેલા ક્ષારો જીવન રક્ષક, જીવન વર્ધક અને રોગનાશક છે. એ શરીરનાજ ઘટકો છે. શરીરના અવયવોનું બંધારણ કરે છે, લોહીના સેલ્સ ( પિંડો ) ને જોઇતો ખોરાક પુરો પાડી શરીરને નિરોગી બનાવે છે. એમા કોઈ ઝેર નથી પારા, રસકપુર જેવા રસાયનો નથી, શરીરમાં રહેલા પદાર્થોથી ભિન્ન કોઈ પદાર્થ નથી, શરીરબંધારણમાં રહેલા પદાર્થોજ એ તત્વો છે. ચિકિત્સકો એનો જેમ જેમ ઉપયોગ કરતા જશે, તેમ તેમ તેઓ આ શાસ્ત્રના પ્રશંસકો અને ઉપાસકો બનશે. ગમત ખાતર કે પ્રયોગ ખાતર ઉપયોગ કરનારને એ ખાંડમાંથી પણ ચમત્કારજ દેખાશે.

આપણું મનુષ્ય શરીર ઉદ્‌ભિજજ પદાર્થોમાં રહેલા સેન્દ્રિય અને નિરિન્દ્રિય પદાર્થોનુંજ બનેલું છે.

વનસ્પતિ ( સર્વ જાતનાં અનાજ અને શાકભાજી ) ખાઇને આ શરીર વૃદ્ધિ પામે છે. તેમાં આ બન્ને પદાર્થોનુંજ મિલન છે. માટે એના નિયમિત મિતાહારથીજ આપણે નિરોગી રહી જીવીએ છીએ. આ ઉપરથી નક્કી થાય છે કે દરેક વનસ્પતિ મહાન દવાઓ છે. આયુર્વેદ રચનારા ઋષિઓ દરેક વનસ્પતિનાં ગુહ્ય રહસ્યો અને તેમાં રહેલા નિરિન્દ્રિય તત્વોનાં જાણકાર હતા તેઓનું બનાવેલું શાસ્ત્ર આયુર્વેદ એક મહાન જીવનદાયક શાસ્ત્ર છે. પરંતુ કઈ વનસ્પતિમાં કયા એવા જીવનતત્વો છે અને તેઓ શરીરમાં શું કાર્ય કરે છે તે તેઓએ સ્પષ્ટ કર્યું નથી. તેથી જનસમાજ એનો ખરો લાભ લઇ શક્યો નથી. અને લઇ શકશે નહિ.

આ બાર ક્ષાર અને બીજા ક્ષારો વનસ્પતિમાં પણ છે તેથી વનસ્પતિથી મળતા લાભ આ ક્ષારથી પણ મળે છે. વળી એ ક્ષારોનાં શારીરિક કાર્યો પણ સ્પષ્ટ અને સરળ છે તેથી જનસમાજને આ શાસ્ત્ર બહુ ઉપયોગી છે.

ડૉ. સુસ્લર પછી અમેરિકાના સુપ્રસિદ્ધ ડૉ. વૉન્ડર ગોલ્ટ્ઝને આ બાર સિવાય શરીરબંધારણના બીજા ક્ષારો લોહીમાંથી મળ્યા છે. જેવાકે આર્સેનિક (સોમલ) કુપ્રમ્ (તાંબુ), પ્લમ્બમ્ (સીસું) ઝીંકમ્ (જસત્) વગેરે. જેનો ઉપયોગ કષ્ટસાધ્ય અને અસાધ્ય રોગોમાં થાય છે આપણા આયુર્વેદમાં પણ એનો ઉપયોગ આવીજ દશાં પ્રાપ્ત થએલા રોગોમાં સફળતાપૂર્વક થતો આવ્યો છે. આજના શોધકોને આજે જે સત્યો દેખાય છે તે આયુર્વેદમાં અસલથીજ છે. પણ એનો ઉપયોગ જ્ઞાની વૈદ્યો કરી શકે છે, ત્યારે આ શાસ્ત્ર પ્રમાણે બનેલા એજ તત્વો આર્સેનિક વગેરે પરમાણુરૂપ હોવાથી સાધારણ લોકો પણ વિના સંકોચે કરી શકે છે. આ પુસ્તકમાં એ ક્ષારો પૈકી અતિ અગત્યના ક્ષારોનું જ્ઞાન આપવા પ્રયત્ન કરેલો છે.

આપણો સંપૂર્ણ આયુર્વેદ અને આધુનિક શોધ બાયોકેમિસ્ટ્રી હાજર હોવા છતાં મનુષ્યો મૃત્યુના મુખમાંથી છુટી શકતા નથી. મનુષ્યના જીવનનું ખરું રહસ્ય અને કયા ગુઢ ગુપ્ત તત્વોવડે એ જીવન આવે છે તે તો એક પ્રભુજ જાણે છે તે કોઇ જાણી શકશે નહિ અને અમર થઇ શકશે નહિ.

પુસ્તકના દરેક ભાગની શરૂઆતમાં કેટલીક સૂચનાઓ લખવામાં આવી છે. તેથી આ જગાએ વિસ્તાર કર્યો નથી.

ગુજરાતી ભાષામાં આ કાંઇ પહેલું પુસ્તક નથી, અન્ય લેખકો તરફથી પણ આ શાસ્ત્ર સંબંધી પુસ્તકો લખાએલાં છે. તે પુસ્તકો મારફતે ગુજરાતી આલમને આ શાસ્ત્રનું જ્ઞાન થયેલું છે. જનસમાજ ઉપર તેઓનો ઓછો ઉપકાર નથી. જેમ જેમ પ્રજા એ સંબંધી જ્ઞાની થતી જાય છે તેમ તેમ આ શાસ્ત્રની જરૂરીઆત વધતી જાય છે. હજી એવાં અનેક શૈલીથી લખાએલાં પુસ્તકોની જરૂર છે. જ્ઞાન આપવું એ એક લહાણી છે. તેમાં આ એકનો ઉમેરો અસ્થાને નથી. અનેક દિશાઓમાંથી આ શાસ્ત્રનું જ્ઞાન પ્રજાને મળે તો એના શોધકનું નામ યાવત્-ચંદ્રદિવાકરો રહેશે અને પ્રજા વધુ જ્ઞાની થશે અને તે વડે આરોગ્ય મેળવશે.

બંગાળાની પેઠે ઘેર ઘેર આ દવાઓ અને આ શાસ્ત્રના જ્ઞાનનો પ્રચાર ગુજરાતમાં પણ ઘેર ઘેર થાય અને દરેક માણસ ચિકિત્સક બને એ દિવસ સુખનો આવશે.

મને જ્ઞાનનું પાન પાનાર આ બાયોકેમિક શાસ્ત્રના ઉત્પાદક ડૉ. સુસ્લરની એબ્રીજડ થીરેથી, પશ્ચિમના ડૉ. કેરી, ડૉ. ચેપમેન, ડૉ. બોરીક એન્ડ ડયુઇ, ડૉ. બોરીક એન્ડ ટાફેલ, ડૉ. વૉન્ ડર ગોલ્ટ્ઝના પુસ્તકો, મારા ગુરૂવર્ય બોમ્બે હોમીઓપથીક કૉલેજના પ્રિન્સિપાલ સદ્‌ગત્ ડૉ. વી. એમ. કુલકર્ણીનો હું ઋણી છું તેઓનો અને પ્રખ્યાત રૉય એન્ડ કાં. અને ડૉ. કુમુદરાય જાદવરાય મુન્સીફ એમ. બી. હોમીઓપાથ કે જમણે આ પુસ્તક લખવા માટે મને પ્રેરણા આપી તેમનો આભાર માની આ નિવેદન બંધ કરૂં છું.

ગામ—સાંદિઅેર
પોસ્ટ— ,,
ડિસ્ટ્રિક—સુરત.

લિ૰ સમાજસેવક
**એચ. આર. પટેલ.**

# ભાગ પહેલો.

## મનુષ્ય શરીર અને બાયોકેમિસ્ટ્રી.

### મનુષ્યની ઉત્પત્તિ,

દુનિઆના બધા સજીવ પદાર્થોની પેઠે મનુષ્ય પણ અગણિત પિંડો ( સેલ્સ ) નો જુદી જુદી ગોઠવણીથી થએલો એક આકાર છે. સ્ત્રી અને પુરૂષના રજ ( ઓવમ્ ) અને શુક્ર–વીર્ય ( સ્પર્માટોઝન ) નો સંયોગ સંભોગ વખતે થાય છે. ઓવમ અને સ્પર્માટોઝન સુક્ષ્મ અણુરૂપે હોય છે. તેમાંથી અતિ સુક્ષ્મ એક પિંડ તૈયાર થાય છે. પિંડાની દ્વૈધિકરણ શકિતથી એકમાંથી બે, બેમાંથી ચાર ચારમાંથી આઠ એ પ્રમાણે અગણિત પિંડા ઉત્પન્ન થઇ તેમની જુદી જુદી ગોઠવણીથી, જુદી જુદી કાર્યશકિતવાળા, જુદા જુદા આકારના પિંડો બને છે. તેમાંથી જુદી જુદી ધાતુ ( ટિસ્યુઝ ) અને ધાતુઓમાંથી ઇંદ્રિય ( ઑર્ગન ) બને છે. એ રીતે મનુષ્યરૂપી પૂર્ણ આકાર બને છે.

### મનુષ્ય શરીરની રચના.

મનુષ્યનુ શરીર ઉદ્‌ભિજ્જ પદાર્થો, પાણી અને હવા એ ત્રણનું બનેલું છે. મનુષ્યની જીવનશકિતનો આધાર પણ એ ત્રણ ઉપરજ છે. ઉદ્‌ભિજ્જ ( વનસ્પતિજ ) પદાર્થો ખાઇ, પાણી પી શ્વાસમાં હવા લઇ પ્રાણીમાત્ર જીવન ધારણ કરી રહ્યાં છે. શરીરનું બનવું, વધવું એ આ ત્રણ ઉપરજ અવલંબે છે.

વનસ્પતિની ઉત્પત્તિનો આધાર જમીનના ખનીજ પદાર્થો છે. જે જમીનમાં તેવાં તત્ત્વો નથી તે જમીનમાં વનસ્પતિ ઉગતી અને વૃદ્ધિ પામતી નથી. તેવીજ રીતે માનવી શરીરમાં જે ભુમિતત્ત્વોની જરૂર છે તે શિવાય માનવી શરીર પણ વૃદ્ધિ પામી શકે નહિ. વનસ્પતિ અને માનવી શરીરની વૃદ્ધિ અને પુષ્ટિનો આધાર ભૂમિતત્ત્વો ઉપરજ છે એ આથી સ્પષ્ટ છે. પાણીમાં પણ એ તત્ત્વો સૂક્ષ્મરૂપે ઓગળેલા હોય છે. હવામાં પણ એ તત્ત્વો સૂક્ષ્મરૂપે હોય છે.

એ તત્ત્વો વનસ્પતિજ પદાર્થો, પાણી અને હવા મારફત શરીરમાં દાખલ થાય છે અને તેથી મનુષ્ય અને બીજાં પ્રાણીઓની વૃદ્ધિ અને પુષ્ટિ થાય છે.

આયુર્વેદમાં પણ લખ્યું છે કે પૃથ્વી, જલ, તેજ, વાયુ અને આકાશ એ પંચમહાભૂતનું આ શરીર બનેલું છે.

ઉદ્‌ભિજ્જ પદાર્થો અને પાણી મુખમાંથી અન્નનળી મારફતે જઠરમાં જાય છે. મુખમાંથી અનાજ સાથે આવેલા લાળરસ અને જઠરમાં જઠર રસની મદદથી અનાજનું પાચન થઇ દુધ જેવો સફેદ પદાર્થ બને છે જઠર ઉપર આવેલી શોષક નળીઓ તેને ચુસી લે છે. લગભગ ત્રણ કલાક પછી નહિ પચેલો ખોરાક જઠરનું નીચલું મુખ ઉઘડી તેની સાથે જોડાયેલા નાનાં આંતરડામાં ઉતરે છે. ત્યાં તેની સાથે આંત્રરસ અને લિવર (કલેજા) માંથી પિત્તનળી મારફત આવેલા પિત્તરસની મદદથી કેટલુંક નહિ પચેલું અનાજ પચી જાય છે અને આંતરડા ઉપરની શોષકનળીઓ તેને ચુસી લે છે. ઘી અને તેલ જેવા પદાર્થો મુખ્યત્વે આ નાનાં આંતરડામાં પચે છે. હજી પણ ક્ષાર પદાર્થો અને સાકર જેવા પદાર્થો પાચન થયા વગરના રહ્યા હોય છે તે નાના આંતરડાના નીચેના છિદ્રમાંથી મોટા આંતરડામાં જાય છે. જઠરની નીચે પેન્ક્રિયાઝ (અગ્ન્યાશય) નામનું એક અંગ (અવયવ) છે તેમાંથી એક નળી મારફત Pancreatic Juice રસ આવે છે તેની મદદથી નહિ પચેલા તમામ પદાર્થો પચી જાય છે તેના ઉપર પણ શોષકનળીઓ છે તે તેને ચુસી લેછે. એ ચુસાએલા બધા રસો લિંફવાહિની (રસવાહિની) અને રકતવાહિનીઓ મારફત ફેફસામાં જાય છે. ત્યાં હવાના સંસર્ગથી રસાયનિક ક્રિયા થઇ શુદ્ધ રકતરૂપ બની તે હૃદયમાં જાય છે. હૃદયમાંથી તે રક્ત ધમનીઓ મારફત શરીરમાં શરીરના પોષણ માટે ફરવા નીકળે છે અને સુક્ષ્મમાં સુક્ષ્મ રકતવાહિનીઓ જેને કેશવાહિનીઓ કહેવામાં આવે છે તેમાં દાખલ થઇ આખા શરીરમાં દરેક જગાએ ફરી વળે છે અને શરીરના સઘળા અવયવોના સેલ્સ, (અંડા પિંડા) તેમાંથી પોતાને જોઇતા ખનીજ પદાર્થો (નિરિન્દ્રિય ક્ષારો) ગ્રહણ કરી પોષણ મેળવે છે. પાર્થિવ (ખનીજ-નિરિન્દ્રિય ક્ષારો) પદાર્થો ઉદ્‌ભિજ્જ પદાર્થો (અનાજ વગેરે) મારફત આ રીતે શરીરને મળે છે. અને તેની વૃદ્ધિ અને પુષ્ટી કરે છે.

શરીરના અવયવોના પોષણ માટે રકત (લોહી) સિવાય બીજો કોઇ પદાર્થ નથી. લોહીજ મનુષ્યનું જીવન છે. આ રકતમાં જેનું એ રક્ત બનેલું છે તે વનસ્પતિજ પદાર્થો, પાણી અને હવામાં રહેલાં તત્ત્વો સૂક્ષ્મમાં સૂક્ષ્મરૂપે હોય છે તે તત્ત્વોજ મનુષ્ય જીવનનું મૂળ છે. રકતમાં આ નિરિન્દ્રિય ક્ષાર તત્ત્વો સિવાય બીજા પણ સેન્દ્રિય પદાર્થો છે પરંતુ તેઓ આ નિરિન્દ્રિય ક્ષારોની મદદ સિવાય નકામા છે, બલકે શરીરને રોગ ઉત્પન્ન કરનાર–ભારરૂપ છે. એ આગળ લખવામાં આવશે.

દરેક ક્ષણે રક્ત હૃદયમાંથી શરીરમાં ફરવા નીકળે છે તે જ્યારે કેશવાહિની-ઓમાંથી પસાર થાય છે ત્યારે તે નસોની દિવાલમાંથી (પડમાંથી) રક્તનો પ્રવાહી પદાર્થ ઝરે છે તેમાં પ્લાઝમાં નામનો પદાર્થ હોય છે. એ પ્લાઝમામાં દરેક અવયવના પોષક તત્ત્વો (નિરેન્દ્રિય ક્ષારો) હોય છે તે તત્ત્વોનું દરેક અવયવના પિંડો (સેલ્સ) શોષણ કરી સજીવ અને શક્તિમાન રહે છે. એ પિંડોને પ્રોટો-પ્લાઝમ અથવા સજીવ અણુઓ કહેવામાં આવે છે. એ સજીવ અણુઓ માં ચેતનાશક્તિ, સાત્મિકરણશક્તિ, સંવર્ધનશક્તિ, દ્વૈધિકરણશક્તિ અને વિસર્જન-શક્તિ રહેલી છે. આખા શરીરમાં આ પ્રોટોપ્લાઝમાજ (સજીવ અણુ) સજીવ પદાર્થ છે. બાકીના બધા જડ પદાર્થો છે. આ સજીવ અણુ આખા શરીરમાં દરેક અવયવમાં છે તે આખા શરીરમાં જ્યાં જ્યાં જરૂર હોય ત્યાં ત્યાં ભ્રમણ કરે છે એ તેની ચેતનાશક્તિ છે. સ્નાયુઓની ગતિ-**હલન ચલન ક્રિયા** તેને લીધે છે. ખાધેલા પોષક દ્રવ્યોને પોતાના જેવી સ્થિતિમાં લાવવાની ક્રિયા એ કરે છે એ એની સાત્મિકરણશક્તિ છે. અવયવોને પુષ્ટ કરવાની એની શક્તિ તે સંવર્ધનશક્તિ છે. એક અણુમાંથી અનેક સજીવ અણું ઉત્પન્ન કરવા એ એની દ્વૈધિકરણશક્તિ છે અને શરીરને નિરૂપયોગી હોય એવા પદાર્થોને શરીરમાંથી બહાર કાઢી નાંખવાની તેની શક્તિ તે વિસર્જનશક્તિ છે.

આ પ્રોટોપ્લાઝમા રંગ વગરનું, નાઇટ્રોજનવાળું, માવા જેવું, પ્રવાહી, અર્ધપારદર્શક, આકાર વગરનું અને મજ્જાતાંતુના ભૂરા પદાર્થ જેવું છે. આ પ્રોટોપ્લાઝમામાં બારીક અણુઓ દેખાય છે. એ અણુઓ એકઠા થઇને અંકુરો (Germs) બને છે અને એ અંકુરોમાંથી મોટા અંકુરો-પિંડો (Cells) બને છે અને એવા અસંખ્ય પિંડો (સેલ્સ) ના જોડાણથી શરીરબંધારણ માટે જોઇતા સર્વ તંતુઓ (Tissues) બને છે. જેવી રીતે અસંખ્ય બિંદુઓથી લીટી બને છે અથવા અનેક કડીઓ જોડાઇ સાંકળ બને છે તેમ એ ટીશ્યુઓ બને છે. એવા અસંખ્ય ટીશ્યુઓ-તંતુઓ મળીને અવયવો બને છે અવયવો એટલે ટીશ્યુઓ-તંતુઓનો સમૂહ એવા અનેક અવયવોનો સમૂહ એ મનુષ્યનું શરીર છે.

ઉપલી બાબત ટુંકામાં દર્શાવવી યોગ્ય છે. વનસ્પતિજ પદાર્થો (ખોરાકના), પાણી અને હવા એ ત્રણના સેવનથી રક્ત બને છે. રક્તમાંથી પ્રોટોપ્લાઝમ (સજીવ અણુ) પ્રોટોપ્લાઝમમાંથી અંકુરો, અંકુરોમાંથી પિંડો (સેલ્સ), પિંડોમાથી તંતુઓ (ટીશ્યુઝ) તંતુઓમાંથી અવયવો, અને અવયવોનો એકઠો સમુહથી માનવી શરીર બને છે.

આ ઉપરથી જણાશે કે શરીરરૂપી ઘરનો પાયો લોહી છે. એ પાયા સિવાય ઘર બની શકે નહિ.

રક્તમાં સેન્દ્રિય [ ઑર્ગેનિક ) અને નિરિન્દ્રિય ( ઇન ઑર્ગેનિક ) એ બે જાતના પદાર્થો છે. એ બન્ને જાતના પદાર્થોની મદદવડે શરીર રચાય છે. સેન્દ્રિય પદાર્થો વગર નિરિન્દ્રિય પદાર્થો નકામા છે અને નિરિન્દ્રિય પદાર્થો વગર સેન્દ્રિય પદાર્થો નકામા છે.

આલ્બ્યુમીન, શર્કરા, ચરબી લેસીથીન એ સેન્દ્રિય પદાર્થો છે અને પોટાશ, ચુનો, સોડીયમ, લોહ, મેગ્નિશ્યમ, સિલિકા વગેરે નિરિન્દ્રિય પદાર્થો છે. એ ઉપરાંત પાણી છે.

લોહીમાં આ સેન્દ્રિય નિરિન્દ્રિય પદાર્થો અને પાણી પુરતા પ્રમાણમાં હોય તોજ સેલ્સ, ટીશ્યુઝ, ઇન્દ્રિઓ વગેરે બની શકે છે. શરીરરૂપી ઘર બાંધવાને સેન્દ્રિય પદાર્થો અને પાણી એ સાહિત્યો છે. અને નિરિન્દ્રિય પદાર્થો-ક્ષારો કડીઆઓ છે. જો કડીઆઓ ન હોય તો સાહિત્યો કામના નથી અને સાહિત્યો ન હોય તો કડીઆઓ કામના નથી.

વનસ્પતિજ પદાર્થો, પાણી અને હવા એ ત્રણમાંથી લોહીમાં, સેન્દ્રિય નિરિન્દ્રિય પદાર્થો અને પાણીની ભરતી થાય એ પાછળ કહેવાઇ ગયું છે. જો માણસો લાંબા અપવાસ કરે તો આ ત્રણે પદાર્થોની શરીરમાં ભરતી ન થાય અને તેથી શરીરનો નાશ થાય.

આ સેન્દ્રિય પદાર્થો કાર્બન, હાઇડ્રોજન અને ઑક્સિજનનાં રસાયનિક સંયોગથી થએલા છે. આલ્બ્યુમીનમાં એ ઉપરાંત ગંધક અને નાઇટ્રોજન પણ છે.

નિરિન્દ્રિય પદાર્થો જેને ક્ષાર કહેવામાં આવે છે અને તેની સંખ્યા ૧૨ છે.

લોહીમાં આ સેન્દ્રિય અને નિરિન્દ્રિય પદાર્થોના યોગથીજ નવા સેલ્સ અને ટીશ્યુઝ બની શકે છે નવા સેલ્સ અને ટીશ્યુઝ ઉપરજ જીવનનો આધાર છે.

રક્તમાં સજીવ અણુઓ ( પ્રોટોપ્લાઝમા ) શરીરના વજનનો ૧/૫ ભાગ છે અને બાકીના ૪/૫ ભાગ જડ પદાર્થો ( સેન્દ્રિય પદાર્થો ) છે. આ પ્રોટોપ્લાઝમા ( સજીવ અણુઓ ) નિરિન્દ્રિય પદાર્થો છે. એ પ્રમાણમાં થોડો ભાગ હોવા છતાં એની જરૂરીઆત ઓછી નથી. શરીર રચવાને માટે સેન્દ્રિય પદાર્થોને એ ઉપયોગમાં લે છે. એની ન્યુનતાથી સેન્દ્રિય પદાર્થો વપરાયા વગરના રહે છે તે શરીરને ભારરૂપ અને નાશકારક છે.

આ અતિ અગત્યના નિરિન્દ્રિય પદાર્થો ખોરાકમાંથી મળે છે છતાં પણ જ્યારે શરીરમાં આ ક્ષારો ઘટે છે ત્યારે શરીરની વૃદ્ધિ અને નિરોગ સ્થિતિમાં અટકાવ આવે છે ત્યારે કયાં ખોરાકમાંથી ઘટેલા ક્ષારની ખોટ પુરાશે તે માટે સંપૂર્ણ શોધ થઇ નથી તેથી દવા તરીકે બાર ક્ષાર ડૉ. શુસ્લર તરફથી શોધી કાઢવામાં આવ્યા છે તેમાંથી ઘટતા ક્ષારો આપવામાં આવે છે. માંદા કે ભુખે મરતાં સેલ્સ તેથી સાજા થાય છે અને રોગ નિર્મૂળ થાય છે. આ ક્ષારો સેલ્સનો ખોરાક હોવાથી એ ક્ષારોને "સેલ સૉલ્ટ" કહેવામાં આવે છે. અનેક સેલ્સ મળી ધાતુ ( ટિસ્યુઝ ) બને છે જેથી એ દવાઓને 'ટિસ્યુઝ રેમેડીઝ, પણ કહેવામાં આવે છે. ડૉ. શુસ્લરે આ શોધ કરી જગતના લોકોની જીવન રોગો વિષેની મહાન ચિંતા દૂર કરી છે. અનેક વનસ્પતિઓનાં ચુર્ણો, કાઢાઓ, અર્કો કે જેમાં કયા તત્ત્વો છે તે કોઇ સંપૂર્ણ જાણતું નથી. અનેક જાતના ખોરાકો કે જેમાં કયા તત્ત્વો છે તે પણ અંધારામાંજ છે. એવા અંધકારમય પ્રયોગોમાંથી બચવા જગતને રસ્તો બતાવ્યો છે. આ સુંદર શાસ્ત્રીય, શારિરીક રચનાને રચતો વૈદ્યક પ્રયોગ દુનિયાને આપનાર તે મહાન ડૉકટર આજે હયાત નથી પણ તેના આ પ્રયોગનું શાસ્ત્ર "બાયોકેમિસ્ટ્રી"થી તે આજે જીવિતજ છે.

# બાર ક્ષારનાં નામ

| ક્ષારનું નામ | રસાયનિક સંજ્ઞા અને પુસ્તકમાં વપરાએલી ટુંકી સંજ્ઞા. |
|---|---|
| કેલ્કેરિઆ ફ્લ્યુઓરિકા | $CaF_2$ |
| ((કેલ્કેરિઆ ફ્લોર) | (के-फ्लो.) |
| કેલ્કેરીઆ ફોસ્ફોરિકા | $Ca_3(Po_4)_2$. |
| (કેલ્કેરીઆ ફોસ) | (केल-फो.) |
| કેલ્કેરિઆ સલ્ફ્યુરિકમ્ | $CaSo_4$ |
| (કેલ્કર સલ્ફ) | (के-स.) |
| ફેરમ ફોસ્ફોરિકમ | $Fe_3(Po_4)_2$ |
| (ફેરમ ફોસ ) | (फे-फो.) |
| કાલી મુરિએટીકમ | $KCO_3L$ |
| (કાલી મ્યુર) | (का-मु.) |
| કાલી ફોસ્ફોરિકા | $K_2HPo_4$. |
| (કાલી ફોસ) | (का-फो.) |
| કાલી સલ્ફ્યુરિકમ | $K_2So_4$ |
| (કાલી સલ્ફ) | (का-स.) |
| મેગ્નિસિઆ ફોસ્ફોરિકા | $MgHPo_4\ 7(H_2O)$ |
| (મેગ્નિસિઆ ફોસ) | (मे-फो.) |
| નેટ્રમ મુરિએટીકમ | $NaCL$ |
| (નેટ્રમ મુર) | (ने-मु.) |
| નેટ્રમ ફોસ્ફોરિકમ | $NaHPo_4{}^{12}(H_2O)$ |
| (નેટ્રમ ફોસ) | (ने-फो.) |
| નેટ્રમ સલ્ફ્યુરિકમ્ | $Na_2So_4{}^{10}(H_2O)$ |
| (નટ્રમ સલ્ફ) | (ने-स.) |
| સિલિસિઆ | $SiO_2$ (सि.) |

ઉપર પ્રમાણેના બાર ક્ષાર અને બીજા ક્ષારો પણ શરીરમાંથી મળે છે. તેમાં બાર ક્ષાર મુખ્ય છે. એ બાર ક્ષારનાં લાંબાં લેટીન નામો અને રસાયનિક સંજ્ઞા સાથે બહુ સંબંધ નથી. પણ આ પુસ્તકમાં બાળબોધ લીપીમાં તેની ટુંકી સંજ્ઞા વાપરેલી છે તેનું આખું નામ જાણવાની જરૂર છે.

(નવી શોધ પ્રમાણે શરીરમાં બીજા ક્ષારોનું પણ અસ્તિત્વ જણાએલું છે. ખાદ્ય પદાર્થોમાં પણ તેઓનું અસ્તિત્વ છે. તેનો અસાધ્ય દર્દોમાં અસરકારક ઉપયોગ છે તેનું દિગ્દર્શન પણ આ પુસ્તકના ભાગ બીજામાં કરી પુસ્તકને વધુ ઉપયોગી બનાવવા પ્રયાસ કર્યો છે. તે નવીન ક્ષારોનું આ બાયોકેમિકશાસ્ત્રના સિદ્ધાંત પ્રમાણે પ્રતિપાદન કરવાનું માન અમેરિકાના સુપ્રસિદ્ધ ડૉ. વ્હોન ડર ગોલ્ટ્ઝને છે.)

## બાયોકેમિક ક્ષારચિકિત્સા સંબંધી ડૉક્ટરોના અભિપ્રાયો.

(૧) રોમ (ઇટાલી) ના પ્રખ્યાત શરીરવિજ્ઞાનશાસ્ત્રી મૉલેસકૉટ્ કહે છે કે—"શરીરની રચના અને બળ શરીરમાં રહેલા નિરિન્દ્રિય ક્ષાર (ઇન ઑર્ગેનિક)ના અણુઓ ઉપરજ અવલંબે છે.

(૨) પ્રખ્યાત જર્મન શરીરવિજ્ઞાનશાસ્ત્રી પ્રો. વિર્કાઉ ( Virchow ) કહે છે કે—" શરીરના સૂક્ષ્મ પિંડોની વિપરીત અવસ્થા એટલે રોગ અને સુવ્યવસ્થા એટલેજ આરોગ્ય."

(૩) અમેરિકાના સુપ્રસિદ્ધ ડૉ. અને ગ્રંથકર્તા પ્રખ્યાત જીવનરસાયન-શાસ્ત્રી ડૉ. કેરી કહે છે કે—" સૂક્ષ્મદર્શક યંત્ર અને રંગપૃથક્કરણ યંત્રની મદદથી કુદરતના ગૂઢ અને ન સમજાએલા વિષયપર પ્રકાશ પડયો છે. આ યંત્રની મદદથી જીવશાસ્ત્ર (Biology) અને બીજાં શાસ્ત્રોની શોધનું પરિણામ એટલે જીવનરસાયન-શાસ્ત્રનું પુષ્ટીકરણ એથી થયુ છે. માંદાં માણસોએ એ ખાસ ધ્યાનમાં રાખવું કે શરીરમાં પડેલી ન્યુનતા જે રોગ કહેવાય છે તેને ભરી કાઢવી એજ આરોગ્ય સંપાદન કરવાનો રાજમાર્ગ છે. બીજા ઉપચારોમાં જળો લગાડી લોહી ચુસાવવું, જંગલી માણસો પ્રમાણે ડામ દેવા, ઉલટી કરાવવી વગેરે ઉપાયોથી શરીરમાં પડેલી ક્ષારની ન્યુનતા ભરી શકાય નહિ. શરીરને જે પદાર્થની ખોટ પડી છે તેજ તેને આપવો જોઇએ. કેલોમલ (Calomel), ક્વિનાઇન ( Quinine ), બેલાડોના ( Belladona ), સૅલિસિલિક ઍસીડ, (Salicylic acid), અફીણ ( Opium ) વગેરે ઝેરી પદાર્થોથી રોગનિવારણ થઇ શકે નહિ. કારણ તે પદાર્થ નથી અને તે લોહી-માંથી મળી આવતા નથી. તેથી તે ઝેરી પદાર્થો તેના ગુણધર્માનુસાર વિકારો શરીરમાં કરે છે. એ ઝેરી ઉપાયો રોગ નિવારણ કરવાનુ

કામ જે કુદરત પોતે શરીરમાં કરે છે તેમાં અટકાવ કરે છે. છતાં કુદરત નિરૂપાય થતાં સુધી પોતાનું શરીર સુધારણાનું કામ કરે છે. જીવનરસાયનવિદ્યાના સૂર્યે પોતાનાં કિરણો ફેલાવ્યાં ત્યાં સુધી રોગોત્પાદક કારણો અને રોગનાશક ઉપાયો સંબંધી આખું જગત અજ્ઞાનાંધકારમાં હતું. લોકોને જીવનરસાયન શાસ્ત્રરૂપી સૂર્યનાં કિરણોનું અજવાળું ચૈતન્ય આપશે. સર્વ સત્ય સિદ્ધાંતો પ્રમાણે આ વિદ્યા અત્યંત સરળ અને રમણિય છે. તેનાં કિરણો સર્વવ્યાપી થતાં સર્વ વિષમય ઔષધિઓ, જંગલી ક્રિયાઓ, અને ભૂત સરખા ભયંકર રોગોનો નાશ થતાં રોગી અને અશક્ત માણસોને આનંદ થયો છે. વગેરે. "

(૪) અમેરિકાનો સુપ્રસિદ્ધ ગ્રંથકર્તા અને જગવિખ્યાત ડૉ, બોરીક એમ. ડી. અને ડ્યૂી. એમ. ડી, ( Boericke M. D. and Dewey M. D. ) નો મત એવો છે કે—" આખા શરીરની રચના અને શકિત એ શરીરના સુક્ષ્મ પિંડોમાં રહેલા નિરિન્દ્રિય ખનીજ ક્ષારોના અણુઓ ઉપરજ અવલંબેલા છે. અને એજ તત્ત્વ પર જીવનરસાયન ચિકિત્સાનો પાયો નખાયો છે. તે વળી કહે છે કે "—" જીવનરસાયનક્ષારચિકિત્સાના ગુણ અને મહત્તા વિષે અમે પુર્ણ સંમત છીએ. આ ઔષધોનો ભવિષ્યમાં ફેલાવો અથવા પ્રસાર તે શાસ્ત્રનો પૂર્ણપણે અભ્યાસ કરનાર પર અવલંબે છે એ અભ્યાસ હોમીઓપેથી પદ્ધતિ પ્રમાણેજ કરવો જોઇએ. "

(૫) અમેરિકાના પ્રસિદ્ધ ભિષગ્વર અને ગ્રંથકર્તા ડૉ. ચેપમેન (Chapman) પોતાના પુસ્તકમાં ક્ષાર ચિકિત્સા વિષે પોતાનો મત જણાવે છે કે ક્ષાર ચિકિત્સાનો જન્મ થવાથી નવી દુનિયા (અમેરિકા) અને જુની દુનિયા (એશિઆ, યુરોપ) ના રોગી મનુષ્યોને અત્યંત આનંદ થયો છે. હિંદુસ્તાન, તેના ઠંડા પહાડી પ્રદેશ અને ત્યાંથી ફર (દેવદારૂના) ઝાડોથી આચ્છાદિત ઠંડા પ્રદેશો પ્યુજેટ સાઉંડ સુધી આ ક્ષારોનો પ્રસાર થયો છે ત્યાંથી એમના ગુણો સંબંધી પ્રશંસાપત્રો આવે છે.

(૬) અમેરિકાના પ્રસિદ્ધ ડૉ. વ્હોજેલે ( Vogel ) " હોમીઓપેથીક ન્યુઝ" નામના માસિકમાં એક પત્ર લખ્યો છે. તેમાં તેઓ

જણાવે છે કે-" પાછલા અર્ધા શતકમાં ઔષધીશાસ્ત્રમાં જે સુધારણા થઇ અથવા જે શોધો થઈ તે સર્વમાં પહેલો નંબર જીવનરસાયન ચિકિત્સાનો આવે છે એવું ખાસ્તી વગર કહી શકાય. બીજી ઔષધી પ્રક્રિયાઓ ઝેરી, ખોટા તર્ક ઉપર રચાયલી, અધરી, કુદરની નિયમાંથી ઉલટી છે. ત્યારે આ ચિકિત્સાપદ્ધતિ સરળ, બીલકુલ ઝેર વગરની, બુદ્ધિગ્રાહ્ય અને કુદરતી નિયમને અનુસરીને છે.

( ૭ ) અમેરિકાનો બીજો ભિષગ્વર ડા. શેનન પોતાના ગ્રંથમાં જાહેર કરે છે કે " ક્ષાર ચિકિત્સાના એવા ઉપાય છે કે જે અમને આજપર્યંત શીખવામાં આવેલા કોઇપણ ઔષધો કરતાં વધારે ગુણકારી છે. "

( ૮ ) ડા. સ્ટર્લિંગ સૌન્દર્સ. એલ. આર. સી. પી. લંડન કહે છે કે—" ક્ષાર ચિકિત્સાના પંદર વર્ષના અનુભવથી એવું કહી શકું છું કે આ ક્ષારોથી સામાન્યપણે રોગમુક્ત થએલા દર્દીઓની સંખ્યાથી મને પુર્ણ સંતોષ થયો છે, કોઈ ઠેકાણે આશ્ચર્ય **પમાડે** એવો અનુભવ થયો છે. સામાન્યપણે ઉપયોગમાં આવતા બાર ક્ષારોમાંથી એકાદા ક્ષારથી પણ રોગનિવારણ થઈ શકે છે. આ ચિકિત્સાપદ્ધતિ નાની અને આશ્ચર્યકારક ગુણ દેનારી છે. "

## પિંડો ( Cells ), ધાતુઓ ( Tissues ), અવયવો ( Organs ) અને બાયોકેમિક મેડીસીન.

વનસ્પતિ અને પ્રાણીઓ સૂક્ષ્મમાં સૂક્ષ્મ કણનો સમુહ છે. એ સૂક્ષ્મ કણોને પિંડો ( Cells ) કહેવામાં આવે છે. દરેક સૂક્ષ્મ કણ પાણી, લેસીથ્રીન ( ફોસ્ફરસવાળી ચરબી ), કોલેસ્ટરીન ( એક જાતનું દારૂનું તત્વ ), પ્રોટીઇડ્ઝ. ( કાર્બન, હાઇડ્રોજન, ઓકિસજન, નાઇટ્રોજન, ગંધક ફોસ્ફોરસનું મિશ્રણ અને નિરિન્દ્રિય ક્ષારો—કેલ્સ્યમ, સોડીયમ. પોટાસ્યમના ફોસ્ફેટ્સ. અને કલોરાઇડઝ ) છે. બાયોકેમિસ્ટ્રીના મત પ્રમાણે આ નિરિન્દ્રિય ક્ષારો સૌથી વધારે અગત્યના છે. અને એ ક્ષારોને લીધેજ પિંડો પોતાનું કાર્ય કરી શકે છે. રક્તમાં આ ક્ષારોની ન્યુનતા થાય તો નવાં પિંડો બની શકતાં નથી. એ સજીવ પિંડોની વિવિધ ગોઠવણીથી ધાતુઓ ( Tissues ટિસ્યુઝ ) બને છે. અને ધાતુઓના સમુહથી અવયવો ( Organs ) બને છે. એ બંબંધી પાછળ પણ વિવેચન કરાયલું છે.

હાથ, પગ, ચામડી વગેરે બહારના અવયવો છે અને ફેફસાં, જઠર, આંતરડાં, લિવર બરોળ, મગજ વગેરે અંદરના અવયવો છે.

આ ધાતુઓ આયુર્વેદ પ્રમાણે સાત છે. રસ, રક્ત, માંસ, મેદ, અસ્થિ, મજ્જા અને શુક્ર ( વીર્ય ) એ સાત ધાતુઓનું માનવી શરીર બનેલું છે.

આ શાસ્ત્ર અને એલોપથીશાસ્ત્ર પ્રમાણે નીચે લખ્યા પ્રમાણે ચાર ધાતુઓનુ માનવી શરીર બનેલું છે.

( ૧ ) અસ્તર ધાતુ ( એપીથેલીયલ ટિસ્યુઝ )

( ૨ ) સ્નાયુ ધાતુ ( મસ્કયુલર ટિસ્યુઝ )

( ૩ ) મસ્તિષ્ક ધાતુ ( નર્વસ ટિસ્યુઝ )

( ૪ ) સંયોજક ધાતુ ( કનેક્ટિવ ટિસ્યુઝ )

આ સિવાય સ્થિતિસ્થાપક ધાતુ એ સંયોજક ધાતુની ઉપધાતુ છે.

**અસ્તર ધાતુ**—રક્તવાહિનીઓનું એક પડ; જઠર, આંતરડા, ફેફસાં, ગળું, ગર્ભાશય, મૂત્રાશય વગેરે પેટની અંદરના તમામ અવયવોઉપર અને ચામડીઉપર હોય છે આ ધાતુનું કામ તે અવયવોનું રક્ષણ કરવું, રસ ઉત્પન્ન કરી અવયવોને ભીના અને સુંવાળા રાખવા અને તેનું પોષણ કરવાનું; તથા રસપડ, સ્નિગ્ધપડ, અને શ્લેષ્મપડ ઉત્પન્ન કરવાનું હોય છે.

આ અસ્તર ધાતુમાં મુખ્ય **का-मु.**, **का-स.**, અને **ने-मु.** નિરિન્દ્રિય ક્ષારો છે એ ક્ષારો એ ધાતુને બનાવે છે અને એ ધાતુ બગડવાથી થતા રોગો એ ક્ષારોથી મટે છે.

**સ્નાયુ ધાતુ**—શરીરના સર્વ સ્વૈચ્છિક સ્નાયુઓ; અન્નમાગ, આંતરડા, બસ્તી, ગર્ભાશય, હૃદય વગેરે અવયવોમાં રહેલા અનૈચ્છિક સ્નાયુઓ; સર્વ માંસ વગેરે આ ધાતુનાં બનેલાં છે.

સ્વૈચ્છિક સ્નાયુઓ આપણા મનની ઇચ્છાથીજ ગતિમાન થાય છે કે કાર્ય કરે છે અને અનૈચ્છિક સ્નાયુઓ મનના કાબુ નીચે નથી. તેઓ પોતાની ઇચ્છાથીજ કાર્ય કરે છે.

સ્વૈચ્છિક સ્નાયુઓ શરીરના ૨/૫ ભાગ જેટલા હોય છે અને તે હાડકાંની આજુબાજુ વિંટળાઇ વળેલા છે અને તેથીજ શરીર સુદૃઢ અને સુડોળ દેખાય છે. આપણી ઇચ્છાથી એને ગતિમાન કરી શકીએ છીએ અને કસરતથી કેળવી શકીએ છીએ.

અનૈચ્છિક સ્નાયુઓ જેના ઉપર ઇચ્છાનો અમલ નથી તેવા સ્નાયુઓ આંતરડા, જનનેન્દ્રિય, મૂત્રાશય, ફેફ્સાં, રક્તાશય (હૃદય) રક્તવાહિનીઓ અને ત્વચામાં હોય છે. તેઓ કુદરતી શક્તિથી કે કુદરતે મુકેલા ગુપ્ત તત્ત્વોની શક્તિથી કાર્ય કરે છે. એમાં રહેલા નિરિન્દ્રિય ક્ષાર તત્ત્વો ઉપરાંત કોઇ બેદી તત્ત્વોથી તેઓ સ્વયંગતિમાન રહે છે. તે તત્ત્વોની ઉણપથી તેઓ કાર્ય કરતાં બંધ પડે છે અને શરીરનો નાશ થાય છે.

**का-फो., मे-फो., के-फो., फे.-फो., ने.-फो , का-मु., ने-स.** ક્ષારો મુખ્યત્વે આ ધાતુમાં છે. અને તે વડે એ ધાતુ બને છે.

**મસ્તિષ્ક ધાતુ:—** કરોડરજ્જુ, મગજ, નાડીકેંદ્રો, અને જ્ઞાનતંતુઓમાં છે.

**फे-फो., के-फो., का-फो., ने-फो., मे-फो., ( आर्सीनिक, कुप्रम, झींक)** મુખ્ય ક્ષાર છે જે એ ધાતુને બનાવે છે અને તેટલા માટે એ ધાતુના રોગો એ ક્ષારોથી મટે છે.

**સંયોજક ધાતુ :—** રક્તવાહિનીઓ, શિરાઓ, સ્નાયુ, મજ્જાતંતુ, ગ્રંથીઓ, અસ્થિ, દાંત, તરૂણાસ્થિ, અસ્થિબંધન, સ્નાયુબંધન, અસ્થિનાં ઉપલાં પડો, જનનેંદ્રિય, વૃષણ, આંતરડા, ફેફ્સાં, રક્તાશય, આંખની પાંપણ વગેરે શરીરના તમામ અવયવોમાં છે અને તેનું મુખ્ય કાર્ય સંકોચનશક્તિ ઉત્પન્ન કરી અવયવોની ગતિ ચાલુ રાખવાની છે.

આમાં **सि.** અને **के-फ्लो.** મુખ્ય ક્ષારો છે.

આ ધાતુઓમાંથી અવયવો (Organs) બને છે. એ પાછળ કહેવાઇ ગયું છે.

આ માનવી શરીર અવયવોનો સમુહ છે એ ધાતુઓ અને અવયવો બનવામાં નિરેન્દ્રિય ક્ષારો અગત્યનો ભાગ ભજવે છે. માટે આ માનવી શરીરની ખાસ દવા એ નિરિન્દ્રિય ક્ષારોજ હોઇ શકે. અને એ ક્ષારો સૂર્યમાંથી હવા મારફ્ત, પાણીમાંથી અને ખોરાકમાંથી મનુષ્યોને મળ્યા કરે છે.

---

# જીવનરસાયન વિદ્યા શું છે.?

શરીરશાસ્ત્રીઓએ વખાણેલી આ જીવનરસાયન વિદ્યા અથવા બાયોકેમિસ્ટ્રી શું છે તે નીચેની હકીકત ઉપરથી જણાશે.

મનુષ્ય શરીરમાંના બધા પ્રવાહી રસો અને તંતુઓનું રસાયનિક બંધારણ આ વિદ્યાની શોધ થઇ તે પહેલાં ઘણાં વખતથી જાણવામાં આવેલું હતું. પરંતુ એ જ્ઞાનનો દર્દના ઇલાજ તરીકે ઉપયોગ આ વિદ્યાના શોધક ડૉ. **શુસ્લરેજ પ્રથમ** કર્યો અને હવે એનો ઘણો ફેલાવો થયો છે. આ વિદ્યા ખરેખર કુદરતી સત્યોઉપર રચાયેલી છે તેથી એનેજ ખરી વિદ્યા એટલે સાયન્સ કહેવું જોઇએ. આપણે જે ખોરાક ખાઇએ છીએ અને જે પાણી પીએ છીએ તે જઠરમાં જાય છે અને જે હવા લઇએ છીએ તે ફેફસામાં જાય છે. શરીર જે પદાર્થોનું બનેલું છે તે પદાર્થો આ ત્રણ વસ્તુઓ પૂરી પાડે છે. હોજરીના રસો, લિવર અથવા કાળજાના રસો અને પેન્ક્રિયાસ (અગ્ન્યાશય) નામના અવયવમાંથી નીકળતા રસો ખોરાકનું પૃથક્કરણ કરે છે એટલે ખોરાકના જુદા જુદા તત્ત્વો જુદા પાડે છે અને શોષણગ્રંથીઓ (Absorbents) તેમાંથી શરીરને ઉપયોગી સેન્દ્રિય પદાર્થો અને નિરિન્દ્રિય પદાર્થોનો મિશ્ર રસ ચૂસી લે છે. તે ફેફસાંમાં જાય છે અને ત્યાં ઑક્સિજન હવાના સંયોગથી તેનું રૂપાંતર થઈ લોહી બને છે. લોહી શરીરના દરેક તંતુઓ અને રસોના બંધારણ માટે અને તેમની ગતિ માટે જરૂરી પદાર્થો પૂરા પાડે છે.

લોહીમાં સેન્દ્રિય અને નિરિન્દ્રિય એવા બે જાતના પદાર્થો રહેલા છે. શર્કરા, ચરબી અને આલ્બ્યુમીન વગેરે પદાર્થો સેન્દ્રિય (Organic) ગણાય છે. અને નિરિન્દ્રિય પદાર્થો ( Inorganic ) કે ખનીજ પદાર્થો જેને સેલ સોલ્ટસ અથવા સૂક્ષ્મ પિંડોમાં રહેલા ઇનઑર્ગેનિક પદાર્થો કહે છે. જીવતા મનુષ્યના શરીરમાં ૧/૨૦ ભાગ સેલ્ સોલ્ટ્સ હોય છે, ૧૪/૨૦ ભાગ પાણીનો અને ૫/૨૦ ભાગ સેન્દ્રિય પદાર્થોનો હોય છે. નિરિન્દ્રિય પદાર્થો (સેલ્ સોલ્ટ્સ) માં મુખ્યત્વે ચૂનો, પોટાશ, સોડીઅમ, લોહ, સિલિકા, મેગ્નિસ્યમ એટલા મુળતત્ત્વો અને તેના સલ્ફ્યુરિક ઍસિડ, ફોસ્ફોરિક ઍસિડ, મ્યુરીઆટિક ઍસિડ, હાઇડ્રોફ્લોરિક ઍસિડના સંયોગથી થતા બીજા ક્ષાર જેની ડૉ. **શુસ્લરની** શોધ પ્રમાણે ૧૨ ની સંખ્યા છે તે છે. પાણીનો સમાસ સેન્દ્રિય પદાર્થોમાં કરી શકાય. આ વિદ્યાની શોધ થઈ તે પહેલાં આ નિરિન્દ્રિય ક્ષારોનું ઉપયોગીપણું મનાતું નહિ. પણ આ

શોધથી જાણવામાં આવ્યું છે કે એ ક્ષારોજ શરીરબંધારણમાં અતિ અગત્યનો ભાગ ભજવે છે. એ પદાર્થોજ શરીર રચનારા કારીગરો છે અને પાણી તથા સેન્દ્રિય પદાર્થો સાહિત્યો છે અને જડ પદાર્થો છે. નિરિન્દ્રિય ક્ષારો એ પદાર્થોનો ઉપયોગ સૂક્ષ્મપિંડો અને તંતુઓ ( Tissues ) ના બંધારણ માટે અર્થાત શરીર-બંધારણ માટે કરે છે. એ કારીગર ક્ષારોની મુખ્ય સંખ્યા ૧૨ છે જે પહેલા જણાવવામાં આવ્યું છે તેમાં કોઈની પણ ન્યૂનતા થાય તો શરીરની અસ્વાભાવિક સ્થિતિ અર્થાત રોગ થાય છે. વૈદ્યકશાસ્ત્રીઓએ તેનાં અગણિત નામો પાડેલા છે. આ શાસ્ત્રને તેવા નામની જરૂર નથી. કેમ કે દર્દ એટલે શરીરમાં રહેલા પિંડો કે તેના સમુહ જેને તંતુઓ કહેવામાં આવે છે તેમની અસ્વાભાવિક સ્થિતિ થવાથી પીડા કે અણગમતી લાગણી કે ભાવના એજ રોગ એમ આ શાસ્ત્રની માન્યતા છે. અને તેવી લાગણી પીડા કે ભાવના અમુક ક્ષારની તંગીથીજ ઉદ્‌ભવે છે ત્યારે ભાવના કે લક્ષણો પ્રમાણે ખૂટેલો ક્ષાર દવા તરીકે આપવાથી રોગ કે ભાવના કે લક્ષણોનું નિવારણ થઈ તન્દુરસ્તી પાછી મળે છે. એ ક્ષારો પૂરતી સંખ્યા અને જથામાં હોય તો શરીર તન્દુરસ્ત કહેવાય છે. માટે ખૂટતો ક્ષાર જોઇએ તેટલા જથામાં પૂરો પાડીએ એટલે દર્દનું નિવારણ થાય છે. જે પદાર્થો લોહીના બંધારણમાંજ નથી તેને રોગ મટાડવા માટે વાપરવા નિરર્થક છે.

શરીરના દરેક તંતુને જોઈતા પદાર્થો લોહીમાંજ રહેલા છે. લોહી રાત અને દિવસ આખા શરીરમાં ભ્રમણ કરે છે ત્યારે લોહીમાંનો પાણી જેવો રસ જેને રક્તોદક કે પ્લાઝમા કહેવામાં આવે છે તે દરેક અવયવમાં ઝરે છે. એ પ્લાઝ્મા ( Plasma ] આ ખનીજ ક્ષારો કે નિરિન્દ્રિય ક્ષારો હોય છે. તે ક્ષારોનું તે અવયવોનાં પિંડો અને તંતુઓ જરૂર હોય તો ગ્રહણ કરે છે એમ શરીરનાં દરેક તંતુઓ અને તેનાં પિંડો ( સેલ્સ ) ને તેનો ખોરાક લોહીમાંથી આ રીતે મળે છે અને તેથી તે અવયવો પોતપોતાનું કામ કરવા શક્તિમાન રહે છે. ટુંકામાં મનુષ્ય શરીરમાં રહેલા અને નવા બનતા લોહીમાં રોગનિવારક ઔષધીઓ (સેલસોલ્ટ્સ) નો ભંડાર હોય છે.

પિંડાની સ્વાભાવિક સ્થિતિ એટલે રોગનિવૃત્તિ કે તન્દુરસ્તી અને અસ્વાભાવિક સ્થિતિ તે રોગ એ આ શાસ્ત્રનું સૂત્ર છે તેની વિશેષ સ્પષ્ટતા થવાની જરૂર છે.

નવાં પિંડોની ઉત્પત્તિ અને જુનાં પિંડોનો નાશ એમ નિરંતર ચાલ્યા કરવું. એ ક્રિયા વ્યવસ્થિત રીતે ચાલ્યા કરવી એ પિંડાની સ્વાભાવિક સ્થિતિ અને એ ક્રિયાની અવ્યવસ્થા થવી તે રોગ એ ક્રિયા ઑક્સિડેશન ક્રિયા કહેવાય છે.

તે કેવી રીતે ચાલે છે અને તેનું શરીરઉપર શું પરિણામ આવે છે તે જાણવાની અતિ અગત્ય છે.

હવામાંનો પ્રાણવાયુ શ્વાસેન્દ્રિય મારફતે ફેફસાંમાં અને ત્યાં હૃદયમાંથી આવતા રક્ત સાથે મળી રૂધિરાભિસરણ (લોહીની ફરવાની ક્રિયા) વડે સર્વ અવયવોમાં અર્થાત્ સર્વ પિંડોમાં કે ધાતુઓમાં પહોંચે છે અને ત્યાં પિંડો અને ધાતુઓની બનાવટ કરનારા આલ્બ્યુમીન, અને લેસીથીન નામના સેન્દ્રિય પદાર્થો સાથે મળી રસાયનિક ક્રિયા કરે છે. એ ક્રિયાના પરિણામે સ્નાયુઓ (**Muscles**), જ્ઞાનતંતુઓ (**Nervous Tissues**), સંયોજક તંતુ (**Connective Tissues**) નું બંધારણ કરનારા રૂપાંતર પામેલા નવા સેન્દ્રિય પદાર્થો બને છે. પ્રાણવાયુની ક્રિયાવડે ઉત્પન્ન થએલા એ સેન્દ્રિય પદાર્થો પૈકી એક પણ તે રૂપમાં રક્તમાં તૈયાર હોતો નથી. નવાજ બને છે. તેની સાથે નિરિન્દ્રિય ક્ષાર મળવાથી નવા પિંડો ઉત્પન્ન થાય છે. અને જુના નાશ પામે છે. આ ક્રિયાને ઑકિસડેશન (જ્વલનક્રિયા) કહેવામાં આવે છે. જ્યાં સુધી શરીરમાં નિરિન્દ્રિય ક્ષારો પૂરતા પ્રમાણમાં હોય છે અને તેનો ઑકિસડેશનની ક્રિયાથી નવા બનેલા સેન્દ્રિય પદાર્થો સાથે સંયોગ થયા કરે છે ત્યાં સુધી નવાં પિંડોનું ઉત્પન્ન થવું અને તન્દુરસ્ત સ્થિતિ રહે છે. જ્યાંસુધી શરીરમાં નિરિંદ્રિય ક્ષારો પૂરતા પ્રમાણમાં હોય છે ત્યાં સુધીજ આ ક્રિયા ફળદાયક થઇ શકે છે.

ઉપર જોયું કે ઑકિસડેશનની ક્રિયાથી નિરિન્દ્રિય ક્ષારોની મદદવડે નવા પિંડો બનવાની અને જુના પિંડો નાશ પામવાની સ્વાભાવિક ક્રિયા ચાલે છે. તેથી તન્દુરસ્તી મળે છે. ઑકિસડેશનની ક્રિયાનું બીજું કાંર્ય જાણવાની પણ તેટલીજ જરૂર છે.

એ ક્રિયાવડે શરીરમાંના નકામા પદાર્થો બહાર કાઢી નાખવામાં આવે છે. એ એનું બીજું કાર્ય છે. ઑકિસડેશન (જ્વલન ક્રિયા) વડે આલ્બ્યુમીનના યોગથી યુરીઆ (મૂત્રામ્લ) યુરિક ઍસિડ અને સલ્ફ્યુરિક ઍસિડ બને છે. જ્ઞાનતંતુ (Nervous Tissues), મગજ (Brain), કરોડરજ્જુ (Spinal cord) અને રક્ત રજકણો (Blood corpuscles) માં રહેલા લેસીથીન (Lecithine) નામના સેન્દ્રિય પદાર્થ સાથે પ્રાણવાયુના યોગથી ફોસ્ફોરિક ઍસિડ બને છે. દૂધમાં રહેલી સાકરના ઉભરામાંથી લૅકિટક ઍસિડ બને છે અને **ને-ફો** ની મદદથી તેમાંથી કાર્બોનિક ઍસિડ અને પાણી બને છે.

આવી રીતે ઑકિસડેશનની ક્રિયાથી યુરીઆ, યૂરિક ઍસિડ. સલ્ફ્યુરિક ઍસિડ, ફોસ્ફોરિક ઍસિડ, કાર્બોનિક અને પાણી તૈયાર થાય છે, સલ્ફ્યુરિક

ઍસિડ અને ફૉસ્ફોરિક ઍસિડનો કાર્બોનેટના ક્ષારોના સંયોગથી સલ્ફેટસ અને ફૉસ્ફેટસ બને છે અને તે શરીર બંધારણમાં અતિ ઉપયોગના છે. આ પ્રમાણે બીજા પદાર્થો પણ બને છે પણ તે બધાની માહિતી જાણવાની જરૂર નથી. ફક્ત એટલુંજ જાણવું બસ થશે કે તેઓનો શરીર બંધારણમાં ઉપયોગ થાય છે. પરંતુ આ ક્રિયાવડે ઉત્પન્ન થએલા યુરીઆ, યુરિક ઍસિડ, કાર્બોનિક ઍસિડ અને પાણી કાંઈ ઉપયોગનાં નથી તે શરીરને ઝેરરૂપ છે. તેને શરીરમાંથી કાઢી નાખવામાં આવે છે. આમ નિરંતર ઑક્સિડેશનની વ્યવસ્થિત ક્રિયા ચાલ્યા કરે છે તેથી શરીરને ઉપયોગી અને શરીરને નિરૂપયોગી પદાર્થો બન્યા કરે છે.

નિરૂપયોગી પદાર્થો યુરીઆ (મૂત્રામ્લ). પાણી, કાર્બોનિક ઍસિડ, યુરેટ ઑફ સોડા (યુરિક ઍસિડનો સોડીઅમ ધાતુ સાથે મળવાથી થતો પદાર્થ) વગેરે ઝેરી અને નિરૂપયોગી પદાર્થોને રસવાહિનીઓ (Lymphatics), સંયોજક તંતુઓ (Connective Tissues) અને ખરાબ લોહી લઈ જનારી આસમાની શિરાઓ (Veins) મારફત પિત્તની કોથળી (Gall Bladder), ફેફસાં (Lungs), મૂત્રપિંડ (Kidneys), મૂત્રાશય (Bladder) અને ત્વચામાં આવે છે. ત્યાંથી મલ, મૂત્ર, પરસેવો, અને ઉચ્છ્વાસરૂપે બહાર કાઢવામાં આવે છે.

આવી રીતે શરીરની આ ક્રિયા નિરંતર ચાલ્યા કરે છે તેને શરીરની તંદુરસ્ત અવસ્થા કહેવામાં આવે છે. શરીરની વૃદ્ધિ, પોષણ અને સામર્થ્ય એને આભારી છે.

શરીરના સર્વ રસો–સેન્દ્રિય પદાર્થોનો નિરિન્દ્રય ક્ષારો કેવી રીતે ઉપયોગ કરે છે તે જાણવું અતિ જરૂરનું છે. દરેક ક્ષારનું કાર્ય સ્વતંત્ર હોય છે. પ્રત્યેક ક્ષાર સેન્દ્રિય પદાર્થ પૈકી એકાદ વિશિષ્ટ પદાર્થની જોડે સંબંધ રાખી શારીર-રચના શારીરસંવર્ધન અને શરીરની સુસ્થિતિ રાખવાનું કામ પોતપોતાનું સ્વતંત્ર કરે છે. સેન્દ્રિય પદાર્થો સાથેનું આ ક્ષારોનું સ્નેહાકર્ષણ સ્વાભાવિક ઓળખાઈ આવે છે. **કા. મુ.** ક્ષારને લોહીમાંના ફાઇબ્રિન નામના પદાર્થ જોડે સ્નેહાકર્ષણ છે. આલ્બ્યુમીનમાંથી ઑકિસડેશનની ક્રિયાવડે તે ફાઇબ્રિન નામનો પદાર્થ બનાવે છે અને તેનો સર્વ પિંડો અને તંતુઓની બનાવટમાં ઉપયોગ કરે છે. આ ક્ષારનું પ્રમાણ પુરતું ન હોય તો ફાઈબ્રિન છુટું અને નિષ્ક્રિય બને છે. ફાઇબ્રિન લોહીમાંનો તાર જેવો પદાર્થ છે. નિષ્ક્રિય અને છુટું પડેલું ફાઇબ્રીન (Fibrine) પિંડોને ત્રાસરૂપ છે તેથી નાક, ફેફસા, મૂત્રપિંડ, આંતરડાં, પચનક્રિયા મારફતે બહાર ફેંકી દેવામાં આવે તેથી તે ભાગો દુષિત થાય છે અને સ્થાનપરત્વે તેને શરદી, સળેખમ, ઉધરસ અતિસાર વગેરે રોગનાં નામો આપવામાં આવે છે

આ ક્ષારની ભરતી-પુરવણી કરવામાં આવે છે ત્યારે એ છુટુ પડેલું અને કાંઈ પણ શરીર ઉપયોગી ક્રિયા ન કરનારૂં ફાઇબ્રિન તેના યોગથી શરીર સંવર્ધન માટે ઉપયોગી થઈ. ઉપર કહેલા રોગોની નિવૃત્તિ થાય છે.

**के-फो** અને આલ્બ્યુમીનને સ્નેહાકર્ષણ છે પણ જ્યારે એ ક્ષારનાં અણુઓ પ્રમાણ કરતાં કમી થાય છે ત્યારે આલ્બ્યુમીનનો કેટલોક ભાગ કાર્યરહિત બને છે અને તેને મૂત્રપિંડ મારફતે બહાર વાઢી નાખવામાં આવે છે તેને બ્રાઇટસ ડિસિઝ (Brigt's disease) કે મૂત્રપિંડનો રોગ કહેવામાં આવે છે. જો એ નિષ્ક્રિય થએલું આલ્બ્યુમીન જોઇએ તે કરતાં વધારે પ્રમાણમાં ત્વચા પાસે જાય અને તેને છીદ્રો મારફતે બહાર કાઢવામાં આવે નહીં તો ચામડી ચીરીને તે બહાર આવે છે તેને ખરજવું થયું કહેવાય છે. એ ક્ષારની ખોટ દવા મારફતે ભરી કાઢવામાં આવે તો શરીરમાં સર્વ આલ્બ્યુમીન યોગ્ય સ્થળે વહેંચાઇ જઇ એનો ઉપયોગ શરીર સંવર્ધન માટે થાય છે અને એ રીતે રોગ નીવૃત્તી થાય છે. હાડકામાં ચૂનો હોય છે. ઘણી વખત આપણે જોઇએ છીએ કે નાનાં છોકરાં અશક્ત અને ચીડીઆં હોય છે, તેમને ચાલતાં આવડતું નથી અને દાંત ઉગતી વખતે તેમને બહુ ત્રાસ અને તાવ અતિસાર કે ઝાડા, ઉધરસ વગેરે રોગ થાય છે. આનું કારણ બીજુ કાંઈ નહિ પણ હાડકાંમાં ચૂનાનું પ્રમાણ ઓછું હોય છે તેજ છે. આવા છોકરાંઓને તે ખોટ ભરી કાઢવા સારૂ આ **के. फो.** ક્ષાર આપવાથી તે છોકરાંઓ સશક્ત, આનંદી, રમતિઆળ અને નિરોગી બને છે એવું જણાશે. હાડકાં અને આ ક્ષારને કેવો સંબંધ છે તે આથી સમજાશે.

ઑકિસડેશનની ક્રિયાને લીધે તૈયાર થએલો યૂરિક ઍસિડ સોડીઅમની સાથે મળીને સોડીએમ યુરેટ નામનો પદાર્થ ઉત્પન્ન થાય છે. શરીરને આનો કાંઇ ઉપયોગ નહિ હોવાથી શરીરમાંથી તેને બહાર કાઢી નાખવામાં આવે છે. પરંતુ ક્ષારોની ખામીને લીધે તે પૂરેપૂરો બહાર નીકળી જતો નથી તેથી શરીરનાં સાંધાઓની નીચે એકઠો થાય છે ત્યાં આલ્બ્યુમીન પણ તેની સાથે મળી એકઠો થઇને રહેછે તેથી સંધિવા અને પાદાંગુષ્ટવાત કે નજલો ( Gout–ગાઉટ ) થાય છે.

ઑકિસડેશનની ક્રિયાવડે સેન્દ્રિય પદાર્થોમાંથી તૈયાર થએલું પાણી, યુરીઆ કે યુરીક ઍસીડ શરીરની બહાર નીકળી જાય તો ઉપર કહેલા રોગ ઉપરાંત મધુમેહ (Diabetes) નામનો રોગ પણ થાય છે. આનું કારણ એ છે કે તે નીરૂપયોગી અને રોગોત્પાદક પદાર્થોને બહાર કાઢી નાખવા માટે તંતુઓમાં **ने-स** ક્ષારની તંગી હોય છે. જો એ તંગી ભરપાઇ કરવામાં આવે તો તે યુરીઆ; યુરેટ ઓફ સોડા અને પાણીને શરીરની બહાર કાઢી નાખી રોગનીવૃત્તી કરે છે.

**ने-स** અને **ने-मु** નાં કાર્યો ભિન્ન ભિન્ન છે. તેમની ભિન્નતા ધ્યાનમાં રાખવા જેવી છે. ઉપર જણાવ્યા પ્રમાણે **ने-स** ઑકિડડેશનથી ઉત્પન્ન થએલા નીરૂપયોગી પાણીને શરીરમાંથી દૂર કરે છે, જ્યારે **ने-मु** રકતોદક ( પ્લાઝમાં ) માંના પાણી સાથે દાખલ થઈ દરેક તંતુઓને અને શીરાઓને માટે જોઈતુ પાણી સંગ્રહી આપી તેમની ભીનાશ જાળવી રાખે છે, અને તેથી તેની શુષ્કતા દૂર થઈ કાર્ય ચાલુ રહે છે.

**ने-फो** ક્ષાર લેકટીક ઍસિડનું પૃથક્કરણ કરે છે- તેથી કાર્બોનિક ઍસિડ અને નકામું પાણી જુદાં પાડે છે. કાર્બોનીક ઍસિડને રસાયનિક સંજોગમાં રાખવાની એ ક્ષારમાં શકતી છે. એ રસાયનીક સંજોગ બે ભાગ કાર્બોનિક ઍસિડ અને એક **ने-फो** માંના ફોસ્ફોરીકા ઍસિડ મળવાથી થાય છે તે ફેફસાંમાં જાય છે ત્યાં શ્વાસ મારફતે આવેલા પ્રાણવાયુ સાથે મળવાથી કાર્બોનીક ઍસિડ જુદો પડી ઉચ્છ્વાસ મારફતે બહાર નીકળી જાય છે.

**के-फ्लो** અને **सि** સંયોજક તંતુઓમાં હોય છે. અને તેની હાજરીથી કે પુરતા પ્રમાણથી તે તંતુઓ શરીરમાં અતી અગત્યનું કાર્ય કરે છે. રકતોદક ( પ્લાઝમા ) માં શરીરસંવર્ધનનાં સર્વ ક્ષારો હોય છે. તેમને રકતવાહિનીઓમાથી તંતુઓ પાસે અને તંતુઓ પાસેથી રકતવાહીનીઓમાં તે લઈ જાય છે. અને તેથી શરીરનાં સઘળાં પિંડો કે તંતુઓને અર્થાત શરીરના અવયયોને તે ક્ષારો મળે છે. અને તેઓનું પોષણ થાય છે. સંયોજક તંતુઓ શરીરના સઘળા ભાગમાં હોય છે. આ બે ક્ષારોના કમીપણાથી સંયોજક તંતુઓનું આ શરીર-પોષક કાર્ય બંધ પડે છે.

**का-फो.** આલ્બ્યુમીન વગેરે શરીર રચના માટે ઉપયોગી થનારા સવ સેન્દ્રીય પદાર્થો–રસો સાથેના ઑકસીડેશનના યોગથી બનેલા સેન્દ્રીય પદાર્થોની મદદથી મગજનાં પિંડ, સ્નાયુઓ, મજ્જાતંતુ, જ્ઞાનતંતુ અને શરીરના સર્વ તંતુ ( ધાતુઓ ) ની બનાવટ અને સંવર્ધન કરવાનું કાર્ય કરે છે. આ ક્ષારની હયાતી સીવાય શરીરની કોઈપણ ધાતું ( Tissues ) બને નહી.

જો **फे-फो.** નામના ક્ષારનું પ્રમાણ ઘણું ઓછું થઈ જાય છે તો તાવ કે વરમ થઈ આવે છે. લોહીમાં લોહ ઓછું થવાથી રક્ત પાતળું પડે છે, શરીરમાં પ્રાણવાયુની ભરપૂર પૂરવણી થતી નથી, રક્તાભીસરણ જોરથી ચાલે છે અને ઑકસીડેશનની ક્રીયા મંદ પડવાથી શરીરમાં નવા પીંડ ઉત્પન્ન થતાં નથી. રક્તાભીસરણ જોરથી ચાલવાથી અને ઘર્ષણથી તાવ પેદા થાય છે. આ

ક્ષારની દવારૂપે ભરતી કરવાથી એ બધાં લક્ષણો કે ભાવના દૂર થઇ રોગનિવૃત્તિ થાય છે.

જવરનો તેમજ જવર આવે છે ત્યારે શરીરમાં શું શું વીકારો થાય છે તેનો ખરો ખુલાસો આજ સુધી જાણવામાં આવ્યો ન હતો. આ શાસ્ત્રની શોધથી દુનીઆ આ સમજવા પામી છે. તાવના દર્દીને પ્રાણવાયુની કેટલી બધી જરૂર છે તે હવે સમજવામાં આવ્યું છે. નહી સારા થતા તાવો માટે ઊંચા પહાડો ઉપર વસવાટ કરવાનું હવે જણાવવામાં આવે છે.

ઉપર પ્રમાણે શરીરસ્થ સર્વ નિરિન્દ્રિય ક્ષારો અને સેન્દ્રિય પદાર્થો સાથે ઑક્સિડેશનના યોગથી શરીરનાં સર્વ પિંડો, પિંડોનો સમુહ તંતુઓ–ધાતુંઓ ( Tissues ) અને ધાતુઓનો સમુહ–ઇંદ્રીયો ( Organs ) અર્થાત્ ટુંકામાં કહીએ તો માનવી શરીરની રચના કરે છે.

એ રચના કરવાને ક્ષારોને મુખ્ય આધાર અલ્બ્યુમીનનો છે. એજ આખા શરીરનો પાયો છે.

આવી રીતે મનુષ્યના શરીરનું બંધારણ શરીરમાંના વિવિધ સેન્દ્રિય રસો અને તેના તંતુઓની બનાવટમાં ઉપયોગ પિંડોની અસ્વાભાવિક સ્થિતિ જેનું નામ દર્દ કે રોગ અને તે દર્દ જે ક્ષારની તંગીથી ઉત્પન્ન થયું હોય તે ક્ષાર પૂરો પાડી સ્વાભાવિક સ્થિતિ અથવા તન્દુરસ્ત સ્થિતિ પ્રાપ્ત કરવાની રીત વગેરેનું જ્ઞાન આપનાર વિદ્યાને " જીવન રસાયન વિદ્યા " કહેવામાં આવે છે, ઇંગ્રેજીમાં એને ( Bios=જીંદગી, Chemistry=રસાયન વિદ્યા ) Bio-chemistry–બાયોકેમીસ્ટ્રી કહેવામાં આવે છે,

## દવા બનાવવાની રીત અને સૂક્ષ્મ માત્રાની શકિત.

અસલ ક્ષારોનો એક ભાગ લઇ તેમાં તેનાથી ૯ ગણી અથવા ૯ ભાગ સુગર ઑફ મિલ્ક ( દૂધની ખાંડ ) મેળવી વેજવુડ મોરટર નામના ખરલમાં એક કલાક સુધી ખુબ ઘુંટવાથી ફર્સ્ટ ડેસીમલ પોટન્સી અથવા ૧X પાવરની અથવા પહેલા અંશની દવા બને છે, આ પહેલા અંશની દવા બની હોય તેનાથી ૯ ગણી સુગર ઑફ મિલ્ક તેમાં મેળવી એક કલાક સુધી ઘુંટવાથી ૨X ટુ એક્સ અથવા બીજા અંશની દવા બને છે. એવી રીતે ઉત્તરોત્તર ૨X માંથી ૩X અને ૩X માંથી ૪X એમ ૬X, ૩૦X. ૨૦૦X, ૧૦૦૦X અને તેથી પણ ઊંચા પાવરની દવા બનાવવામાં આવે છે, ૩X એટલે થ્રી એક્સ, ત્રીજા અંશની અથવા ત્રીજા પાવરની એમ અર્થ સમજવો. એ પ્રમાણે જે

પાવરની દવા મંગાવવી હોય પાવર અથવા અંશ તેના આંકડા સાથે x એકસ ચીન્હ મુકી જણાવવો.

સાધારણ રીતે ૬ x પાવરની દવા વાપરવી ઉત્તમ છે. કેમ કે એ પાવરમાં તે દવાના ( ક્ષાર ) પરમાણુઓ એટલા સૂક્ષ્મ બને છે કે સૂક્ષ્મપિંડોમાં સહેલાઇથી દાખલ થઇ શકે છે, અને શોષાઇ શકે છે. આ છઠ્ઠા અંશની અથવા ૬ x પાવરની દવા એક ગ્રેન લઇએ તો તેમાં મૂળ ક્ષાર અથવા દવાનો ૧/૧૦૦૦૦૦૦ ભાગ અથવા ગ્રેન હોય છે. ખુલ્લી આંખથી એ પરમાણુઓ જોઇ શકાતાં નથી દરેક ચીજનો આંખથી દેખાય એવો એક કણ લઇએ. એ કણ અસંખ્ય બારીક પરમાણુંઓનો બનેલો હોય છે, એમ દુનિઆના સર્વ પદાર્થો અસંખ્ય કલ્પનામાં પણ ન આવી શકે એટલા બધા પરમાણુંઓના બનેલા છે. કલ્પનામાં ન આવે તો પછી આંખે તો દેખાયજ કેમ ? અર્થાત કુદરતે પરમાણુઓમાંથી સર્વ પદાર્થોની ઉત્પત્તિ કરી છે. માનવી શરીરનો દાખલો લો. સ્ત્રીનું ઓવમ્ અને પુરૂષનું સ્પર્મેટોઝુન બંનેના સંયોગથી આખું માનવી શરીર બન્યું છે.

રાા શેર દૂધનું પૃથક્કરણ કરવાથી એમ સિદ્ધ થયું છે કે તેમાં લોહ એક ગ્રેનનો ૧/૧૦૦૦૦૦૦ એક લક્ષાંશ ભાગ અર્થાત ગ્રેન છે. એ હિસાબે જે બાળક રોજ રાા શેર દૂધ પાએ છે, તેના શરીરમાં રોજ ૧/૧૦૦૦૦૦૦ ગ્રેન એટલે ૪ મીલીગ્રામ લોહ જાય છે, મનુષ્ય દેહમાં લોહ કરતાં પણ ફ્લ્યુઓરિન નામના ક્ષારનું પ્રમાણ બહુ ઓછું છે. રાા શેર દુધમાં એ ક્ષારનું પ્રમાણ ડેસીમિલીગ્રામ જેટલું છે.

આ ઉપરથી સિદ્ધ થાય છે કે **के–फ्लो**. નામનો ક્ષાર એકી વખતે એક મીલીગ્રામ એટલે ૧/૨૫૦૦૦૦ ગ્રેન આપવામાં આવે તે બહુ મોટું માપ ગણાય એ પ્રમાણે બધા ક્ષારને માટે સમજવું. માટે જેટલો નાનો ( Dose ) ડોઝ અથવા માત્રા કે પ્રમાણ આપવામાં આવે તેટલો અધિક ફાયદો. વધારે માપ આપવાથી ફાયદો થતો નથી. દાખલા તરીકે લોહ વધારે પ્રમાણમાં આપવાથી હોજરી બગડે છે. મ્યુરિઆટિક ઍસિડનું એક સહસ્રાંશ મિશ્રણ માંસમાં રહેલા ફાઇબ્રિનને અને અનાજમાં રહેલા ગ્લુટનને જલદી ગાળી દે છે. અર્થાત પચાવે છે. પણ તે મિશ્રણને સખ્ત બનાવવામા આવે તો તેની પચાવવાની શક્તિ ઉલટી ઘટી જાય છે. એ પ્રમાણે વિજ્ઞાન શાસ્ત્રીઓએ અને શારીરશાસ્ત્રીઓએ અસંખ્ય દાખલાથી સિદ્ધ કર્યું છે.

**સ્પેકટ્રોસ્કોપ** નામના યંત્રના પ્રકાશની મદદથી રંગ તથા પદાર્થોની પરીક્ષા કરતાં જણાયું છે કે તેઓના અસંખ્ય અવિભાજ્ય વિભાગો થઇ શકે છે

જેને ઇલેકટ્રૉન કહેવામાં આવે છે. અણુ કરતાં પરમાણુ અને પરમાણુ કરતાં ઇલેકટ્રૉન વધારે શકિત ધરાવે છે.

લોહીનું એક અણુ (Red Corpuscle) $\frac{૧}{૧૨૦૦૦૦૦૦૦૦૦}$ ઘનઇંચ જેવડું છે અને એવા ૩૦૦૦૦૦૦ **અણુઓ લોહીના એક નાનાં ટીપામાં હોય છે. વિચાર કરીએ કે લોહીનાં ટીપાંના આ ત્રીસ** લાખ **અણુઓ અને તેમના ઉપરના પ્રમાણનું** કદનરી આંખે ઠે મોટામાં મોટાં સૂક્ષ્મદર્શકયંથી પણ દેખી શકાય નહી તો તેમાં રહેલા આ ક્ષારો કેટલા સૂક્ષ્મ પ્રમાણમાં અને રૂપમાં હોવા જોઇએ અને તેવા રૂપમાં લાવવા માટે તેને કેટલા બારીક કરવા જોઇએ ! ! ૬x અંશની દવાનાં રજકણો એટલા બારીક હોય છે કે આ બારીકમાં બારીક લોહીના અણુમાં દાખલ થઇ શકે છે અને તેથીજ તે અણુઓની જીવનશકિત વધારી શકે છે. આ ઔષધી તે અણુઓનો ખોરાક ( Cells Food ) છે. ઔષધો શા માટે અતિ સૂક્ષ્મ પ્રમાણમાં અને વધારે પાવરના વાપરવા જોઇએ તે આથી સ્પષ્ટ સમજાય છે.

## આ ઔષધોથી નુકશાન થાય છે કે ?

આ ઔષધો વાપરવાથી કાંઇપણ નુકશાન થતું નથી એવી ગેરસમજ ફેલાએલી છે. એ સંબંધી ડોકટરોનો એવો અભિપ્રાય છે કે આ દવાઓ નુકશાનકારક નથી તેનો અર્થ આ દવાઓ પ્રાણહારક નથી અને તેનાથી થતી ખરાબ અસર કે લક્ષણો કાયમ રહેતાં નથી અને એ ઝેરી નથી એટલેજ. જો દવાઓની વિપરીત કે ખરાબ અસર થઇ હોય તો દવાઓ બંધ કરવામાં આવતાંજ થોડા કલાકમાં તે અસર દૂર થાય છે. બીજું આ દવાનાં અણુઓ ઘણાં સૂક્ષ્મ હોવાથી પરસેવો પિસાબ કે મળ વગેરેમાં જલદી નીકળી જાય છે અને દવાઓ ઝેરી ન હોવાથી તેની કોઇ ઝેરી અસર રહી જતી નથી અને લોહીના સેલ્સનો એ ખોરાક હોવાથી છતાં જો સેલ્સને એની જરૂર ન હોય તો તે એને ગ્રહણ કરતાં નથી. આ જીવનરસાયનશાસ્ત્ર સેલ્યુલર પેથોલોજી ( Cellular Pathology ) પર રચાયલું છે, એ સંબંધી પ્રો. વર્ચોએ રચેલા પ્રસિદ્ધ પુસ્તકમાં તેઓ સેલ્સ સંબંધી એવો સિદ્ધાંત જણાવે છે કે શરીરના જાત જાતના અવયવો બનાવનાર અને તેને પોષણ આપનાર તથા જીવનમાં રાખનાર જે સેલ્સ ( પિંડો ) છે તે પોતાનો ખોરાક પોતેજ પસંદ કરી લે છે. તેને બળાત્કારે ગમે તે ખોરાક આપી શકાતો નથી. લોહીમાં અનેક તત્ત્વો રહેલાં છે. રૂધિરાભીસરણ મારફતે તે સર્વ તત્ત્વો તે તે સેલ્સ આગળ આવે છે. પણ તે સેલ્સ તેમાંથી પોતાની બનાવટમાં ઉપયોગમાં આવતો જ ક્ષાર કે પદાર્થ ગ્રહણ

કરે છે અને તે પણ તેમાં ખુટેલો હોય તોજ. પણ બીજા ગમે તે તત્ત્વને તે ચૂસી લેતાં નથી. બીજા વિજ્ઞાનશાસ્ત્રીઓએ પણ તે સિદ્ધાંત સ્વીકારેલો છે. આ કારણથી આ શાસ્ત્રનાં ઔષધો લેતાં તે શરીરને વિકારી થતાં નથી.

ત્યારે એલોપથી કે બીજી દવાઓ ઝેરી હોવાથી અને મોટા પ્રમાણમાં અપાતી હોવાથી જો ભૂલથી ભલતીજ કે વધારે લેવાઇ જાય તો પ્રાણહારક નીવડે છે અને પ્રાણહારક ન નીવડે તોપણ તેની ઝેરી અસર શરીરમાં લાંબો વખત રહે છે, શરીરમાં નાખવામાં આવતાં ઝેરોનો યકૃત (લિવર) પોતામાં સંગ્રહ કરી રાખે છે, તેથી થોડા પ્રમાણનું ઓછું વિષારી ઝેર મારક ન નીવડે તોપણ તેનાથી યકૃતને તેની ખરાબ અસરના ભેલા થવુંજ પડે છે. આ અસર કાઢી નાખવાને યકૃતને લાંબી મુદ્દત સુધી કાર્ય કરવું પડે છે. એલોપથી દવાની ખરાબ (ઝેરી) અસરથી યકૃત, રક્તાશય, આંતરડાં, મૂત્રપિંડ, ત્વચા વગેરેમાં કેટલાક ન સમજી શકાય એવા રોગો ઉદ્‌ભવે છે અર્થાત તે ઝેરી દવાઓ પોતાનાં લક્ષણો ઉત્પન્ન કરે છે, જેને સીકિવલી કહેવામાં આવે છે.

આ બાયોકેમિક ઔષધો ઝેરી ન હોવાથી અને સૂક્ષ્મ અણુરૂપે હેવાથી અને સૂક્ષ્મ માત્રામાં અપાતા હોવાથી તે પ્રાણઘાતક નથી તેમજ તેની ખરાબ અસર થઇ હોય તો તે છોડી દેતાંજ તેનું નિવારણ થઇ જાય છે છતાં પણ વગર વિચારે ખોટું ઔષધ લાંબો વખત આપવામાં આવે તો કેટલાંક ત્રાસ આપનારાં લક્ષણો દેખાય છે અને જે રોગ માટે તે આપવામાં આવે છે તે રોગ નીમૂળ નથી થતો એ કાંઇ ઓછું નુકશાન સમજવાનું નથી. દાખલા તરીકે **के-फो**. હલકા પાવરના વીના જરૂરે લાંબી મુદ્દત સુધી આપવાથી પથરીનો આજાર થતો જોવામાં આવ્યો છે. **फे-फो**.—વારંવાર લાંબી મુદ્દત સુધી દેવાથી જઠરમાં બગાડ થઇ પાંડુરોગ ન મટતાં ખરાબ પરીણામ આવતું જોવામાં આવ્યું છે. **का-मु**. જરૂર ન હોવા છતાં આપવામાં આવતાં પિત્તવૃદ્ધિના લક્ષણો જોવામાં આવ્યાં છે. આવે વખતે ચિકિત્સકોએ ધ્યાન રાખવું જોઇએ કે જે ક્ષાર આપવાથી એવું પરિણામ આવ્યું હોય તે ક્ષાર હલકા પાવરનો વાપર્યો હોય તો તેજ ક્ષાર ભારે-ઉંચા પાવરનો આપવાથી અને ઉંચા પાવરનો ક્ષાર આપવામાં આવ્યો હોય અને તેની ઉલટી અસર થઇ હોય તે તેજ ક્ષાર ઉપરના પાવરનો આપવાથી તે વિકૃતિ કે પરિણામ શમે છે અથવા તો તે ક્ષાર આપવો બંધ કર્યાથી અને કડક કોફી પીવાથી પણ તે વિકૃતિ કે ખરાબ અસર નિર્મૂળ થાય છે.

---

# જીવનરસાયન ક્ષારનાં રૂપ.

## અને

## વાપરવાની રીતો.

આ ઔષધો (ક્ષારો) ચાર રૂપમાં મળે છે.

(૧) ભૂકો ( Powder or Trituration )

(૨) પ્રવાહી રૂપ ( Tinctures–ટિંકચર )

(૩) ટીકડી ( Tablets ) (૪) ગોળી ( Pills )

ભૂકો અથવા પાઉડર અને ટીકડી, સુગર ઓફ મિલ્ક સાથે બનાવવામાં આવે છે અને તે ૧ x થી ઉંચા અંશો સુધી મળી શકે છે અને તે બધા રૂપોમાં વધારે ગુણકારી છે. પ્રવાહી રૂપ ૧૨ x થી નીચા પાવરમાં મળી શકતી નથી તે રેક્ટિફાઇડ સ્પિરિટ સાથે બનાવવામાં આવે છે અને ગોળીઓ કે પિલ્સ, શેરડીની ખાંડ સાથે બનાવવામાં આવે છે. અને એ પણ ૧૨ x થી ઉપરના પાવરમાં મળી શકે છે. ભૂકો અને ટીકડી અથવા પાઉડર સૌ કરતાં વધારે ઉપયોગી છે કેમકે તે શાસ્ત્રીય રીતે મર્દનથી બનાવવામાં આવે છે અને બહારથી ચોપડવામાં પણ ઉપયોગ કરી શકાય છે. ટીકડી મોંમાં તરત ઓગળી શકે છે અને તે એક ગ્રેનથી પાંચ ગ્રેન સુધીના માપની આવે છે તેથી લેવામાં વધારે સરળતા થાય છે.

## ઔષધો વાપરવાની રીતો—

(૧) પાવડર રૂપના આ ક્ષાર વાપરવાના હોય તો એક ડોઝ ( માત્રા ) માં ૩ થી ૫ ગ્રેન દવા દરેક વખતે આપવી. દવા જીભ ઉપર મૂકી ઓગળવા દેવી. તે બધી ઓગળી જઇ જીભમાં રહેલી રસશોષક નળીઓ ( Absorbents ) માં શોષાઇ જાય છે અને તરતજ લોહીમાં દાખલ થઇ જાય છે. પછી તે ઉપર સહેજ પાણી પીવું. ન પીએ તો પણ ચાલે; પરંતુ પીવાની અગત્ય એટલા માટે છે કે ઘણા દિવસ દવા લેવાથી દવામાંની સુગર ઓફ મિલ્ક દાંતના મૂળમાં ખરાબ અસર કરે છે તેથી દંતરોગ થવાનો સંભવ છે. થોડાજ દિવસ દવા લેવાની જરૂર હોય તો ઉપરથી પાણી પીવાની કાંઇ જરૂર નથી. પાણી પીવું હોય તો મોંમાં કોગળાના પેઠે ખુબ હલાવીને પીવું કે તેથી દાંતના મૂળમાં સુગર ઓફ મિલ્ક રહેવા પામે નહિ.

(૨) પ્રવાહી ક્ષાર હોય તો તેનાં બે ટીપાં એક ચમચાભાર પાણીમાં નાખી આપવું. અગર આખા દિવસમાં જેટલી વાર ઔષધ આપવાનું હોય તેટલા ગણા ટીપાં તેટલા ગણા ચમચા પાણી નાખી ઠરાવેલા વખતે પીવું.

(૩) ટીકડી કે ગોળીરૂપ હોય તો દરેક માત્રા પાંચ ટીકડી કે ગોળી મોંમાં ચૂસવા આપવી. અગર પાણીમાં ઓગાળીને આપવી હોય તો પાંચ ટીકડી કે ગોળી અને મોટો ચમચો પાણી એ પ્રમાણમાં જેટલી વાર ઔષધ આપવાનું હોય તેટલા ગણી ગોળી તેટલા ગણા ચમચા પાણીમાં નાખી ઓગાળી દવા બનાવી રાખવી અને ઠરાવેલા વખતે મોટા ચમચાના પ્રમાણથી પીવું.

(સાધારણ રીતે દવાઓ દર કલાકે અથવા દર બે કલાકે અથવા દર ત્રણ કલાકે આપવાની હોય છે. પરંતુ વ્યાધિના જોર પ્રમાણે વખતનું અંતર દર પાંચ મિનિટના અંતર સુધીનું કરી શકાય છે, અને વ્યાધિ કમી થવા માંડે તેમ તેમ અંતર વધારવામાં આવે છે.)

(૪) સિપિંગ અથવા આચમનવિધિ—જો રોગનું જોર બહુજ હોય તો એક અથવા વધારે દવાઓ જેટલી આપવી પડે એમ હોય તે બધી થઇને ઓછામાં ઓછી ૩૦ ગ્રેન દવા ઓછામાં ઓછા ૭ ઔંસ અથવા ૭ અધોળ પાણીમાં ઓગાળી તેમાંથી પાંચ પાંચ કે દશ દશ મિનિટે ચમચી ચમચી પાવી, દવા કેટલી નાખવી તેનો રોગના જોર પ્રમાણે વિચાર કરવો આવશ્યક છે. વ્યાધિ જોરમાં હોય ત્યારે આ પ્રકારથી દવા આપવાની ખાસ જરૂર છે. ફાયદો થતો જાય તેમ તેમ અંતર વધારવું.

(૫) રોગ જુનો હોય તો ઊંચા પાવરની દવાના પાંચગ્રેન અને ૭ ઔંસ પાણી મિશ્ર કરી તેમાંથી બે બે કે ચાર ચાર કે ૭ ૭ કલાકે એક એક ચમચો દવા ખાવી. અગર આખા દિવસમાં ૭ ૭ કલાકે દર વખતે બે ગ્રેન પ્રમાણે ચુર્ણ અથવા ગ્રેનના માપની બે ટીકડી કે ગોળી મોંમાં ચુસવા આપવી અથવા પ્રવાહી હોય તો પાંચ ટીપાં દવાને ૭ ઔંસ પાણીમાં નાખી તે મિશ્રણ ઉપર લખેલા સમયાન્તરે ચમચા ચમચા ભાર આપવી.

(૬) **ડાઇલ્યુશન વિધિ**—ઉપલા વિધિ કે પ્રકારથી દવા આપતા છતાં વ્યાધિ નિવૃત થતો નથી ત્યારે ઇલેક્ટ્રો હોમીઓપેથીના શોધક કૌંટ સીઝર મેટીનો આ વિધિ પસંદ કરવા યોગ્ય છે.

જે ક્ષાર આપવો હોય તેનો અર્ધો ગ્રેનજ લેવો તેને શીશીમાં ૭ ઔંસ પાણી ભરી તેમાં નાખવો. પછી શીશીને થોડી વાર હલાવવી એટલે પ્રથમ

ડાઇલ્યુશન થશે. એ પ્રથમ ડાઇલ્યુશનમાંથી ચમચી પાણી ( એક ડ્રામ ) અને ૭ ઔંસ ચોકખું પાણી બીજી શીશીમાં મિશ્ર કરી થોડી વાર હલાવવાથી બીજું ડાઇલ્યુશન થશે. એ બીજા ડાઇલ્યુશનમાંથી એક ચમચી લઇ તેને ૭ ઔંસ પાણીમાં બીજી શીશીમાં ભરી હલાવવાથી ત્રીજું ડાઇલ્યુશન થશે. એ પ્રમાણે વધુ ડાઇલ્યુશન થઇ શકે છે.

જ્યારે ડાઇલ્યુશન વિધિથી દવા આપવાના જરૂર પડે છે ત્યારે આચમન વિધિ કે સિપિંગ પ્રકાર પ્રમાણે દર પાંચ કે દશ મિનિટે એક એક ચમચી દવા આમાંના કોઇપણ ડાઇલ્યુશનમાંથી પાવી.

જે વિકારો ઉપર કહેલી પાંચ રીતો પ્રમાણે દવા આપવાથી મટતા નથી તે આ ડાઇલ્યુશન વિધિ પ્રમાણે દવા આપવાથી મટી જાય છે.

જો પ્રથમ ડાઇલ્યુશતમાંથી દવા આપ્યા છતાં પણ વિકાર કે વ્યાધિ વધે તો બીજા ડાઇલ્યુશનમાંથી દવા આપવી. આ બીજા ડાઇલ્યુશનની દવા આપતાં છતાં રોગના ચિન્હો વધે તો તેજ ક્ષારને ભૂકારૂપે અને પછી પ્રથમ ડાઇલ્યુશન દેવાથી મટી જાય છે,

ઉપરનું દવાઓ આપવાનું પ્રમાણ મોટા અથવા તરૂણ મનુષ્યોનું છે. બાળકોનું આપવાનુ દવાનું અને પાણીનું પ્રમાણ અર્ધું જાણવું. દવા આપવાનો વખત બાળકો અને મોટાં સર્વને માટે એક સરખો છે. છેક નાનાં બાળકોને દવા કોરી અથવા તેની માતાના દૂધમાં આપવી.

દવાનું પ્રમાણ સાધારણ રીતે ૩ થી ૫ ગ્રેન રાખવું. રોગ જાસ્તી હોય તો વધુ પ્રમાણ આપવાથી કાંઇ રોગ જલદી નિર્મૂળ થશે નહિ પણ વખતે દુષ્પરિણામ આવવાનો સંભવ હોય છે. જો રોગ પ્રબળ હોય તો પાંચ, દશ કે પંદર મિનિટે દવા આપવી એટલે દવા આપવાનો સમય ઓછો કરવો પણ દવાનું પ્રમાણ વધારવું નહિ, અને જેમ જેમ ફાયદો થતો જાય તેમ તેમ વખતનું પ્રમાણ કે અંતર વધારવું.

સિપિંગ પ્રકારમાં દવાઓનો ઉપયોગ બની શકે ત્યાં સુધી ગરમ પાણી શીશીમાં ભરી તેમાં ઔષધ નાખી કરવાથી જલદી ગુણ થાય છે. જો કે ઠંડું પાણી વાપરવાથી પણ કાંઇ નુકશાન નથી.

જન્મ્યા પછી અને પહેલા ના- થી ૧ કલાક સુધી દવાઓ આપવી નહિ. પરંતુ જરૂર પડે તો ( દર્દીની સ્થિતિ જોતાં ) એ નિયમ પાળવાની પણ કાંઇ જરૂર નથી.

બની શકે ત્યાં સુધી બરાબર પસંદ કરી એક દવા આપવી. બે ત્રણ કે વધારે દવા આપવાની જરૂર જણાય ત્યાં તે દવા વારા ફરતી સ્વતંત્ર આપવી. પણ આ રીતે દવા આપવાનો ત્રાસ કે અગવડ પડે છે તેથી તે બધી ભેગી કરી મિશ્ર કર્યા પછી ત્રણથી પાંચ ગ્રેનના પડીકાં કરી ઠરાવેલા વખતે આપવી એમ હાલના ડોકટરો ભલામણ કરે છે. ભેગી કરી આપવાથી કાંઈ હાની નથી પણ વખતે વધુ અને જલદી ફાયદો થાય છે અને દવાઓ આપવાની કડાકુટમાંથી બચી જવાય છે. કઈ દવાથી આરામ થયો એ નિર્ણય આમ મિશ્ર દવાઓ આપવાથી કરી શકાતો નથી એટલુંજ.

આ મિશ્ર કરી આપવાનો પ્રકાર હાલમાં પસંદ કરવામાં આવે છે. દવાએ મિશ્ર કરવામાં કઇ દવા કોની સાથે મિશ્ર કરવી, કઇ કઇ દવાઓ મિશ્ર ન કરવી વગેરે બાબતો ધ્યાનમાં રાખવાની કાંઇ જરૂર નથી. છતાં પણ સાધારણ રીતે પાંચ ફોસ્ફેટસ (**का-फो., मे-फा., के-फो., ने-फो.,** અને **के-फो.**) અને ત્રણ સલ્ફેટસ (**का-स., ने-स.,** અને **के-स.**) એકમેક સાથે મિશ્ર ન કરવા સારૂં. પાંચે ફોસ્ફેટસ ભેગા કરવા કાંઇ હરકત નથી તેમજ ત્રણે સલ્ફેટસ પણ ભેગા કરી શકાય. તેમજ એકજ કુટુંબી દવાઓ ભેગી કરી આપી શકાય. જેમકે કેલ્સ્યમમાંથી ઉત્પન્ન થયેલા **के-फो., के-स.,** અને **के-फ्लो**, એ ત્રણ ક્ષારો ભેગા કરી શકાય. તેવીજ રીતે પોટાસ્યમમાંથી ઉત્પન્ન થયેલા કાલી કુટુંબ **का-फो., का-मु.,** અને **का-स.** અને નેટ્રમ કુટુંબી **ने-स., ने-फो.** અને **ने-मु.** પણ એકેક સાથે આપી શકાય.

**બેથી** ત્રણ દવાઓ આપવી પડે ત્યાં તો ખાસ કરી તે દવાઓ મિશ્ર નહિ કરતાં સ્વતંત્ર વારાફરતી આપવી એ વધુ સારૂં છે. ત્રણ કરતાં વધારે દવા આપવી પડે ત્યાંજ ઉપરપ્રમાણે દવાઓ મિશ્ર કરી આપવી.

**બેથી** વધારે દવા સ્વતંત્ર વારાફરતી આપવી પડે ત્યારે દવા આપવાના વખતનો ફેરફાર કરવો આવશ્યક છે. નહિ તો ગોટાળો થવાનો અને રોગમાં તરત ફાયદો નહિ દેખાવાનો સંભવ છે. દાખલા તરીકે તાવના રોગમાં **फे-फो., का-स.,** અને **ने-स.** આ ત્રણ દવાઓ આપવાનું લક્ષણાનુસાર નક્કી કર્યું છે, હવે **फे-फो.** આપ્યા પછી બે કલાકે **का-स.** આપીએ અને ત્યારપછી બે કલાકે **ने-स.** આપીએ અને ત્યારપછી બે કલાકે પાછું **फे-फो.** આપીએ. એ પ્રમાણે વારાફરતી બે બે કલાકે આપવાથી દરેક ક્ષાર રોગીને છ છ કલાકે મળે, અને ત્રણ ત્રણ કલાકે આપીએ તો દરેક ક્ષાર નવ નવ કલાકે મળે તેથી તાવ જલદી મટી શકે નહિ અને દર્દીનો વિશ્વાસ ઉઠી જાય. હવે જો કલાકે કલાકે આપીએ તો દરેક ક્ષાર ત્રણ ત્રણ કલાકે મળે. તેથી પણ કાર્યસિદ્ધિ નહિ થાય.

તીક્ષ્ણ રોગ હોય અને દર્દીને દરેક ક્ષાર પંદર મિનિટે અપાવો જોઇએ એમ નક્કી કરવામાં આવે તો તો આ દરેક ક્ષાર પાંચ પાંચ મિનિટે વારાફરતી ચુસવાના પ્રકારથી અપાવો જોઇએ.

ઉપર લખેલી દવા આપવાની રીતો, અંતર, ડોઝ વગેરેમાં સુજ્ઞ ચિકિત્સકો પોતપોતાના નિદાન પ્રમાણે યોગ્ય ફેરફાર કરી શકે છે, અહિંઆ ફક્ત માર્ગદર્શનજ કરાવવામાં આવ્યું છે.

(૭) દવાનો બહારથી ઉપયોગ—ત્વચા રોગો, શ્વાસાવયવો (સ્વરનળી, શ્વાસનળી, ફેફસાં અને હૃદય) ના રોગો; જઠર, આંતરડા, યકૃત, બરોળના રોગો; બળવું, દાઝવું, માર લાગવો વગેરેમાં બહારથી પણ આ દવાઓનો ઉપયોગ કરવો જોઇએ, અને બહારના ઉપયોગથી ખાવામાં આપ્યા કરતાં પણ જલદી અને સારો ગુણ થાય છે, ખાવા તરીકે પણ તેજ દવા આપવાની જરૂર તેથી ઓછી થઇ જતી નથી, ખાવા માટે પણ તેનો ઉપયોગ કરવો.

દવાઓ બહારથી લગાડવા માટે મલમ, લોશન અને સ્નાન મુખ્ય છે.

મલમ બનાવવો હોય તો ૩૦ ગ્રેન દવા અને એક ઔંસ વેસેલાઇન સારી રીતે મિશ્ર કરવાથી મલમ બને છે. જ્યાં લેપ કરવાની કે ચોપડવાની જરૂર હોય ત્યાં તેને લગાડવો. લેપને વધારે જાડો કે ઘાટો બનાવવો હોય ત્યાં તેને લગાડવો, લેપને વધારે જાડો કે ઘાટો બનાવવો હોય તો વેસેલાઇન કમી લેવું. જો મલમ પાતળો બનાવવો હોય તો વેસેલાઇન વધારે લેવું. વેસેલાઇનને બદલે ઘી મધ તેલ, ગ્લિસરાઇન, લેનોલાઇનો ઉપયોગ પણ કરી શકાય છે.

પ્રવાહી લોશન બનાવવું હોય તો ૧૫ ગ્રેન દવા અને બે ઔંસ પાણી મીશ્ર કરવાથી બને છે. તેમાં ચોખ્ખા કપડાને ભીંજાવી દર્દવાળા ભાગ ઉપર મૂકવું. જો લોશન વધારે તીવ્ર કરવું હોય તો દવા અને પાણીના પ્રમાણમાં ઓછાવત્તાપણું કરવું દાઝવા, બળવા, ડંખ વગેરેમાં લોશન ખાસ પસંદ કરવા યોગ્ય છે કેમકે દવા સાથે રહેલી સુગર ઓફ મિલ્ક પાણીમાં ઓગળી જાય છે. તેથી તેના ખરબચડા અણુઓ તે ભાગને અડચણ કરી શકતા નથી. ખાસ ધ્યાન રાખવું કે દાઝેલા અને બળેલા ભાગો ઉપર સૂકી દવા લગાડવી નહિ.

આંખ કાન માટે ટીપાંની દવા બનાવવી હોય તો એક ઔંસ પાણીમાં ૩૦ ગ્રેન કે નાખવી હોય તેટલી દવા નાખી લોશન બનાવવું.

સ્નાન માટે નહાવાના પાણીમાં પાંચ ગ્રેન કે વધારે ઔષધ નાખી તે પાણીવડે સ્નાન કરવું.

# ઔષધોના પાવરની પસંદગી.

દવાના પાવર (Potencies–પોટીનસીઝ) ઉપર દવાની સફળતા કે નિષ્ફળતાનો આધાર છે. દવાની પસંદગી બરાબર થઇ હોય પરંતુ પાવરની પસંદગી ખોટી થઇ હોય તો સફળતા મળી શકતી નથી. જો કે ખોટા પાવર એટલે ૬ **x** ને બદલે ૩૦ **x** અથવા ૩૦ **x** ને બદલે ૬ **x** કે ૩ **x** પાવર આપવાથી કાંઇ નુકસાન થતું નથી. પરંતુ રોગ મટાડવામાં સફળતા મળતી નથી. એટલા માટે દવા કયા પાવરની વાપરવી તે સંબંધી જ્ઞાન મેળવું આવશ્યક છે.

ઘણું ખરૂં તરતના થયેલા તીક્ષ્ણ (Acute) વ્યાધિઓમાં ૩ **x** કે ૬ **x** પાવર પસંત કરવા. તરતના થયેલા એટલે એક અઠવાડીઆ જેટલી મુદ્દતના રોગ સમજવા. એથી વધુ મુદતના રોગ એટલે એક બે મહીના સુધીના રોગને સબ એકયુટ રોગ કહેવામાં આવે છે તેના ઉપર ૧૨ **x** થી ૩૦ **x** સુધીના પાવરની દવા વાપરવાની ફાયદાકારક છે. અને તેથી વધુ મુદ્દતના જુના (Chronic) વ્યાધિઓમાં ૩૦ **x** થી ૨૦૦ **x** ૨૦૦, ૫૦૦ **x** ૧૦૦૦ પાવર વાપરવા અને વારસામાં ઉતરી આવેલા રોગો ઉપર ૧૦૦૦ થી ૧૦૦૦૦૦ સી. એમ. પાવર સુધીના ઔષધોજ ફાયદો કરી શકશે.

કયા રોગો ઉપર અને કેટલી મુદ્દતના રોગોઉપર કયા પાવરની દવા વાપરવી તે બાબત ડોકટરો એકમત નથી. તેઓ વચ્ચે મતભેદ છેજ અને રહેવાનોજ.

અમેરિકાના સુપ્રસિદ્ધ શોધક અને ડોકટર પોતાની " પોકેટ બુક ઓફ બાયોકેમિકલ પ્રેકિટસ " માં લખે છે કે—

**This rule will always remain. Use a priori 6X–12X and than go lower or higher, according to presenting features.**

**A case well progressing for weeks under the same remedy "will need the same remedy, always in a higher and higher potency."**

" આ નિયમ હંમેશા સર્વસામાન્ય સિદ્ધ છે કે પ્રથમ ૬ **x** અથવા ૧૨ **x** ના પાવર વાપરવી અને પછી જે ચિન્હો કે અસર જણાય તેને અનુસરી ઉંચી કે નીચી પાવર વાપરવી.

જે વ્યાધિ અઠવાડિઆઓ સુધી એક દવાથી સુધરતો જતો હોય પણ સાફ મટી ગયો નહિ હોય તે ઘણું કરી તેજ દવાથી મટી જાય છે, પણ તે દવાને હંમેશા ઉંચી પાવરની આપતાં જવી."

વળી તેઓ કહેછે કે જે લોકો એમ માને છે કે ૩ x અને ૬ x પોટન્સી ઉત્તેજક દવાઓ છે અને ૩૦v, ૨૦૦ x ના પાવર પોષક દવાઓ છે તે તદ્દન ખોટું છે.

ડૉ. શુસ્લર પોતાની "એબ્રિજડ થિરેપી" નામના પુસ્તકમાં લખે છે કે—

**"In my practice I employ the 6th decimal trituration generally. Ferrum Phos, Silicea and Calc Fluor. I usually give in the 12th trituration."**

"મારી પ્રેક્ટિસમાં હું સામાન્ય રીતે ૬ x નીજ ભૂકારૂપમાં દવા વાપરૂં છું. **फे–फो, सि.** અને **के. फ्लो.** સામાન્ય રીતે ૧૨ x ની ભૂકારૂપમાં દવા વાપરૂં છું."

જો કે ત્યારપછીના ડૉકટરો એ ત્રણ દવા પણ ૬ x ની વાપરવા ભલામણ કરેછે અને કેટલાક કેસોમાં ૩ x પણ સારૂં કામ કરેછે એવો તેમનો અનુભવ છે.

**"We, ourselves, have had the most satisfactory results from the 6th decimal trituration, rarely going higher, at times lower, and generally we prefer to give the selected remedy in solution by dissolving s good-sized powder in a tumbler, half full of water, and administering teaspoonful doses every hour or two."**

Boericke and Dewey.

"ડૉ. બોરિક અને ડયુઇ લખે છે કે–અમને ૬ x પાવરની દવાથી સંતોષકારક અસર જણાઇ છે એથી ઊંચા પાવરની તો ભાગ્યેજ વાપરવી પડી છે અને કોઇ કોઈ પ્રસંગે એથી નીચેની પાવર વાપરી છે અને નક્કી કરવામાં આવેલી દવાઓનું સોલ્યુશન–પ્રવાહી બનાવી આપીએ છીએ."

**"We have found the third, the best for acute cases while the sixth, thirtieth and two hundredth work better in most chronic cases.**

G. W. Carey, M.D.

ડોકટર કેરી લખે છે કે— " તરતના થયેલા તિક્ષ્ણ વ્યાધિઓમાં ૩ **x** સર્વોત્તમ કામ કરે છે અને ઘણાખરા ક્રોનિક જુના કેસોમાં ૬ **x**, ૩૦ **x** અને ૨૦૦ x વિશેષ સારૂં કામ કરે **x** એમ અમને જણાયું છે. "

કેટલાક ઝરાનાં પાણી ( મિનરલ વૉટર ) માં પણ આ દવાઓ ૬ **x** થી ૮ **x સુધીની મળેલી છે.**

આ ઉપરથી જણાશે કે દવાઓ **બહુ ઉંચા પાવરની વાપરવાની** ભાગ્યેજ **જરૂર છે.**

**ખાસ** કરીને ઘણા ગુંચવાડાવાળા **રોગીમાં** દવાની માત્રા ( dose ) તેમજ **પાવર** ( Potency ) ડૉ. ગ્રોવેગલના નિયમ પ્રમાણે દવાઓ **આપવાની** ડૉ. વૉન્ડર ગોલ્ટ્ઝ ભલામણ કરે છે અને તે વધારે ઉપયોગી છે.

ડૉ. ગ્રોવાગલ શારીરિક બંધારણના ત્રણ પ્રકાર ગણાવે છે.

(૧) હાઇડ્રોજીનૉઇડ શારીરિક બંધારણ ( Hydrogenoid Constitution ).

(૨) ઓકિસજીનૉઇડ શારીરિક બંધારણ. (Oxygenoid Constitution).

(૩) કાર્બોનાઇટ્રોજન શારીરિક બંધારણ. ( Carbonitrogen Constitution ).

આ ત્રણ પ્રકારના બંધારણવાળા શરીરો માટે તેમણે દવાઓના જુદા જુદા પાવરની **પસંદગી** કરવાનું સૂચવ્યું છે. એ સૂચના નીચે **પ્રમાણે** છે.

(૧) હાઇડ્રોનાઇડ બાંધામાં મુખ્યત્વે **૩** X અને ૬ X પાવરની દવા વાપરવી અને તે ૧૨ X સુધી વાપરવી.

(૨) ઑકિસજિનૉઇડિ બાંધાવાળા શરીરના રોગોમાં ૨૦ **x** અને ૩૦ x પાવરની દવા ઘણું ખરૂં વપરાય છે **૧૨ x** ની ભાગ્યેજ વાપરવી પડે છે.

(૩) કાર્બોનાઇટ્રોજન બાંધાવાળા શરીરમાં ૬૦ **x** થી ઉપરના અંશો વાપરાય **છે.**

ડૉ. ગ્રોવેગલે **સૂચવેલા આ શારીરિક** બંધારણ ની વિશેષ **સમજણ** તેઓ **નીચે પ્રમાણેની આપે છે.**

**(૧) હાઇડ્રોજીનૉઇડિ શારીરિક** બંધારવાળા દર્દીના રોગો નીચેના લક્ષણોથી **ઓળખાય છે.**

क. લોહી અને શારીરિક છિદ્રોના ગુચ્છામાં શરદી અથવા પાણીના ટકામાં વધારો થવાથી રોગીનાં લક્ષણો વધે છે.

ख. અમુક વખતેજ નિયમસર ખાસ લક્ષણો દેખાય છે.

ग. વિજળી લગાડવાથી લક્ષણોમાં વધારો થાય છે.

આ બંધારણવાળા શરીરમાં પાણીનો ભાગ વધારે હોય છે અને તેને શરદી જલદી લાગે છે.

(૨) ઑકિસજિનૉઇડ શારીરિક બંધારણવાળા દર્દીના રોગો નીચેનાં લક્ષણોથી ઓળખાય છે.

क. નાજુક પાતળું શરીર.

ख. ઋતુમાં ફેરફાર થવાથી રોગોના લક્ષણોમાં વધારો થાય છે.

ग. વરસાદ અને બરફ પડતી વખતે લક્ષણોમાં સુધારો થાય છે.

घ હિસ્ટિરીઆ, પાંડુરોગ, રક્તશ્રાવ અને જનનેંદ્રિયના રોગો થાય છે.

આ બંધારણવાળા શરીરમાં લોહીનું ઑકિસડેશન વધુ થાય છે. વિજળી લગાડવાથી લક્ષણોમાં સુધારો થાય છે.

(૩) કાર્બોનાઇટ્રોજન શારીરિક બંધારણવાળા દર્દીના રોગો નીચેનાં લક્ષણોથી ઓળખાય છે.

क. રોગીના મૂત્રમાં કલોરાઇડસ અને ફોસ્ફેટસ ઓછા થઇ જાય છે.

ख. ફેફસાં અને રકતાશયની ગતિ અનિયમિત થાય છે કે હોય છે.

ग. અપસ્માર (વાઈ ફેફરું), એપોપ્લેક્ષી અને કરોડરજ્જુમાં ક્ષય થાય છે.

घ. શારીરિક જ્ઞાનતંતુઓના છેડામાં દુખાવો થાય છે.

ङ. લોહીમાં કાળાશ વધતી માલમ પડે છે.

ડૉ. શુસ્લરે પોતાની પ્રેક્ટિસમાં જાત જાતના પાવર વાપર્યા છે. પરંતુ જન-સમાજ ગુંચવાડામાં ન પડે માટે તેમણે ૩ x, ૬ x અને ૧૨ x ની ખાસ ભલામણ કરી છે.

સામાન્ય મત એવો છે કે તીક્ષ્ણ રોગોમાં હલકા પાવર (Low Potencies) ની દવા વાપરવી. ૧ x થી ૧૨ x સુધી હલકા પાવર ગણાય છે.

સબ ઍક્યુટ રોગોમાં મધ્યમ પાવર (Medium Potencies) ની દવા વાપરવી. ૧૨ x થી ૩૦ x અને ૬૦ સુધી મધ્યમ પાવર ગણાય છે.

ક્રોનિક કે જુના રોગોમાં ઊંચા પાવર (High Potencies) વાપરવા. ૨૦૦ x અને તેથી ઉપરની દવા હાઇ પાવર કે ઊંચા પાવરની ગણાય છે.

બાયોકેમિસ્ટ્રી–જીવનરસાયન ક્ષાર શાસ્ત્રના બારે ક્ષારો કયા પાવરના વાપરવા વિશેષ ફાયદાકારક છે તે સંબંધી ડૉકટરોના અનુભવથી નક્કી થયેલા અભિપ્રાય પ્રમાણે સામાન્ય જનસમાજ માટે લખવામાં આવ્યા છે. જ્ઞાની ચિકિત્સકો તો પોતાના અનુભવ પ્રમાણે આ દવાઓનો આ ઉપયોગ કરશે.

## કાલ્કી ફોસ. ૨ x થી ૨૦૦ x

સાધારણ રીતે ૩ x પાવર સરસ કાર્ય કરે છે. ૬ x અને ૧૨ x કોઇ કોઇ વખત સારૂં કામ આપે છે. સ્ત્રીને પ્રસવ થતો ન હોય અને વેણ બંધ થઈ ગઈ હોય તો ૨ x કે ૩ x પાવરની આ દવા વાપરવાથી જલદી અને સુખે પ્રસવ થાય છે. ડૉ. રોજર્સ જણાવે છે કે ત્રણ વર્ષથી હું કાલી ફોસનો ક્ષાર ૪ x પાવરનો વાપરૂં છું. વેણ લાવવા માટે આ ક્ષાર દશ દશ કે પંદર પંદર મિનિટે પાંચ પાંચ ગ્રેન પ્રમાણે આપું છું. આથી હું કદી નિષ્ફળ થયો નથી. ભાગેજ ત્રીજી વખત આપવો પડે છે. મારે સારી પ્રૅક્ટિસ ચાલે છે અને નેવું ઉપરાંત કેસો મારી પાસે આવ્યા છે. જ્યારે દર્દીને સખત ચુંક જેવી વેદના હોય ત્યારે મે-ફો. આપવાથી ફાયદો થાય છે. ડૉ. ચેપમન કહે છે કે મારો પોતાનો અનુભવ અને બીજા ડૉકટરોનો મત જોતાં ડૉ. રોજર્સનું કહેવું વાજવી છે. આ ઉપરથી એમ સમજવાનું નથી કે આ ક્ષાર ગર્ભપાત કરાવવામાં ઉપયોગી થશે. ઉલટો આ ક્ષાર ગર્ભપોષક છે. પરંતુ જો ગર્ભશ્રાવ અથવા ગર્ભપાત થવાની શરૂઆત થઈ હોય અને કોઈ રીતે કસુવાવડ થતી અટકે એમ નથી એમ લાગે ત્યારે તે નકામા ગર્ભને બહાર કાઢી નાખવા માટે આ ક્ષાર ઘણો ઉપયોગી છે. પ્રસવ માટે કે નિવારી શકાય નહિ એવા ગર્ભપાત માટે દર દશ મિનિટે આ ક્ષાર કાર્ય થઈ જાય ત્યાં સુધી આપ્યાજ કરવો. એથી સુતિકાનું અને કસુવાવડીનું રક્ષણ થશે.

દમના રોગ ઉપર પણ આ ક્ષાર ૩ x પાવરનો દશ દશ મિનિટે દશ દશ ગ્રેનની માત્રામાં હુમલો નરમ પડે ત્યાં સુધી આપ્યા કરવો.

જઠરમાં વ્રણ કે ચાંદાં થયાં હોય, જઠર વધી ગયું હોય, ગંધાતા ઝાડા થતા હોય, અપસ્માર અને ઉલટી ઉપર ૧૨ x પાવરનો આ ક્ષાર વાપરવો.

ખુબ વધેલો તાવ અને ખુબ જોરદાર નાડી કમી કરવા માટે આ ક્ષાર ૨ x કે ૩ x પાવરનો વાપરવો.

અતિશય વિષયેચ્છા કે વિષયેચ્છાનો અભાવ, અને હૃદયનો ધબકારો ( Palpitation of the heart ) ઉપર ૪૦૦x પાવર પસંદ કરવો.

મગજ ઉપર ચઢી ગએલા ભારે તાવ, સન્નિપાત, અને ટાઇફોઇડ ફીવર ઉપર ૩x થી ૬ x.

સ્નાયુઓનું સુકાઈ જવું ૬૦ અને ૪૦૦ x.

હકીમી, આયુર્વેદિક કે એલોપથી દવાઓનું બહુ સેવન થયું હોય એવા દર્દીના રોગોઉપર પ્રથમ ૩૦ x પાવરની આ દવા વાપર્યા પછી આ બાયોકેમિક દવાઓનો ઉપયોગ કરવો અથવા દર્દીની સ્થિતિ ગંભીર હોય અને આ દવા ૩૦ x થી શરીર શુદ્ધ કરવા જેટલો અવસર ગુમાવાથી દર્દીને જોખમ લાગે એમ હોય તો બીજા લાગુ પડતી દવાઓની સાથે સાથે આ દવા ૩૦ x વારંવાર આપવી.

## मेग्निशिआ फोस. ૨ x થી ૩૦ x

સામાન્ય ૬ z પાવર વાપરવો. આ ક્ષાર ઊના પાણીમાં ઓગાળી દેવાથી તરત ગુણ દેખાય છે. હઠીલી અને જુની જઠરની વેદના ઉપર ૨ x અને ૩ x. કષ્ટદાયક રજોદર્શન અને પેટશૂળ ઉપર પ્રથમ ૩૦ x ના બે ત્રણ ડોઝ આપ્યા પછી ૬ x અને ૩ x વાપરવા. જો હલકા પાવરની દવા વાપરવાથી ગુણ ન જણાય તો પછી ૩૦ x વારંવાર.

## केल्कर फोस. ૨ x થી ૨૦૦ x

સાધારણ રીતે ૨ x થી ૬ x વાપરવા. બાળકોના રોગોઉપર ૩ x અને ૬ x પસંદ કરવા. પ્રબળ વિષયેચ્છા ઉપર ૩૦ x વાપરવો જો એથી ઇચ્છા ન દબાય તો ૨૦૦ x. મોટાં માણસો જેમને હાડકાંના બંધારણ માટે આ ક્ષારની જરૂર તેના બધા રોગો ઉપર ૩૦ x થી ૨૦૦ x સુધી, આપવા ફાયદાકારક છે. તમાકુ પીવાની ઇચ્છા અને તેના વ્યસનથી થએલી ખરાબી ઉપર ૫ x વાપરવાથી સારાં પરિણામો આવેલાં છે. દાંત ઉગતી વખતે બાળકોને આંકડી આવે તે સાથે તાવ ન હોય તો ૧૨ x. દાંત આવતી વખતે આંખે સોજો આવે તો ૨ x. લોશન બનાવી આંખ ઉપર પોતાં મૂકવાં. હડખાઈ કે મોટી કે ઉંટાટીઅની ઉધરસ ૧૨ x. મસા ૩૦ x અને ૪૦૦ x માતાઓને દૂધ ન આવતું હોય તો તે વધારવા માટે ૬x. પાંડુરોગીનું માથું દુઃખવું ૧૨x, ૬૦x અને ૪૦૦x ચસ્કા (Neuralgia) ૧૨x, ૬૦x અને ૪૦૦x. કંઠમાળનું પકવું ૧૨x અને તેથી ઉપરના.

### નેટ્રમ ફોસ. ૪ x થી ૨૦૦x

૬x પાવર સામાન્ય વાપરવો. કેટલાક ડૉક્ટરો ૪ x વધુ પસંદ કરે છે. ૩૦x થી પણ સારૂં પરિણામ આવ્યું છે. ખાસ કરી વિર્ય પ્રવાહી રૂપ થઈ જવા ઉપર ૩૦x અકસીર છે. તરતના જન્મેલા બાલકની આંખના રોગ ઉપર ૧૨x. કંઠમાળના દર્દીની આંખના ડોળાના સોજા ઉપર ૨૦૦x સારો ગુણ આપે છે.

### ફેરમ ફોસ. ૧x થી ૨૦૦x

૬x પાવર સામાન્ય વાપરવો. રાત્રે ઔષધ આપવું પડે તો ૧૨x આપવું. શરદી. ઉનાળાના રોગ અને પરમીઆ ઉપર ૨૦૦x. હરસ અને પાંડુરોગ ૧x કે ૨x ઉપયોગી છે. ઉંચા પાવર ઉપયોગી નથી. હરસનો રોગ જુનો હોય તો ૬x. નિદ્રાનાશ અને જલશોથ ઉપર ૩૦x. અતિઆર્તવ, રક્તસંચય અને કમરશૂળ ઉપર ૬x. બાહ્યોપચાર માટે ૩ x થી ૬ x. રક્તસંચય થી થતો નિદ્રાનાશ ૩૦x. જ્ઞાનતંતુનો થાક અને તેથી રડવું આવવું, રક્તસંચય, કેડનો દુખાવો, મૂત્રાશયની પિંડા, પ્રદર રોગ, હરસ અને કષ્ટદાયક આર્તવથી થતું હોય તો ૪ x કે ૬ x વારંવાર.

### કાલી મુર. ૩ x થી ૧૨ x

આ ક્ષાર સામાન્ય ૩ x, ૬ x અને ૧૨ x વાપરવો. શરૂઆતના રોગો ઉપર ૩ x. થોડો જુનો થાય તો ૬ x અને વધુ જુનો થાય તો ૧૨ x. ડિપથેરિઆ (કંઠરોહિણી) ઉપર ૩ x પાવરનો ક્ષાર ૧૦ થી ૧૫ ગ્રેન લઇ તેને પાશેર પાણીમાં નાખી તે પાણી વડે કોગળા કરાવવા. વાગવું, બળવું, પાકું, રસોળી, ત્વચારોગોમાં પણ ઉપર પ્રમાણે લોશન બનાવી તેમાં કપડું બોળી તે ઉપર મૂકવું.

### નેટ્રમ મુર ૧ x થી ૧૦૦૦ પાવર

સાધારણ રીતે ૬ x પાવર વાપરવો. રજોદર્શન વખતે નિરૂત્સાહ જણાવે, કે રજોદર્શનનું રૂધિર આજુબાજુની ચામડી આળી કરી નાખતું હોય તો ૩૦ x. અર્ધું માથું દુખવું—અધાશીશી ઉપર ૩૦ x.

દમ, મોંમાંથી લાળ ઝર્યા કરવી, જુનો ઉપદંશ, જુનો પરમીઓ, ફેફરૂં, હિસ્ટિરીઆ અને પ્રબળ કામેચ્છા ઉપર ૨૦૦ x નો ઉપયોગ કરવો. તેથી ફાયદો ન જણાય તો ૧૦૦૦ પાવર (અઠવાડીઆમાં એક ડોઝ.). જુના ઉપદંશ અને જુના પરમીઆ ઉપર તો ૨૦૦ x કરતાં ૧૦૦૦ પાવર ઉત્તમ છે. શ્વાસાવરોધ ૩૦ x. કૃમીડંશ, વૃશ્ચિક (વીંછી) ડંશ, મોં આવવું અને માથાના વાળ ખરવા ઉપર ૧ x થી ૩ x પાવરની દવાનો આંતર અને બાહ્ય ઉપયોગ કરવો. બાહ્ય

ઉપયોગ માટે પાણી સાથે લોશન બનાવવું અથવા વેસેલીન, કોપરેલ, તેલ વગેરેમાં મલમ બનાવી તેનો ઉપયોગ કરવો. સવારમાં દુખવાનો જુનો રોગ ૪૦૦ x. રજોદર્શન આવતાં પહેલા ઉદાસિનતા ૩૦ x.

**काली सल्फ.** ૨x થી ૨૦૦x

સામાન્ય ૬x અને ૧૨x વપરાય છે. તાવમાં ઉના પાણી સાથે આપવાથી સારો ગુણ કરે છે. ત્વચા રોગમાં બહારથી ૨x પાવરની દવાના લોશન અથવા મલમનો ઉપયોગ કરવો. અને ખાવા માટે ૧૨x નો ઉપયોગ કરવો. આંકડીના રોગમાં ૬x. જુનો સંધિવા, જુનો પરમીઓ અને ઉપદંશમા ૨૦૦x ઉત્તમ છે. માથાના વાળ ખરતા હોય તો ૨x પાવરની દવાના લોશનથી માથું ધોવું. અગર કોપરેલ વગેરેમાં મલમ બનાવી તે લગાડવો. તાવમાં પરસેવો લાવવા માટે ૩x અથવા ૬x.

**नेट्रम सल्फ.** ૨ x થી ૨૦૦x

સામાન્ય ૬x પાવર વપરાય છે. રંગારી લોકો અને સીસાનું કામ કરનારા લોકોને થતી પેટશૂળ ઉપર ૧x અથવા ૨x અને તેથી ન મટે તો ૨૦૦x. દદ્રુ (દરાજ) ૨૦૦x કે ૪૦૦x.

**केल्कर सल्फ.** ૬x થી ૨૦૦x

સામાન્ય ૬x થી ૧૨x વપરાય છે. કોઈપણ વરમની ત્રીજી અવસ્થામાં ૨૦૦x પરૂં થતું અટકાવે છે. વૃદ્ધ મનુષ્યના વાત શૂળ (Neuralgia) ઉપર ૧૨x ઉત્તમ છે. ઉત્તેજક પદાર્થો ખાવાની ઇચ્છા ઓછી કરવા માટે ૨૦૦x અથવા ૬૦x.

**केल्केरीआ फ्लोराईड.**

સાધરણ રીતે પ્રથમ ૧૨x નો ઉપયોગ કરાય છે. પરંતુ તેથી ફાયદો ન થાય તો ૩x કે ૬x.

ઉપદંશની અસરથી હાડકાંના રોગ થયા હોય ૨૦૦ . શિરાઓ સર્પગતિના આકારની થઈ હોય તો ૨૦૦ . હરસને સંકોચવા કે કોઈપણ અવયવને સંકોચવાની જરૂર હોય તો ૨ થી ૩ નો બાહ્ય ઉપયોગ કરવો અને ખાવા માટે ૧૨ x પાવરનો ઉપયોગ કરવો.

**सिलिसिआ**

સામાન્ય ૧૨ x અને તેથી ઉપરના પાવર વાપરવા. પરંતુ જુના અને પારાની દવાનો ઉપયોગ કરેલા દર્દીઓના રોગો ઉપયોગ ૨૦૦ x થી ઉપરના અંશો ૧૦૦૦ અને સી. એમ સુધી વપરાય છે.

ક્ષયરોગ ઉપર ૨૦૦ x થી ઓછા પાવરનો ઉપયોગ કરવો નહિ. જે દર્દી-ઓએ પારાની દવાઓનો બહુ ઉપયોગ કર્યો હોય છે તેને ૨૦૦ x થી ઉતરતા પાવરની દવા આપવી એ તેનું મૃત્યુ લાવવા બરાબર છે. તેવા દર્દીને પારાની દવાની અસર નાબુદ કરી પછીજ આ દવા અપાય છે. તે માટે હોમિઓપેથીની **ઓરમ** ( ગોલ્ડ ) નામની દવાનો સારો ઉપયોગ કર્યા પછીજ આ દવા આપવી

કોઈપણ ગુંમડાં, પાકું, ગ્રંથીઓ વગેરે પકાવવા માટે બહારથી ૩ x અને ખાવામાં ૬ x કે ૧૨ x નો ઉપયોગ કર્યા પછી જ્યારે પરૂ થયું લાગે ત્યારે ૨૦૦ x પાવરની દવા આપવી.

રકતજ મૂર્ચ્છા ( એપોપ્લેકિસ ), ફેફરૂં વગેરે રોગમાં ૩૦ x ૨૦૦ x વાપરવી આ ઔષધની અસર ઘણાં લાંબો વખત સુધી રહે છે માટે તે વારંવાર આપવું નહિ.

——oOo——

# ભાગ બીજો

# મેટીરીઆ મેડિકા –क

## જીવનરસાયનક્ષારનાં ગુણ, પ્રભાવ, કાર્ય.

ક્ષારચિકિત્સાની ખરી ખુબી આથી સ્પષ્ટ થશે. જીવનક્ષારશાસ્ત્રરૂપી તાળું ખોલવાની આ સાન્ગી ચાવી છે. વાંચકો અને ચિકિત્સકો આ બારે ક્ષારનાં ગુણ, પ્રભાવ, કાર્ય પર દૃષ્ટિબિંદુ રાખી ચિકિત્સા (રોગના ઉપચારો) કરશે તો તેમાં ઘણી ફત્તેહ પામશે.

દરેક ચિકિત્સકને અમુક દવામાં આરામ કરવાની અમુક શક્તિ છે એ જાણુવા ઉપરાંત તે કેવી રીતે આરામ કરે છે તે જાણવાની જિજ્ઞાસા હોય છે તે આથી કાંઇક તૃપ્ત થશે.

કારીગરો સાહિત્યો વડે નવા નવા ઘાટ કે વસ્તું ઉત્પન્ન કરે છે તેમ આ ક્ષારો સેન્દ્રિય પદાર્થોરૂપી સાહિત્યોવડે શરીરના અવયવોનું સમાર કામ કરે છે, અને નવા બનાવે છે. એ જીવનરસાયણક્રિયાનું કંઇક જ્ઞાન પણ આ મેટીરીઆ મેડિકામાંથી મળશે.

## केल्केरिआ फल्युओरिका

### ગુણ, પ્રભાવ, કાર્ય.

આ ક્ષાર અસ્થિના ઉપલા પડમાં દાંતના ઉપલા પડમાં સંયોજકજાલ (કનેકટીય ટિશ્યુઝ) માં, ત્વચામાં, સ્થિતિસ્થાપક રેસાઓ, રકતવાહિનીઓ અને માંસગ્રંથીઓમાં છે. શરીરના દરેક તંતુઓમાં એનું અસ્તિત્વ છે. જ્યારે તંતુઓમાં આ ક્ષારની ખામી પડે છે ત્યારે તે તંતુઓ શિથિલ થઇ જાય છે.

રકતવાહિનીઓ અને શિરાઓ સર્પાકાર વાંકીચૂંકી થવી અને ફૂલી જવી, યોનીભ્રંશ (સ્ત્રીનું ગુપ્ત અંગ નીચે ઉતરવું), ગુદભ્રંશ (ગુદા બહાર નીકળવી) ગર્ભાશયનું વક્રીભવન થવું કે શિથિલ થવું, હરસ થવા, વગેરે રોગો (લક્ષણો) તેના સ્થિતિસ્થાપક તંતુઓ શિથિલ થવાથી થાય છે. મગજના સ્થિતિસ્થાપક તંતુ શિથિલ થવાથી વિના કારણ પૈસા સંબંધી

ફીકર થવાનું લક્ષણ ઉત્પન્ન થાય છે એ સર્વમાં આ ક્ષાર મુખ્ય અને રામબાણ ઇલાજ છે.

ઇંદ્રિયોમાં શિથિલતા આવવાથી શરીરમાં ઉત્પન્ન થનારા રસોનું શોષણ બરાબર થતું નથી, તેથી શરીરમાં ઠામ ઠામ હાથ, પગ, વાંસો, પેટ વગેરે ઠેકાણે અનેક કઠણ ગ્રંથીઓ ઉત્પન્ન થાય છે તેમાં આ ક્ષાર મુખ્ય ઉપાય છે. એના સેવનથી ગાંઠો પોચી પડે છે, રસ શોષાઇ ગ્રંથીઓ નાની થવા માંડે છે તે વખતે તેની મદદમાં વધુ શોષણક્રિયા ચલાવવા માટે **का–मु**. ક્ષારની ગોઠવણ કરવી. કઠણ સોજાઓ અને કઠણ ગ્રંથીઓ ઉપર આ ક્ષારનો અમલ છે અને પોચા સોજાઓ તથા પોચી ગ્રંથીઓ ઉપર **का-मु** નો અમલ છે.

ત્વચામાં આ ક્ષારમાં ખામી પડે છે તો ચામડી શિથિલ ઝુલી પડે છે, ઘડપણ જલદી દેખાય છે અને કાતરા પડે છે.

વૃદ્ધ માણસોની રક્તવાહિનીઓ અને શિરાઓ ( ભૂરી અશુદ્ધ લોહી લઇ જનારી નસો ) વાંકાચૂકા, ગાંઠાં ગાંઠાવાળી થઈ જાય છે તે આ ક્ષારની ખામી છે.

બાળકનો જન્મ થવા પછી સ્ત્રીઓનું ગર્ભાશય શિથિલ થઈ જાય છે, નીચે ઉતરેલું રહે છે તે ફરી સંકોચાઇ તેના મૂળ સ્થાને રહેવું જોઇએ તે નહિ સંકોચાતું હોય તે આ ક્ષારના સેવનથી સંકોચાઇ મૂળ સ્થાને રહે છે. પ્રસુતા સ્ત્રીઓ અને વૃદ્ધ માણસો માટે આ ક્ષાર અમૂલ્ય છે.

અનાજના રસો લઇ જનારી રસવાહિનીઓ જ્યારે શિથિલ થઇ જાય છે ત્યારે તે નસોમાં રસો જામી જાય છે અને તેની ગ્રંથીઓ બને છે. આ ક્ષારથી તે ખામી પૂરાઇ જામી ગએલા રસો ફરીથી પાતળા થઇ ગતિમાન થાય અને ગ્રંથીઓ મટે છે.

આંતરડું શિથિલ થાય છે ત્યારે તેમાં પુષ્કળ મળ જમા થયા કરે છે. કેમ કે તે મળને કાઢી નાખવા માટે અશક્ત બને છે. હંમેશાં અને ભારે જુલાબ લેનારા, વ્યસનીઓ, મોજશોખ ભોગવનારાઓના, કસરત નહિ કરનારાઓ અને બેસી રહેનારાઓના આંતરડાં જલદી શિથિલ થાય છે. આ ક્ષાર આપવાથી આંતરડાને સંકોચ વિકાસ પામવાનું સામર્થ્ય પ્રાપ્ત થાય છે તેથી મળ વિસર્જન સારી રીતે થઇ શકે છે. મળને ખણી ખોતરીને બહાર કાઢી નાખે છે અને સખત બંધકોશ મટે છે.

મૂત્રાશય મૂત્રથી ભરેલું હોવા છતાં તેની શિથિલતાથી મૂત્ર બહાર નીકળી શકતું નહિ હોય એટલે પિશાબ થતો નહિ હોય ત્યારે પણ આ ક્ષાર આપવાથી બહુ જલદી પિશાબ છૂટે છે.

હાથ, પગ વગેરે અવયવો ઉપર ભૂરી નસો સ્પષ્ટ દેખાતી હોય તે નસો શિથિલ થયાની નિશાની છે.

આ ક્ષાર સંકોચ અને વિકાશ બંને કરવાનું બળ ધરાવે છે. કેટલાક આ ક્ષારનો ઉપયોગ કરતાં તેની સંકોચન શકિતથી બીએ છે તેનું કારણ તેઓનું આ ક્ષાર સંબંધીનું અજ્ઞાન છે. ઇંદ્રિઓ, નસો વગેરેના કુદરતી કદ કરતાં વધુ સંકોચ આ ક્ષારથી થતો નથી. સંકોચનશકિત ઉપરાંત વિકાસ કરવાની શકિત પણ આ ક્ષારમાં છે તેથી આ અતિ ઉપયોગી ક્ષારનો ઉપયોગ કરતાં જરાએ બીક રાખવાનું કાંઇ કારણ નથી.

મનુષ્યો જેમ જેમ વૃદ્ધત્વને પામતા જાય છે તેમ તેમ તેમનાં અંગો શિથિલ થતાં જાય છે. સ્ત્રીઓ જેમ જેમ પ્રસુતા થતી જાય તેમ તેમ તેમના ગુહ્યાવયવો શિથિલ થતા જાય એ કુદરતી છે. તેવાઓને માટે આ ક્ષાર અતિ ઉપયોગી છે.

કંઠણ ગ્રંથીઓ, રકતવાહિની અને શિરાઓ વાંકી થવી અને ફુલી જવી, યોનીભ્રંશ, ગુદભ્રંશ, હરસ, વધરાવળ, હર્નિઆ ( સારણ ગાંઠ ), દાંતના ઉપલા એનીમલ (પડ) નું ખવાઈ જવું, હાડકાંના રોગ, પચનેંદ્રિયો અને શ્વાસેંદ્રિયોનુ શિથિલ થવું, ત્વચામાં કાતરા પડવા કે ઝુલી જવી, અર્બુદ ( કેન્સર ) રોગ, આંખના મોતીઆ, સ્ત્રીઓની જનનેંદ્રિયોની શિથિલતા વગેરે અનેક રોગો ઉપર બુદ્ધિપૂર્વક આ ક્ષારનો ઉપયોગ પ્રશસ્થ છે.

## केल्केरीआ फोस्फोरिकानां

### ગુણ, પ્રભાવ, કાર્ય !

આ ક્ષાર શરીરની વૃદ્ધિ અને પોષણ માટે અતિ અગત્યનો છે. બાર ક્ષાર પૈકી આ એક આખા શરીરની અશકિત દૂર કરનાર ઉત્તમ ક્ષાર છે. અશકિત દૂર કરે છે એટલુંજ નહિ પણ શકિત વધારે છે. શરીરની બધી ધાતુઓ અને અવયવોમાં આ ક્ષાર છે તેમાં વિશેષ કરીને દાંત, હાડકાં, સંયોજક ધાતુ ( Connective Tissue–કનેકટીવ ટિસ્યુ ) અને લોહીના પિંડોમાં આ ક્ષાર છે. જે ક્ષાર શરીરના જે અવયવોમાં હોય તે અવયવોના રોગમાં તે ક્ષાર વાપરવાની જરૂર હોય છે આ શાસ્ત્ર પ્રમાણે રોગો એટલે ક્ષારની તંગીથી ઉત્પન્ન થતાં

લક્ષણોજ કહેવાય છે. આ ક્ષારનું અસ્તિત્વ જે અવયવોમાં છે તે અવયવોના રોગમાં આ ક્ષાર આપવાની જરૂર સમજવી એટલે દાંત, હાડકાં, સંયોજક ધાતુ લોહીના રક્તકણોની ન્યુનતા–પાંડુરોગ અને આખા શરીરની અશક્તિ ઉપર આ ક્ષાર ચમત્કારિક દવા છે.

બાળકને દાંત જલદી ન આવતાં હોય, દાંત આવતી વખતે ઝાડા, ઉલટી, તાવ, સસણી વગેરે અનેક પ્રકારના વ્યાધિઓ થતા હોય, સુકતાન ( રિકેટસ–હાડકાંની મૃદુતા ) થયું હોય ત્યારે આ દવા આશિર્વાદ સમાન છે.

લોહીના રક્તકણો ઓછાં થઈ પાંડુરોગ થયો હોય, હાડકાંને વાગવાથી ઇજા થઈ હોય ત્યારે આ ક્ષાર અમૂલ્ય છે.

હાડકાંમાં આ ક્ષાર ૫૭ ટકા છે. શરીરમાંના આલ્બ્યુમીન નામના સેન્દ્રિય પદાર્થની મદદ લઈ આ ક્ષાર શરીરની વૃદ્ધિ અને પોષણ કરે છે. આ ક્ષાર કમી થાય તો આલ્બ્યુમીનના શરીર બંધારણમાં ઉપયોગ થઈ શકતો નથી તેથી તે શરીરમાં નકામું પડી રહે છે અને કફરોગો વગેરે મારફત બહાર નીકળે છે. ફેફસાંમાંથી કે જઠરમાંથી બહાર નીકળે છે, તેને કફરોગ કહેવામાં આવે છે. પિશાબ સાથે બહાર નીકળે તો બ્રાઇટ્સ્ ડિસિઝ્ ( Bright's Discease ) નામનો રોગ કહીએ છીએ અને ત્વચા મારફત બહાર પડે તો ત્વચારોગ કહેવામાં આવે છે. આ ક્ષાર દવા રૂપે આપતાં એ ખોટ પૂરાઈ આલ્બ્યુમીન શરીર-બંધારણમાં વપરાઇ તે રોગો મટે છે.

આ ક્ષારથી દાંત ઉગે છે, હાડકાં કઠણ થાય છે, લોહી જામી જતું અટકે છે, ( લોહી જામી જવાથી ખાલી ચઢવી નામનો રોગ થાય છે ) હાડકાં બનાવ-વામાં આ ક્ષાર આલ્બ્યુમીનનો ઉપયોગ સીમેંટરૂપે કરે છે. આ ક્ષારને આલ્બ્યુમીન ક્ષાર કે અસ્થિ ક્ષાર ઉપનામ ઘટે છે.

દૂધ, લાળ, જઠરનો પાચકરસ, રક્તજલ ( પ્લાઝમા ) વગેરે શરીરના મહત્વના બધા રસોમાં આ ક્ષારનું અસ્તિત્વ છે અને એ રસોનો શરીરબંધારણમાં ઉપયોગ કરે છે.

બાળકોને માટે તો આ ઇશ્વિરી બક્ષીસ છે. તેના બધા રોગોમાં આ ક્ષાર દવા તરીકે આપવોજ જોઇએ. ગર્ભવતી સ્ત્રીઓ આ ક્ષારનું સેવન **નેટ્ર-મ્યુ.** સાથે કરે તો બાળક નિરોગી અને સશક્ત જન્મે છે.

આ ભાંગેલા કે ઇજા પામેલા હાડકાંનું ફરી સંધાન કરે છે અને ઇજા દૂર કરે છે. ભાંગેલાં કે ઉતરી ગએલાં હાડકાં હાડવૈદ્ય પાસે બેસાડાવી પછી આ ક્ષારનો

ખાવામાં અને ચોપડવામાં ઉપયોગ કરવામાં આવે તો ઘણી ઝડપથી તે દુરસ્ત થાય છે.

પાચકરસમાં આ ક્ષાર મુખ્યપણે છે. અપચાનો રોગ આ ક્ષારની તંગી સૂચવે છે માટે આ ક્ષાર લક્ષણો પ્રમાણે બીજા ક્ષારો આપવાથી અપચાનો મહાન રોગ જલદીથી મટે છે. એ માટે આ ક્ષાર હલકા પાવરનો ૧x અથવા ૨x વાપરવો ઉત્તમ છે. ઊંચા પાવરનો વાપરવો હિતકર નથી. અપચાના રોગથી શરીરની થએલી ખરાબી આ ક્ષારથી સુધરી શરીર સારૂં, સુદઢ થાય છે.

ક્ષયરોગ, અતિસાર, વારંવાર માંદગી આવવાથી અને પ્રસૂતિ થવાથી થતી શરીરની અશકતતા, જુનો કફરોગ, જીર્ણજ્વર, રાતે થતો પરસેવો, પાંડુરોગ, સ્વપ્નામાં ધાતુશ્રાવ થવો, ઘડપણમાં શરીરમાં આવતી ખરજ, બચ્ચાંઓના સુકતાન વગેરે શરીરનો નાશ કરનારા મહાન રોગોમાં આ ક્ષાર વાપરવો ઉત્તમ છે.

મોટી ઉંમરના પુરૂષો અને વૃદ્ધોના અશકતતા ઉપર આ ક્ષાર ઉંચા પાવરને, ૨૦૦x વાપરવો.

લોહીમાં ખટાશની વૃદ્ધિ થાય છે ત્યારે અપચો, બ્રાઇટસ્ ડિસિઝ્, અમ્લપિત્ત, સંધિવા વગેરે ભયંકર બીમારીઓ થાય છે ત્યારે પણ આ ક્ષારની જરૂરીઆત ઓછી નથી. ખરી તો એ દર્દોમાં **ने-फो**. ની જરૂર છે. પરંતુ **ने-फो**. વાપર્યા છતાં પણ એ રોગો મટતાં નથી તેનું કારણ એ છે કે ખટાશથી હાડકાંમાં અને રકતકણોમાં રહેલો આ ક્ષાર ઓગળી જાય છે અને નાશ પામે છે અને આ ક્ષારના નાશ પામવા પછી **मे-फो.** પણ નાશ પામે છે અને એ ત્રણે ક્ષારની તંગી થઇ ગઇ હોય છે ત્યાર પછી **ने-फो.** નો ઉપચાર શરૂ કરવામાં આવે છે એટલે એકલા **ने-फो.** થી એ દર્દો મટતાં નથી. તેવે વખતે ત્રણે ક્ષાર વારાફરતી આપવા જોઇએ. આ ત્રણ ક્ષારને એકેક સાથે ગાઢ મિતત્રા છે તેથી એકની તંગી પડતાં બીજો તેની જગાએ વપરાવા લાગે છે અને બીજાની તંગી પડતાં ત્રીજો વપરાવા લાગે છે. એટલે ત્રણે ક્ષારની ન્યૂનતા થઈ ભયંકર બિમારી અસાધ્ય બની જાય છે. માટે આ ત્રણ ક્ષારો પૈકી કોઇની પણ ન્યૂનતાનાં લક્ષણો દેખાય તો બીજા બે ક્ષારોની ન્યૂનતા થવાથી ઉત્પન્ન થતાં લક્ષણો પણ તપાસી જોવાં અને યોગ્ય લાગે તેમ એક, બે અગર ત્રણે ક્ષારો વાપરવા. **मे-फो.** ની ન્યૂનતાથી આંકડી કે ખેંચતાણ ( નસો કે અવયવોમાં ) એ મુખ્ય લક્ષણ દેખાય છે.

બાળકોને અસ્થિબંધારણ માટે આ ક્ષારની ઘણી જરૂર છે. તેથી બાળકની માતાને ગર્ભાવસ્થા દરમ્યાન આ ક્ષાર આપ્યા કરવો એમ પાછળ જણાવ્યું છે.

બાળકો તેથી સશકત જન્મે છે છતાં પણ તેઓની નિરંતર વૃદ્ધિ થતી હોવાથી આ ક્ષારની તંગી પડવાનો સંભવ છે. બાળકને જન્મ આપ્યા પછી પણ માતાઓ આ ક્ષારનું સેવન રાખશે તો સસણી, આંકડી, સુકતાન, આમ્લપિત્ત, દાંત આવતાં વાર લાગવી વગેરે રોગોમાંથી બાળક મુકત રહી સશકત અને સુદૃઢ બનશે.

બાળકોને થતા બધા રોગોમાં **के-फो.**, **ने-फो.**, અને **मे-फो.** આ ક્ષાર મુખ્યત્વે વાપરવાના છે. **फे-फो.** એ પણ બાળકોની ખાસ દવા છે આ વિષે ' બાળકોના રોગો " માં વિશેષ લખવામાં આવ્યું છે.

કોઇપણ કારણથી શરીરમાં આ ક્ષારનાં પરમાણુઓ પ્રમાણ કરતાં કમી થવાથી મહત્વની મુખ્ય ઇંદ્રિયોનાં કાર્યમાં ખલેલ પહોંચે છે અને તે બગડે છે. જેમકે અસ્થિપિંડ જેટલા જલદી નાશ પામે છે તેટલા જલદી જો નવા પિંડો ઉત્પન્ન ન થાય તો કેટલીક મુદત સુધી એવું કાર્ય ચાલુ રહેવાથી લોહીમાંના રકતકણમાં આ ક્ષારની ઘટ પડે છે અને રકતકણો ઓછા થવાથી પાંડુરોગ ઉત્પન્ન થાય છે. વળી અસ્થિના મધ્યભાગમાં લોહીમાંથી લાલ કણો તૈયાર થાય છે. અસ્થિમાં બગાડ થવાથી તેની અંદરના લોહીમાં રકતકણ તૈયાર થાય નહિ. તેથી સ્વાભાવિક હાડકાંની મૃદુતા સાથે ( રિકેટસ્ સાથે ) પાંડુરોગ થાય છે. જેને સુકતાન કહેવામાં આવે છે.

નવા પિંડો બનાવવાની શકિત આ ક્ષારમાં હોવાથી નાનાં બાળકો જેને વધવાની જરૂર છે તેના સર્વ રોગો, શકિત નાશ કરનારા સર્વ રોગોમાં તે રોગોના નિવારણ માટે અને શરીરની વૃદ્ધિ અને પુષ્ટી માટે આ ક્ષાર ઉત્તમ છે. બાયોકે-મિસ્ટ્રીમાં ખાસ ટૉનિક દવા આ ક્ષાર છે.

## केल्केरिआ सल्फ्युरिकम

### ગુણ, પ્રભાવ, કાર્ય.

કેલ્સ્યમ કલોરાઇડ અને હલકા ગંધકના તેજાબને મિશ્ર કરી તેને શાસ્ત્રવિધિથી આ ક્ષાર તૈયાર કરાય છે એ કુદરતીરૂપે સીલેનાઇટ, જીપસમ, તરીકે ઓળખાય છે.

આ ક્ષાર હોઠ, સ્તનાગ્ર, સંયોજકતંતુ ( કનેકટીવ ટીશ્યુ ), યકૃત અને પિત્તમાં છે.

યકૃત ( લીવર ) માં ક્ષીણ થયેલા રૂધીરના અણુઓમાંથી વધારાના જલનું શોષણ કરી તે અણુઓનો નાશ કરવાનું કામ આ ક્ષાર કરે છે. જ્યારે યકૃતમાં આ ક્ષાર કમી થઇ જાય છે ત્યારે યકૃતમાં ક્ષીણ થયેલા રૂધીરના અણુઓનો જથો

એકઠો થાય છે અને તેથી તે જથ્થો આભ્યંતર ત્વચા મારફતે બાહ્યત્વચા મારફતે ફોલ્લારૂપે કુદરતી નીકળે છે. આ ક્ષાર નિરૂપયોગી અણુઓનાં કચરાને સરળતાંથી બહાર કાઢી નાખે છે તેથી કફ અને ત્વચા રોગો થતા નથી અને થયા હોય તો જલદીથી મટી જાય છે.

એવા નિરૂપયોગી પદાર્થો શરીરના જે ભાગોમાં એકઠા થાય છે ત્યાં તે સડે છે અને પરૂ થવાની ક્રિયા ચાલે છે. આ ક્ષાર પરૂની ક્રિયા અટકાવે છે અને થએલું હોય તેને જલદી બહાર કાઢી નાખે છે. સડતાં ચાંદાં, ગુમડાં વગેરેનું પરૂ બહાર કાઢી નાખી રૂઝવવાનું મુખ્ય કારણ આ ક્ષારનું છે.

દરેક વરમ (ઇન્ફ્લેમેશન) ની ત્રીજી અવસ્થામાં પરૂ થાય છે ત્યારે **का-स** ની સાથે આ ક્ષાર આપવો જોઇએ તે પાછળ લખવામાં આવ્યું છે.

ફેફસાંનો સડો, આંતરડાંનો સડો, ગડ ગુમડાં અને શરીરના કોઇપણ ભાગના સડા ઉપર આ ઔષધની યોજના કરવી. ઉંડાં નહિ રૂઝાતાં ચાંદાં ઉપર આ અકસિર દવા છે.

આ ક્ષાર શરીરમાં પૂરતા પ્રમાણમાં હોય તો પરૂ થવાની ક્રિયા ચાલતી નથી. પાકણી દેહ હોય તેને માટે આ દવાનું સેવન હિતકર છે. તેને ગડ ગુમડાં વગેરે ન થયાં હોય તો પણ તેણે આનું સેવન કરવું જોઇએ. કેમ કે બાયોકેમિસ્ટ્રી-જીવન રસાયન શાસ્ત્રને એવો નિયમ છે કે જે ક્ષાર જે રોગ મટાડે તે ક્ષાર તે રોગને થતો અટકાવે. દાખલા તરીકે **ने-स**. મેલેરિઆ ફીવરને મટાડે છે અને શરદ ઋતુમાં એ રોગની ઉત્પત્તિ છે તેથી એ ઋતુમાં એ ક્ષારનું સેવન કરે તો મેલેરિઆ થતો અટકાવે એમ બધી દવાઓ માટે સમજી લેવું.

## फेरम फोस्फोरिकम

### ગુણ, પ્રભાવ, કાર્ય.

હીરાકસી અને સોડીયમ ફોસ્ફેઇટને અમુક પ્રમાણમાં મિશ્ર કરવાથી આ ક્ષાર ઉત્પન્ન થાય છે.

આ ક્ષાર લોહીના લાલ પિંડો અને વાળમાં છે. હેમોગ્લોબીન નામના રકતને લાલ રંગનું કરનારા પદાર્થમાં આનું અસ્તિત્વ છે. લોહી એજ મનુષ્યનુ જીવન છે. લોહી વગર જીવન નથી. લોહીના લાલ પિંડોનો નાશ એટલે જીંદગીનો પણ નાશ. માટે શરીરના આરોગ્ય માટે અને જીવનના અસ્તિત્વ માટે આ ક્ષારની ખાસ જરૂર છે. ૧૬૫ પૌંડ વજનના મનુષ્યમાં તેના લોહીમાં આ

ક્ષાર ફક્ત ૪૪ ગ્રેનજ છે. શરીરના સઘળા પિંડો આ બાર ક્ષારના યોગથી આલ્બ્યુમીનમાંથી બને છે એટલે દરેક પિંડમાં આલ્બ્યુમીન છે અને લોહ પણ છે. એ લોહ એકલું હોતું નથી પણ તે ફોસ્ફોરિક ઍસિડસાથે મળેલું છે. આ ક્ષાર લોહીના રક્તકણોને લાલ રાખે છે અને વધારે છે અને તે મારફત શરીરના બધા પિંડોને પ્રાણવાયુ પહોંચાડે છે. તેથી જીવનક્રિયા ચાલુ રહે છે.

દરેક અવયવોના પિંડોને ઓક્સિજન ( પ્રાણવાયુ ) પહોંચાડવાનું કાર્ય આ ક્ષાર અને **का-स.** ક્ષારની મદદથી કાયમ ચાલ્યા કરે છે. એકલા **फे-फो.** માં પ્રાણવાયુ ગ્રહણ કરવાની શક્તિ છે. પરંતુ **का-स.** ની મદદથી એ ક્રિયા જલદ બને છે. આથી સ્પષ્ટ છે કે **फे-फो.** ની સાથે **का-स.** દેવાની ખાસ જરૂર છે. જ્યારે જ્યારે આ ક્ષારની શરીરને જરૂર હોય ત્યારે ત્યારે **का-स.** ની પણ જરૂર સમજવી. કેમ કે એ એનો મિત્ર ક્ષાર છે.

શરીરને ઓક્સિજન પહોંચાડવાની આ ક્રિયા ઑક્સિડેશન કહેવાય છે. એ ક્રિયાથી શરીરમાં રહેલા વિજાતિય દ્રવ્યો—નકામા પદાર્થો નાશ પામે છે, દરેક પિંડોને પ્રાણવાયુ મળે છે અને જીવનશક્તિ ટકી રહે છે.

જો આ ક્ષારની ખામી જલદી ભરપાઈ કરવામાં ન આવે તો તરતજ **का-म्यु.** નામના ક્ષારની પણ તંગી પડે છે અને સોજાથી ( Inflamation ) ઉત્પન્ન થએલા રોગોનો બીજો દરજ્જો શરૂ થાય છે ત્યારે આ **फे-फो.** અને બંને સંબંધી ક્ષારો સાથે અથવા વારાફરથી આપવા પડે છે.

લોહીમાં અને તેના પિંડોમાં કે શરીરની કોઈપણ તંતુજાળમાં આ ક્ષારની ખામી પડે છે ત્યારે લોહી પોતામાં જે લોહ હોય છે તેને તે તે ઠેકાણે પહોંચાડવા માટે વધારે જોરથી ફરે છે. આવી રીતે ત્વરિત રૂધિરાભિસરણને લીધે ગરમી ઉત્પન્ન થાય છે તેને તાવ નામનો રોગ કહેવામાં આવે છે. પણ ખરી રીતે તાવ એ રોગ નથી પરંતુ શરીરમાં લોહની ખામી બતાવનારૂં લક્ષણ યા ભાવના છે. જેને આપણે શરદી લાગી એમ પણ કહીએ છીએ. લોહીમાં આ ક્ષારની ખામીથી જ્વલનક્રિયા મંદ પડે છે એટલે પાણીનો ભાગ પણ વધી પડે છે જેને આપણે શરદી કહીએ છીએ. આ વધી પડેલા પાણીના ભાગને બહાર કાઢવા માટે પણ લોહી વધારે જોરથી ફરી ગરમી અથવા તાવ ઉત્પન્ન કરે છે. જો કે પાણીનો ભાગ વધારે થવાનું મુખ્ય કારણ તો **ने-स.** નામના ક્ષારની તંગી છે. જેથી દરેક પ્રકારના તાવમાં **फे-फो.** અને **ने-स.** આ બે ક્ષાર મુખ્યત્વે આપવાના હોય છે.

આ ક્ષાર ઔષધ તરીકે આપવાથી ઑક્સિડેશનની ક્રિયા વ્યવસ્થિત ચાલવા માંડે છે અને શરદી કે તાવ મટી જાય છે.

આ ક્ષારની ખામીથી સ્નાયુઓ અને રક્તવાહિનીઓની દિવાલો શિથિલ થાય છે અને તેથી રક્તવાહિનીઓ વિસ્તૃત-પહોળી-થાય છે અને તે જગાએ વધું રક્ત જમા થાય છે એટલે રક્તસંચય થાય છે. અને શારીરિક ક્રિયાઓથી નાશ પામતા અણુઓ-ઘસારાના પદાર્થો અને કેટલાક નિરૂપયોગી પદાર્થો રક્તાભિસરણ મારફત બહાર નીકળી જવા જોઇએ તે બહાર ન નીકળતાં જ્યાં રક્તસંચય થયો હોય છે તે જગાએ ભેગા થયા કરે છે અને ત્યાં વરમ કે સોજો ( Inflamation ) ઉત્પન્ન કરે છે. જો એવો રક્તસંચય ફેફસાંનાં એરસેલ્સમાં થાય તો ન્યૂમોનીઆ થાય છે, ફેફસાંનાં ઉપલા પડમાં થાય તો પ્લુરસી થાય છે, વાયુનળીમાં થાય તો બ્રોન્કાઇટીઝ ( સસણી ) થાય છે. સ્વરનળીમાં થાય તો લેરીન્જાઇટીસ, રક્તાશય-હૃદયમાં થાય તો કારડાઇટીઝ, મગજમાં થાય તો મેનીન્જાઇટીસ વગેરે વગેરે અસંખ્ય રોગો થતા કહેવાય છે. શરીરના બધા ભાગોમાં એવો વરમ કે રક્તસંચય થાય છે તે દરેક વરમના જુદા જુદા નામો છે. અને જુદી જુદી ઔષધીઓ છે પરંતુ આ શાસ્ત્ર પ્રમાણે ચિકિત્સા કરનારને તે બધા નામોની કાંઇપણ જરૂર નથી. કેમકે દરેક જગાના-અવયવના વરમ કે ઇન્ફ્લેમેશનની પ્રથમ પગથીઆની દવા આ ક્ષારજ છે. બીજા અને ત્રીજા પગથઆની દવા **का-मु.** અને ( **का. स.** તથા **के-स.** ) અનુક્રમે છે.

જે જગાએ વરમ થાય છે તે જગાએ લાલાશ, વેદના, દાહ-બળતરા અને ઉષ્ણુતા એ ચાર લક્ષણો દેખાય છે. દરેક પ્રકારની વરમની એક દવા આ **फे-फो.** ક્ષાર છે. એનાથી ચમત્કારિક રીતે બહારના કે અંદરના આ જીવલેણ વરમો મટી જાય છે. આ વરમો શરીરના બહારના ભાગોમાં થાય તો સ્પર્શ અને દર્શનથી જાણી શકાય છે, પણ જો શરીરના અંદરના ભાગોમાં થાય તો વેદના અને ગરમી દાખવાથી કે સ્પર્શથી જાણી શકાય છે. દાહ અને વેદના દર્દીને પૂછવાથી જણાય છે અને લાલાશ હશે એ માની લેવાનું હોય છે.

બધા વરમની પ્રથમ ભૂમિકા-પગથીઆમાં આ ક્ષારની સાથે તેનો મિત્રક્ષાર **का-स.** જરૂર આપવો. **का-स.** ના ગુણકાર્ય ઉપરથી તેની વિશેષ ખાતરી થશે. **का-स.** ની મદદ થી ઑક્સિડેશન ક્રિયા અને જલનક્રિયા જોરથી ચાલે છે અને પરસેવો પણ પુષ્કળ થાય છે. એટલે રક્તસંચયમાં જમા થયેલા અને થતા નિરૂપયોગી પદાર્થો નાશ પામે છે અને એ હાનીકારક પદાર્થો નાશ પામી કે

શરીરની બહાર નીકળી જઈ વરમ મટે છે. અને વરમ બીજી કે ત્રીજી ભૂમિકા ઉપર જઈ શકે નહિ.

જો વરમોની ઉપેક્ષા કરવામાં આવે તો પછી રકતસંચય કે વરમની જગાએથી તે પદાર્થો અને ફિબ્રિન આલ્બ્યુંમીન વગેરે રસો બહાર ઝરે છે ત્યારે વરમની દ્વિતિય ભૂમિકા થઇ કહેવાય છે. એ બહાર નીકળતા પદાર્થનો શ્રાવને કફ વગેરે કહેવામાં આવે છે, આ દ્વિતિય ભૂમિકામાં આ ક્ષારની સાથે યા વારાફરતી **का–मु.** નામનો ક્ષાર આપવો પડે છે. કફ કે શ્રાવમાં બહાર નીકળતા ફિબ્રિનને **का–मु.** શરીર બંધારણ માટે ઉપયોગમાં લઇ લે છે. તેથી કફ થટી ગયો કહેવાય છે.

વરમની ત્રીજી ભૂમિકા અવસ્થા પ્રાપ્ત થતાં **का–स.** અને **के–स.** એ બે ક્ષારો આ ક્ષારની સાથે યા વારાફરતી આપવા જોઇએ. વરમની ત્રીજી ભૂમિકામાં નીકળતા રસો રંગે પાળા કે પીળાશ પડતા કે પરૂપ હોય છે.

રક્તવાહિનીઓ આ ક્ષારની ખામીથી શિથિલ થઈ ફુલે છે અને તેનાં પડ લોહીના ધસારાથી તૂટે છે. તેથી રક્તશ્રાવ થાય છે. તેવે વખતે રક્તવાહિનીઓને મજબૂત કરવા-તેનાં પડોને સુદૃઢ કરવા આ ક્ષારની જરૂર છે. કોઇપણ સ્થળેથી થતો રક્તશ્રાવ બંધ કરવા આ ક્ષાર પ્રથમ દવા છે. નાક, મોં, ફેફસાં, આંતરડાં, જઠર, ત્વચા, યોની, કે લિંગ, કે કોઇપણ અવયવમાંથી રક્તશ્રાવ થતો હોય છે. તો પણ દવા તરીકે આ એકજ ક્ષારની મુખ્યત્વે જરૂર હોય છે. લક્ષણો (રૂધીરનાં) પ્રમાણે તેની મદદમાં **के–फ्लो.**, **ने–स.**, **ने–मु.** કે **का–फो.** આપવાની જરૂર હોય તો તે પણ સાથે સાથે યા વારાફરતી આપવી.

લોહીના લાલ રજકણોની ન્યૂનતા થતાં પાંડુરોગ, કલોરોસીઝ-હરિત પાંડુ (યુવાન સ્ત્રીઓનો પાંડુરોગ, ) માં પણ આ ક્ષારની મુખ્ય જરૂર છે. નવાં સેલ્સ બનાવવાં અને નાશ પામેલા સેલ્સને બહાર કાઢવા **के–फो.** અને **ने–मु.** પણ આની સાથે અથવા વારાફરતી આપવા આ બે ક્ષારો મધ્યમ કે ઊંચા પાવરન આપવા પણ **फे–फो.** ૧× થી ૩× સુધીનો વાપરવો ઉત્તમ છે.

આર્યવૈદ્યક પ્રમાણે લોહ આપતાં જે સખ્ત બંધકોશ થાય છે તેમાં અને જુલાબો લે લે કરવાથી થતી આંતરડાંની શિથિલતા દૂર કરવા માટે પણ આ ક્ષાર બહુ ઉપયોગી છે. આ માટે આ દવા લાંબા વખત ચાલુ રાખવાની જરૂર છે.

**के–फो.**, **ने–फो.**, **मे–फो.**, અને **का–फो.** જેમ શરીરની ખીલવણી, પુષ્ટી, શકિત અને વૃદ્ધિ માટે જરૂરના છે તેમ આ ક્ષાર પણ તે માકે તેટલોજ

જરૂરનો છે. આ પાંચે ફૉસ્ફેટો મહાન ટૉનિક દવા છે. શરીરની શક્તિ, પુષ્ટી, વૃદ્ધિ અને દરેક રોગ પાછળ થતી અશક્તિ માટે એ બધાની જરૂર સમજવી. એ પાંચે ક્ષાર સમ પ્રમાણમાં મિશ્ર કરી તેનો ઉપયોગ કરવો એના આગળ શક્તિની બધી દવાઓ કંઈ હિસાબની નથી. ( સ્નાયુઓ અને રક્તવાહિનીઓની શિથિલતા હોય તો **मे-फो**. ન આપવો. )

વાગવું, કપાવું અને બળવા ઉપર તો આ ક્ષાર અતિ ઉપયોગી છે.

આ ક્ષાર તાવ-જ્વર મટાડવા માટે ઉસ્તાદ હોવાથી એને જ્વરારિ ક્ષાર અને સ્નાયુઓ દઢ કરતર હોવાથી સ્નાયુદઢિકરણ ક્ષાર નામ આપવા યોગ્ય છે.

**के-फलो.** ક્ષારમાં સ્નાયુઓને દઢ કરવાનું વિશેષ સામર્થ્ય છે. તેથી જ્યારે એકલા **फे-फो.** થી સ્નાયુઓ દઢ કરવાનું બની શકે નહિ ત્યારે ત્યારે તે ક્ષારને આ ક્ષારની મદદમાં આપવાથી સ્નાયુઓ દઢ બને છે અને રક્તશ્રાવ તરત બંધ થાય છે. એ ક્ષાર પણ **फे-फो.** નો મિત્રક્ષાર છે. **का. मु.** અને **का-स.** પણ **મિત્ર ક્ષાર** છે તે પાછળ કહેવાઇ ગયું છે.

## काली मुरीएटीकम्

### ગુણ, પ્રભાવ અને કાર્ય

આ ક્ષાર પૃથ્વીમાંથી કારનેલાઇટ નામના ખનીજના રૂપમાં નીકળે છે અને શુદ્ધ પોટાશ્યમ્ કારબોનેટ સાથે હાઇડ્રોક્લોરિક ઍસિડ મેળવવાથી પણ એ તૈયાર થાય છે.

આલ્બ્યુમીનવાળા પદાર્થો અને આ ક્ષારની સાથે ઑક્સિજન મળવાથી ફિબ્રિન નામનો પદાર્થ બને છે. એ લોહીમાં ફિબ્રિન હોતું નથી અગર ઓછું થઇ જાય છે ત્યારે ઓક્સિજન ( પ્રાણવાયુ ) ની ખોટ લોહીને પડે છે. તે **फे-फो.** ના પરમાણુઓથી પૂરી પાડવી પડે છે માટે ફિબ્રિનની જરૂર છે અને ફિબ્રિન ઉત્પન્ન કરવા આ ક્ષારની જરૂર છે.

ફિબ્રિન ઉત્પન્ન કરનાર અને તેનો શરીર બંધારણમાં ઉપાગ કરનારગે આ **का-मु.** ક્ષાર ઘટે છે એટલે **फे-फो.** નો ક્ષાર પણ ઘટે છે **फे-फो.** ક્ષાર લોહીમાંથી કોઇપણ રીતે ઓછો થાય છે એટલે તત્કાળ **का-मु.** ની પણ ખોટ પડે છે એ સ્પષ્ટ છે. આવી રીતે આ બંને ક્ષારને અરસ્પરસ ગાઢો સંબંધ છે.

દરેક વરમની પ્રથમની સ્થિતિમાંથી બીજી સ્થિતિ-ભૂમિકામાં આવવા ન દેવા માટે આ ક્ષાર પણ **फे-फो.** ની સાથે દેવાની અગત્ય કેટલી બધી છે તે

આથી જણાશે, **फे-फो.** ના ગુણ, પ્રભાવ, કાર્યમાં લખવામાં આવ્યું છે કે વરમવાળા ભાગમાં ફિબ્રિન અને બીજા નકામા-નિરૂપયોગી પદાર્થો પણ તે ભાગ શિથિલ થવાથી તેમાં જામવા માંડે છે અને તેથી લોહીમાં આવા નિરૂપયોગી પદાર્થો વધારે પ્રમાણમાં હોય તો તે વરમ ભયંકરરૂપ પકડે છે તેવા વખતે પરસેવા મારફતે તે નિરૂપયોગી પદાર્થો બહાર કાઢી નાખવા માટે **का-स.** ની જરૂર છે તેમ ફિબ્રિનની વ્યવસ્થા કરવા માટે એટલે તેને બહાર કાઢી નાખવા કે શરીરબંધારણમાં કે લોહીમાં પાછો મેળવી દેવા માટે આ ક્ષારની પણ જરૂર છે. માટે જો વરમ ઉત્પન્ન થાય કે તરત વરમની મુખ્ય દવા **फे-फो.** ની સાથે **का-मु.** અને **का-स.** વારાફરતી આપવામાં આવે તો તે વરમ પછી તે ન્યુમોનીઆથી ઓળખાતો હોય કે પાછળ **फे-फो.** ના ગુણ, પ્રભાવ, કાર્યમાં જણાવેલા કોઇપણ વરમજન્ય રોગથી ઓળખાતા હોય તે કદી પણ ભયંકર-અસાધ્ય રૂપ પર જશે નહિ. દરેક વરમજન્ય રોગ ઉપર આ ત્રણ ક્ષારો પૂરતાં છે. બીજાં લક્ષણોની વૃદ્ધિ કે શક્તિને માટે બીજા ક્ષારો આપવાની જરૂર હોય તે પણ આપવા.

મગજમાં નવાં સેલ્સ-પિંડો આ ક્ષાર શિવાય બની શકતા નથી.

સ્નાયુઓ, રક્તપિંડો, સંયોજક તંતુઓ, શિરાઓ, રક્તવાહિનીઓ, લિંફવાહિનીઓ, અને શરીરના બધા સેલ્સમાં આ ક્ષારનું અસ્તિત્વ છે.

શિરાઓ-અશુદ્ધ રક્તવાહિનીઓમાં ફિબ્રિન એક હજારે ત્રણ ભાગ છે. શુદ્ધ રક્તવાહિનીઓમાં તેથી ઓછું છે અને લિંફવાહિનીઓ-ખોરાકના રસ લઇ જનારી રસવાહિનીઓમાં તેથી પણ ઓછું છે.

આ ક્ષારની શરીરમાં ખોટ પડે છે ત્યારે ફિબ્રિન નામનું અતિ ઉપયોગી સેન્દ્રિય તત્વ શરીરબંધારણમાં નિરૂપયોગી થઈ શરીરને ત્રાસદાયક થઇ પડે છે અને તે કફ, સફેદ લીંટ સફેદ પ્રદર વગેરે નામથી બહાર પડે છે. જીભ ઉપર સફેદ પડરૂપે જામે છે. સોજા ( વરમ ), ગ્રંથી, ચાંદાં વગેરે કરી ત્વચા મારફત બહાર નીકળે છે. કોઇપણ જગાએથી થતો સફેદ રંગનો શ્રાવ એ આ ક્ષારની તંગીને લીધે વપરાયા વગરનું વધારાનું ફિબ્રિનજ છે. આ ક્ષાર દવા તરીકે આપતાં ફિબ્રિનનો શરીરબંધારણમાં ઉપયોગ થઇ તે શ્રાવો બંધ થાય છે.

દાઝવા અને બળવાથી તે ભાગમાંનું ફિબ્રિન નાશ પામે છે તે ખામી આ ક્ષાર આલ્બ્યુમીનમાંથી પ્રાણવાયુના યોગથી નવું ફિબ્રિન ઉત્પન્ન કરી દૂર કરે છે. આ માટે ઑક્સિજનનો યોગ કરવા માટે **फे-फो.** પણ આ ક્ષારની સાથે સાથે

આપવોજ જોઇએ, આ બે ક્ષારના ઉપયોગથી દાઝેલા અને બળેલા દર્દીઓ ચમત્કારિક રીતે સારા થાય છે. બળી ગએલા ભાગના જ્ઞાનતંતુઓ પણ સાથે બળી જાય છે તેથી **का-फो.** પણ આપવાની ઘણા દર્દીઓને જરૂર હોય છે.

શરીરની અંતરત્વચા મારફતે ફિબ્રિનને બહાર કાઢી નાખવાની ક્રિયા જોરથી ચાલે છે ત્યારે દાઝવા પ્રમાણે ફોલ્લા શરીરની ઉપલી ત્વચા મારફત બહાર નીકળે છે. શીતળા અને રતવામાં આવું બને છે. તે વખતે આ ક્ષાર તેની સુંદર દવા છે. વધારાનું ફિબ્રિન આ ક્ષાર પાછું લોહીમાં મેળવી શરીરને ઉપયોગી બનાવે છે અને રોગનો ઉપદ્રવ નરમ પડે છે.

ખોરાકમાંથી સારરૂપ જે લિંફરસ ઉત્પન્ન થાય છે તેને લઇ જનારી નસોને લિંફવાહિની કે રસવાહિની કહેવામાં આવે છે. એ રસવાહિનીઓમાં આ ક્ષારને અભાવે લિંફરસ જામી ગ્રંથીઓ ( પોચી ) થાય છે તે ઉપર પણ આ ક્ષાર ઉપયોગી છે. દરેક પોચા સોજા અને પોચી ગ્રંથીઓ ફિબ્રિન જામવાથી થાય છે તે ઉપર આ ક્ષાર દવા છે, અને દરેક કઠણ સોજા અને કઠણ ગ્રંથીઓ આલ્બ્યુમીન, ચુનો, સિલિકા જામવાથી થાય છે તેઉ પર **के-फ्लो., के-फो.,** અને **सि.** ઉપયોગી થાય છે.

તમામ કફરોગ, પ્રદર, નરમ ગ્રંથીઓ, સોજા, દાઝવું, બળવું, ન્યુમોનિઆની પ્રથમ અને દ્વિતિય ભૂમિકા, મરડો, કંઠરોહિણી ( Diptharia ) શીતળા, શીતળા કઢાવ્યાથી થતી ખરાબ અસર; શુદ્ધ પિત્તની ખામી; યકૃતની મંદતા; ફેફસાં, હૃદય, આંતરડાં, અન્નનળી વગેરેના રસપડ અને શ્લેષ્મલ ત્વચાના રોગો; રસવાહિનીઓનો વિસ્તાર વગેરે ઉપર આ ક્ષાર અતિ ઉપયોગી છે,

## काली फोस्फोरिकम.

### ગુણ, પ્રભાવ, કાર્ય.

આ ક્ષાર પોટાશ કારબોનેઈટ અને ફોસ્ફોરિક એસિડનું શાસ્ત્રીય રીતે મિશ્રણ કરવાથી બને છે.

મજ્જાતંતુ, મગજના પિંડો, સ્નાયુ, લોહી, અને કરોડરજ્જુમાં અસ્તિત્વ છે, ધાતુ ( ટીસ્યુઝ ) બનાવવા માટે ઉપયોગી થનારા અને સર્વ પોષક પદાર્થમાં આ ક્ષાર છે. આ ક્ષાર સિવાય કોઇપણ ધાતુ બની શકતી નથી. આ ક્ષાર શરીરમાં

રહી સડતા પદાર્થોનો નાશ કરે છે. સડતાં ચાંદાં, આંતરડાંનો સડો અને તેથી ઉપજતો કામજ્વર કે સન્નિપાતજ્વર ( Typhoid–ટાઇફોઇડ ), ફેફસાંનો સડો ( ક્ષય ), જઠરમાં પડતાં ચાંદાં વગેરે શરીરની બહારનાં અને અંદરના કોઇપણ પ્રકારના સડા માટે પ્રતિબંધક અને નાશકારક આ ઔષધની ઉપયોગિતા જેટલી ગણીએ તેટલી ઓછી છે. મગજમાં આ ક્ષાર મુખ્યત્વે કરીને છે. મગજના બધા રોગો–ગાંડપણ, હિસ્ટીરીઆ, બુદ્ધિનાશ, સન્નિપાત, વિચારશુન્યસ્થિતિ, નિરુત્સાહ વગેરેની આ મુખ્ય દવા છે. શરીરના કોઇપણ ભાગ–મોં, નાક, ત્વચા, ગુદામાર્ગ અને મૂત્રમાર્ગ વગેરેમાંથી નીકળતો સ્રાવ કે રસ જેને લીંટ, કફ, પરસેવો, ઝાડો, પિશાબ વગેરે કહેવામાં આવે છે તે દુર્ગંધયુકત હોય તો તે આ ક્ષારની ખામી બતાવે છે. આ ક્ષાર દવારૂપે આપતાં તેમાં આશ્ચર્યકારક સુધારો થાય છે.

બાયોકેમિસ્ટ્રી ( જીવન રસાયણશાસ્ત્ર ) પ્રમાણે શ્વાસમાર્ગે ખોરાક મારફત કે પાણી મારફત બહારથી જંતુ શરીરમાં દાખલ થાય છે અને શરીરમાં જો કોઇપણ જગાએ સડો હોય કે સેન્દ્રિય પદાર્થો વપરાયા વગરના વધારા પડ્યા રહી સડતા હોય તેમાં તે ઉછરી મોટા થાય છે કે વૃદ્ધિ પામે છે અગર તો શરીરનાં આપોઆપ સડાના જંતુઓ ઉત્પન્ન થઇ વૃદ્ધિ પામે છે કે મોટા થાય છે. જો સડો દૂર કરવામાં આવે એટલે જંતુઓના ખોરાકનો નાશ કરવામાં આવે તો જંતુઓ સ્વાભાવિક ભૂકે મરી જાય. સડો દુર કરવા માટે જીવનરસાયણ શાસ્ત્રમાં એન્ટી સેપ્ટિક દવાઓ છે તેમાંની **का-फो.** અને **ने-फो.** મુખ્ય છે. આ બે ઔષધો શરીરમાંના સડતા પદાર્થોનો નાશ કરે છે અને સડાનો નાશ થવાથી જંતુઓનો કુદરતી નાશ થાય છે એટલે જંતુઓ મારવા માટે ઝેરી દવાઓની જરૂર નથી. જે ઝેરો જંતુઓને મારે છે તે મનુષ્યના જીવનને પણ જરૂર નુકશાન કરે એ સ્પષ્ટ છે. આથી જંતુથી ઉત્પન્ન થતા રોગોમાં ઉપરની એન્ટીસેપ્ટિક દવાઓનો ઉપયોગ કરવો.

મગજ, કરોડરજ્જુ, સ્નાયુ નાડીકેંદ્ર અને લોહીના પિંડોમાં આ ક્ષાર હોવાથી તે તે અવયવોના રોગો આ ક્ષારથી મટે છે.

મગજ, સ્નાયુ અને જ્ઞાનતંતુઓમા આ ક્ષાર કમી થતાં વિચારશકિતનો નાશ થાય છે. તેથી નિરાશા, અસ્વસ્થતા, બીકેણપણું, ગાંડપણ, સંગતિનો કંટાળો, એકાંતપ્રીયતા, વહેમી પ્રકૃતિ, નાડીની મંદતા, પક્ષઘાત. (Paralyasis) સ્નાયુની ક્ષીણુતા વગેરે લક્ષણો ઉત્પન્ન થાય છે. એ લક્ષણોની ઉપર દવા તરીકે આપતાં સર્વ લક્ષણોની શાન્તિ એટલે રોગનિવૃત્તિ

લાંબા વખતથી ચાલતા રોગો કે તરત થએલા રોગોને લીધે સ્નાયુઓ સુકાઈ જવા, શક્તિ ક્ષીણ થઇ જવી, બેભાન અવસ્થા પ્રાપ્ત થવી, દુર્ગંધયુક્ત શ્રાવ ( ઝાડા, લીંટ, પરસેવો, પરૂ, રસી, થુંક વગેરે ), સન્નિપાતજ્વર અને તેમાં થતી તંદ્રા, મોહ વગેરેમાં આ ક્ષારનો સફળતાપૂર્વક ઉપયોગ થાય છે.

દરેક પ્રકારના સન્નિપાતજ્વર, ટાઇફોઇડ જ્વર, ટાઇફસ જ્વર ( મગજનો તાવ ) અને ગાંડપણ ઉપર આ ઔષધના જેવું બીજું ઔષધ નથી એમાં જરા પણ સંશય નથી.

માનસિક અને શારીરિક મહેનત કરનારા વિદ્યાર્થીઓ, શિક્ષકો, ન્યાય-શાસ્ત્રીઓ, મજુરો વગેરેને માટે આ ક્ષાર જીવનરૂપ છે.

રાતની મધુરી ઉંઘની મોજ લેવી હોય તેમણે આ ક્ષારનું સેવન કરવું.

શરીરના સર્વ સેન્દ્રિય પદાર્થોનો આ ક્ષાર શરીરબંધારણ માટે ઉપયોગ કરે છે. આલ્બ્યુમીન સાથે મળી ઑક્સિજનની મદદથી જ્ઞાનતંતુના ભૂરા રેસાઓ કે તંતુઓ બનાવે છે. સફેદ જ્ઞાનતંતુઓ **मे-फो.** થી બને છે એ પાછળ કહેવાયું છે.

શરીરના બધા અવયવોને ઑક્સિજનવાળા કરવાની શારીરક્રિયાઓ શ્વાસોચ્છ્વાસમાં થતો બે ગ્યાસોની આપ લે, રક્તમાં થતા રસાયનિક ફેરફારો ચરબીનું સાબુમય રૂપાંતર કરી શરીરને ઉપયોગી બનાવવાનું કાર્ય વગેરે આ ક્ષાર કરે છે.

માંદગીથી થતી સ્નાયુઓ—માંસપિંડોની ક્ષીણતા આ ક્ષાર ખાસ મટાડે છે. તે માટે આ ક્ષાર ૬૦ x નો વાપરવા ડોકટરો ભલામણ કરે છે.

મગજમાં મુખ્યત્વે બે પ્રકારના રસ છે. એક શ્વેત અને બીજો ભૂરો. શ્વેત પદાર્થને ઑલ્બ્યુમીનમાંથી **मे-फो**. બનાવે છે. અને ભૂરા પદાર્થને **का-फो.** બનાવે છે. ભૂરો રસ શરીરમાં રાજારૂપ છે. તેમાં રહેલો આ ક્ષાર પણ સર્વ ક્ષારોમાં રાજારૂપ છે.

શરીરના બધા અવયવોનો વ્યાપાર ( ગતિક્રિયા વગેરે ) મજ્જાતંતુ ઉપર છે. મજ્જાતંતુની નિર્બળતાથી એ અવયવોની ક્રિયાઓ પણ મંદ પડે છે. આ ક્ષાર આપવાથી મજ્જાતંતુઓ સબળ થઈ શારીરિક બધી ક્રિયાઓ સુખપૂર્વક સરળતાથી ચાલવા માંડે છે.

**मे-फो.** અને **का-फो.** એકેક સાથ ગાઢ સંબંધ રાખે છે. એકની ખોટ પડતાં બીજા ક્ષાર તેની જગાએ વપરાવા લાગે છે. પરિણામે બંને ક્ષાર ઘટે છે જેથી કેટલીક વાર એ બંને ક્ષારો સાથે આપવાની જરૂર હોય છે.

## काली सल्फ्युरिकम

### ગુણ, પ્રભાવ, કાર્ય.

પોટાશ અને સલ્ફ્યુરિક એસિડના સંયોગથી આ ક્ષાર ઉત્પન્ન થાય છે. જ્વાળામુખી પર્વતમાંથી નીકળતા લાવા રસમાં એ સ્વાભાવિક રહેલા હોય છે. એને ઇંગ્રેજીમાં પોટાશ્યમ સલ્ફેઇટ કહે છે.

આ ક્ષાર શરીરની બહારની ત્વચામાં અને અંદરના અવયવોની એપીથેલીઅમ નામની ત્વચાના પડમાં આ ક્ષારનું અસ્તિત્વ છે.

સૂક્ષ્મદર્શક યંત્રની મદદથી શરીરની ચામડીમાં આસરે ૭૦ લાખ સૂક્ષ્મ છિદ્રો જણાયાં છે. એ છિદ્રોમાંથી કાયમ વરાળરૂપે પાણી શરીરની બહાર નીકળે છે તેને પરસેવો કહેવામાં આવે છે. તેની સાથે લોહીમાંના નિરૂપયોગી ઝેરી પદાર્થો પણ બહાર નીકળી જઇ રૂધીર સ્વચ્છ થાય છે. આ ક્ષાર શરીરમાં એક જાતનું તેલ બનાવે છે જે ચામડીનાં પડોને સ્નિગ્ધ ( ભીનાં, ચીકણાં ) રાખે છે. આ ક્ષારની શરીરમાં ખામી પડે છે ત્યારે એ તૈલી પદાર્થોનો વ્યાપાર-ગતિ મંદ થઇ જાય છે ત્યારે તે બહાર આવી ચામડીના છિદ્રોને પૂરી નાખે છે. તેથી ત્વચાદ્વારા પરસેવા મારફત નીકળી જતું શારીરવિષ શરીરની અંદર રહી ઉપદ્રવ કરે છે. ત્યારે આ ક્ષાર આપવાથી બંધ થયેલો પરસેવો ફરી આવવા માંડે છે, અંદરના અવયવોની ચામડીને તેલ પૂરૂં પાડે છે તેથી ચામડી સુંવાળી બને છે. શરીર ઉપરની ચામડી રૂક્ષ અને ખરબચડી થઈ જવી અને ત્વચારોગ થવા તથા પરસેવો બંધ થઇ જવો એ આ ક્ષારનાં સૂચક લક્ષણો છે.

લોહીના દરેક અણુઓને પ્રાણવાયુ પૂરો પાડનાર લોહ છે એ લોહના અણુઓ સાથે મળી આ ક્ષાર રૂધીરનાં સેલ્સ-પિંડો-અણુઓને પ્રાણવાયુ પૂરો પાડે છે. પાછળ ફે-ફો. નાં ગુણ, પ્રભાવ, કાર્યમાં લખવામાં આવ્યું છે કે **फे-फो.** ( લોહનો ફોસ્ફેઇટ ) પ્રાણવાયુ પૂરો પાડનાર મુખ્ય ક્ષાર છે પરંતુ આ ક્ષારની મદદવડે એ ક્રિયા જેને ઓકિસડેશનની ક્રિયા કહેવામાં આવે છે તે જલદ ચાલે છે. આથી તાવના જ્યારે વધારાના પાણીને કાઢી નાખવાનું ખાસ કામ કરવાનું હોય છે ત્યારે **फे-फो.** સાથે આ ક્ષાર આપવાથી એ ક્રિયા જલદ ચાલી દરેક સેલ્સને અને તેની

તંતુજાળને ઑક્સિજન પૂરો પડે છે અને વધારાનું જલ પરસેવારૂપે બહાર નીકળી જાય છે.

આપણું જીવન પ્રાણવાયુ ઉપરજ છે જ્યારે આ ક્ષાર લોહીમાં ઓછો થાય છે ત્યારે પ્રાણવાયુની ભરતી જોઈએ તેટલી થતી નથી તેથી શ્વાસ, ગુંગળાવું અને ઠંડા તથા વધુ પવનની આકાંક્ષા પેદા થાય છે એ ભાવનાઓ આ ક્ષારની જરૂરીઆત સૂચવે છે. જીવન નભાવવા માટે **फे-फो** ની સાથે આ ક્ષારની કેટલી બધી જરૂર છે તે આથી સ્પષ્ટ છે.

આ ક્ષાર **फे-फो** ની સાથે અથવા એકલો પણ પુષ્કળ પરસેવો લાવે છે તેથી એને સ્વેદલક્ષાર નામ યોગ્ય છે. જ્યારે બીજી પરસેવો લાવનારી દવાઓ લાવે છે પરંતુ હૃદયને તે બહુ કમજોર કે મંદ બનાવે છે તેથી તેવી દવાઓ પ્રાણહારક થઈ પડે છે પરંતુ આ ક્ષાર પુષ્કળ પરસેવો લાવતાં છતાં પણ હૃદયની ગતીને મંદ કરતો નથી તેમ શરીરની કુદરતી ગરમી કમી કરતો નથી, પરંતુ શરીરની ઓછી થયેલી ગરમીને કુદરતી પ્રમાણમાં લાવે છે અને જીવનરક્ષક બને છે.

આ ક્ષારમાં ગંધકનો તેજાબ હોવાથી તે જંતુનાશક છે તેથી જંતુઓથી થતા બધા રોગોમાં **ने-स** ની સાથે આ ક્ષારની જરૂર છે. શીતળા, ઓરી, રતવા ખસ વગેરે ચેપીરોગો જે અંદર સમી જવાથી પ્રાણહારક બને છે તે રોગોને બહાર કાઢવા માટે આ ચમત્કારિક ઔષધ છે. મેલેરીઆ અને ટાઇફોઇડ વગેરે જંતુજન્ય તાવો તથા લોહી ઝેરી બનાવનાર રોગો ઉપર આ ઉપયોગી દવા છે.

## मेग्निसिआ फोस्फोरिका

### ગુણ, પ્રભાવ, કાર્ય.

વિલાયતી મીઠું અને સોડા ફોસ્ફેટ એ બે મિશ્ર કરવાથી આ ક્ષાર તૈયાર થાય છે.

આ ક્ષાર રક્તકણ, મગજ અને કરોડ રજ્જુના સફેદ જ્ઞાનતંતુઓ, હાડકાં, દાંત અને સ્નાયુઓમાં છે. જ્ઞાનતંતુ અને સ્નાયુ એ જુદા જુદા રંગના તંતુઓના બનેલા છે. તે દરેક તંતુઓમાં તારયંત્ર પ્રમાણે સ્વતંત્ર કામ કરવાની શક્તિ છે. એ તંતુઓમાં આ ક્ષારનું પ્રમાણ ઘટી જાય છે, ત્યારે તેઓમાં ખેંચતાણ અને વેદના થાય છે, અથવા તો ચેતન વગરના બની લકવો લાગુ પડે છે જેને અર્ધાંગ વાયુ કહેવામાં આવે છે. વીર્યમાં પણ આ ક્ષારનું પ્રમાણ ઘણું છે. જ્ઞાનતંતુ

શરીરના બધા ભાગોમાં ફેલાએલા છે તેથી શરીરના જે અવયવો ફેફસાં, જઠર, આંતરડા, યકૃત, મૂત્રાશય વગેરેમાં ખેંચતાણ જેવી, સોયા ભોક્યા જેવી, કુહાડથી કાપ્યા જેવી કે વાઢકાપ જેવી ભયંકર વેદના, રહી રહીને થતી વેદના થાય છે તેમાં આ ક્ષારની જરૂરીઆત છે. ફેરમ ફોસ નામનું તત્વ ઘટવાથી પણ તે વેદના દાહયુક્ત હોય છે. અને તે તે અવયવો સંકોચ પામતા નથી પણ શિથિલ થાય છે. આ **मे-फो.** ક્ષાર ઘટવાથી અવયવો સંકોચ પામે છે અને વેદના દાહયુક્ત હોતી નથી. એ બાબત ખાસ લક્ષમાં રાખવા જેવી છે. જો આ બાબત ધ્યાન બહાર જાય અને **मे-फो.** ને જરૂરીઆત દેખાવાં છતાં વેદના થાય છે એટલુંજ લક્ષમાં રાખી **फे-फो.** અપાય તો તે અવયવો, સ્નાયુઓ વગેરે વધારે ખેંચાઇ વેદના વધે છે.

આ ક્ષાર અવયવો, સ્નાયુઓ વગેરે ખેંચાતા હોય અને આપવામાં આવે છે તો તે અવયવો સ્વાભાવિક સ્થિતિ જેટલા વિકાસ પામી ખેંચાટ મટે છે, વેદના શાંત થાય છે માટે આ ક્ષાર એ મોટામાં મોટું સ્નાયુશૈથિલ્યકૃત અને પીડાશામક ઔષધ છે.

મૂત્રાશય સંકોચ પામવાથી મૂત્ર રહી રહીને અથવા ટીપે ટીપે આવતું હોય તો આ ક્ષાર આપવાથી તે વિકાસ પામી પિશાબ જાડી ધારમાં સારી રીતે ઉતરે છે.

રકતવાહિનીઓના સ્નાયુઓ તંગ થવાથી લોહીનું ફરવું બરાબર થતું નથી અને લોહીમાં નકામા પદાર્થો જામી રહે છે તેમાં પણ આ ક્ષાર આપવાથી રકતવાહિનીઓ વિકાસ પામી રૂધિરાભિસરણ બરાબર ચાલે છે અને નકામા પદાર્થોનો નિકાશ થાય છે.

ભીસાતું હોય, દબાવતું હોય, ખેંચાતું હોય એવું ભાન આ ક્ષારને સૂચવે છે.

જેઓનો સ્નાયુઓ, રકતવાહિનીઓ વગેરે સંકોચાઇ જઈ હાડપિંજર જેવો કે એકદમ પાતળો દેખાવ હોય જેઓ, પુષ્કળ બીતા હોય કે બીકણ સ્વભાવનાં હોય, જુના રોગોથી પીડાતાં હોય, રોગ વગરનાં હોવાં છતાં જેઓ એકદમ થાકેલા જેવા મ્લાન ચહેરાવાળા કે લોથપોથ સ્થિતિને પ્રાપ્ત થએલાં હોય, જરા જરામાં પરસેલો થઈ જતો હોય એવાઓને માટે પણ આ ક્ષાર ઘણો ઉપયોગી છે.

હિસ્ટીરીઆ, ફેફરૂ, આંચકી, હેડકી, ધનુર્વાન, બાલગ્રહ,ઉંટાટીઆની ખાંસી ક્ષયરોગ, કંપવા, દાંત બાઝી જવા, વાતજન્યશૂળ પિડિતાર્તવ, મગજના રોગ, હસ્તકંપ વગરે રોગો પર આ પ્રધાન ઔષધ છે.

આ ક્ષારને **के-फो.**, **ने-फो.** અને **का-फो.** સાથે ખાસ સંબંધ છે જે પાછળ લખવામાં આવેલું છે જ્યારે એકલો આ ક્ષાર ફાયદો ન કરે ત્યારે સાથે અથવા વારાફરતી આ સંબંધી ક્ષારો પણ આપવા.

ખોરાકમાંથી ઉત્પન્ન થતા આલ્બ્યુમીન નામના સેન્દ્રિય તત્ત્વને શરીર-બંધારણમાં ઉપયોગમાં લેનારા **के-फो.**, **मे. फो.**, **का-फो.** અને **का-स.** ક્ષારો છે. આ **मे-फो.** ક્ષાર આલ્બ્યુમીનમાંથી સફેદ જ્ઞાનતંતુઓ અને સ્નાયુઓના તાર બનાવે છે.

## नेट्रम् मुरिएटिकम्

### ગુણ, પ્રભાવ, કાર્ય.

શરીરની અંદરના સર્વ રક્ત, જલ વગેરે પ્રવાહી અને ઘન પદાર્થોમા આ ક્ષાર છે, દરેક અવયવની શ્લેષ્મલ ત્વચા, દરેક પિંડ, રસવાહિની, યકૃત, પ્લીહા, અશ્રુગ્રંથી, લાલાગ્રંથી વગેરેમાં પણ આ ક્ષારનું અસ્તિત્વ છે.

**के-फो.** બાદ કરતાં બાકીના ક્ષારો પૈકી આ ક્ષારનું પ્રમાણ શરીરમાં વધારે છે આ ઉપરથી એમ જે સમજવું કે આ દવા વધારે પ્રમાણમાં આપવી, જે ક્ષાર શરીરમાં વધુ હોય તે દવા તરીકે વધારે પ્રમાણમાં આપવા એવી ગેરસમજ ફેલાએલી છે, આપણું શરીર નિરિન્દ્રિય ક્ષારો ( ઓર્ગેનિક ક્ષારો ), સેન્દ્રિય પદાર્થો અને પાણીનું બનેલું છે. તેમાં સૌથી વધુ પ્રમાણ લગભગ ૭૦ ટકા પાણી છે. અને બાકીમાં બીજા બધા પદાર્થો છે. પાણીને આ જથાને નિયમમાં રાખનાર આ ક્ષાર છે. આ ક્ષારની ખોટ પડવાથી શરીરના કોઇ ભાગમાં પાણીનો ભાગ વિશેષ થઇ પડે છે, કોઇ ભાગ શુષ્ક થઇ જાય છે શરીરમાં ચઢતા પાણીના સોજા, આંખ નાક ઝાડા વગેરે મારફત પાણીનો સ્રાવ ગળું, મોં સૂકવા, ખુબ તરસ લાગવી વગેરે ચિન્હો થાય છે. પછી તેને જલોદર, શરદી, અતિસાર, તૃષારોગ વગેરે કોઇપણ રોગથી ઓળખવામાં આવે, પણ આ શાસ્ત્ર પ્રમાણે તો આ **ने-मु.** ક્ષારની તંગીજ સમજવામાં આવે છે. આ ક્ષારની તંગીથી પાણીનો ભાગ નિરૂપયોગી થઇ પડે છે. તે શરીરમાં જમા થાય છે અથવા સ્રાવ મારફત બહાર નીકળે છે. આ ક્ષાર દવા તરીકે આપવાથી પાણીનો આ નિરૂપયોગી જથો શરીરબંધારણમાં ઉપયોગમાં આવે છે અથવા વધારાનો હોય તો મુત્ર મારફતે બહાર નીકળે છે. આવી રીતે આ ક્ષાર શરીરમાં રહેલા પાણીની યોગ્ય વ્યવસ્થા કરે છે એટલે જે ભાગો શુષ્ક થઇ

જાય છે તેને ભીનાં રાખે છે, જ્યાં પાણીનો વધારો હોય છે ત્યાંથી તેને બીજી જગાએ લઇ જાય છે કે બહાર કાઢી નાખે છે.

જીવનક્રિયા ચાલુ રાખવામાં આ ક્ષાર અતિ મહત્વનો છે. જો લોહીમાં પૂરતા પ્રમાણમાં પાણી ન હોય તો તે જાડું થઇ રૂધિરાભિસરણ મંદ પડે છે અને તેથી બીજા રોગો વધુ બળવાન બને છે. બધા રોગોમાં ચિકિત્સકે શરીરમાં રહેલા પાણીની જરૂરીઆત ધ્યાનમાં રાખવી પડે છે. જેમકે જ્વરમાં જ્યારે હદ ઉપરાંતની ગરમીથી શરીરમાંનું પાણી બાષ્પભવનવડે ઓછું થઇ જાય છે ત્યારે કુદરતી રીતે આંતરિક અવયવોના શ્લેષ્મપડો શુષ્ક થઇ જાય છે અને તેથી તરસ નામનું મહા લક્ષણ ઉત્પન્ન થાય છે તે વખતે દર્દીને જેટલું જોઇએ. તેટલુંજ પાણી આપવું જોઇએ. જો આપવામાં નથી આવતું તો લોહીમાં પાણીની તંગી થવાથી તે જાડું થાય છે તેથી રક્તાભિસરણ મંદ પડે છે અથવા બંધ પડી મૃત્યુ પણ થાય છે. જ્વરના દર્દીને જે મનુષ્યો મૂર્ખાઇથી જોઇએ તેટલું પાણી નથી આપતા તે મનુષ્યો ભલે તેનાં માબાપ હોય તોપણ તે જમ જેવા સમજવા. બહુ પાણી પીવાથી પેટ ફુલી જશે એવો મિથ્યા ભ્રમ તેઓ અજ્ઞાનતાથી સેવી રહ્યા છે. પેટ ફુલવા માટે પાણી જોખમદાર નથી પરંતુ પેટના વાયુની અવળી ગતિ થવાથી મતલબ કે વાયુકોપથી તે ફુલે છે. પાણી જીવન માટે અતિ ઉપયોગી છે આ ક્ષાર દવા તરીકે આપવાથી તે વધુ ઉપયોગી અને જીવનરક્ષક બની શકે છે. શારિરક્રિયાઓ ચાલતાં શરીરમાં જુનાં સેલ્સ–પિંડો નાશ પામે છે અને નવાં સેલ્સ્ બને છે. એ નાશ પામેલાં સેલ્સ અને બીજા નિરુપયોગી પદાર્થોને શરીરમાંથી બહાર નાખવાનું ઉપયોગી કામ પણ આ ક્ષારજ કરે છે.

શરીરના દરેક સેલમાં આ ક્ષાર છે. અને આ ક્ષારમાં પાણીનું આકર્ષણ કરવાની શકિત છે. પાણીનું આકર્ષણ કરી સેલ વૃદ્ધિ પામે છે અને તેમાંથી પછી બે સેલ્સ થાય છે. બેમાંથી ચાર, ચારમાંથી આઠ એમ દરેક સેલ–પિંડ આ ક્ષારની મદદ વડે દ્વૈધિકરણ થઇ સંવર્ધન પામે છે. એનીમીઆ ( પાંડુરોગ ) માં સેલ્સના સંવર્ધનની જરૂર હોય છે તેમાં આ ક્ષારની સાથે **के-फो.** ક્ષાર આપવાથી નવાં સેલ્સ બની તેનું સંવર્ધન થઇ અને લોહીમાંનો પાણીનો ભાગ કમી થઇ રોગ મટે છે અને દર્દી નવું જીવન મેળવી શકે છે.

ઉપરની બાબતોથી સ્પષ્ટ છે કે જલોદર, પાંડુરોગ, લાળ ગળવાનો રોગ, તૃષારોગ, શરદીના રોગ જેમાં પાણીજેવો, ખારો અને દાહક રસ નીકળતો હોગ, અતિસાર, જ્વર, ગળું જીભ સુકાઇ જવા–શુષ્ક થવા વગેરે રોગો ઉપર આ ક્ષારનો ઉપયોગ સફળતાથી થઇ શકે.

આ ક્ષાર આપણે જે મીઠું ખોરાકમાં ખાઇએ છીએ તેજ છે. પરંતુ મીઠું અને દવા તરીકે આ ક્ષારના કાર્ય વચ્ચે મહાન અંતર છે. વધુ પ્રમાણનું મીઠું શરીરને નુકશાનકારક છે. અથાણાં, પાપડ, ચટણી જેમાં પુષ્કળ મીઠું હોય છે તે ચીજો શરીરને **જરા પણ** ફાયદાકારક નથી. ઉલટું તેથી શરીરમાં રહેલા કુદરતી મીઠાના અણુઓ નાશ પામે છે અને શરીર રોગગ્રસ્ત અથવા રોગને યોગ્ય બને છે. આધુનિક શોધકોએ સિદ્ધ કર્યું છે કે વધુ પ્રમાણનું મીઠું શરીરને ઝેરી અસર કરે છે. પ્રમુખ સર્વ વનસ્પતિમાં જોઇએ તેટલા પ્રમાણમાં આ ક્ષાર મુકેલો છે. જો મનુષ્યો મીઠું ખાવાનું મુકી દે તો ઘણા રોગોથી તે જરૂર બચી શકે. મોળું ખાવાનો મહીમા અને ફાયદા અપાર છે. મીઠું બહુ ખાનારને જલોદર જેવો અસાધ્ય રોગ, અને મોટા લાંબા કૃમિ થવાનો ઘણો સંભવ છે. કહે છે કે મીઠું નહિ ખાનારને સર્પવિષ પણ અસર કરી શકતું નથી. ભારે પ્રમાણનું મોટાં અણુઓવાળું મીઠું ખોરાક નથી પરંતુ વિષ છે.

શરીરમાં મીઠાની તંગી બતાવનાર મુખ્ય લક્ષણો નીચેપ્રમાણે છે,

૧, શરીરના કોઇપણ ભાગમાંથી નીકળતો પાણી જેવો શ્રાવ જેને શરદી, અતિસાર, લાળ ગળવી વગેરે કહેવામાં આવે છે,

૨. પાણી જેવી નિર્મળ ઉલટી,

૩. ચહેરો ફીકકો, ફુલેલો, નિસ્તેજ અને ચીકણા પરસેવાવાળો.

૪, અંદરના અવયવોની શ્લેષ્મલ ત્વચા અને શરીર ઉપરની ત્વચા શુષ્ક યા વધુ ભીની અને થોડી મહેનતે પરસેવો થઇ જાય એવી હોય.

૫, બંધકોષ ( આંતરડાંમાં પાણીની ખામીથી થતા સુકા મળયુક્ત. )

૬. પુષ્કળ તૃષા અને ખોટી ભૂખ, ખાધેલા અનાજનું લોહી ન બનવું અને અનાજ ખાતાં છતાં સુકાતાં જવું.

૭. રક્તાધિકય અને સ્થુળતા.

૮, લોહી પાતળું અથવા જાડું થઈ જવું, રકતભિસરણ મંદ થવું કે બંધ થવું,

૯. શરીરની ઉષ્ણતા કુદરતી કરતાં કમી થવી, વાંસામાં ટાઢ વાગવી અને શરીરના કોઇ કોઇ ભાગ ઠંડા થવા કે રહેવા.

૧૦. પગને તળીએ પરસેવો થવો, ખસ અને પાંણી ભરેલા ફોલ્લા થવા, રતવા વગેરે ત્વચારોગો થવા અને તેમાં પાણી ભરેલા ફોલ્લા થવા

કે તેમાંથી પાણી ઝરવું અને તે પાણી જ્યાં જ્યાં અડે ત્યાં દાહ બળવો કે ત્વચાગ્રેની વૃદ્ધિ થવી.

૧૧. મરણાંત સ્થિતિ પ્રાપ્ત થવી.

આ ક્ષારનું પાણી પીચકારીવડે ઇન્જેકશન આપવાથી નીચે પ્રમાણે રોગો સારા થાય છે એમ ડો. લીઓન રોઝનબુશ જણાવે છે. તેનો ઉપયોગ ડોકટરોજ કરી શકે છે.

૧. એકાએક હૃદય બંધ થવું. ૬ ટકાનું મિશ્રણ ૮ ગ્રામ વાપરવું.

૨. ફેફસાં, જઠર, આંતરડાં વગેરે અવયવોમાંથી રક્તશ્રાવ થવો. ૬ ટકાનું મિશ્રણ ૫ ગ્રામ પહેલું અને પછીથી ૧ાા ગ્રામ હંમેશાં

૩. અતિશય અતિસાર અને કોલેરા, અને તેથી ઉત્પન્ન થતી અશક્તતા, હોજરી અને આંતરડાના વરમમાં ૮ થી ૨૦ ગ્રામ જેટલું સહેજ ગરમ મિશ્રણ (૧૦૦૦ માં ૬ ના પ્રમાણનું) ગુદામાં પીચકારી મારવી અથવા શિરાવાટે ચઢાવવું

૪. જુના રોગોથી અથવા અશક્તાથી થનારી હૃદયની અશક્તતા. ( ૬ ટકાનું મિશ્રણ રોજ ૧ાા ગ્રામ પ્રમાણે ઘણા દિવસ સુધી આપવું.

૫. તિક્ષ્ણ (Acute–એક્યુટ્) વ્યાધિથી રક્તાશયના સ્નાયુઓનો આઘાત થવો. ૬ ટકાનું મિશ્રણ પ્રથમ ૫ થી ૮ ગ્રામ અને પછીથી ૨ ગ્રામ હંમેશાં.

આ ક્ષાર શારીર અવયવોમાં જલદી રૂપાંતર કરે છે. અને યૂરિક ઍસિડને મોટા જથામાં બહાર કાઢે છે. જે યૂરીઆ શરીરને માટે ભારે ઝેર કરે છે આ માટે આ ક્ષાર **ને-फो.** સાથે યા વારાફરતી દેવો જોઇએ. એ બે ક્ષારની મદદવડે શરીરમાં થતા ચૂનો, લીંફરસ અને યૂરિક ઍસિડ એ ત્રણ જાતના પદાર્થો જામી ઉત્પન્ન થયેલી ગ્રંથીઓ, કંઠમાળની ગાંઠો વગેરે ઓગળી જાય છે.

ક્વિનાઇનનો ઉપયોગ કર્યા છતાં સારો નહિ થયેલો મલેરિઆ ફીવર (શીતજ્વર), ક્વિનાઇનથી આવેલી બધિરતા, ગરમી વગેરે માઠી અસર ઉપર આ ક્ષાર આશિર્વાદરૂપ છે. એ માટે આ ક્ષાર ૨૦૦ x પાવરનો ચમત્કારિક ફાયદો કરે છે.

વીંછી, મકોડા, કીડી, ભમરી વગેરેના દંશ ઉપર આ ક્ષાર ૩ x પાવરનો લગાડવા અને ખાવા આપવાથી તેનું ઝેર દૂર કરે છે. સર્પદંશ ઉપર પણ આ

ક્ષાર ચાલી શકે છે પણ તેનો ઉપયોગ થયેલો હજી જાણવામાં નથી. જો કે હોમીઓપેથીક ડોકટરોના પ્રુવિંગ પ્રમાણે સર્પવિષનાં લક્ષણો અને આ ક્ષારનાં લક્ષણો વચ્ચે ઘણું સામ્ય છે તેથી સર્પવિષ નિવારણ માટે આ ક્ષાર ઉપયોગી ઔષધ થશે એમ જણાય છે. આર્સેનિક (સોમલ) નાં લક્ષણો પણ એને મળતાં છે તેથી સર્પવિષ ઉપર આ **ने-मु**. ક્ષાર ૩ x અને આર્સેનિકમ્ આલ્બમ્ ૩૦ નો ઉપયોગ કોઈ ચિકિત્સક કરી જાહેરમાં લાવશે તો જનસમાજ ઉપર ઉપકાર થશે.

આ ક્ષારનું ઇંગ્રજી નામ સોડીઅમ કલોરાઇડ છે. એમાં કલોરાઇન આવવાથી એ વડે શરીરમાં હાઇડ્રોકલોરિક એસિડ ઉત્પન્ન થાય છે તે સ્વભાવે ખાટું હોવાથી જઠરમાં જોઇતી ખટાશ (જે પાચનક્રિયામાં ઘણો અગત્યનો ભાગ ભજવે છે તે) ઉત્પન્ન થાય છે. અને તેથી અમ્લપિત્તની ખામીવાળા અજીર્ણ વિકારમાં આ દવા ઉપયોગી થાય છે. વળી વધુ પડતી અમ્લતા (ખટાશ) ને પણ આ ક્ષાર કમી કરે છે. તેથી આમ્લપિત્તની વૃદ્ધિથી થતા અજીર્ણ વિકારમાં પણ આ ક્ષાર **का-मु**. અને **ने-फो**. આપવાની જરૂર છે. જે જંતુઓ (કૃમિ) ખટાશ અને ખારાશ ઉપર જીવે છે તેવા મોટા અને લાંબા કૃમિઓનો પણ આ ક્ષાર નાશ કરે છે. તેથી લાંબા ચપટા કૃમી ઉપર અને જંતુઓથી થતા રોગ ઉપર આ રામબાણ ઔષધ છે.

ખારો સ્વાદ એ આ દવાનું સૂચક ચિહ્ન છે.

જલની વ્યવસ્થા કરનાર આ શાસ્ત્રમાં સોડીઅમ ધાતુના ત્રણ ક્ષારો છે. પાછળ વર્ણાવાયલા **ने-फो**. ક્ષારનો ધર્મ શરીરમાં લૅકિટક એસિડનું પૃથક્કરણ કરી કાર્બન અને જલ ઉત્પન્ન કરે છે એ પાછળ કહેવામાં આવ્યું છે. આ ક્ષાર જલની વ્યવસ્થા કરે છે એટલે કે જે ભાગોમાં જલસંચય થાય છે તેને ત્યાંથી દૂર કરે છે અગર તો જે ભાગમાંથી જલ ઓછું થઈ તે ભાગો શુષ્ક થાય છે. ત્યાં જલ પૂરું પાડી તે ભાગોને જોઇતાં ભીના રાખે છે. અને સોડીઅમ સલ્ફેડ એટલે **ने-स**. નામનો ક્ષાર વધારાના જલને બહાર કાઢી નાખવાનું કાર્ય કરે છે. આ ઉપરથી જણાશે કે **ने-फो**. આપવાથી જો શરીરમાં જલની વૃદ્ધિ થાય તો તેને ઠેકાણે પાડનાર આ **ने-मु**. અને **ने-स**. એ બે ક્ષારો છે. તેમાં તેની જરૂર દેખાય તે આપવા જોઇએ.

જે રક્ત અને જીવનપ્રવાહી (પ્લાઝમા) બગડી જાય છે અને વરમ, ક્ષત, વગેરે ઉત્પન્ન કરે છે. લીવર, બરોળ, શરીરની અંદરના અવયવોની શ્લેષ્મલ કલા, લીંફરસ (જેમાંથી લોહી બને છે) નું બગડી જવું અને દરેક પ્રકારના પાંડુરોગ ઉપર આ અકસીર ઇલાજ મનાય છે.

# नेट्रम फोस्फोरिकम

## ગુણ, પ્રભાવ અને કાર્ય.

લોહીનાં પિંડો, જ્ઞાનતંતુ, મગજ, સ્નાયુ, પાચકરસ, યકૃત ( લીવર ) અને પિંડોના રસમાં આ ક્ષાર છે.

સોડીઅમ કાર્બોનેટ ( પાપડખાર ) અને ફોસ્ફોરિક ઍસિડ મિશ્ર થવાથી આ ક્ષાર બને છે.

શરીરમાં વધેલા લૅક્ટિક ઍસિડનું આ ક્ષાર પૃથક્કરણ કરે છે. પૃથક્કરણને અંતે કાર્બોનિક ઍસિડ અને પાણી જુદાં પડે છે, કાર્બોનિક ઍસિડ ફેફસાંમાં જઈ પ્રાણવાયુના સંયોગથી કાર્બોનિક ઍસિડ ગેસરૂપે શ્વાસમાર્ગે બહાર નીકળી જાય છે. પાણી શરીરના ઉપયોગમાં આવે છે, અથવા વધારો હોય તો પિશાબરૂપે બહાર નીકળી જાય છે. એટલે આ ક્ષારથી પિશાબની વૃદ્ધિ થાય છે. શરીરમાં સેન્દ્રિય પદાર્થો ખોરાક સાથે જાય છે, તેમાંના કેટલાક પદાર્થથી લૅક્ટિક ઍસિડ, કેટલાકથી યૂરિક ઍસિડ, ટૅનિક ઍસિડ વગેરે ઍસિડોની વૃદ્ધિ થાય છે, ત્યારે શરીરમાં મહાન ઉપદ્રવો શરૂ થાય છે. કેટલાકને ઍસિડફ્ટ વધે છે, કેટલાકનાં હાડકાં ગળી જાય છે, કેટલાકને સંધિવા થાય છે. યૂરિક ઍસિડના વધારાથી યુરીમિઆ, કિડની–મુત્રપિંડના–રોગ થાય છે. આ બિમારીઓ ભયંકર ગણાય છે. આ ક્ષારની તંગી એજ એ રોગોનું કારણ છે. દવા તરીકે આ ક્ષાર આપતાં લૅક્ટિક ઍસિડ અને યૂરિક ઍસિડનું પૃથક્કરણ થઈ પાણી, યૂરીઆ વગેરે પિશાબમાર્ગે નીકળી જઇ શરીર નિરોગી થાય છે.

બહુ ચા પીનારાઓ, બહુ ખટાશ ખાનારાઓ, અફીણીઆઓ, ગાંજો અને બીડી પીનારાઓને થતાં દર્દો માટે આ દિવ્ય ઔષધ છે. એના સેવનથી અફીણનું વ્યસન છોડી શકાય છે.

આ ક્ષારની ન્યૂનતા થતાં તેના મિત્ર ક્ષારો **के-फो.** અને **मे-फो.** ની પણ ન્યૂનતા થાય છે. માટે એકલા આ ક્ષારથી સારા નહિ થતા રોગોમાં એ બે ક્ષારો પણ સાથે સાથે અથવા વારાફરતી આપવા.

આખા શરીરની મોટી રસાયનશાળા યકૃત ( લિવર ) છે. લોહી શુદ્ધ કરવું, પિત્ત ઉત્પન્ન કરવું, લોહીમાંના નકામા પદાર્થો અને તેનો આંતરડાં અને મુત્રપિંડ મારફતે નિકાલ કરવો, વગેરે શરીરને નિરોગી રાખવાની ઘણીખરી ક્રિયાઓ

ચલાવનાર આ રસાયનશાળાને શક્તિ, પુષ્ટી આપવા અને ઉત્તેજીત કરવા માટે આ ક્ષાર ઘણો ઉપયોગી છે.

દૂધ, ઘી, મલાઇ, તેલ, સાકર, ગોળ વગેરે ભારે પદાર્થોને પચાવી શરીરને ઉપયોગી બનાવવા માટે આ ક્ષારજ સૌથી ઉપયોગી પદાર્થ છે.

દૂધ ઉપર રહેનારાં બાળકો માટે આ અમૃતરૂપ છે. દૂધથી લૅક્ટિક ઍસિડ ઉત્પન્ન થાય છે, અને તે ઉલટી વાટે બહાર પડે છે, અને બાળકો અપચો તથા ઉલટીના રોગથી પીડાય છે, ભરાઈ જાય છે, આંચકી આવે છે, લીલા ઝાડા થાય છે વગેરે બિમારીઓ આ ક્ષારની તંગીથીજ થાય છે. માટે બાળકોને અને તેમની માતાઓને તે તે માંદગી પ્રસંગે આ ક્ષાર ખાસ કરી આપવોજ.

યૂરિક ઍસિડ એ શરીરમાં તરખાટ મચાવનારૂં—અનેક રોગોને ઉત્પન્ન કરનારૂં ઝેરી તત્વ છે. તે ખોરાકમાંથી ઉત્પન્ન થાય છે. તે મૂત્રપિંડના અને લોહી બગાડના બધા રોગો ઉત્પન્ન કરે છે. આ ક્ષાર જો લોહીમાં પૂરતા પ્રમાણમાં હોય તો તે આ ઝેરી તત્વ યુરિક ઍસિડનો નાશ કરે છે, અને પિશાબ મારફતે બહાર કાઢી નાખે છે. માટે એ રોગો ઉત્પન્ન થતાં આ ક્ષારની તંગી એજ એનું કારણ સમજી દવા તરીકે આપવો. સંધિવા, સાએટિકા જેવા મહાન રોગો ઉપર આ એક ઉત્તમ દવા છે.

મીઠી પિશાબ ( Diabetes ) ના દર્દીઓના પિશાબમાં સાકર જાય છે. તે પણ આ ક્ષારની તંગીથી થાય છે. માટે તે રોગીઓને આ ક્ષાર **ને–સ.** સાથે અથવા વારાફરથી આપવો. ઉપરના બધા રોગો જે લૅક્ટિક ઍસિડ, યુરિક ઍસિડ, સાકર વગેરેની વૃદ્ધિથી થાય છે, તેમાં આ ક્ષારની સાથે **ને–સ.** ખાસ આપવો જોઇએ, જેથી પિશાબ મારફતે એ નકામા પદાર્થોને બહાર કાઢી નાખવા જોઇતી મદદ કરે.

ઘી, મલાઇ, દૂધ, તેલ જેવા પદાર્થો નહિ પચવાનું કે કફમય અને ચરબીમય રૂપાંતર થઇ જવાનું કારણ શુદ્ધ પિત્તનો અભાવ સમજવો. આ ક્ષાર આપવાથી બગડેલું યકૃત ( લિવર ) સુધરી શુદ્ધ પિત્ત ઉત્પન્ન થઇ એ પદાર્થો પાચન થઈ શરીરને ઘણા ઉપયોગી થશે.

કંઠમાળા, ક્ષય, ગ્રંથીઓ, શુક્રનાશ, સ્વપ્નાવસ્થા, અમ્લપિત્ત, સંધિવા, ગાઉટ, સાએટિકા, સુકતાન, બાળરોગો, વ્યસનોના દુષ્પરિણામ, અપચન, લિવર, આંતરડાં અને મૂત્રપિંડના બધા રોગોમાં આ મુખ્ય દવા છે.

# नेट्रम सल्फ्यूरिकम

## ગુણ, પ્રભાવ, અને કાર્ય.

સાધારણ મીઠાને ગંધકના તેજાબ સાથે મિશ્ર કરવાથી આ ક્ષાર તૈયાર થાય છે. દરીઆનાં પાણીમાં, ખારા ઝરા અને સરોવરોમાંથી આ ક્ષાર તૈયાર રૂપમાં પણ મળી આવે છે. એનું ઇંગ્રેજી નામ સોડીઅમ સલ્ફેટ છે.

આ ક્ષાર શરીરના પિંડોમાં રહેલાં રસદ્રવ્યમાં છે પણ પિંડોમાં નથી. લોહી, ધાતુ (ટીશ્યુઝ) અને શરીરના બીજા પ્રાવાહી પદાર્થોમાં હદ ઉપરાંત પાણીનો વધારો થાય તેને ખેંચી લઇ બહાર કાઢી નાખવું અને જોઇતું પાણી રહેવા દેવું એ આ ક્ષારનું પ્રધાન કાર્ય છે.

શરીરમાં રહેલા અથવા દવા તરીકે અપાયલા **ને-ફો.** ક્ષારવડે લૅકિટક એસિડનું પૃથકકરણ થઇ પાણી અને કાર્બન છૂટા પડે છે કાર્બન ફેંફસાંમાં જઇ ત્યાં પ્રાણવાયુના સંયોગથી શ્વાસ બહાર નીકળી જાય છે, અને પાણીનો શરીરમાં વધારો થાય છે. બીજું, હવામાંથી શ્વાસમાર્ગે અને ચામડીના છિદ્રો વાટે શરીરમાં પાણીનો વધારો થાય છે. એ વધારાના પાણીને મૂત્ર અને મળ સાથે બહાર કાઢી નાખવું એ આ ક્ષારનું કાર્ય છે. ભેજવાળી હવામાં થતા બધા રોગો જે પાણીનો શરીરમાં વધારો થવાથી યા બીજા શબ્દોમાં શરદી લાગવાથી થાય છે, તે બધા રોગોની આ પ્રધાન-મુખ્ય દવા છે.

જ્વર (તાવ) આવવાનું ખાસ કારણ શરીરના પિંડોમાં રહેલા રસદ્રવ્યમાં પાણીનો વધારો થવો તે છે, એમ આ શાસ્ત્ર માને છે. શરદ્ ઋતુમાં મેલેરીઆ તાવ પૂર જોસમાં ફાટી નીકળે છે, તેનું કારણ એ ઋતુમાં સૂર્યના પ્રખર તાપથી ચોમાસામાં ભીની થયેલી જમીન અને ભરાએલા પાણીનું પુષ્કળ બાષ્પભવન થાય છે, ત્યારે હવામાં પાણીનું પ્રમાણ વધારે હોય છે. શ્વાસ વાટે તે પાણીનો શરીરના પિંડોમાં વધારો થાય છે. તે પાણીને બહાર કાઢી નાખવા લોહીની ગતી એકદમ વધે છે, તેના ઘર્ષણથી તાવ આવે છે. જોકે શ્વાસવાટે કેટલાક બારીક જંતુઓ જે વરસાદથી સડી ગયેલી વનસ્પતિમાંથી ઉત્પન્ન થયા હોય છે, તે પણ શ્વાસવાટે યા મચ્છરના દંશ મારફતે શરીરમાં દાખલ થાય છે, તેને મલેરિઆના જંતુ કહેવામાં આવે છે. તે પણ સાથે સાથે શરીરમાં ઉપદ્રવ મચાવે છે, એ માનવા આ શાસ્ત્ર ના પાડતું નથી. પરંતુ એ જંતુઓ પાણીવડે જીવે છે અને વૃદ્ધિ પામે છે. આ ક્ષાર આપવાથી શરીરમાં દાખલ થયેલા એ પાણીનો નિકાલ થાય છે, તેથી મેલેરિઆનાં જંતુઓ એ ખરાબ પાણી

વગર મૃત્યુ પામે છે. આ ક્ષારમાં ગંધક હોવાથી તે વડે પણ આ જંતુઓ નાશ પામતા હોય એ પણ બનવાજોગ છે. શરીરમાં વધેલાં આ ખરાબ પાણીનો નાશ થયેથી આ તાવ બંધ પડે છે. આ ક્ષારની સાથે **फे-फो.** અને **का-स.** નામના બે ક્ષારો આપવાથી તે પરસેવારૂપે પાણી બહાર કાઢી નાખવામાં મદદ કરે છે અને ઓકિસડેશન કરે છે તેથી પણ કેટલોક સડતો કચરો તેનાથી નાશ પામે છે. ગમે તેવો ભયંકર મેલેરિઆ તાવ એ ત્રણ ક્ષારો વડે ખાત્રીપૂર્વક બહુજ જલદીથી મટાડી શકાય છે. કિવાનાઇન કરતાં પણ વધુ અસરકારક અને કોઇપણ જાતની ઝેરી અસર વિનાના આ ક્ષારો છે એ નિર્વિવાદ છે.

દરેક પ્રકારના વિષમજ્વરો, કોલેરા, પીળો તાવ, ભેજવાળી જગામાં રહેવાથી થતા રોગો, ગરમ હવાથી ઉત્પન્ન થતા વ્યાધિઓ જે સઘળા લોહીમાં પાણીનો વધારો થવાથી થાય છે, તેઓ આ ક્ષારથી મટે છે.

આ ક્ષારનું કાર્ય શરીરના પાણીને નિયમિત કરવાનું છે. સેલ્સની મધ્યમાં રહેલાં તંતુજાળના પ્રવાહીમાં આ ક્ષાર છે. પિત્ત, અને પેન્ક્રિયાટિક રસો જે પાચનક્રિયામાં અતિ અગત્યના છે, તેઓને જોઇતા પ્રમાણમાં રાખે છે. એ રસોની લોહીમાં તથા તંતુજાળમાં જલદી વૃદ્ધિ થાય છે, તેનો નિકાલ કરે છે. આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે પિત્તની વૃદ્ધિથી થતા તમામ ઉપદ્રવો-રોગો આ ક્ષારથી શમે છે.

મૂત્રાશયના જ્ઞાનતંતુને સતેજ કરનાર અને મૂત્રવાહક નળીઓને ઉત્તેજીત કરનાર આ ક્ષાર હોવાથી મૂત્રને વધારે પ્રમાણમાં બહાર કાઢે છે તેથી આ ક્ષાર મૂત્રલ ગણાય છે.

પિત્તનળી, આંતરડું અને પેન્ક્રિયાસ નામના અવયવોને આ ક્ષાર બળ આપે છે તેથી પિત્ત બરાબર નીકળે છે. વધારાનું પિત્ત ઝાડા મારફતે બહાર નીકળી જાય છે, આવી રીતે પિત્તની વ્યવસ્થા કરનાર આ ક્ષાર છે. **का-मु.** વધારે પિત્ત ઉત્પન્ન કરે છે, અને આ ક્ષાર તેની વ્યવસ્થા કરે છે. આથી જણાશે કે આ ક્ષાર **का-मु** થી વિરૂદ્ધ કાર્ય કરે છે. આથી **का-मु** ના વધારે કે ખોટા ઉપયોગથી જે નુકશાન કે વિરૂદ્ધ લક્ષણો થાય છે, તે આ ક્ષારથી મટે છે. આ ક્ષારોની વિરૂદ્ધતા જયાં જયાં દર્શાવી છે, ત્યાં ત્યાં આ દવાઓનો ઉપયોગ કરનારાઓમાં એવી ગેરસમજ જોવામાં આવી છે કે વિરૂદ્ધ ક્ષારો કદી પણ સાથે યા વારાફરતી આપવા નહિ. પણ દર્દીની સ્થિતિ અને લક્ષણો જોઈ વિરુદ્ધ ક્ષારો પણ સાથે અથવા વારાફરતી આપવાની જરૂર હોય છે દાખલા તરીકે લિવરનું કાર્ય મંદ હોય, અને તેથી તેને સતેજ કરવા **का-मु.** ની જરૂર હોય ત્યારે

**का-मु**. આપવાથી શુદ્ધ ( પાચક ) પિત્ત પેદા થાય છે. પરંતુ એ ઉત્પન્ન થયેલું પિત્ત આ **ने-स**. ક્ષારની તંગીથી આંતરડાં વગેરે ભાગોમાં બરાબર ફરી શકતું નહિ હોય, કે જામી જતું હોય, તેવે વખતે તેની બરાબર વ્યવસ્થા કરનાર આ ક્ષાર પણ આપવો પડે છે. બીજું ઉદાહરણ લઇએ. શરીરના અમુક અવયવમાં સોજો હોય અને બીજા અવયવમાં આકર્ષણ ( ખેંચતાણ ) હોય, તો તેવા વખતે સોજાને મટાડવા માટે આકર્ષણ કરનાર **फे-फो**. અને **का मु**. આપવા પડે છે. અને આકર્ષણ દૂર કરવા આકર્ષહારી **मे-फो** ક્ષાર આપવો પડે છે. જ્યાં જ્યાં જે જે ટિસ્યુને જે જે ક્ષારની જરુર હોય ત્યાં ત્યાં તે તે ક્ષાર જાય છે, અને ટિસ્યુના સેલ્સને જરૂર હોય છે તે ક્ષાર તે ગ્રહણ કરે છે, નવા સેલ્સ બને છે, તથા રોગી સેલ્સ સારા થાય છે. જે ક્ષારોની તેને જરૂર નથી તેને તે કદીપણ ગ્રહણ કરતા નથી. કેમકે સેલ્સમાં પોતાનો ખોરાક પસંદ કરી તે ગ્રહણ કરવાની શક્તિ છે. ખોટો અપાયલો ક્ષાર જો શરીરના કોઇપણ સેલ્સને જરૂરનો નથી હોતો, તો તેને શરીર અલ્પ મહેનતથી બહાર કાઢી નાખે છે. પણ તેથી નુકસાનનો સંભવ નથી.

આ ક્ષાર રકતસ્તંભક છે. એક ડૉકટરે એનો પુષ્કળ ઉપયોગ કર્યા બાદ એ સત્ય જાહેર કરેલું છે. તે માટે અલ્પ માત્રાથી દર કલાકે ૧ થી ૧॥ ગ્રેન સુધી આ ક્ષાર આપવાથી શરીરના કોઇપણ ભાગમાંથી થતો રકતસ્રાવ બંધ થાય છે. અતિ આર્તવ અને શસ્ત્રક્રિયાથી થતો રકતસ્રાવ આ ક્ષારથી બંધ થાય છે.

જ્ઞાનતંતુઓ અને ગતિતંતુઓને મહાન બળ આપનાર આ ક્ષાર છે, તેથી એ નર્વટૉનિક અને સ્ટીમ્યુલંટ દવા ગણાય છે.

બાયોકેમિસ્ટ્રીમાં રેચક તરીકે આ ક્ષાર છે.

આ ક્ષાર અને **ने-मु** ક્ષારના કાર્યો એકેકથી વિરૂદ્ધ છે એમ માનવાની ભૂલ કરવી નહિ. **ने-मु**. સેલ્સને જોઇતું પાણી પૂરૂં પાડે છે, અને વધુ હોય તો દૂર કરે છે. **ने-स**. સેલ્સમાં રહેલા પાણીને પડાવી લેતો નથી કે તેની વ્યવસ્થા કરતો નથી. પણ સેલ્સ જે તંતુજાળવડે સંયોજીત થયેલાં છે, તે તંતુજાળમાં પાણીનો વધારો થવાથી સેલ્સની ગતિ-વ્યાપારમાં અટકાવ પડે છે. એ અડચણ આ ક્ષાર મટાડે છે, એટલે એક રીતે આ ક્ષાર **ने-मु**. ના કાર્યને મદદ કરે છે. તેથી પાણીની વ્યવસ્થા કરવા માટે **ने-मु**. ક્ષાર આપ્યા છતાં જો સુધારો ન જણાય, તો આ ક્ષાર પણ વારાફરતી આપવો.

મધુપ્રમેહ ( Diabetes ) રોગમાં સાકરના વધારાના ભાગને આ ક્ષાર બહાર કાઢી નાખે છે, અને એ રોગનું શમન કરે છે.

મધુપ્રમેહ, મૂત્રપિંડના વ્યાધિઓ, પથરી, મેલેરિઆ તાવ, શરદીના તાવ, પિત્તના અને પેન્ક્રિયાસના વ્યાધિઓ, આંતરડાંના બધા વ્યાધિઓ, કોલેરા, ગુલ્મ-વાયુ, રક્તસ્રાવ, રતવા, ગાઉટ, જલોદર, જુનો પરમીઓ, ઇન્ફ્લ્યુએન્ઝા વગેરે રોગોની આ અતિ ઉપયોગી મુખ્ય દવા છે.

આ ક્ષારના હદ ઉપરાંત ઉપયોગથી નસ્કોરી ફુટે છે.

સઘળા જંતુજન્ય રોગો ઉપર આ દવાને યાદ કરવી.

## सिलिसिआ

### ગુણ, પ્રભાવ અને કાર્ય.

સિલિકા અને સોડીઅમ કાર્બોનેટ બેને સાથે ઓગાળવાથી આ ક્ષાર તૈયાર થાય છે.

આ ક્ષાર સંયોજીક ધાતુ, હાડકાંનું ઉપલું પડ, વાળ, નખ, ત્વચા અને જ્ઞાનતંતુઓમાં મુખ્ય છે. લોહી પિત્ત અને મૂત્રમાં અલ્પ પ્રમાણમાં છે. મગજનાં જ્ઞાનતંતુઓ ઉપર આની અસર છે, જેથી મગજના અને જ્ઞાનતંતુના રોગો ઉપર બીજી દવાઓની સાથે આ દવાની જરૂરીઆત છે. મગજની સંયોજકધાતુ ( કનેકટીવ ટિશ્યુઝ )માં હોવાથી બીજી દવાઓને મગજમાં લઇ જવાનું કાર્ય આ ક્ષારનું છે. આ ક્ષારની ખામીથી મગજના કનેકટીવ ટિશ્યુઝ બગડ્યા હોય, તો મગજના રોગો ઉપર અપાતી બધી દવાઓ નિષ્ફળ જાય છે તે વખતે તે દવાઓની સાથે આ ક્ષાર આપવો. દાખલા તરીકે મગજના જ્ઞાનતંતુ બગડ્યા હોય, અને લક્ષણો પ્રમાણે **का-फो** આપી હોય તો તેની સાથે અથવા વારાફરથી આ ક્ષાર આપવો.

ઘઉં, ધાન્ય અને બીજા ઉદ્‌ભિજ્જ પદાર્થોમાં આ ક્ષાર વિશેષ પ્રમાણમાં છે. ઇંડાંની સફેદીમાં સાત ટકા જેટલો છે. મનુષ્ય શરીરમાં આ ક્ષારનું પ્રમાણ બીજા ક્ષારો કરતાં કમી છે પરંતુ તેથી તેનું મહત્વ કમી થતું નથી.

દરેક પૂર્ણિમા અને અમાવાસ્યાને દિવસે ઉત્પન્ન થતાં કે વૃદ્ધિ પામતાં બધાં દર્દો આ દવાને સૂચવે છે.

દરેક પ્રકારના વરમજન્ય રોગોની પહેલી અને બીજી ભૂમિકામાં **फे-फो.** અને **का-मु.** નો ઉપયોગ કર્યા છતાં પણ વિકાર શમન થતો નહિ હોય, તો તત્કાળ આ દવા આપવી જોઇએ. તેની સાથે યા વારાફરતી **के-स** અને **का-स.** પણ આપવાની જરૂર હોય છે અને તે પણ આપવી. **सि.** નાં પરમાણુઓ

તિક્ષ્ણ ખુણાવાળા હોવાથી જે નિરૂપયોગી સેન્દ્રિય પદાર્થો વરમવાળા ભાગમાં જામી ગયા હોય છે, તેને કાપી, તોડી, વિખેરી નાખેછે. અને કફ વગેરે વિકારોનું શમન કરેછે.

જીવનરસાયનશાસ્ત્રમાં આ ક્ષાર શસ્ત્રક્રિયાનું કામ કરનાર ગણાયછે. નહિ પાકતાં ગડગુમડાને પકવી તોડી નાખે છે. લાંબા વખતથી ફેફસાં, આંતરડાં, જઠર વગેરે કોઇપણ અવયવ કે ભાગ ઉપર પરૂની ક્રિયા ચાલતી હોય તેને બંધ કરે છે. આ ક્ષાર ક્ષય, ભગંદર, નાસુર વગેરે મહાન જીવલેણ દર્દોની અકસીર દવા ગણાય છે.

આ ક્ષાર શસ્ત્રક્રિયા જેવી ક્રિયા કરનાર હોવાથી ક્ષય, ભગંદર, નાસુર જેવા રોગો ઉપર ૨૦૦**x** કે તેથી પણ ઉંચા પાવરનો વાપરવો જોઇએ. એથી હલકા પાવરની દવા, જેઓના અણુઓ મોટાં હોયછે, તે વાપરવી નહિ. હલકા પાવરની દવા પ્રાણહારક નિવડવા સંભવ છે. બીજું જે દર્દીઓને પારાની દવા થોડી કે પુષ્કળ આપવામાં આવેલી હોય છે, તેવા દર્દીઓને આ દવા પારાની દવાની ખરાબ અસર કાઢી નાખ્યા સિવાય કદી પણ આપવી નહિ. જો તેવી ભુલ કરવામાં આવશે, તો દર્દીને તે પ્રાણઘાતક નીવડશે. પારાની દવાની અસર કાઢી નાખવા માટે પ્રથમ હોમિઓપેથીની **ओरम्** ( સોનું ) અને **काली आयोड** નામની બે દવાઓનો ઉપયોગ કર્યા પછીજ આ ક્ષારનો ઉપયોગ કરવો અને તે પણ ૨૦૦**x** કે તેથી ઉંચા પાવરનો **ओरम्** **३०** અને **काली आयोड** ૩૦ એ બે દવાઓ પારાની ખરાબ અસર કાઢી નાખવા ઉપરાંત એ રોગોમાં અતિ ઉપયોગી છે, જેથી એ બે દવાઓ આપવામાં આવે ત્યાં સુધીનો વખત બરબાદ થએલો ગણાશે નહિ, પરંતુ વિશેષ ફાયદો થશે.

કંઠમાળાથી, પૌષ્ટિક અન્ન ન મળવાથી અને પૌષ્ટિક અન્ન મળવા છતાં પણ શરીર સુકાઇ જતું હોય, લોહીનો વધારો ન થતો હોય અને રિકેટસ ( સુકતાન ) થયું હોય તે ઉપર આ ક્ષાર **ने-मु**. અને **का-फो**. સાથે વારાફરતી આપવો.

મગજના સેરીબ્રમ ( મોટું મગજ ) અને સેરીબેલમ ( નાનું મગજ ) ભાગની વચ્ચેની સંયોજક જાળમાં આ ક્ષારનું પ્રમાણ ઘટે છે, ત્યારે વિચાર-શક્તિનો નાશ થાય છે. કારણ કે મગજનું પોષણ કરનાર ભૂખરો પદાર્થ જે કાલી ફોસ્ફેટસ અને ઍલ્બ્યુમીનના સંયોગથી ઉત્પન્ન થાય છે, તે સંયોજક જાળ-તંતુઓ નબળા થવાથી મગજને પહોંચાડવાનું કાર્ય કરી શકતાં નથી તેથી વિચારશૂન્ય સ્થિતિ પેદા થાય છે. આ ક્ષાર સંયોજક તંતુઓને મજબુત અને

નિરોગી કરી તે મારફતે મગજને પોષક પદાર્થ પહોંચાડી તે સ્થિતિનું નિવારણ કરે છે.

આ ક્ષાર અને **के-स.** ક્ષારની ક્રિયા લક્ષમાં રાખવાની જરૂર છે. **सि.** પરૂ થવાની ક્રિયા પ્રબળ બનાવે છે અને તેને બહાર કાઢી નાખે છે. **के-स.** પરૂ થવાની ક્રિયા અટકાવે છે. રૂઝ લાવવાની ક્રિયા **सि.** કરતાં **के-स.** જલદી કરે છે. **सि.** આપ્યાં છતાં પરૂ થવાની ક્રિયા ચાલુ રહે તો **के. स.** આપવાથી તે ક્રિયા બંધ થઇ જલદી રૂઝ આવેછે. ગુમડાં, ગાંઠો, વગેરે પકવવા માટે આ ક્ષાર ૩x નો ઉપયોગ કરવો જોઇએ, અને પાકી પરૂ નીકળી જવા પછી રૂઝ લાવવા માટે ૩૦x અથવા તેથી ઉપરના પાવરનો વાપરવો જોઈએ.

ચેપી અને વિષજન્ય રોગો, પરૂ ઉત્પન્ન થતા રોગો, દૃષ્ટિની નબળાઇ, મોતીઓ, પક્ષાઘાત, પાકું, ગ્રંથીઓ, સડતાં ચાંદાં, માથામાં થતો પુષ્કળ પરસેવો, પગનો બંધ થએલો અથવા થતો ગંધાતો પરસેવો, હાડકાંનો સડો, ક્ષયરોગીને રાતે થતો પરસેવો, અશક્તિ વગેરે, રોગો ઉપર મુખ્યત્વે આ ક્ષારનો ઉપયોગ વખાણવા યોગ્ય છે.

સંધિવા, ગાઉટ અને સાએટિકા (પાદાંગુષ્ટ વાત) રોગો સંયોજક ધાતુમાં યૂરેટ નામનો પદાર્થ જામવાથી થાયછે. આ ક્ષાર તેનો નાશ કરી એ દર્દો મટાડવા માટે **ने-फो.** અને **ने-स.** વગેરે ક્ષારોને કીમતી મદદ કરેછે.

---

# મેટીરીઆ મેડીકા—ખ.

## જીવનરસાયન ક્ષારનાં લક્ષણો.

આ મેટીરીઆ મેડીકાના ખ ભાગમાં મુખ્યત્વે રોગથી અવયવોમાં થતાં લક્ષણો વિભાગવાર દર્શાવ્યા છે. અને લક્ષણોને અંતે તે ઉપર આપવાનો ક્ષાર (દવા) દર્શાવેલ છે એટલે તે તે લક્ષણો ઉપર તે તે ક્ષાર યા દવા આપવી. જીવનરસાયનશાસ્ત્રમાં રોગની મહત્વતા માનેલી નથી. પિંડોમાં નિરેન્દ્રિય ક્ષારોની તંગી પડવાથી તે શરીરમાં અમુક લક્ષણો કે ભાવના ઉત્પન્ન કરે છે. કેટલાંક લક્ષણો દુઃખનું ભાન કરાવે છે અને કેટલાંક દુઃખનું ભાન કરાવતાં નથી. એ લક્ષણોને આપણે રોગો કહીએ છીએ. નિરેન્દ્રિય ક્ષારો દવા તરીકે આપવાથી અશકત થએલાં સેલ્સને પોતાનો ખોરાક મળવાથી શક્તિ મળેછે અને તે તે ભાવનાઓ યા લક્ષણો યા દુઃખો યા રોગો જે કહેવામાં આવે તે દૂર થાય છે. જેમ આપણને ભૂખ લાગવાથી ચકરી આવેછે, ગમતું નથી, અશકિત આવે છે વગેરે લક્ષણો ઉત્પન્ન થાયછે અને ખોરાક ખાવાથી તે લક્ષણો તત્કાળ દૂર થાય છે. તેમ સેલ્સને તેનો ખોરાક સેલ સૉલ્ટસ્ યા નિરેન્દ્રિય ક્ષાર મળવાથી ઉત્પન્ન થએલાં લક્ષણો યા રોગો દૂર થાય છે. આ જીવનરસાયનક્ષારશાસ્ત્ર સેલ્સ્માં પડેલી ખોટ સેલ્ સોલ્ટસ્થી ભરપાઈ કરો એ સુત્ર ઉપર રચાએલું છે.

આયુર્વેદની વાયુ, પિત્ત, કફ, વાતકફ, પિત્ત કફ, ત્રિદોષ વગેરેની મહાસાગર જેવી મોટી, વૈદ્યોમાં પણ વિવાદગ્રસ્ત અને સામાન્ય જનને ન સમજાય એવી અટપટી થીઅરી આ શાસ્ત્રની નથી. વૈદ્યોને પણ અગમ્ય એવા નાડીજ્ઞાનની પણ આ શાસ્ત્રમાં જરૂર નથી. ભાવના અથવા લક્ષણો જાણો. પછી તે આયુર્વેદ પ્રમાણે વાયુ, પિત્ત, કફ, દ્વંદ્વજદોષો કે ત્રિદોષ હોય. ગમે તે દોષ હોય છતાં લક્ષણો ઉપરથી દવા પસંદ કરી તે આપશો એટલે ઉત્પન્ન થએલી ભાવના કે લક્ષણો દૂર થશેજ.

સાધારણ વૈદ્યકજ્ઞાન વગરનો મનુષ્ય પણ નિઃશંકપણે દવા પસંદ કરી આપી શકશે અને તેમાં તે ફળીભૂત થશે. વૈદ્યો આ લક્ષણો ઉપરાંત 'માધવનિદાન માં'

કહેલાં રોગનાં લક્ષણો ઉપરથી આ ક્ષારોનો ઉપયોગ બહુજ સફળતાપૂર્વક કરી શકશે. આયુર્વેદમાં કહેલા (ઉપલા દોષોને પણ આ દવાઓ સમાન અને શમન કરી શકશે. માધવનિદાનમાં કહેલાં) રોગોનાં લક્ષણો આ બીજા ભાગમાંથી મળી આવશે.

## મસ્તકના લક્ષણો.

અશક્તિ અને થાકથી ઉઠતાં, સુતાં, ઉભા રહેતાં, ઉંચું અને આજુબાજુ જોતાં ચક્કર આવવાં.

બંધ ઓરડામાં અને ભૂખથી માથું વધારે દુઃખે .

કંટાળો, થાક અને તે સાથે માથાના પાછલા ભાગમાં અને આંખ ઉપર ભાર લાગે.

અવાજ સહન થઇ શકે નહિ.

વિચારશક્તિનું ગુમ થવું.

માથામાં એવા ચસકા મારતા હોય કે આંખમાં આંસુ આવી જાય અને માથું સખત દુઃખે.

આંખની કીકી વિસ્તૃત રહેતી હોય.

મગજની રક્તહિન સ્થિતિથી માથું દુઃખતું હોય.

વિદ્યાર્થી, વકીલો, શિક્ષકો, ન્યાયશાસ્ત્રીઓ વગેરે મગજમારીનું કામ કરનારાઓની મગજની અવ્યવસ્થા અને ફરીઆદો.

ઉંઘ ન આવવી.

બગાસાં, આળસ, નિર્માલ્યતા અને હિસ્ટિરીઆ હોય.

મગજમાં પાણીનો વધારો હોય.

આનંદદાયક કાર્યોથી માથાનો દુઃખાવો કમી લાગે.

માથાના જ્ઞાનતંતુઓનો આઘાત થવાથી આંખો ઉઘાડીજ રહેવી અને મૃત્યુની સ્થિતિ દેખાવી.

સ્ત્રીઓને રજસ્વલા વખતે માથાનો દુઃખાવો થવો.

ખુલ્લી હવામાં અને હાલવા ચાલવાથી દરદ વધારે થતું હોય.

ગરબડ અને ધાંધલથી ત્રાસ લાગતો હોય.

ઉપરનાં લક્ષણો કા. ફો. ને સૂચવે છે.

જુવાન છોકરાઓનું માનસિક શ્રમ લીધા પછી માથું દુખતું હોય.

ખાટા અને તીખા ( ગરમ ) પદાર્થો ખાવાથી માથું દુખતું હોય.

માથાનો દુખાવો કરોડ સુધી પહોંચતો હોય.

માથું દુખવાની સાથે રૂવાંટા ઉભા થાય, દાઢની કમકમાટી લાગે કે મોઢામાં મોળ આવતી હોય.

શસ્ત્ર ભોકવા જેવી સખત પિડા અગર સણુકા મારતા હોય.

દુખાવો રહી રહીને થતો હોય અને ગરમીથી મંદ પડતો હોય.

માથું એકસરખું હાલ્યા હરતું હોય. (कॉ–फो સાથે).

બોચીમાં, લમણામાં અને ખભાની વચમાં દુખાવો થતો હોય.

ઉપરનાં લક્ષણો मे–फो–નું સૂચન કરેછે.

---

માથા ઉપર ઠંડક જણાઇ તે દુખતું હોય.

ઉંમરે આવેલી છોકરીનું માથું દુખતું હોય અને તે માનસિક શ્રમથી કે ઠંડી હવાથી વધારે દુખતું હોય.

પેટમાં અજીર્ણ કે વાયુ હોય અને તેથી માથું દુખતું હોય.

ખાટા પદાર્થો ખાવાથી અજીર્ણ થયું હોય અને તેથી માથું દુખતું હોય.

માથામાં જલ ભરાયું હોય ( મસ્તકનું જલંદર ).

અશકિતને લીધે નાનાં છોકરાંનું માથું ગળા સાથે સ્થિર રહેતું ન હોય પણ ઝુલી જતું હોય ( ने–मु–સાથે ).

માથા ઉપર ટાલ પડતી હોય, વાળ ખરી પડતા હોય ( ने–मु–અને सि–સાથે ).

ઉપરનાં લક્ષણો के–फो–ને સૂચવેછે.

---

માથાના તાલકામાં, બોચીમાં કે કપાળમાં અતિશય દુખતું હોય તે દુખાવો સવારમાં વધારે હોય અને જીભ ઉપર પીળી ( સોનેરી ) છારી હોય.

અપચો, અમ્લપિત્તથી ખાટી ઉલટી અને પેટના દુખાવાયુક્ત લક્ષણો સાથે માથું દુખતું હોય કે ચકકર આવતાં હોય ( के–फो–સાથે ).

ઉપરનાં લક્ષણો ने–फो–નું સૂચન કરેછે.

---

માથા ઉપર લોહીનો ધસારો હોય, લમણા ઉપરની નસો જોરથી ધબકતી હોય અને માથું દુખતું હોય.

આંખની ઉપરના ભાગમાં અને તાળવામાં દુખતું હોય. (**ने-स**-સાથે)

નંજલો હોય. (**ने-फो**-સાથે.)

તાવની સાથે માથું દુખતું હોય (**ने-स**-સાથે.)

મગજ ઉપર તાવ ચઢી જવાથી માથું દુખતું હોય. (**का-फो**-સાથે).

માથાને જરા અડકવાથી, વાળ ખેંચવાથી કે અવાજથી માથું દુખતું હોય.

આંખો બંધ રાખવી પડે એવો દુખાવો હોય.

ઠંડા પાણીની છાલક આંખપર મારવાથી યા ઠંડા ઉપચાર કરવાથી માથાનો દુખાવો નરમ પડતો હોય.

મગજના પડના સોજાથી તાવ આવ્યો હોય.

તડકામાં ફરવાથી માથું દુખતું હોય. (**ने-मु**-અને **के-फो**-સાથે.)

નાનાં બાળકોનું માથું દુખતું હોય તે ઉપર મુખ્ય દવા.

મુખનો ચહેરો અને આંખો લાલ હોઈ માથાનો દુખાવો હોય.

માથું હલાવતાં, નીચું જોતાં, દુખાવો વધારે થતો હોય.

ઉપરનાં લક્ષણો **फे-फो**-ની જરૂરીઆત બતાવેછે.

---

જીભ ઉપર સફેદ જાડું પડ (છારી) હોય, ઉલટી થતી હોય, તેમાં સફેદ કફ પડતો હોય એ લક્ષણો સહિત માથું દુખતું હોય.

યકૃતના કાર્યની મંદતાને લીધે પિત્ત ઓછું થઇ ક્ષુધાનાશ અને કબજીઆત થઇ માથું દુખતું હોય.

મગજના સોજાવાળા તાવનો બીજો દરજ્જો થયો હોય.

માથા ઉપરથી ધોળી ફોતરી ઉખડતી હોય કે ખોડો થયો હોય.

ઉપરનાં લક્ષણો **का-मु**. નાં છે.

---

માથા ઉપરથી ખોડાની ફોતરી ઉખડવી. એમાં **का. स.** ખાવા આપવી અને **मे. मु.** પાણીમાં નાખી તે પાણીવડે માથું ધોવું.

વાળ ખરવા, ટાલ પડવી, માથાપર ફોલ્લા થઇ તેમાંથી પીળી રસી નીકળવી કે પીળા ભીંગડા વળવાં.

ઉઠતાં અગર ધારીને જોતાં ચક્કર આવતાં હોય.

સાંજની વખતે વધારે જોર કરે અને ઠંડી તથા ખુલ્લી હવાથી આરામ લાગે તેવો માથાનો દુખાવો.

ગરમ હવાથી, સંધ્યાકાળે અને સંધિવાના રોગથી માથું દુખતું હોય.

માથું બાજુપર અને આગળ નમાવવાથી વધારે દુખતું હોય.

ઉપરનાં લક્ષણો **का. स.** ને સૂચવે છે.

---

તાપમાં ફરવાથી યા ગરમ હવા માથાને લાગવાથી લુ ભાગી હોય **फे. फो.** અને **का. फो.** ની સાથે મુખ્ય દવા **ने. मु.** ૩ x થી ૬ x.

આંખમાંથી પાણી ઝરતું હોય એવા લક્ષણે માથું દુખતું હોય.

પાણી જેવી ઉલટી અને ફીણવાળી જીભ સાથે માથું દુખવાના કાંઇપણ લક્ષણો હોય.

માથામાં હથોડા માર્યા જેવી પીડા ખાસ કરી સવારમાં થતી હોય.

ઉંઘતાં છતાં પણ હોશિયારી આવતી ન હોય અને સુસ્તી દેખાતી હોય.

અર્ધશીર્ષ ( આધાશીશી ) જોરથી દુખતું હોય કે તે સાથે બેભાનપણું અને સ્નાયુઓનું ખેંચાણ હોય **ने–मु**–૩૦ x અકસીર ઇલાજ છે.

મગજમાં લોહીનો જમાવ થયો હોય કે થતો હોય.

માથામાં ખોડો થવાથી સફેદ ફોતરી ઉખડતી હોય, ખરજ આવતી હોય વાળ ખરી જતા હોય.

ઘેન અને સુસ્તી રહેતાં હોય.

ગરદનના સ્નાયુઓના કમજોરપણાથી માથું સ્થિર ન રહેતાં આગળ નમી પડતું હોય. ( **के–फो**–સાથે. )

જુવાન છોકરીઓને આર્તવ વખતે માથામાં દુખાવો અને બળતરા હોય.

ઉપરનાં લક્ષણો **ने–मु**–ને સૂચવેછે.

---

પિત્તના વધારાને લીધે જીભ ઉપર લીલાશ પડતી કે પીળી છારી રહેતી હોય, કડવો સ્વાદ હોય, કડવી ઉલટી, પિત્તના દાહ બળતા ઉના પીળા ઝાડા થતા હોય એ લક્ષણો સાથે ઘેન, ચકકર અને મસ્તક પીડા હોય.

બોચીમાં એટલે બધો દુખાવો થતો હોય કે કાંઇ ચેન પડતું ન હોય.

પડવાથી કે મારથી માથાને સખ્ત ઇજા થઇ હોય અને તેથી માનસિક અવ્યવસ્થા અને ઉપદ્રવો થયા હોય તેના ઉપર મુખ્ય ઔષધ.

તાળવામાં દાહ અને દુખાવો .

વાળ ઓળતાં ચામડી દુખતી હોય.

કરોડરજ્જુના પડનો વરમ અને તેની સાથે માથામાં લોહીનો જમાવ થયો હોય.

મગજના પડનો વરમ થયો હોય ( **फे–फो** અને **का–मु**–ની સાથે. )

આધાશીશી જમણી બાજુની હોય. ડાબી બાજુની આધાશીશી માટે **का–मु**–નો ઉપયોગ કરવો.

ઉપરનાં લક્ષણો **ने–स**–ને સૂચવે છે.

---

માથામાંથી પીળા રંગનું પરૂં નીકળતું હોય અગર પીળા પોપડા બાઝતા હોય કે લોહીપરૂમિશ્રિત સ્રાવ થતો હોય.

ઘણી મોળ આવવા સાથે ચકકર આવતા હોય.

નાનાં છોકરાંનાં માથાનાં હાડકાં મૃદુ અને નાનાં થતાં જતાં હોય.

જોરથી માથું હલાવીએ તો એકદમ મોળ અને ચકકર આવતાં હોય.

શરદીથી માથું વધારે દુખે પણ ખુલ્લી ઠંડી હવાથી સારૂં લાગતું હોય.

ઉપરનાં લક્ષણો **के–स**–ને સૂચવેછે.

---

તરતના જન્મેલા બાળકના માથાપર લોહી ભરેલી ગાંઠો હોય.

દિવસના ત્રીજા પહોરમાં એટલે બપોરે મોળ અને ઘેન કે ચકકર આવવા જેવું લાગી માથું દુખે અને સાંજે આરામ થાય.

માથાના હાડકાને ઇજા થયા પછી ઉઝરડા પડયા હોય કે ચાંદાં થયાં હોય તે જલદી સારાં થતાં ન હોય અને તે હાડકાંની ધાર બંધાતી જતી હોય.

ઉપરનાં લક્ષણો **के–फ्लो**–ને સૂચવેછે.

---

ચક્કર આવવા અને આગળ અથવા ડાબી બાજુએ પડી જવાશે એવું લાગવું.

ચક્કર આવી માથું દુખવું.

તાળવા પર વટાણા જેવડી ગ્રંથીઓ થવી.

માથું ઠંડું હોવા છતાં પાટો બાંધી રાખવો પડે એવું દુખતું હોય.

માથાના ઉપદ્રવો ( માથું દુખવું વગેરે ) શેકવાથી અથવા ગરમી આપવાથી ઓછા થતા હોય.

મસ્તકમાં લોહી ચઢી જવાથી મૂર્છા આવવી અને મૂર્છા આવતાં પહેલ માથાની ડાબી બાજુએ શસ્ત્ર ઘોંચ્યાં જેવી પીડા થવી અને હાથની નસો ખેંચાઇ હાથ દુખવા.

માથા ઉપર પરસેવો થવો.

તાળવું આળું થઈ ગયું હોય અને સ્પર્શથી પણ દુખતું હોય.

ભૂખથી, ક્રોધથી અને ઘણા અભ્યાસથી માથું દુખતું હોય ( का–फो. સાથે ).

બોચીમાં દુખાવો થતો હોય ( ने.–स. સાથે ).

માથાના દુખાવો ઘોંઘાટથી, પ્રકાશથી, મહેનતથી અને અભ્યાસથી વધતો હોય અને ગરમીથી કમી થતો હોય.

સ્ત્રીને ગુહ્યાવયવમાં ચળ આવે, તે સાથે માથાના ઉપલા ભાગથી નીચલા ભાગ તરફ દુખાવો ફરતો હોય.

જમણે પડખે વિશેષ દુખાવો હોય.

માથામાં પરૂ ભરેલા ફોલ્લા કે ગુમડાં થયાં હોય, ઢીમણાં કે ગ્રંથીઓ થઇ હોય.

માથાના વાળ ખરી જતા હોય ( का. स. અને ने. मु. સાથે )

ઉપરનાં લક્ષણો सि. ની જરૂર સૂચવે છે.

---

## મજ્જાતંત્રનાં લક્ષણો.

મજ્જાતંત્ર ( Nervous System ) માં જ્ઞાનતંતુઓની નબળાઇથી થતા બધા રોગોનો સમાસ થઈ જાય છે. આયુર્વેદમાં જેને વાયુરોગો કહેવામાં આવે છે તેમાંના ઘણાખરા મજ્જાતંત્રના નિર્બળ થવાથીજ થાય છે. મજ્જામંત્રનો

કાબુ શરીરના બધા અવયવો ઉપર છે. તેના નિર્બળ થવાથી તે તે અવયવોની કાર્યશક્તિ મંદ પડે છે અને તેથી હાનીકારક પદાર્થો યૂરીઆ, એસિડો, બગડેલા લિંફરસો વગેરેનો તેમાં જમાવ થયા કરે છે અને અંતે મહારોગો ઉત્પન્ન થાય છે. લકવો ( પેરેલેસીસ ), સાએટીકા, પાદાંગુષ્ઠ વાત ( ગાઉટ ), સંધિવા ( રૂમેટીઝમ ) સન્નિપાત, મૂર્છા, વગેરે મગજના રોગો મજ્જાતંત્ર બગડવાથી થાય છે.

શરીરના કોઈપણ અવયવનો આઘાત થવો. ( આઘાત એટલે અવયવોની કાર્યશક્તિનો નાશ યા મંદતા. જેમકે મુત્રાશયનો આઘાત થવાથી પિશાબ બંધ થઈ જાય, વાચાતંતુના આઘાતથી વાચા બંધ થઇ જાય, મોં પગ, હાથ વગેરેના સ્નાયુ-ઓનો આઘાત થવાથી તે અવયવોનાં કામ ખાવાનું ચાલવાનું, પકડવાનું વગેરે બંધ થઇ જાય, અર્ધા અંગના અવયવોનો આઘાત થવાથી અર્ધાંગવાયુ ( લકવો ) થાય વગેરે).

જીવનશકિત કમી થવી; શ્વાસમાં ગંધ લાગવી; ઝાડો દુર્ગંધમય થવો; સ્વાદેન્દ્રિય બગડી જવી.

મગજ એકદમ ઉશ્કેરાઈ જવું; લાગણીઓ તિવ્ર થવી કે મંદ થવી; નાની બાબત મોટી લાગવી ; દરેકની અધિરાઇ થવી.

પોતાનો રોગ કે તેનાં લક્ષણો કહેતાં આંસું આવી જવાં.

ગાળમાં ગોળો ચઢતો હોય એવું લાગવું.

હિસ્ટિરીઆ થઇ આવવું; વાઇ આવવી. **का-मु**. સાથે.

છાતીમાં ધબકારા થયા કરવા ( **का-मु**. સાથે. )

શરીર થંડું પડવું ( **का-मु**. સાથે.)

રાંજણ ( સાએટીકા ) જેમાં જાંઘના પાછલા ભાગથી ઢીંચણ સુધી દુખાવો થતો હોય અને તે લાંબી મુદતે પગના અંગુઠાસુધી પણ પહોંચતો હોય.

કોઇપણ અવયવોનો આઘાત કે પક્ષાઘાત જેમાં શરીરના તે ભાગો ધીમે ધીમે સુકાઇ જતા હોય અને તેમાં સ્પર્શજ્ઞાન કમી થતું હોય અગર સ્પર્શની લાગણીનો નાશ થયો હોય.

શરીરના કોઈપણ ભાગનો ધ્રુજારો કે કંપવા અને વાતશૂળ.

અતિશય વિષયભોગથી કરોડરજ્જુમાં આગ થઇ રોગીનું નિરાશ થઇ જવું; બરડો દુખવો.

ગૃધ્રસી વાયુ ( જે વાયુ પીઠ, કમર, ઘુંટીઓ, ફુલા, પોંડુ અને પગ એ સ્થળોએ અનુક્રમે પ્રવેશ કરી પીડા ઉત્પન્ન કરે છે તે ) કે બીજા કોઈપણ વાયુ થયા હોય.

ઉપરનાં લક્ષણો **का-फो** ની જરૂરીઆત સૂચવે છે.

---

મજ્જાતંતુનું પોષણ કરનાર અને તેની ક્રિયા ચલાવનાર આ સુંદર દવા છે.

નિર્માલ્યપણું અને બેસી પણ શકાય નહિ એવી અશકિત.

દારૂ પીવાથી થતા તમામ ઉપદ્રવો.

અંગુઠા સિવાયની બધી આંગળીઓ બીડાઇ જવી.

પગ, હાથ, મસ્તક વગેરે કંપવા.

હેડકી આવવી ( બહુજ અકસીર ).

આંકડી આવવી; અવયવોનું ખેંચાવું; મુઠી વળી જવી; દાંત બિડાઇ જવા; હિસ્ટિરીઆ થવો, ધનુર્વા થવો. ( હિસ્ટિરીઆ અને ધનુર્વા ઉપર દાંતના પેઢા ઉપર આ દવા ઘસવી અને આકર્ષણ નરમ પડ્યા પછી ખાવા પણ આપવી.)

મૃત્યુ સમયે ડચકાં આવવાં.

વિશેષ કરી મુષ્ટિમૈથુન કરનાર દર્દીને થતું ફેફરૂં ( અપસ્માર-એપીલેપ્સી) **का-मु** સાથે.

વિજળીના ઝટકા જેવો શરીરના કોઈપણ ભાગમાં ઝટકો લાગવો, ચમક લાગવી.

લેખક અને તંતુવાદ્ય વગાડનારાનો હસ્તકંપ.

( મજ્જાતંત્રના બધા રોગોમાં **का-फो**. અને **मे-फो**. બંનેનો ઉપયોગ સાથે અથવા વારાફરતી કરવો.)

ઉપરનાં લક્ષણો **मे-फो** ની જરૂરીઆત સૂચવે છે.

---

રાતે વખતોવખત દુઃખાવો થઇ આવતો હોય હાડકાં કળતાં હોય.

સંધિવા અને પક્ષાઘાત બંને સાથે હોય.

વાઇ-અપસ્માર-ફેફરૂં આવતું હોય.

હવાના ફેરફારથી દુખાવા વધતા હોય.

દાંત આવતી વખતે બાળકને આંચકી આવતી હોય.

કોઇપણ અંગમાં ઝહેર મારી ગયા જેવી લાગણી થતી હોય કે ખાલી ચઢતી હોય. ( **ને-फो**. સાથે.)

વિજળીના ઝટકાની પેઠે દર્દ થતું હોય. ( **मे-फो**. સાથે )

હાથ, પગ ધ્રુજતા હોય ( **मे-फो**. સાથે ).

કોઈપણ અંગમાં બરફ જેવી ઠંડી લાગણી થતી હોય.

ઉપરના લક્ષણો **फे-फो** ને સૂચવે છે.

---

કૃમીને લીધે આંતરડામાં ક્ષોભ થઇ આંખો ત્રાંસી થઇ જતી હોય, મોંના સ્નાયુ ખેંચાતા હોય, કે ઉંઘમાં દાંત કચકચાવતા હોય.

ઉંઘમાં સ્ત્રીવિષયક સ્વપ્નાં આવવાં.

બાળકો ઉંઘમાં બૂમ પાડી ઉઠે.

અતિ થાક અને અતિ સંભોગથી હૃદયમાં કંપ કે ધબક ધબક થતું હોય; ગરદન અક્કડ થઇ જતી હોય.

ઉપરનાં લક્ષણો **ने-फो**-ને સૂચવે છે.

---

મગજ ઉપર લોહીનો ધસારો હોય.

દાંત આવતી વખતે તાવ સાથે આંચકી આવતી હોય(**ने-फो**-સાથે.)

મસ્તકમાં રક્તસંચય થવાથી નિદ્રાનો નાશ થયો હોય.

વાનો દુખાવો રાતે થતો હોય.

ઉપરનાં લક્ષણો **फे-फो**. ને સૂચવે છે.

---

વાઈ ( અપસ્માર-ફેફરૂં ) આવતી હોય તે સાથે જીભ સફેદ હોય અને આંખો બહાર પડતી દેખાતી હોય ત્યારે એ રોગની આ મુખ્ય દવા **मे-फो**. અને **के-फो** સાથે આપવી.

ખરજવું કે બીજા ચેપી રોગો સમાઇ જવાથી વાઇ આવતી હોય.

કરોડરજ્જુનો ક્ષય લાગુ પડયો હોય ત્યારે આ ક્ષાર ઘણો ઉપયોગી છે.

સહેજ અવાજથી ઝબકી જાગી જવાય.

આંખ ઉપર ઉંઘનો ભાર રહે અને સુસ્તી લાગે.

ઉપરનાં લક્ષણો **का-मु**. ને સૂચવે છે.

---

વ્યાધિગ્રસ્ત ભાગમાં બહેરાશ જણાતી હોય.

કરોડરજ્જુ દબાણ કે સ્પર્શ સહન કરી શકતી ન હોય તેમજ ઉશ્કેરાઇ જતી હોય.

સ્નાયુઓમાં ચુંથારો, આંકડી કે પક્ષાઘાતની અસર-પક્ષાઘાત શરૂ થશે એમ લાગતું હોય.

વાંસામાં પક્ષઘાત થયો હોય.

જ્ઞાનતંતુમાં શૂળ આવતું હોય. (मे-फो સાથે.)

હિસ્ટિરીઆનો વ્યાધી થયો હોય. (का-फो-સાથે).

મગજમાં ઘણી ભિનાશ-શરદી હોવાથી ઘણી ઉંઘ કે ઘેન આવતું હોય.

કુદરતી ઉંઘ લેવા છતાં પણ ઉંઘ્યા કરવાનું મન થતું હોય.

ઉંઘ અને ઘેનની બધી અવ્યવસ્થામાં का-फो સાથે આ દવાનું સેવન અતિ હિતકર છે.

કોઇપણ કામ કરવાની ઇચ્છા ઉત્પન્ન ન થવી.

વાઇરોગમાં મોંમાં ફીણ આવે. (का-मु-સાથે.)

ઉંઘમાં ઘરમાં ચોર પેસી ગયાના સ્વપ્નાં આવે.

ઉપરનાં લક્ષણો ने-मु-ને સૂચવેછે.

---

દુખાવો કે ચસ્કા એક અવયવમાંથી બીજા અવયવમાં જતા હોય.

કંપવા થયો હોય. मे-फो-સાથે.

દરેક બાબતનો આબેહુબ ચિતાર દેખાય એવા સ્વપ્નાં આવતાં હોય; વારંવાર ઉંઘમાંથી જાગી જવાતું હોય અગર સ્વપ્નામાં બીક લાગતી હોય.

ઉપરનાં લક્ષણો का-स-ને સૂચવે છે.

---

આંખો અને ચહેરામાં પિત્તનાં લક્ષણો સાથે નિરૂત્સાહીપણું, આળસ, થાક અને કંટાળો હોય.

કબજીઆત સાથે પગનો લકવો થયો હોય.

આખું શરીર ધ્રુજતું હોય.

ઉંઘમાં હાથપગ ખેંચાતા હોય.

દમના રોગને લીધે ઉંઘમાંથી જાગી જવાતું હોય. (का-फो-સાથે.)

ભારે અને ચિંતાજનક સ્વપ્નાં આવતાં હોય.

સવારમાં સુસ્તી અને સાંજના ચાલાકી રહેતી હોય.

છાતી ઉપર કોઇ દાબતું હોય કે ભુતનાં સ્વપ્નાં આવતાં હોય. ( **ने–मु** અને **का–फो**–સાથે ).

ઉપરનાં લક્ષણો **मे–स**–ને સૂચવે છે.

---

દિવસે ઘણી ઉંઘ આવતી હોય પણ રાતે આવતી ન હોય.

જીર્ણજ્વરમાં સુસ્તી અને આળસ હોય.

વૃદ્ધાવસ્થામાં શરીરમાં જુદે જુદે ઠેકાણે ચરકા આવતા હોય.

શરીરની નબળાઇ દૂર કરવા દર્દીને ઉત્તેજક પદાર્થોનો ઉપયોગ કરવાનું મન થતું હોય.

ઉપરનાં લક્ષણો **के–स**. નું સૂચન કરે છે.

---

સવારમાં થાક અને નબળાઇ જણાય.

પૈસા સંબંધી આફત આવી પડશે એવાં સ્વપ્નાં આવે.

તદ્દન નવા દેખાવો અને નવાં સ્થાનો સ્વપ્નામાં દેખાય.

ધનની કિંમત અતિશય આંકે તેથી તેનો ઉપયોગ કરી શકે નહિ.

કોઇપણ બાબતમાં પોતે એક નિશ્ચયપર આવી શકે નહિ.

ઉપરનાં લક્ષણો **के-फ्लो** નું સૂચન કરે છે.

---

ચસકવા જે જલદી ન મટી શકે અને રાતે વૃદ્ધિ પામે અને ઠંડી કે ગરમી લગાડવાથી પણ તેમાં આરામ ન જણાય.

સહેજ ઉશ્કેરાવાથી હિસ્ટિરીઆ કે ફેફરૂં રાતે થઇ આવતું હોય.

હિસ્ટિરીઆ અને ફેફરાના હઠીલા પ્રકારમાં **मे–फो**., **का–फो**., **के–फो**., અને **का–मु**–સાથે આ દવાનું સેવન હિતકર છે.

કામાતુરતા હોય પણ શરીર અશક્ત હોય.

ઉંઘમાં અવયવો ખેંચાય અગર ખરાબ સ્વપ્નાં આવે.

"ટેબીઝ ડોરસાલીસ" નામનો કરોડરજ્જુનો વ્યાધિ થયો હોય. ( **मे. फो**., **का. फो**. અને **का. मु**. સાથે. )

ઉપરનાં લક્ષણો **सि**. નું સૂચન કરે છે.

---

# જીભના લક્ષણો.

સવારમાં જીભ ઘણી સૂકી થઇ જતી હોય.

જીભના કોઇ ભાગને અથવા મોઢાના ભાગને દુષ્ટ સડો લાગ્યો હોય કે દુષ્ટ ચાંદાં પડ્યાં હોય.

જીભમાંથી કે મોંમાંથી ગંધાતો પ્રવાહી નીકળતો હોય.

જીભ સફેદ, મેલી સફેદ, ભૂખરી કે તપખીરીઆ રંગની હોય.

જીભનો આઘાત ( લકવો ) થયો હોય. ( **ने–मु–साथे.** )

ઉપરનાં લક્ષણો **का–फो**–ને સૂચવે છે.

---

જીભનાં **मे–फो**–સૂચવનારાં લક્ષણો જણાયાં નથી.

સવારમાં ઉઠતાં જીભમાં કડવો સ્વાદ લાગતો હોય.

જીભ અકકડ અને જ્ઞાનશૂન્ય હોય.

જીભ ઉપર સફેદ છારી હોય ( **का–मु–साथे.** )

ઉપરનાં લક્ષણો **के–फो**–ને સૂચવે છે.

---

જીભના મૂળ આગળ સોનેરી પીળા રંગની છારી હોય.

જીભ મલાઇના જેવી ચીકણી હોય.

જીભના ટેરવા પર વાળ ચોંટયા હોય એવી લાગણી થતી હોય અને બોલવામાં મુશ્કેલી પડતી હોય.

જીભ ઉપર ફોલ્લા થયા હોય.

ઉપરનાં લક્ષણો **ने–फो**–ને સૂચવે છે.

---

જીભ ગુલાબી રંગને બદલે લોહી જેવી લાલ થઇ હોય. ( લાલ જીભ જીભનો કે અંદરના કોઇ પણ ભાગનો વરમ સૂચવે છે. ગુલાબી જીભ નિરોગી અવસ્થા બતાવે છે. ) અને તે સાથે માથું દુખતું હોય અને જીભ પણ દુખતી હોય. ( **का–मु–साथे** ).

જરા પણ મરચું મીઠું ખાવાથી જીભમાં દાહ થતો હોય.

ઉપરનાં લક્ષણો **फे–फो**–નું સૂચન કરે છે.

---

જીભ ઉપર ભૂરી છાયાવાળું સફેદ પડ જામ્યું હોય.
જીભ સૂકી અને ચીકણી હોય.
જીભ ઉપર જુદા જુદા આકારો પડયા હોય.
જીભનો વરમ થયો હોય કે તે બીજી ભૂમિકાએ પહોંચ્યો હોય ત્યારે મુખ્ય દવા **फे-फो**-સાથે.
ઉપરનાં લક્ષણો **का-मु**-ને સૂચવે છે.

---

જીભ ફીણવાળી કે સ્વચ્છ પાણીથી ભીંજાએલી કે ચીકણી હોય,
જીભની કોર ઉપર પાણી જેવી પરપોટીઓ હોય.
જીભના ટેરવા ઉપર ફોલ્લીઓ થઇ હોય.
જીભ સુકાઇ ગઇ હોય.
જીભ ટુંકી થઇ ગઇ હોય.
મોંમાં ખારૂં પાણી કે સ્વચ્છ પાણી બહુ આવતું હોય.
જીભ ઉપર વાળ હોય એમ લાગતું હોય.
જીભથી સ્વાદ સમજાતો ન હોય.
બાળકો બોલતાં મોડું શીખતા હોય.
ઉપરનાં લક્ષણો **ने-मु**-નું સૂચન કરેછે.

---

જીભ ઉપર મેલા પીળા રંગનું પડ હોય.
જીભની કિનારીઓ સફેદ હોય.
હોઠ, જીભ અને અવાળુ સફેદ હોય.
કાંઇપણ સ્વાદ જણાતો ન હોય ( **ने-मु**-નું લક્ષણ પણ ધ્યાનમાં રાખવું)
ઉપરનાં લક્ષણો **का-स**-ને સૂચવે છે.

---

જીભ ઉપર મેલો ભૂખરી માટી જેવો થર હોય.
લીલાશ પડતા ભૂરા રંગનો થર જીભના મૂળમાં હોય.
જીભ ઉપર ચીકણો કફ હોય.
જીભ અને હોઠ ઉપર થએલા ફોલ્લામાં બળતરા હોય.
મોંમાં કડવો સ્વાદ રહેતો હોય.
તાળવા ઉપર સ્પર્શ કરવાથી દુઃખ થતું હોય.
ઉપરનાં લક્ષણો **मे-स**-ને સૂચવે છે.

---

મોંમાં સાબુ જેવો, તીખો અને ખારો સ્વાદ હોય.

જીભના વરમની ત્રીજી ભૂમિકા જેમાં જીભનો વરમ ઘણા દિવસ રહેવાથી પરૂ નીકળતું હોય ( **સિ**–સાથે ).

જીભ મોટી અને પોચી થઈ ગઈ હોય.

ઉપરનાં લક્ષણો **કે–સ**–ને સૂચવે છે.

---

જીભ ઉપર ચીરા પડયા હોય.

જીભ કઠણ થઇ ગઈ હોય ( **સિ**–સાથે ).

જીભનો વરમ લાંબા વખતથી મટતો ન હોય.

જીભનું કેન્સર થયું હોય.

ઉપરનાં લક્ષણો **के–फ्लो**–ને સૂચવે છે.

---

જીભ કઠણ થઇ ગઇ હોય ( **के–फ्लो**–સાથે ).

જીભ ઉપર વાળ હોય એવી લાગણી. **ने–फो**–અને **ने–मु**–સાથે ).

જીભ ઉપર ચાંદાં પડયાં હોય તેમાંથી પરૂ નીકળતું હોય ( **के–स**–સાથે ).

ઉપરનાં લક્ષણો **સિ** ને સૂચવે છે.

---

## દાંતનાં લક્ષણો.

કોઇપણ પ્રકારના સોજા સિવાય દાંતમાં કળતર થતી હોય.

મગજમારીથી કે ઉંઘ નહિ લેવાથી દાંતમાં પીડા થતી હોય,

દાંતના પેઢામાંથી જરા જરામાં લોહી નીકળતું હોય.

ઉંઘમાં દાંત કચડતા હોય. ( **ने. फो**. સાથે. )

દાંત સડી જવાથી તેમાં પીડા થતી હોય.

નવા બેસાડેલા દાંતથી અતિ પીડા થતી હોય.

દંતશળ મટે તો માથું દુઃખે અને માથું દુખતું મટે તો દંતશળ–પિડા થાય.

ઉપરનાં લક્ષણો **का–फो**. નું સૂચન કરે છે.

---

બચ્ચાંને દાંત આવતી વખતે આંકડી આવતી હોય ( **के. फो**. સાથે. )

દાંતનો દુખાવો બહુ સખત હોય અને ગરમી આપવાથી–સેક કરવાથી નરમ પડતો હોય. ( ગરમી આપવી એટલે મોં બંધ કરી બહારથી ગરમ શેક કરવો અથવા સહન થઇ શકે એવા ગરમ પાણીથી કોગળા કરવા. )

**દાંતનો દુખાવો થોડી થોડી વારે થતો હોય અગર ફરતો હોય.**
**સુતા પછી અને ઠંડુ પાણી પીવાથી દુખાવો વધતો હોય.**
**ઉપરનાં લક્ષણો मे-फो. ની જરૂરીઆત જણાવે છે.**

---

બાળકોને દાંત જલદી ફુટતા ન હોય ( **के. फलो.** સાથે. )

દાંત ફુટતી વખતે બાળકોને તાવ, ઝાડા ( લીલા ) સસણી વગેરે અનેક ઉપદ્રવ થતા હોય, **ने. फो**. સાથે.

દાંત જલદી સડી જતા હોય. ( **का-फो.** અને **सि.** સાથે. )
દાંતના દર્દો રાતે વધતાં હોય. **सि**-સાથે.

દાંત ફુટતી વખતે તાવ સાથે કે તે સિવાય આંકડી આવતી હોય **मे-फो**-સાથે.

ઉપરનાં લક્ષણો **के-फो**-ને સૂચવે છે.

---

કૃમીને લીધે કે જઠરમાં અમ્લપિત્ત ( ખટાશ ) વધવાથી કે જઠરની બીજી અવ્યવસ્થાથી ઉંઘમાં દાંત કચડતા હોય.

બાળકોને દાંત આવતી વખતે જઠરના કે કોઇપણ વ્યાધિઓ થયા હોય.
ઉપરના લક્ષણો **ने-फो**-ને સૂચવે છે.

---

દાંતનો દુખાવો હાલચાલથી કે ગરમીથી વધતો હોય પણ ઠંડા ઉપચારથી શાંત થતો હોય.

દાંતના વ્યાધિઓ સાથે તાવ હોય કે દાંત આવતી વખતે તાવ હોય.
દાંતને સ્પર્શ કરવાથી કે દાબવાથી દુખતા હોય.
ઉપરનાં લક્ષણો **फे-फो**-ને સૂચવે છે.

---

ગાલ સૂઝી ગયા હોય કે અવાળુ સૂઝી ગયા હોય તે સાથે દાંત દુખતા હોય. અવાળુ પાકવા માંડે તે પહેલા **फे-फो** અને **सि**-સાથે.

ઉપરનાં લક્ષણો **का-मु**-નું સુચન કરેછે.

---

દાંત દુખતા હોય ત્યારે આંખમાંથી પાણી નીકળતું હોય અને ચહેરાના તંતુઓમાં ચસકા આવતા હોય.

બાળકોને દાંત આવતા હોય તો, **के-फो.** અને **के-फ्लो.** સાથે.

અવાળુમાંથી લોહી નીકળતું હોય.

દાંત આવતી વખતે મોંમાંથી લાળ ગળતી હોય.

દાંત ઢીલા પડી ગયા હોય.

ઉપરનાં લક્ષણો **ने-मु**-ને સૂચવે છે.

---

ઠંડી હવાથી કે ઠંડા ઉપચારથી શાંત પડે એવો દાંતનો દુખાવો. **फे-फो.** સાથે.

અવાળુ લાંબા વખતથી દુખતા હોય,

ઉપરનાં લક્ષણો **का. स.** ને સૂચવે છે.

---

દાંતનો દુખાવો ઠંડા ઉપચારથી કે તમાકુ પીવાથી શાંત થતો હોય.

અવાળુ ઉપર ફોલ્લા થયા હોય કે બળતરા થતી હોય.

ઉપરનાં લક્ષણો **ने. स.** સૂચવે છે.

---

દાંતના મૂળમાં ચાંદાં હોય કે તેમાંથી પરૂ નીકળતું હોય. તે સાથે, ગાલ અને અવાળુ સૂઝેલા હોય. **सि.** સાથે.

દાતણ કરતી વખતે દાંતમાંથી લોહી નીકળતું હોય.

ઉપરનાં લક્ષણે ઉપર **के. स.** આપવું.

---

દાંતના છેક ઉપલા પડને ઇનેમલ કહે છે. તે ઉખડી ગયું હોય કે પાતળું અને ખરબચડું થયું હોય. તે ઉપર સ્પર્શ કે ઠંડું અને બહુ ગરમ પાણી પણ સહન થતું ન હોય.

દાંત હાલી ગયા હોય.

ઉપરનાં લક્ષણોએ **के-फ्लो** નો ઉપયોગ કરવો.

---

દાંતનો દુખાવો ગરમીથી કે ઠંડીથી નરમ પડતો ન હોય.

દાંતનો દુખાવો પગનો પરસેવો બંધ થવાથી થયો હોય.

દાંતનો દુખાવો પગને સરદી લાગવાથી થયો હોય.
દાંતના મૂળમાં છેક ઉંડે દર્દ થતું હોય,
દાંત આવતી વખતે બાળક દુ:ખી થતું હોય.
દાંતનો દુખાવો રાતે વધતો હોય.
અવાળુ ઉપર ગડ થયું હોય કે પરૂ નીકળતું હોય.
**ઉપરનાં લક્ષણોએ सि. આપવાનું સુચન કરેછે.**

---

## ગળાનાં લક્ષણો.

કંઠરોહિણી (ડિપ્થરીઆ) ના રોગમાં ગળામાં દુષ્ટ સડો લાગ્યો હોય ત્યારે ગળાની વાયુનળીના સોજાને લીધે શ્વાસની અટકાયત થઇ હૃદય બંધ ન પડે તે માટે એ રોગની મુખ્ય દવા **का-मु**-સાથે.

જીભના લકવાને લીધે દર્દી બહુ ધીમેથી બોલી શકતો હોય અને સ્પષ્ટ બોલાતું ન હોય.

ગળાના તમામ વ્યાધિઓમાં ગળાના સ્નાયુઓના મજ્જાતંતુઓની શકિત જાળવી રાખવાની જરૂર હોય છેજ તેમાં.

ગળામાંથી ખારો કફ નીકળતો હોય **ने-मु**-સાથે.
ગળું વારંવાર સુકાઇ જતું હોય. **ने-मु**-સાથે.
અવાજ ઘોઘરો થવો કે બેસી જવો.
ઉપરનાં લક્ષણો ઉપર **का-फो**-આપવું.

---

કંઇ પદાર્થ ગળતી વખતે શ્વાસાવરોધ થાય.

શ્વાસનળી રહી રહીને સંકોચાય કે શ્વાસનળીના આકર્ષથી ગળું બંધ થઇ જાય અને શ્વાસ લઇ શકાય નહિ એટલે શ્વાસાવરોધ થાય.

કુકડીઆ ખાંસી કે તેના જેવી ઉપરા ઉપર આવતી ઉધરસ.
અવાજ એકદમ બેસી જવો.
ખોરાક ગળતાં ગરદનમાં દુખે કે છીંકો આવે.
ગલગંડનો વ્યાધિ થયો હોય.
ઉપરનાં લક્ષણો **मे-फो**-નું સૂચન કરછે.

---

ચોરીઆ ઘણા વખતથી મોટા થઇ ગયા હોય અને તે બરાબર સારા થતા ન હોય.

ગળું બહુ દુખતું હોય અને ખોરાક ગળે ઉતારતાં ઘણી પીડા થતી હોય **मे-फो**-સાથે.

આખો દિવસ અવાજ બેસી ગએલો રહેતો હોય.

ગલગંડ રોગ થયો હોય તે ઉપર આ મુખ્ય ઔષધ. **ने-मु**. અને **मे-फो**. સાથે.

કથા કરનારા, ગાનારા કે વકતાઓના ગળાની ફરીઆદો **फे-फो**. સાથે.

ગળામાં બળતરા થવી.

પડજીભ ઘણી વધી ગઇ હોય.

ઉપરના લક્ષણો **के-फो**. ને સૂચવે છે.

ગળામાં કાંઇ ડુચો ભરાયો હોય એમ લાગતું હોય અને તેથી પાણી ઉતરતું ન હોય.

ગળાના કોઇપણ રોગમાં જીભના મૂળમાં, તાળવા ઉપર, પડજીભ ઉપર કે ચોરીઆ ઉપર સોનેરી પીળા રંગની છારી હોય.

ઉપરનાં લક્ષણો **ने-फो**. ને સૂચવે છે.

---

ગળાના વરમની પ્રથમ અવસ્થામાં ગળામાં દાહ થવો, લાલાશ, ઉષ્ણતા હોય **का-मु**. સાથે.

ગળાના વરમની બીજી અવસ્થા વટાવી ત્રીજી અવસ્થા થઇ પરૂ નીકળતુ હોય તો **के-स**. સાથે.

કથા કરનારા, ગાનારા કે વકતાઓનું ગળું દુખે અને અવાજ બેસી જાય **के-फो**. સાથે.

ડિપ્થેરિઆ રોગની પ્રથમ અવસ્થામાં તાવ ગળાનો સોજો વગેરે હોય.

ગળામાંથી લોહી નીકળતું હોય. કે જામી ગયું હોય.

ગળાના માર્ગમાં ગુમડું થયું હોય.

ઉપરનાં લક્ષણો **फे-फो**. ને સૂચવે છે.

---

ગળાના શ્લેષ્મપડમાં વરમ થવાથી પાણી જેવો સ્રાવ થતો હોય.

ગળાના કાકડા વધી ગયા હોય. ( મુખ્ય દવા **के-क्लो** સાથે. )

ગળું સૂઝી ગયું હોય અને તે બહુ કોરૂં રહેતું હોય અગર ઘણું થુંક નીકળતું હોય.

ઘાંટસર્પ (ડિપ્થેરીઆ) ના રોગમાં દર્દી સુસ્ત અને ઘેનમાં રહે અને ફકત પાણીજ ગળે ઉતરી શકતું હોય.

ગલગંડના રોગમાં બહુ લાળ ઝરતી હોય તો તેની મુખ્ય દવા **के-फो**-સાથે.

કંઠમાળ. **का-मु**-અને **ने-फो**-સાથે.

તમાકુ પીનારાઓને થતો ગળાનો વરમ.

જડબાની નીચેની અને ગરદનની ગ્રંથીઓ સુઝી ગઇ હોય અને વધી હોય.

શ્વાસ વાસ મારતો હોય અને ગળામાં ખારો સ્વાદ હોય. **का-फो**-સાથે.

ઉપરનાં લક્ષણો **ने-मु**-ને સૂચવે છે.

---

કંઠરોહિણી-ઘાંટસર્પ (ડિપ્થેરીઆ) અને ગળાના બીજા વરમજન્ય વ્યાધિઓમાં આ દવા **फे-फो.** સાથે આપવીજ જોઇએ. વરમની પ્રથમ અવસ્થાથીજ આ દવાઓ આપવામાં આવે તો એ જીવલેણ દર્દ ચમત્કારીક રીતે સારૂં થાયછે.

કંઠરોહિણી અને ચોરીઆ એટલા બધા વધી અને સૂઝી જાય કે શ્વાસ લેવાનું પણ મુશ્કેલ થઇ પડે, તે વખતે આ દવા અમૂલ્ય ઇલાજ છે.

મોંમાં, જીભ ઉપર કે ગળામાં ભુખરા કે સફેદ રંગના ચાંદાં પડયાં હોય. કે ઉપરના રોગો થયા હોય ત્યારે આ દવા ૩ x ના કોગળા વારંવાર કરાવવાની જરૂર છે.

ઉપદંશ (સીફીલીઝ) થી ગળું આવી ગયું હોય.

ઉપરનાં લક્ષણો **का-मु**. નું સૂચન કરેછે.

---

**का-स**. ના ગળાનાં લક્ષણો જણાએલાં નથી.

---

ઘાંટસર્પ રોગમાં લીલી ઉલટી થતી હોય, (મુખ્ય દવા **का. मु.** ની સાથે).

ગળામાં સોઝો હોય અને થુંક ગળતાં ગળામાં કુચો હોય એમ લાગતું હોય.

ગળામાંથી ચીકણો, જાડો અને ભૂરા રંગનો કફ નીકળતો હોય.

ગળામાં ક્ષત હોય અને ખારો કફ નીકળતો હોય.

ઉપરનાં લક્ષણો **ने-स**. સૂચવે છે.

---

ગળાના બધા વરમજન્ય રોગોમાં ત્રીજી અવસ્થા પ્રાપ્ત થતાં પરૂ થાય જણાય **का-स** સાથે.

પરૂ થવાનો સંભવ હોય તેવા ગળાના અને મોંના તમામ રોગો, વરમ, આંદાં વગેરેમાં.

ઉપરનાં લક્ષણો **के-स**. ને સૂચવે છે.

---

ગળાની આસપાસની ચામડી ઢીલી પડી ગઈ હોય.

ડિપ્થેરીઆમાં તે રોગ વધી વાયુ નળીમાં પહોંચ્યો હોય.

પડજીભ (Uvla) મોટી થઇ હોય તેથી વારંવાર ઉધરસ આવતી હોય. **के-फो**. અને **ने-फो**. સાથે.

ચોરીઆ (Tonsil) ની વૃદ્ધિ થઇ હોય.

ઉપરનાં લક્ષણો **के-फ्लो**. ને સૂચવે છે.

---

ચોરીઆ, ડિપ્થેરીઆ, કંઠમાળ વગેરે ગળાના બધા રોગોમાં ત્રીજી અવસ્થામાં પરૂ થવાની ક્રિયા શરૂ થઇ ગઇ હોય. ( આ દવા આપ્યા છતાં પરૂ ચાલુજ રહેતું હોય અને રૂઝ ન આવતી હોય તો એની સાથે **के-स**. નો ઉપયોગ કરવો. )

ઉપરનાં લક્ષણો **सि**. નું સૂચન કરે છે.

---

## શ્વાસાવયવનાં લક્ષણો.

નાક, ગળું, સ્વરનળી, શ્વાસનળી અને ફેફસાં એ શ્વાસાવયવ કહેવાય છે. આમાં સ્વરનળી, શ્વાસનળી અને ફેફસાંના રોગો કે લક્ષણો લખવામાં આવ્યાં છે. ગળાનાં લક્ષણો ( ઘણાખરા ) પાછળ લખાઇ ગયાં છે. અને નાકના રોગો કે લક્ષણો આગળ લખવામાં આવ્યાં છે.

---

ગળાની મહેનત કરનારાઓનો અવાજ બેસી જવો અને તે સાથે ઉટાંટીઉં, દમ, ઉધરસ, શ્વાસ લેવાની મુશ્કેલી અને ફેફસાંની અશક્તિ હોય તો આ દવા 3 X પાવરની વારંવાર આપવી.

શ્વાસનળીના દર્દને લીધે થતો દમ જેમાં જીભ ભુખરા રંગની હોય.

સુકા ઘાસની ખરાબ હવા લાગવાથી દમ, અશક્તિ અને શ્વાસની મુંઝવણુ લાગતી હોય.

ફેફસાંમાં રસ જામી ગયો હોય, તિક્ષ્ણુ સોજો થયો હોય અને કુકડીઆ ખાંસી જેવી ઉધરસ આવતી હોય. **का-मु.** સાથે.

દમથી કે મજ્જાતંતુની અશક્તિથી કે શ્રમ લેવાથી શ્વાસ ટુંકો ચાલતો હોય.

ઉંચે ચડવાથી કે જરાપણુ શ્રમ લેવાથી શ્વાસ ચઢતો હોય.

જાડો, પીળો, ખારો અને વાસ મારતો કફ નીકળતો હોય.

ઉંઘમાં અથવા જાગ્રત અવસ્થામાં દર્દી મોટેથી નિશ્વાસ ( સુસ્કારા ) મૂકતો હોય.

ઉપરનાં લક્ષણો **का-फो.** સૂચવે છે.

---

જે દમના રોગીને ઓડકાર આવતા હોય; છાતીમાં [ ખાસ કરી જમણી બાજુમાં ] દુખાવો હોય; ઉધરસ હોય અને સૂઇ શકાતું ન હોય.

રહી રહીને ઉધરસ ઉપડતી હોય પણ કફ નીકળતો ન હોય, તિક્ષ્ણુ અવાજ થઇ ગયો હોય, છાતીમાં વેદના હોય અને શ્વાસ ટુંકો થઇ જતો હોય. **फे-फो.** સાથે.

ઉટાંટીઆ ( કુકડીઆ ખાંસી ) માં **का-मु.** સાથે પરંતુ જો એનાથી ઠીક ન થાય તો **का-स.** સાથે.

ઉપરનાં લક્ષણો **मे-फो.** ની જરૂરીઆત જણાવે છે.

---

ઉધરસ સવારમાં આવતી હોય અને તેમાં ઇંડાની સફેદી જેવો રસ ( આલ્બ્યુમીન ) જતો હોય.

ઉધરસ ઘણા લાંબા વખતથી હોય અને ક્ષયરોગ ગુપ્તરૂપમાં હોય.

રાતે પરસેવો થતો હોય અને મંદજ્વર હોય.

કફ ચીકણો હોય તેને કાઢવા માટે ખોંખારીને જોર કરવું પડતું હોય.

બાળકોને ઉધરસ એવા જોરથી આવતી હોય કે તે ગુંગળાઇ જતું હોય. **मे-फो.** અને **ने-फो.** સાથે.

ભગંદરના રોગીને છાતીની ફરિઆદો હોય.

કંઠમાળ અને સંધિવાતનો રોગ થયો હોય.

જુની કુકડીઆ ખાંસી–હડખાઇ ઉધરસ–ખોંખલી હોય. **मे-फो.**, **का-मु.** અને **का-स.** સાથે.

ઉપરનાં લક્ષણો **के-फो.** ને સૂચવે છે.

---

ક્ષયરોગીનો કફ ખાટો હોય અને તેથી જીભ, હોઠ, ગળું અને મોંની ચામડી આળી થઇ જતી હોય.

છાતીમાં દુખાવો થતો હોય તે દબાવવાથી કે ઉંડો શ્વાસ લેવાથી વધારે થતો હોય.

નાની ઉંમરમાં ક્ષયરોગ લાગુ પડયો હોય કે વારસામાં ઉતર્યો હોય.

છાતીની વચ્ચે રહેલા હાડકાના નીચલા જઠર નજીકના ભાગમાં દુખાવો થતો હોય.

ઉપરના લક્ષણો **ने-फो.** ને સૂચવે છે.

---

સ્વરનળીનો વરમ ( લેરી-ન્જાઇટીઝ ), શ્વાસનળીનો વરમ ( બ્રોન્કાઇ-ટીઝ ), ફેફસાંના ઉપલા પડનો વરમ ( પ્લુરસી ), ફેફસાંના વાયુકોષોનો વરમ ( ન્યુમોનીઆ ), ની પ્રથમ અવસ્થા એટલે શરૂ થતાંજ **का–स.** સાથે.

શરીરના કોઇપણ ભાગમાંથી તે કપાવાથી કે કોઇ રોગના કારણથી સ્વચ્છ, લાલ, ચળકતું લોહી નીકળતું હોય.

છાતીમાં શરદી લાગ્યા પછી ખાલી, લુખી અને સખત ઉધરસ આવે.

બાળકોના બધા રોગોની મુખ્ય દવા.

તાવ સાથે છાતીના પડખામાં શૂળ અને શ્વાસની મુંઝવણ હોય.

રોગની શરૂઆતમાં શ્વાસ ઉતાવળો અને ટુંકો હોય.

સઘળા પ્રકારની ઉધરસ અને સળેખમની શરૂઆત.

ઉધરસ ખાતાં પિશાબ છુટી જતો હોય.

છાતીમાં કફ રાતના વિશેષ ખડખડતો હોય.

કોઇપણ જગાએ અને કોઇપણ કારણથી લોહી જામી ગયું હોય કે સોજો આવ્યો હોય.

આ દવા ઉના પાણી સાથે દેવી વધારે ફાયદાકારક છે.

ઉપરનાં લક્ષણો **फे-फो**–નું સૂચન કરેછે.

---

શ્વાસાવયવના વરમની બીજી અવસ્થામાં જ્યારે સફેદ, જાડો અને ચીકણો કફ નીકળતો હોય.

શ્વાસાવયવના વરમમાંથી ક્ષયરોગ થયો હોય.

મોટા અવાજ સાથે ઉધરસ આવી સફેદ કફ પડતો હોય અને આંખો બહાર નીકળી પડતી હોય.

જઠરના ઉપદ્રવથી ચઢતો દમ જેમાં જીભ અને કફ સફેદ અને ચીકણાં હોય તથા કફ મુશ્કેલીથી નીકળતો હોય.

છાતીમાં પરપોટા જેવા અવાજ થતા હોય.

ઉધરસ આવે ત્યારે બાળક પોતાનું ડોકું પકડી રાખતું હોય.

હડખાઇ ઉધરસમાં સું ઉં સુંઉં એવા અવાજ સથે મુશ્કેલીથી કફ છુટતો હોય.

ઉપરનાં લક્ષણો **का-मु**. ને સૂચવે છે.

---

ક્ષયરોગની જીર્ણ ઉધરસમાં ફીણયુક્ત, પાણી જેવો અને ખારો કફ નીકળતો હોય.

શ્વાસનળીને શરદી લાગી હોય.

ઉધરસની સાથે માથું દુખતું હોય અને આંખમાંથી પાણી નીકળતું હોય

દમના રોગમાં ફીણવાળો, પાણી જેવો કફ બહુ જોર કરવાથી નીકળતો હોય **का-फो**-સાથે.

ઉધરસ ખાતાં પિશાબ છુટી જતો હોય અને ગરદન દુખતી હોય.

ન્યુમોનિઆમાં પાણી જેવો કફ નીકળતો હોય છાતીમાં ઘરઘર બોલતું હોય અને ફેફસાંના પડમાં સીરમ નામનો રસ ભરાયો હોય.

ઉધરસથી ડુંટી આગળ, વૃષણરજ્જુમાં અને છાતીમાં દુખાવો થતો હોય.

શિઆળામાં અને શરદઋતુમાં ઉધરસ થઈ હોય તેની સાથે ફીણવાળો, પાણી જેવો કફ છુટતો હોય.

ફેફસાંના પડનો સોજો ( પ્લુરસી ) ની બીજી અવસ્થા પ્રાપ્ત થઇ હોય.

ઉપરનાં લક્ષણો **ने-मु**-ને સૂચવેછે.

---

શ્વાસાવયવોનો વરમ થઇને પીળો, લીલાશ પડતો પીળો, અને ચીકણો કફ પડતો હોય.

શ્વાસાવયવોના વરમ, ક્ષય વગેરેમાં સાંજે ૮ થી ૧૨ વાગે સુધી શરીર વધારે તપતું હોય.

શ્વાસનળીના વ્યાધિથી દમ થયો હોય તેમાં પીળો કફ પડતો હોય.

ઉધરસમાં જ્યારે પીળો, ચીકણો અને દોરડા જેવો (લટકાવીએ તો દોરડા જેવો લાંબો થાય) કફ પડતો હોય અને નીકળતાં પાછો સરકી જતો હોય, સાંજે તથા ગરમ હવાથી ઉધરસ વધુ આવતી હોય અને ઠંડી હવાથી આરામ લાગતો હોય.

જુની હડખાઇ ઉધરસ (ખોંખલી) માં તેની મુખ્ય દવા **मे-फो**-અને **का-मु**. સાથે.

અવાજ બેસી ગયો હોય **का-फो**. અને **के-फो**-સાથે.

ગળાનો હડીઓ (સ્વરનળી-ફેરીંક્ષ) નબળો પડી ગયો હોય અને બોલતાં શ્રમ પડતો હોય.

ન્યુમોનીઆની ત્રીજી અવસ્થા પ્રાપ્ત થઇ હોય તેમાં છાતીમાં ખડખડ બોલતો પીળો કફ હોય **के-स**. સાથે.

કોઇપણ ઉધરસમાં પીળો, લીલાશ પડતો પીળો, મેલો, પાણી જેવો અને તાંતણા જેવો-દોરડા જેવો કફ એ ખાસ આ ક્ષારનું સૂચક ચિન્હ છે.

ઉપરનાં લક્ષણો **का-स**. ને સૂચવે છે.

---

ઉધરસમાં જાડો, તાંતણાજેવો, પરૂમય, પીળો કફ પડતો હોય તે સાથે છાતીમાં દુખાવો થતો હોય તે દબાવવાથી નરમ પડતો હોય અને ઉધરસ ખાતાં દર્દી છાતી પકડી રાખતો હોય.

ક્ષયરોગમાં પરૂમય પીળો કફ પડતો હોય.

છાતીમાં ડાબે પડખે શૂળ આવતું હોય.

સવારમાં ઉધરસ બહુ જોર કરતી હોય.

ભેજવાળી હવાથી દમ ઉપડતો હોય અને સવારે પાતળા ઝાડા થતા હોય, દમ સાથે છાતીમાં કફ બોલતો હોય અને પીળા કે લીલા રંગનો પુષ્કળ કફ પડતો હોય.

બચ્ચાંઓની કે મોટા માણસની સસણી (બ્રોંકાઇટિઝ)

ઉધરસના ચિન્હો ભેજ અને વરસાદથી વૃદ્ધિ પામે.

ઉપરનાં ચિન્હો **ने-सं**. ને સૂચવે છે.

---

ઝીણો તાવ આવતો હોય અને દમ ચઢતો હોય.

ફેફસાંમાં અગર તેના પડમાં અને શ્વાસનળીમાં પરૂ થયું હોય.

પરૂવાળો અને લોહીમિશ્રિત કફ પડતો હોય.

શ્વાસાવયવોના વરમની ત્રીજી અવસ્થા શરૂ થઇ હોય. **का–स.** સાથે

ક્ષયરોગની ત્રીજી અવસ્થામાં પરૂવાળો કફ પાણીવાળા વાસણમાં નાખવાથી ડૂબી જઈ નીચે પસરી જતો હોય. **सि.** સાથે.

બચ્ચાંને સાદી અથવા મોટી ઉધરસ થઇ હોય તે ઘણા દિવસથી મટતી ન હોય.

ઘણી લાંબી મુદતથી ઉધરસ મટતી નહિ હોય અર્થાત ઉધરસે અસાધ્ય-રૂપ પકડયું હોય.

( આ દવાથી ઉધરસ સારી થયા પછી **का–मु.** આપવાથી કાયમનો આરામ થશે. )

ઉપરનાં લક્ષણો **के–स.** ને સૂચવે છે.

---

પડજીભ ( **Uvla** ) મોટી થવાથી ઉધરસ આવતી હોય.

ઉધરસમાં વટાણા જેવો બંધાએલો પીળો કફ પડતો હોય. **सि.** સાથે.

શ્વાસનળી કોરી રહેતી હોય અને ગળામાં કાંઇ ભરાયું હોય એમ લાગતું હોય તેથી ખાલી ઉધરસ આવતી હોય. **के–फो.** સાથે.

દર્દી સુએ કે તરતજ ગળામાં કાંઇ અથડાઇ ઉધરસ ઉપરાઉપર (વારંવાર) આવતી હોય.

શ્વાસ અંદર લેતાં મુશ્કેલી પડતી હોય અને મહેનત કરવી પડતી હોય.

ઉપરનાં લક્ષણો **के–फ्लो.** ને સૂચવે છે.

---

ક્ષયની પહેલી, બીજી કે ત્રીજી કોઇપણ અવસ્થા હોય. ( જો પ્રથમ અવસ્થામાં આ દવા આપવામાં આવે તો ક્ષયરોગ વધી શકતો નથી. ક્ષયરોગની આ મહાન દવા છે. ક્ષયરોગીનું એ જીવન છે. )

ક્ષયની ત્રીજી અવસ્થામાં ફેફસાંમાં પુષ્કળ પરૂ થતું હોય, ખડખડ બોલતો પરૂમય કફ જાડો અને લીલાશ પડતો પીળો પુષ્કળ પડતો હોય, તેની સાથે મોટો તાવ કે હાડજવર–ઝીણો તાવ હોય અને રાતના ક્ષયના દર્દીને પુષ્કળ પરસેવો થતો હોય. **के–फो.**, **ने–स.**, અને **के–स.** સાથે.

ક્ષયરોગીને છાતીના ઉંડાણમાં દુખાવો થતો હોય **ने-मु**. અને **के-फो**. સાથે.

ન્યુમોનીઆ ( સન્નિપાતજ્વર ) ની ત્રીજી અવસ્થામાં **के-स**. અને **का. स**. સાથે.

કફમાં દાણા જેવા, દુર્ગંધ મારતા કણ નીકળતા હોય અને ગળુ આવી ગયું હોય.

જીર્ણ ઉધરસ, ક્ષય અને ફેફસાંના ગડમાં પરૂ જલદી કરવાને પ્રથમ ૧૨ X પાવરની દવા વાપરી પરૂ થતાંજ ૩૦ X કે ૨૦૦ X પાવરની એ દવા વાપરવી.

ઉપરનાં લક્ષણો **सि**. ની જરૂર જણાવે છે.

---

## જઠરનાં લક્ષણો.

જઠરમાં ચાંદાં થયાં હોય તેથી અને ચિંતા, મગજનો શ્રમ વગેરે કારણોથી મજ્જાતંતુની અશક્તિ થઇ પેટમાં દુખતું હોય કે ચૂંક આવતી હોય.

અસ્વાભાવિક ભૂખ, પુષ્કળ ભૂખ કે ભસ્મકરોગ, વ્યાધિઓથી મુક્ત થયા પછી જોવામાં આવેછે તેવી સખત ભૂખ અને ખાધા છતાં પણ ભૂખ રહે.

જઠરના વરમ સાથે અશક્તિ અને મગજની નબળાઇ.

પેટમાં ડાબે પડખે પવન ભરાય.

રક્તાશય ઉપર દબાણ કરે એવી બાદી કે અજીર્ણ.

મગજની નબળાઇથી થએલો અજીર્ણ રોગ.

ખાટી કે કડવી ઉલટી; ખાટા કે કડવા ઓડકાર; અને મોળ આવતી હોય.

ઘેરા લીલા રંગની કે આસમાની રંગની ઉલટી થતી હોય, વખતે ઉલટીમાં લોહી પડતું હોય.

પેટના છાતી અને જઠર વચ્ચેના ખાડામાં કાયમ દુખાવો રહેતો હોય તરસ અતિશય લાગતી હોય. ( **ने-मु**. સાથે. )

ડાબા પડખે સૂવાથી હ્રદય ઉપર દબાણ આવવાથી ઓડકાર આવતા હોય.

જઠરની પીડા ખાધા પછી શાંત થતી હોય.

ઉપરનાં લક્ષણો **का-फो**. ની જરૂર બતાવે છે.

---

પેટના સખત દુખાવા સાથે ઉલટી થતી હોય.

પેટના સ્નાયુઓના સંકુચિત થવાથી થતી ઉલટી થોડી થોડી વારે આંકડી કે વાઢ, દુખાવા અને ચુંક આવતી હોય.

જઠરમાં ગોળો ચઢવા જેવો દુખાવો થતો હોય.

વાયુના ઓડકાર આવતા હોય તેની સાથે જરા દુખાવો હોય.

હેડકી આવતી હોય ( તે ઉપર ખાસ દવા. )

ખાટા પદાર્થો ખાવા પીવાથી કે ઠંડુ પાણી પીવાથી પેટના દુખાવામાં વધારો થતો હોય.

દાહયુક્ત, સ્વાદરહિત કે ખાટા ગચરકા આવતા હોય.

ખોરાક જઠરમાં ટકી શકતો ન હોય.

પેટની ચૂક વાંકા વળવાથી, શેક કરવાથી, ખૂબ દબાણ કરવાથી અને ગરમ પાણી પીવાથી નરમ પડતી હોય.

પેટના દુખાવા વખતે દર્દી પગના ટુંટીઆ વાળી પેટ ઉપર રાખતો હોય.

ઉપરનાં લક્ષણો **मे–फो**–ની જરૂર જણાવે છે.

---

ભૂખ ઘણી લાગે પણ ખોરાક ખાધા પછી પેટમાં દુખે તે દુખાવો ઓડકાર આવવાથી કમી લાગે.

બાળકોને કોકડા બાઝેલી દુધની ખાટી ઉલટી થઇ જાય **ने–फो**. સાથે.

પેટમાં અતિ પવન થયો હોય **मे–फो**. સાથે.

ખોરાક પચ્યા વિના જઠરમાં પડયો રહેતો હોય.

ઠંડા પદાર્થો ખાવા પીવાથી ઉલટી થાય પણ ગરમ ખાણા પીણા માફક આવે. **मे–फो** સાથે.

અજીર્ણ સાથે માથાનો દુખાવો રહે.

ગળામાં બળતરા બળે અને ઓડકાર આવે. **ने–फो**. સાથે.

પેટનો દુખાવો થોડું દાબવાથી વધે પણ ઘણું દબાણ કરવાથી કમી થાય. **मे–फो**. સાથે.

બાળકો જેટલું દૂધ ધાવે તેટલું ઓકી નાખે.

અનાજ ખાવા છતાં શરીરવૃદ્ધિ નહિ થાય.

ભસ્મકરોગમાં ખુબ ખાવા છતાં શરીર પુષ્ટ ન થતું હોય ત્યારે એ રોગની ખાસ દવા **का-फो**. સાથે.

ઉપરના લક્ષણો **फे-फो**. ને સૂચવે છે.

---

લૅક્ટિક ઍસિડ વધવાથી જઠરમાં ખટાશ વધવી ખાટા દાહ બળતા ગચરકા આવવા.

જઠરમાં ચાંદાં પડવા **का-फो**. સાથે.

મંદાગ્નિ—અગ્નિમાંદ્ય. **फे-फो**. સાથે.

ખોરાક ખાધા પછી આશરે બે કલાકે દુખાવો થતો હોય. **फे-फो**. સાથે.

જીવ ડહોળાઇને ખાટી ઉલટી થતી હોય.

મોંમાં ખાટું પાણી આવવું કે દાંત ખાટા થઈ જવા **ने-मु**. સાથે.

બાળકોને જામી ગએલા દુધની ખાટી ઉલટી થતી હોય **के-फो**. સાથે.

ચરબીવાળા ખોરાક, ઘી, તેલ અને તેના પદાર્થો અને દુધ પાચન થઇ શકતાં નહિ હોય **का-मु**. સાથે.

ગર્ભિણીને સવારમાં ચક્કર આવી ખાટી ઉલટી થતી હોય.

જઠરમાં ચાંદાં પડવાથી જરા ખાય તોપણ દુખતું હોય.

કોફી જેવા રંગની ઉલટી થતી હોય **का-फो**. અને **के-फो**. સાથે.

ઉપરનાં લક્ષણો **ने-फो**. ની જરૂર જણાવે છે.

---

જઠર અને છાતી વચ્ચેના ખાડાવાળા ભાગમાં દુખાવો, સોજો, સ્પર્શ સહન ન થવો અને દાહ બળવો.

માંસ અને દુધ તરફ અરૂચી **ने-फो**. સાથે.

નહિ પચેલા અનાજની ઉલટી થવી.

ચળકતા રાતા રંગના લોહીની ઉલટી થવી.

જે ખોરાક ખાધો હોય તેનો સ્વાદ કે ગંધ આવતાં હોય.

કોઇ વાર ઘણી ખાટી ઉલટી થાય **ने-फो**. સાથે.

ખાટા પદાર્થો, રોટલી, માછલી, માંસ વગેરે ભારે ખોરાક માફક આવતા ન હોય **ने-फो**. સાથે.

જઠરમાં વરમ થયો હોય. ખાસ ઇલાજ.

( પાચનક્રિયા સુધારવા માટે **ने-फो**. અને **के-फो**. સાથે આ દવાનો ઉપયોગ અત્યંત ફાયદાકારક છે. )

ઠંડા પાણીની તરસ લાગવી.
અનાજની ઉલટી થયા પછી ગરદન દુખતી હોય **ने-फो**. સાથે.
ઉપરનાં લક્ષણો **फे-फो**. ની જરૂર દેખાડે છે.

---

જઠરના વિકારો સાથે જીભ ઉપર ભૂરી કે સફેદ છારી હોય.

યકૃત (લિવર) બરાબર કામ કરતું નહિ હોય તેથી પિત્તની ન્યુનતા કે. અધિકતાને લીધે ખોરાક પાચન થતો ન હોય.

**ઘી, તેલ વાળાં** સ્નિગ્ધ અને ભારે પદાર્થો પાચન થતા ન હોય **ने-फो**. અને **के-फो**. સાથે.

વાયુના ઓડકાર આવતા હોય તેની સાથે મોળ ચઢે કે ઉલટી કરાવે એવો ચીકણો રસ મોંમાં આવતો હોય.

ઉલટીમાં સફેદ, ચીકણો, અપારદર્શક કફ નીકળતો હોય.

જઠરમાં વરમ થયો હોય અને તે વરમની બીજી અવસ્થા પ્રાપ્ત થઇ હોય **फे-फो**. સાથે.

કાળા, ચીકણા અને જામી ગએલા લોહીની ઉલટી થતી હોય.
અજીર્ણને લીધે ઉલટીમાં જાડો કફ પડવો તેમાં આ દવા બહુ ઉપયોગી છે
લિવરની નબળાઇથી અજીર્ણ, કમળો અને કબજીઆત થયાં હોય.

ખૂબ ગરમ ખાનપાન લેવાયાં હોય તેથી ગળાથી જઠર સુધી વરમ થયો હોય **फे-फो**. સાથે.

ઉપરનાં લક્ષણો **का-मु**. નું સૂચન કરેછે.

---

જઠરના બધા વ્યાધિઓ જેમાં મોંમાંથી થુંક વધારે નીકળતું હોય અગર પાણીની ઉલટી થતી હોય.

મોંમાં ખારો સ્વાદ લાગતો હોય અગર તો દર્દીને ખારા અથવા કડવા પદાર્થો ખાવાની બહું ઇચ્છા થતી હોય,

અજીર્ણમાં મોંમાં પાણી આવ્યા કરતું હોય તેનો સ્વાદ ખારો કે ખોટો હોય.
અતિશય તરસ લાગતી હોય **का-फो**. સાથે.
પાણીના ગચરકા આવતા હોય તે સાથે બંધકોશ હોય.

ખાવાની ઇચ્છા તદ્દન થતી ન હોય અગર ખુબ ખોટી ભૂખ લાગતી હોય **का–फो**. સાથે.

છાતીમાં દાહ બળતો હોય તે સાથે પેટમાં ભાર લાગતો હોય અને ખારા પદાર્થોની ઇચ્છા થતી હોય.

જઠરમાં ચાંદાં થયાં હોય અને પીપડી આગળ ( જઠર અને છાતી વચ્ચેનો ભાગ ) ચુંથારો થતો હોય,

ઉપરનાં લક્ષણો **ने–मु**. ને સૂચવે છે.

---

હોજરીના બધા રોગોમાં જીભ મેલી અને પીળી હોય.

પીળી અને મેલી જીભ સાથે પેટમાં ચૂંક આવે અને તે **मे–फो**. થી મટતી ન હોય.

તરસ બિલકુલ લાગતી ન હોય.

ઉના પદાર્થો ખાવા પીવાનો ત્રાસ લાગે.

અગ્નિમાંદ્ય રોગ ઘણો જુનો હોય.

અપચનથી હંમેશાં સાંજે તાવ આવતો હોય.

ઉપરનાં લક્ષણો **का–स**. ને સૂચવે છે.

---

પિત્તની ખાટી અગર કડવી ઉલટી થતી હોય. ( જો ઉલટીમાં ખાટો અને કડવો બંને સવાદ હોય તો **का–मु**. મુખ્ય દવા છે. )

પિત્તનો કોપ થયો હોય, જીવ ગભરાતો હોય, અને ચકકર આવતા હોય.

ખારી, પીળી કે લીલા રંગની ઉલટી થતી હોય.

ઘેરા લીલા રંગના ઝાડા, પીળચટો ચહેરો, અને પીળી આંખ હોય તે સાથે જઠરના કોઇ રોગ હોય.

ખાટા ઓડકાર, પેટમાં ચૂંક અને પુષ્કળ પવનથી જઠર અને આંતરડાં ફૂલી ગયાં હોય **ने–फो** અને **फे–फो**. સાથે.

લિવરની વૃદ્ધિ થઇ હોય.

રંગનું અને સીસાનું કામ કરનારાઓને સીસાના ઝેરથી પેટમાં ચૂંક આવતી હોય તો ૧ x કે ૨ x પાવરની દવા વારંવાર ખાવી.

સાંજે તરસ લાગતી હોય.

ગળ્યા પદાર્થો પાચન થતા ન હોય.

પેટમાં શૂળ મારતી હોય તે સાથે ઝાડો કાળો થતો હોય. **का-फो**. સાથે.

વાયુજન્ય શૂળમાં આંતરડાની ડાબી બાજુથી ડુંટીની આજુબાજુ સુધીનો ભાગ ( સેગ્મોઇડ ફ્લેક્ષ્ચર ) દુખતો હોય.

ઉપરનાં લક્ષણો **ने-स**. ને સુચવે છે.

---

ચહા, ફળ, દારૂ વગેરે ઉત્તેજક પદાર્થો ખાવાની ઇચ્છા પુષ્કળ થવી તેમજ લીલી અને ખાટી શાકભાજી ખાવાની વધુ ઇચ્છા થવી.

ઘણી તરસ અને ઘણી ભૂખ હોવી. **ने-मु**. સાથે.

જઠરમાં દાહયુક્ત વેદના **फे-फो**. સાથે.

ઉપરનાં લક્ષણો **के-स**. ને સુચવે છે.

---

જઠરની સ્થિતિસ્થાપતા કમી થવાથી જઠરની વૃદ્ધિ થઇ હોય કે જઠર ફૂલેલું રહેતું હોય.

ઉપરનાં લક્ષણો **के-फ्लो**. ને સૂચવે છે.

---

જીર્ણ અજીર્ણ જેમાં ખારા ઘચરકા આવતા હોય.

બાળક ધાવતાંની સાથે દૂધ ઓકી કાઢતું હોય તેમાં ખટાશ ન હોય કે હોય. **फे-फो**. અને **के. फो**. સાથે.

જઠરના નિર્ગમનદ્વારનું સખત થવું.

દિવસના ચઢતા પહોરમાં ઉલટીઓ થવી.

માંસ વગેરે ભારે ખોરાક અને ઉષ્ણ પદાર્થો તરફ અરૂચી થવી.

અતિશય ભુખ લાગવી.

ગળામાં આગ અને ખાટા ઓડકાર આવતા હોય **ने-फो**. અને **ने-स**. સાથે.

જઠર વિકારથી શરીર ઉપર કાંટા ભોકાતા હોય એવી લાગણી થવી.

ઉપરનાં લક્ષણો **सि**. ને સુચવે છે.

---

# આંતરડા, મળાશય, યકૃત, પ્લીહા વગેરે ઉદરાવયવોનાં લક્ષણો.

મરડાના દર્દમાં ઝાડામાં ફક્ત લોહી પડતું હોય.

પેટ ફૂલેલું હોય, ઝાડા ગંધાતા હોય અને જીભ સૂકી હોય.

કોલેરામાં ચોખાના ધોણ જેવા પુષ્કળ ઝાડા થતા હોય.

ટાઇફોઇડ તાવ ( સન્નિપાત જ્વર ) માં ઘણી વાસ મારતા ઝાડા થતા હોય. વખતે તેમાં સડેલ વાસવાળું લોહી પણ જતું હોય તે સાથે માનસિક તથા શારીરિક અશક્તિ પુષ્કળ હોય.

ઝાડાના વ્યાધિમાં રક્તાશયના મંદ પડવાથી મૂર્ચ્છા આવી હોય તે સાથે ફીકકો કે આસમાની ચહેરો થયો હોય.

ઝાડા કાળા રંગના અને ભૂખરો હોય અને તેમાં પીળો શ્લેષ્મ હોય.

આંતરડા અને મળાશયની શક્તિ ક્ષીણ થવાથી બંધકોશ થયો હોય. અગર તેની ક્રિયાઓ નાશ પામી હોય.

અર્શમાં પીડા અને ચળ આવતી હોય.

ભયથી અને દિલગીરીથી દુખાવા વગરના પાણી જેવા ઝાડા થતા હોય.

ડુંટીની નીચે દુખાવો થઇ ઝાડાની સખત હાજત થઇ આવે, પરંતુ ઘણું કરાંઝતાં છતાં ઝાડો થાય નહિ; ગુદાએ બળે અને તે આળી થઇ જાય.

ઝાડાની ઇચ્છા થવા છતાં ઝાડો થાય નહિ.

અવાજ સાથે ગંધાતો પવન છુટે.

ફુલેલું પેટ, દુર્ગંધવાળા ઝાડા અને તે સાથે જીભનું સુકાપણું.

ઉપરનાં લક્ષણો **का-फा**. ને સૂચવે છે.

---

આંતરડામાં એવી ચુંક આવતી હોય કે દર્દી બેવડો વળી જતો હોય, અને તે વાયુના ઓડકાર આવવા છતાં નરમ પડતી ન હોય; પણ મસળવાથી, વધારે દાબવાથી અને ગરમીથી નરમ પડતી હોય.

પેટના ઘણા મોટા ભાગમાં ચુંક (દુખાવો) આવતી હોય તે સાથે પાણી જેવા ઝાડા થઇ જતા હોય અને વાયુના ઓડકાર આવતા હોય.

નાનાં બાળકોને પેટમા પવન ભરાયો હોય, ચુંક આવતી હોય, પેટ ભરેલું અને ફુલેલું લાગે, પવન છુટયા કરતો હોય અને પહેરેલાં કપડાં ઢીલાં કરવાની જરૂર લાગતી હોય.

મરડાની ચુંક જે રહી રહીને એટલે થોડી થોડી વારે થતી હોય, કાપી નાખ્યા જેવું દર્દ થતું હોય જે ઘણું દાબવાથી કે ગરમીથી કમી થતું હોય **का. मु**. સાથે.

કોલેરામાં પાણી જેવા ઝાડા, ઉલટી હોય અને પગે ગોટલા ઘાલતા હોય તથા આંગળીઓમાં વંઢ આવતા હોય.

અર્શમાં તિવ્ર-સખત વેદના થતી હોય.

બાળકોને બંધકોશ હોય અને ઝાડે જતાં મળમાર્ગમાં દુખાવો કે આંકડી આવવાથી ચીસ પાડતું હોય.

મળ સુકો, કઠણુ, કાળાશ પડતા પીળા રંગનો, આંગળી જેવો પાતળો અને દબાઇને આવતો ચપટો, તથા બહાર નીકળતાં કષ્ટ આપતો હોય.

શૂળ, ચુંક કે દુખાવો એવો સખત હોય કે દર્દી પોતાના પગ ડુંટીઉં વાળી પેટમાં ખોંસી દેતો હોય.

ઉપરનાં લક્ષણો **मे-फो**. ને સૂચવે છે.

---

ઝાડો ગરમ, અવાજ કરતો અને ખરાબ વાસ મારતો હોય. **का-फो**. સાથે.

બાળકોને દાંત આવતી વખતે ઝાડા થઇ આવતા હોય.

બાળકોને પચ્યા વિનાના, લીલા રંગના, ચીકણા ઝાડા ચુંક સાથે થતાં હોય.

નહિ પચનારા પદાર્થો ખાવાની પુષ્કળ ઇચ્છા થવી.

ઉનાળામા કેરી ખાવાથી અગર તે વિના પણ ગરમ ઋતુને લીધે ઝાડા થઇ આવતા હોય.

બાળકોને ડુંટીની આસપાસ દુખતું હોય તેથી રડતું હોય **मे-फो**. અને **ने. स**. સાથે.

પેટમાં થતી સારણગાંઠ (હર્નિઆ) પિત્તની પથરી, આંતરડાં તવાઇ જવાં અને ગુદાની શૂળ.

વારંવાર ઝાડે જવાની ઇચ્છા થાય પણ ઝાડો ઉતરે નહિ **का-फो**. **मे-फो**. સાથે.

બાળકો અને વૃદ્ધ માણસોનો બંધકોશ.

અર્શ–હરસમાંથી ઇંડાંની સફેદી જેવો રસ નીકળે અને ગુદામાં ઘણી ખરજ આવે તેની મુખ્ય દવા **फे–फो**. અને **के-फ्लो**. સાથે.

ઉપરનાં લક્ષણો **के–फो**. ને સૂચવે છે.

---

ઝાડા થતા હોય તેની સાથે ઘણું કરાંજવું પડતું હોય અને ગુદામાં ખરજ આવતી હોય.

ખટાશ ( એસીડીટી ) ને લીધે બાળકને લીલા અને ખાટી વાસ મારતાં ઝાડા થતા હોય **के–फो**. સાથે.

આંતરડામાં ક્ષત પડ્યાં હોય કે કૃમિ થયાં હોય. ( કૃમિનાં લક્ષણો–નાક અને ગુદાની ચૂંટ, બેચેની, ઘેન, પેટમાં દુખાવો અને ખટાશની વૃદ્ધિ ) **फे-फो**. સાથે.

ઝાડાની ઇચ્છા એકદમ થઈ આવે અને ઝાડો કબજ રાખી શકાતો નહિ હોય તે સાથે જાંગમાં દુખાવો થતો હોય.

હંમેશની કબજીઆત હોય પરંતુ અવાર નવાર ઝાડા થતા હોય.

યકૃત કઠણ અને વધેલું–મોટું થએલું હોય.

ઝાડો થોડો થોડો આવે પણ વારંવાર થતો હોય **का–मु**. સાથે.

ઉપરનાં લક્ષણો **ने–फो**. ને સૂચવે છે.

---

અજીર્ણ વિકાર **के–फो**. અને **ने–फो**. સાથે અજીર્ણ વિકાર સાથે તાવ હોય.

આંતરડાના વિકારો સાથે ટાઇફોઇડ ફીવર હોય તેના પ્રથમ રૂપમાં તેની મુખ્ય દવા **का–फो**. સાથે.

બાળકોલેરામાં પાણી જેવા અગર લોહીવાળા ઝાડા.

નીચેના મોટા આંતરડામાં દાહ સાથે બંધકોશ હોય તેની સાથે આમળ નીકળતી હોય કે હરસ દુખ દેતા હોય **के–फ्लो**. સાથે.

આંતરડામાં ઝીણા દોરા જેવા કૃમિ થયાં હોય **का–मु**. સાથે.

અજીર્ણના ઝાડા, ટાઢથી થતા ઝાડા કે અતિસાર મરડો થયો હોય **का–मु**. સાથે.

ઉપરનાં લક્ષણો **फे–फो**. ને સૂચવે છે.

---

**સહેજ પીળા, માટી જેવા રંગના, સફેદ અને ચીકણા ઝાડા થતા હોય.**

ટાઇફોઇડ કે ટાઇફસ (મગજનો તાવ) તાવમાં સફેદ પડવાળી જીભ, **સહેજ** પીળા ઝાડા તે સાથે પેટ ફુલેલું અને સ્પર્શ સહન કરી શકે નહિ **એવો** સખત વરમ આંતરડામાં હોય. **फे–फो**. અને **का–फो**. સાથે. (આ ત્રણ દવા એ જીવલેણ તાવમાં અમૃત સમાન છે.

મરડામાં ચીકણા, સફેદ, અને લોહી મિશ્રિત ઝાડા થતા હોય, પેટમાં સખત દુખતું હોય અને બહુ કરાંજવું પડતું હોય. **फे–फो**. અને **मे–फो**. સાથે. (આ ત્રણ દવા મરડાના રોગમાં અમૃત સમાન છે.)

ઉદરાવયવો (આંતરડાં, યકૃત, બરોળ, મળાશય મૂત્રાશય વગેરે) ના તમામ રોગો જે સોજા કે વરમથી થયા હોય તેના બીજા સ્વરૂપમાં, **फे–फो**. સાથે.

અર્શમાંથી નીકળતું લોહી કાળું, જાડું અને જામી જાય એવું પડતું હોય.

પેટના અવયવોની સ્થિતિસ્થાપકતા કમી થઇ જવાથી તે અવયવો પોતાનું કાર્ય બરાબર કરી શકતાં નહિ હોય. **का-फो**. અને **के–फ्लो**. સાથે.

યકૃતનાં કાર્યની મંદતા, વૃદ્ધિ અને દુખાવો.

ઝાડામાં સફેદ દોરા જેવા કૃમિ પડતાં હોય **फे–फो**. સાથે.

ઉપરનાં લક્ષણો **का–मु**. ને સૂચવે છે.

---

હરસની સાથે કબજીઆત રહેતી હોય.

યકૃત અને પ્લીહા (બરોળ) દુખતાં હોય.

કબજીઆત અને ઝાડો વારાફરતી થતાં હોય **ने-फो**. સાથે.

ઝાડો દાહક અને પાતળો હોય. દર્દીને પવન સરતાં ઝાડો નીકળી પડે પણ તેને ખબર ન પડે કે ઝાડો છુટયો કે પવન.

આંતરડાંની અશકિતથી બંધકોશ થયો હોય **का–फो**. અને **का–मु**. સાથે.

આંતરડાંના શ્લેષ્માવરણની શુષ્કતાને લીધે સૂકા મળ નીકળતા હોય.

ઉદરના તમામ સ્નાયુઓ અને અંતરાવયવો નબળાં-કમજોર થઇ ગયાં હોય **का-फो**. અને **का–मु**. સાથે.

ડુંટીમાં દુખાવો થતો હોય અને પાણી જેવા ફીણવાળા ઝાડા થતા હોય.

ઉપરનાં લક્ષણો **ने–मु**. ને સૂચવે છે.

---

મેલા રંગના પીળા અથવા પરૂવાળા ઝાડા થતા હોય.

પેટને હાથ લગાડવાથી ઠંડું લાગે અને ગંધક જેવી વાસ મારતો પવન છુટે.

જીભ ઉપર પીળી અને મેલી છારી હોય એવા પેટના તમામ અવયવોના સર્વ વ્યાધિઓ.

મળ અને શરીરમાંથી કફ વગેરે નિકળતા શ્રાવ પણ મેલા પીળા હોય એવા ઉદરાવયવોના તમામ વ્યાધિઓ.

ટાઇફોઇડ, ટાઇફસ કે બીજા કોઇપણ જંતુથી ઉત્પન્ન થએલા તાવોમાં સાંજે ગરમી વધતી હોય

પેટમાં આફરો ચઢયો હોય અને ચુંક આવતી હોય. **मे-फो**. અને **के-फो**. સાથે.

ગરમીમાંથી એકાએક ઠંડી લાગવાથી થતી પેટની ચૂંક.

કૉલેરામાં કે સિંદુરીઆ (લાલ) તાવમાં થએલો મુત્રપિંડ (કિડની) નો વરમ **फे-फो**. સાથે. (કોઇપણ વરમમાં **फे-फो**. ની સાથે આ દવા શરૂઆતથી આપવાથી તેની બીજી અવસ્થા ભાગ્યેજ થાય છે.)

ઝાડો કાળો, પાતળો અને દુર્ગંધ મારતો થતો હોય. **का-फो. સાથે.**

નાભી (ડુંટી) ના મથળાના ભાગમાં દુખાવો હોય.

જુની કબજીઆત—બંધકોશ અને જુનો અજીર્ણ વિકાર હોય.

ઉપરનાં લક્ષણો **का-स**. ને સૂચવે છે.

ઝાડો ઘેરા લીલા રંગનો અને પિત્તવાળો થવો.

સવારમાં પાતળા ઝાડા થવા, અને તે ચોમાસામાં, ભેજવાળી હવામાં કે ઠંડી હવામાં વધારે થવા.

મોટા આંતરડાંમાં દાહ થતો હોય અને પિત્તના ઝાડા થતા હોય.

યકૃત બગડી ગયું હોય, લોહીનો જમાવ થઈ વરમ (ઇન્ફ્લેમેશન) એવો થયો હોય કે સ્પર્શ પણ અસહ્ય હોય અને સખત દુખાવો થતો હોય. **फे-फो**. સાથે.

વૃદ્ધ માણસોને ઝાડા થતા હોય.

પિત્તજવર (મેલેરીઆ) માં પેટનુ ઢમઢોલ થવું.

અજીર્ણથી થતી ચુંક જે પેઢુનાં જમણા ભાગમાંથી શરૂ થઇ પેટના બધા ભાગોમાં ફેલાતી હોય.

વૃદ્ધ સ્ત્રીઓને વારસામાં ઉતરેલું અતિસારનું દર્દ હોય તે ઉપર બહુ ઉપયોગી.

ટાઇફોઇડ જેવા આંતરડાના વરમથી થતા તાવમાં સોજો ઓછો કરવા **फे–फो.** સાથે.

હરસ થયા હોય ત્યારે પેઢુમાં વાયુનો કે મળનો ભરાવો થયો હોય.

જાસ્તી અભ્યાસ અથવા માનસિક શ્રમ કરવાથી યકૃતનું બગડવું **का–फो.** સાથે.

( આંત્રપૂચ્છદાહ [ એપેંડીસાઇટીસ ] ની મુખ્ય દવા **फे–फो.** સાથે આ દવા વારાફરતી દેવી. )

ઉપરનાં લક્ષણો **ने–स.** ને સૂચવે છે.

---

આંતરડામાંથી પરૂ અગર લોહીવાળું પરૂ અગર પરૂ જેવો શ્રાવ થતો હોય.

પરૂ નીકળતા યકૃતના ગડ, યકૃતનું પાકવું.

મરડાના અગર અતિસારના દર્દમાં પરૂ અગર પરૂમિશ્રિત લોહીના દસ્ત થતા હોય.

આંતરડામાં ચાંદાં થયાં હોય. ( ટાઇફોઇડ અને ટાઇફસ જેવા તાવમાં થાય છે. )

ક્ષયજ્વરમાં બંધકોશ હોય.

ખાંડ ખાવાથી અથવા હવા બદલાવાથી બાળકોને ઝાડા થયા હોય.

ગુદાની આસપાસ ભગંદર થયું હોય તેમાંથી પરૂ કે લોહીવાળું પરૂ નીકળતું હોય.

ઉદરાવયવો ( પેટ ) ના વરમની ત્રીજી અવસ્થા.

ઉપરનાં લક્ષણો **के–स.** ને સૂચવે છે.

---

મોટા આંતરડામાં મળાશય પાસે ઘણો પવન ભરાઈ રહેતો હોય તે માટે બહુ ઉપયોગી **ने–स.** **સાથે.**

હરસ થયા હોય તેમાંથી લોહી નીકળતું હોય અગર નહિ નીકળતું હોય **फे–फो.** સાથે.

પેટમાં વાયુ જણાતો હોય અને દસ્ત કબજ રહેતો હોય તેનું કારણ આંતરડાની અશક્તિ હોય.

હેડકી આવતી હોય જે **मे-फो**. થી નરમ ન પડતી હોય તો.
ખોરાક પચ્યાવિના ઉલટીમાં નીકળી જતો હોય **फे-फो**. સાથે.
ઉપરનાં લક્ષણો **के-फ्लो**. ને સુચવે છે.

---

યકૃતનું ગડ કઠણ થઇ ગયું હોય.

બાળકોનું પેટ મોટું અને કઠણ થયું હોય. અને દુર્ગંધી ઝાડો થતો હોય અને માથામાં પરસેવો થતો હોય.

અતિ દુખદાયક અર્શ જેમાંથી પીળું અને જાડું પરૂ પડતું હોય.

ગુદાના કે મળાશયના સ્નાયુઓનો આઘાત થયો હોય તેથી સહેજ ઝાડો નીકળ્યા પછી પાછો અંદર ખેંચાઇ જતો હોય.

શીતળા કઢાવ્યા પછી બાળકને માથામાં પરસેવો, પેટનું ચઢવું, ગરમ થવું અને દુર્ગંધમય ઝાડા થવા વગેરે ખરાબ લક્ષણો હોય. **का-मु**. સાથે.

ઉપરનાં લક્ષણો **सि**. ને સૂચવે છે.

---

## મૂત્રાવયવોનાં લક્ષણો.

મોટી ઉમરનાં છોકરાંઓને બેઅખ્તિયાર પિશાબ થઇ જવો. ( મુખ્ય દવા **फे-फो**. સાથે પણ કૃમિને લીધે હોય તો **ने-फो**. સાથે. )

મૂત્રાશયનો આઘાત—પિશાબ બંધ થઇ જવો.

મૂત્રમાર્ગમાંથી લોહીનો શ્રાવ થવો **फे-फो**. સાથે

મૂત્રાશયનો વરમ ( નેફ્રાઇટિસ્ ), નબળાઇ અને તે સાથે મનની નબળાઇ **के-फो**. સાથે.

મૂત્રાશયનો દીર્ઘ વરમ અને મનની નબળાઈ.

મધુપ્રમેહ ( ડાયાબીટીસ્ ) માં મજ્જાતંતુની અશક્તિ, અતિશય ભૂખ અને નિદ્રાનો નાશ.

પરમીઆના રોગમાં મૂત્રમાર્ગમાંથી લોહી પડતું હોય અને પિશાબ કેસરીઆ રંગ જેવો પીળો હોય.

મૂત્રાશય અને મૂત્રમાર્ગમાં આગ અને કાપી નાખવા જેવી વેદના.

વારંવાર પિશાબ થવો.

પુષ્કળ પિશાબ થવો.

માનસિક નબળાઇને લીધે પિશાબ રોકી શકાતો નહીં હોય.

મૂત્રમાર્ગના સ્નાયુઓની શિથિલતાને લીધે પિશાબ છુટી જતો હોય. તે અટકાવી શકાતો નહિ હોય.

નાનાં બાળકો પથારીમાં મુતરતા હોય.

ઉપરનાં લક્ષણે **का-फो**. ને સૂચવે છે.

---

સ્નાયુઓના સંકુચિત થવાથી પિશાબ બંધ થયો હોય. **के-फो**. સાથે.

મૂત્રાશયમાં આંકડી આવતી હોય તેથી પિશાબ કરતાં પીડા થતી હોય. **फे-फो**. અને **का-फो**. સાથે.

પિશાબમાં પથરીની કાંકરી જતી હોય તેથી પીડા થતી હોય. **ने-स**. અને ઉંચા પાવરના **के-फो**. સાથે.

મજ્જાતંતુના ક્ષોભથી બેઅખ્તિયાર પિશાબ થતો હોય.

ઉભા રહેતાં કે ચાલતાં પિશાબની સતત હાજત રહેતી હોય.

મૂત્રમાર્ગમાં પિશાબની નળી મૂકયા પછીથી ચરકા આવતા હોય.

બાળકને પિશાબ પુષ્કળ થતો હોય.

પિશાબમાં પુષ્કળ ફોસ્ફેટ્સ્ જતા હોય.

ઉપરનાં લક્ષણો **मे-फो**. ને સૂચવે છે.

---

પિશાબમાં આલ્બ્યુમીન, ફોસ્ફેટ્સ્ કે રેતી એમાથી કંઇપણ જતું હોય.

પિશાબ ઘણો થતો હોય, તે પર કાબુ રહેતો નહિ હોય અને અશક્તિ આવતી હોય. **का-फो**. સાથે.

મૂત્રાશયના મૂખ આગળ અને મૂત્રમાર્ગમાં કપાતું હોય એવી વેદના સાથે વારંવાર પિશાબની ઇચ્છા થતી હોય. **फे-फो**. સાથે.

મધુપ્રમેહ ( પિશાબમાં સાકર જવી. ) અને તેની સાથે ફેફસાંનું કોઇ દર્દ હોય.

પથરી બંધાતી હોય તે ગાળી નાખવા આ દવા ઉંચા પાવરની **ने-स**. સાથે.

નાનાં બાળક અને વૃદ્ધોને ઇચ્છા સિવાય પિશાબ છુટી જતો હોય.

ઉપરનાં લક્ષણો **के-फो**. ને સૂચવે છે.

---

યકૃત બગાડવાથી થતો મધુપ્રમેહ.

પિશાબ અટકી અટકીને અને કરાંઝવાથી થતો હોય.

સંધિવા સાથે પિશાબ કાળાશ પડતા રાતા રંગનો થતો હોય. **फे–फो**. સાથે.

મૂત્રાશયની નબળાઇથી વારંવાર પિશાબ થવો.

પિશાબ રોકી શકાય નહિ. ઇચ્છા થાય કે જવુંજ જોઇએ.

ઉપરનાં લક્ષણો **ने–फो**. ને સૂચવે છે.

પિશાબની હાજત વારંવાર થતી હોય.

ઉધરસ ખાતાં પિશાબ ટપકી જતો હોય.

પિશાબમાં લોહી પડવું.

મૂત્રાશયના વરમની પ્રથમ અવસ્થામાં દાહ અને જ્વર હોય **ने–मु**. સાથે

પિશાબને રોકી રાખનાર સ્નાયુની અશક્તિથી પિશાબ પર કાબુ ન રહેતાં છુટી જતો હોય **का–फो**. સાથે.

ગરમી સાથે પિશાબ બંધ થવો.

મૂત્રપિંડમાં વરમ સાથે દુખાવો **के–फो**. સાથે.

મૂત્રપિંડમાં દીર્ઘ વરમ **के–फो**. સાથે.

મૂત્રાશય અને મૂત્રપિંડના વરમની સાથે તાવ હોય.

ઉપરનાં લક્ષણો **फे–फो**. ને સૂચવે છે.

---

મૂત્રાશયના વરમનો બીજો દરજ્જો હોય. તેમાં જાડો, ચીકણો અને સફેદ શ્રાવ થતો હોય.

મૂત્રાશયનો દીર્ઘ વરમ ખાસ મુખ્ય દવા.

પિશાબ ઘેરા રંગનો થતો હોય.

પિશાબમાં યુરિક ઍસિડ હોય.

યકૃતની મંદતા **मे–ब**. સાથે.

મૂત્રપિંડના વરમની દ્વિતિય ભૂમિકા **फे–फो**. સાથે.

ઉપરનાં લક્ષણો **का–मु**. ને સૂચવે છે.

---

મૂત્રાશયને શરદી લાગી હોય.

મૂત્ર પુષ્કળ ઉતરવું.

પિશાબ થયા પછી કપાતું હોય એવી વેદના અને બળતરા બળવી.

કોઈપણ રંગ વગરનો પાણી જેવો પુષ્કળ પિશાબ થતો હોય તે સાથે ઘણી તરસ લાગવી.

પિશાબમાં લોહી પડવું **फे–फो**. સાથે.

ચાલતાં અને ઉધરસ ખાતાં પિશાબ છુટી જવો. **फे–फो**. સાથે.

પિશાબ જ્યાં જ્યાં અડકે તે જગા આળી થઇ જવી.

બીજા માણસોની હાજરી હોય તો પિશાબ થાય નહિ.

પિશાબ કરવા બેઠા પછી ઘણી વારે પિશાબ થાય.

ઉપરનાં લક્ષણો **ने–मु**. ને સૂચવે છે.

---

મૂત્રાશયના વરમમાં પીળો, મેલો અને લીલાશ પડતો પીળો પિશાબ થવો.

મૂત્રાશયના વરમની ત્રીજી અવસ્થામાં ચીકણો અને પીળો શ્રાવ થવો.

પિશાબમાં આલ્બ્યુમીન જાય. **फे–फो**. સાથે.

રાતે વારંવાર પિશાબ કરવો પડતો હોય.

ઉપરનાં લક્ષણો **का–स**. ને સૂચવે છે.

---

મૂત્રમાં પિત્ત જતું હોય.

મધુપ્રમેહ થયો હોય. ( ખાસ ઉપાય ).

મૂત્રપિંડનો જીર્ણ વરમ હોય.

મૂત્રનળીમાંથી પીળાશ પડતા લીલા રંગનો શ્રાવ.

નજલા ( ગાઉટ–દીર્ઘ સંધિવા ) ના દર્દમાં પિશાબમાં ઇંટના ભૂકા જેવો પદાર્થ જવો.

પિશાબમાં નાની પથરી જાય **फे–फो**. સાથે.

મધુપ્રમેહના રોગને લીધે બહુમુત્રતા.

પિશાબ બળતરા કરાવે.

ઉપરનાં લક્ષણો **ने–स**. ને સુચવે છે.

---

મૂત્રાશયના દીર્ઘ અને ત્રીજી અવસ્થા પ્રાપ્ત થએલા વરમમાં લોહી જેવો અથવા લોહીપરૂમિશ્રિત શ્રાવ **फे–फो**. અને **का–मु**. સાથે.

જુનો મૂત્રપિંડ ( કીડની ) દાહ.

જીર્ણ જ્વરમાં લાલ રંગનો પિશાબ થવો **फे–फो**. સાથે.

ઉપરનાં લક્ષણો **के–स**. ને સૂચવે છે.

---

પિશાબ ઘણો આવતો હોય.
પિશાબની હાજત વારંવાર થવી. **के को**-સાથે.
પિશાબ થોડો અને ઘણો રંગદાર તથા વાસવાળો આવતો હોય.
ઉપરનાં લક્ષણો **के-फ्लो**-ને સૂચવે છે.

---

મૂત્રપિંડમાં પરૂ થવું અને પિશાબમાં પરૂ તથા પીળા શ્લેષ્મનું જવું.
પિશાબમાં રાતી રેતી જેવા કણુ પડવા.
પિશાબમાં યૂરિક ઍસિડ જવું **ने-स**-સાથે.
કૃમિ અને કોરીઆના રોગમાં પિશાબ પર કાબુ ન રહેવો અને પથારીમાં પિશાબ થઇ જવો **मे-फो** અને **ने-फो**-સાથે.
પરમીઆના કે ઉપદંશ (ચાંદી) ના જુના રોગમાં જાડી, વાસ મારતી અને પરૂમય રસી નીકળવી.
ઉપદંશ (સીફીલીઝ) માં ચાંદી પડેલો ભાગ કઠણ થઇ જવો **के-फ्लो**. સાથે.
ઉપરનાં લક્ષણો **सि**. ને સૂચવે છે.

---

## પુરૂષની જનનેંદ્રિયનાં લક્ષણો

પ્રસરતી ચાંદી ( સીફીલીઝ ) અને પરમીઆમાં રક્તશ્રાવ થતો હોય.
વિષયની ભારે ઇચ્છા અને સવારમાં ઇંદ્રિય ટાટ થવી.
ખાનગી અવયવની નબળાઇ.
સંયોગ પછી દૃષ્ટિ મંદ થવી અને અતિશય થાક લાગવો.
અતિ સ્ત્રીસંગથી ઉત્પન્ન થતી માનસિક નબળાઇ.
સ્વાભાવિક સંભોગેચ્છાનો અભાવ.
રાતે ઉંઘમાં વિર્યસ્ખલન થવું. તે વખતે શિષ્ન દુખે પણ ટાટ હોય નહિ.
ઉપરનાં લક્ષણો **का-फो**. ને સૂચવે છે.

---

વિષયવૃત્તિ એકદમ તિવ્ર હોય યા મંદ હોય.
પુરૂષ અવયવમાં એકાએક ખેંચાણ થઇ આવતું હોય.
પરમીઆના રોગમાં મૂત્રમાર્ગનો સંકોચ અને તેથી પિશાબની ધાર પાતળી થવી. અને રહી રહીને વેદના થવી.
ઉપરનાં લક્ષણો **मे-फो**. નું સૂચન કરેછે.
પુરૂષોને થતી વધરાવળ અને સારણ ગાંઠ **के-फ्लो**. સાથે.

અંડનો દુખાવો **के-फो.** સાથે.

વૃષણ (અંડ) ની થેલીમાં રસ ભરાવો.

જીર્ણ પ્રમેહ અને તેથી મૂત્રમાર્ગમાં વેદના અને ખરજ.

અતિ સંભોગેચ્છા (નિમ્ફોમેનિઆ).

મૂત્રેંદ્રિય ટાટ પણ વેદનાયુક્ત હોય.

ઉપરનાં લક્ષણો **के-फो.** ને સૂચવે છે.

---

સ્વપ્ના સિવાય વિર્ય પાતળું પડી જવાથી વિર્યશ્રાવ થતો હોય. ૩૦xપાવર ઉત્તમ છે.

વિષયની ઇચ્છા વિશેષ હોય અગર બિલકુલ ન હોય. તે સાથે અમ્લપિત્ત (ખટાશ) નાં લક્ષણો હોય.

વૃષણ અને વૃષણરજ્જુ ઉપર ખેંચાતા હોય **मे-फो.** સાથે.

ઉપરનાં લક્ષણો **ने-फो.** ને સૂચવે છે.

---

વૃષણવૃદ્ધિ લોહીના જમાવથી થઇ હોય તેને દાબવાથી દૂખાવો થતો હોય અને તાવ પણ હોય.

વિર્યસ્રાવ થતો હોય.

પરમીઆ કે ઉપદંશની શરૂઆતમાં વરમ અને તાવનાં લક્ષણો હોય. એ રોગની મુખ્ય દવા **का-मु.** સાથે.

વૃષણરજ્જુ (વૃષણ જે નસો સાથે લટકે છે તે.) જાડી થઇ ગઇ હોય અને દુખતી હોય.

ઉપરનાં લક્ષણો **फे-फो.** ને સૂચવે છે.

---

પરમીઆ અને ઉપદંશની આ મુખ્ય દવા છે.

પરમીઓ અને ઉપદંશની શરૂઆતમાં વરમ થઇ તેમાં રસ જામ્યો હોય.

જુની ચાંદીમાં સફેદ રંગનો શ્રાવ થતો હોય.

નરમ ટાંકી અને નરમ બદના રોગમાં શરીરના કોઇપણ ભાગમાં ખરજવું ઉગ્ર, મંદ કે જીર્ણરૂપમાં રહ્યા કરતું હોય. (ખાવા માટે ૬ x અને બાહ્યોપચાર માટે ૩ x).

ઉપરનાં લક્ષણો **का-मु.** ને સૂચવે છે.

---

**ઉપદંશના જુના રોગમાં પાણી જેવા પાતળા પરૂનો શ્રાવ થતો હોય.**

પરમીઆના જુના રોગમાં પાણી જેવી પાતળી અને દાહક રસી નીકળતી હોય.

વૃષણમાં અને વૃષણુની થેલીમાં પાણી કે રસ ભરાયો હોય,

ગુહ્યભાગ ઉપરથી વાળ ખરી જતા હોય.

વિર્યસ્રાવ થયા પછી ટાઢ લાગે, અશક્તિ જણાય અને વિષયેચ્છા પ્રબળ રહે.

પ્રોસ્ટેટ પિંડમાંથી રસ નીકળી પડતો હોય.

ઉપરનાં લક્ષણો **ने-मु.** નું સૂચન કરે છે.

---

પરમીઆમાં લીલી અથવા પીળાશ પડતી,ચીકણી રસી નીકળતી હોય.

પરમીઆનો રોગ અંદર સમાઈ ગયા પછી વૃષણનો વરમ થયો હોય.

ઉપદંશ અને પરમીઓ થયા હોય તેના લક્ષણો સાંજે વૃદ્ધિ પામતા હોય,

ઉપરનાં લક્ષણો **का-स.** નું સૂચન કરે છે.

---

અંડકોશમાં પાણીનું ભરાવું, **के फो.** સાથે.

ઉપદંશને લીધે ચાંદાં થતાં હોય.

પીશાબમાં પરૂ અને કફ જેવી રસીનું પડવું.

જનનેંદ્રિયમાં ચૂંટ આવવી અને સોજો થવો.

જુના પરમીઆ અને ઉપદંશમાં લીલાશ પડતી નીકળવી.

જનનેંદ્રિય પર ઉપદંશને લીધે મસા થયા હોય.

પરમીઓ દબાઇ ગયો હોય.

ઉપરનાં લક્ષણો **ने-स.** ને સૂચવે છે.

---

પ્રોસ્ટેટપિંડ ( જે જનનેંદ્રિયના મૂળ પાસે હોય છે ) નું ગુમડું ( અષ્ઠિલા નામનો ગ્રંથી રોગ ) થયું હોય.

વિર્યશ્રાવ પોતાની મેળે ઘણી વાર થતો હોય.

બદ, ઉપદંશ કે પ્રમેહનો ત્રીજો દરજ્જો—અવસ્થા જેમાં પરૂવાળી અગર રક્તમિશ્રિત પરૂવાળી રસી નીકળતી હોય. **सि.** સાથે.

ઉપરનાં લક્ષણો **के–स.** નું સૂચન કરેછે.

---

**વધરાવળ થઈ હોય.**

**વૃષણ કઠણ અને ગાંઠાવાળા થયા હોય.**

નજીવી અસરથી વિર્યપાત થઇ જતો હોય.
ગુહ્યેંદ્રિય પાસેની ભૂરી નસો ફુલી ગઇ હોય.
ઉપદંશનાં ચાંદાં થયાં હોય તેની ધારો કઠણ હોય.
ગુહ્યેંદ્રિયમાંથી ધાતુ કે ખર ટીપે ટીપે જતાં હોય.
વૃષણ નાનાં થઇ ગયાં હોય.
ઉપરનાં લક્ષણો **के-फ्लो**. ને સૂચવે છે.

---

પ્રોસ્ટેટ પિંડનો વરમ ત્રીજી અવસ્થા એ પહોંચી તેમાંથી પરૂ નીકળતું હોયા.

વૃષણ ( અંડકોશ ) ઉપર ઘણી ખજવાળ આવતી હોય અને તેની સાથે પરસેવો થતો હોય.

વિષયના વિચારો નિરંતર આવ્યા કરે. અને રાતે વારંવાર વિર્યશ્રાવ થાય.

અંડકોશમાં પાણી ભરાયું હોય કે બેઅખ્તિયાર વિર્યશ્રાવ થતો હોય. ( ઉત્તમ ઇલાજ ).

સંભોગ પછી થાક લાગે.

નપુંસકત્વ.

જુના ઉપદંશ અને પરમીઆમાં પીળી, પરૂમય, ગંધાતી રસી નીકળતી હોય અને ઇંદ્રય અતિ ટાટ થઇ દુખમાં વધારો કરતી હોય.

ઉપરનાં લક્ષણો **सि**. ને સૂચવે છે.

---

## સ્ત્રીની જનનેંદ્રિયનાં લક્ષણો.

અનિયમિત રજોદર્શન ( અટકાવ. )

ફીકા ચહેરાવાળી, પોચા સ્વભાવની અને ચીડીઅણ સ્ત્રીઓને કોઇ વખત જલદી અને પુષ્કળ અટકાવ આવે અને કોઈ વખત મોડો તથા થોડો અટકાવ આવે.

તાંબા જેવો લાલ અથવા કાળાશ પડતો, પાતળો, અને દુર્ગંધ મારતો અટકાવ આવે.

અટકાવ આવતી વખતે પેટશૂળ થાય. **मे-फो**. સાથે.

નષ્ટાર્તવ અને પિડિતાર્તવ.

નિરુત્સાહી, થાકેલી અને અશક્ત સ્ત્રીઓને રજોદર્શન-આર્તવ વખતે ગળામાં વાયુનો ગોળો ચઢે એવો ઉન્માદ વાયુ ( હિસ્ટિરીઆ ) જણાય.

ક્રોધી કે ચીડીઅણ સ્ત્રીઓને ગર્ભપાત થવાની બીક હોય **के-फ्लो**. સાથે.

ગર્ભાશયમાં ડાબી બાજુએ શસ્ત્ર ભોકયા જેવી વેદના અને કમરનો ભારે દુખાવો.

પ્રદરમાં નારંગી રંગનો, પીળાશ પડતો અને જ્યાં લાગે ત્યાં બળતરા કે ફોલ્લા ઉત્પન્ન કરે એવો શ્રાવ ( લૌકિકમાં ધાત જવી ) થવો. **ને–મુ**. સાથે.

આર્તવ પછી વિષયની અતિ તિવ્ર ઇચ્છા થવી.

અટકાવમાં પાતળું અને જામી નહિ જાય તેવું પુષ્કળ લોહી જતું હોય.

**ગર્ભાવસ્થા દરમ્યાન**—નબળા બાંધાની સ્ત્રીઓને કસુવાવડ થઈ જવાને. સંભવ હોય. **के–फ्लो**. સાથે.

દુગ્ધજ્વર અને સુતિકાજ્વર હોય.

સુતિકા સન્નિપાત થયો હોય.

પ્રસુતાની વેણુ ધીમી અને ખોટી હોય કે નબળા બાંધાથી કે મગજની નબળાઇથી પ્રસવ થવામાં વિલંબ થતો હોય તો આ દવા ૩ × કે ૪ × પાવરની અતિ ઉત્તમ કદી અફળ નહિ જનાર ઇલાજ છે.

સ્તનનો વરમ થઇ તે પાકી તેમાંથી ગંધાતા ભુખરા અને મેલા રંગનું પરૂ નીકળતું હોય.

ઉપરનાં લક્ષણો **का–फो**. નું સૂચન કરેછે.

---

સ્ત્રીઓને પિડિતાર્તવ ( ઘણું દુખ દેતો અટકાવ ) થતો હોય. **का–फो** સાથે ફરી દુખાવો ન થવા માટે **फे–फो**. સાથે.

રજોદર્શન વખતે વેણુના જેવી પીડા થતી હોય અને શેક કરવાથી ઠીક લાગતું હોય.

સ્ત્રીઅંડમાં ચસકા મારતા હોય.

પિડિતાર્તવમાં અંદરના પડના કટકા નીકળતા હોય અગર રેસા જેવો પદાર્થ નીકળતો હોય.

ગુહ્યાવયવ સ્પર્શ કરતાં દુસહ્ય અને તંગ હોય **फे–फो**. સાથે.

આર્તવ આવવા પહેલા દુખાવો થતો હોય તે જમણી બાજુ વિશેષ હોય.

સ્ત્રીના અંડાશયમા દુખાવો હોય.

રજોદર્શન વહેલું થતું હોય તેમાં લોહી કાળાશ પડતું અને તારયુકત હોય.

ડુંટીની નીચેનો સર્વ ભાગ દુખતો હોય.

પ્રસવ વખતે અટકી અટકીને દુખાવો થતો હોય કે આંચકી આવતી હોય.

પ્રસુતા થયા પછી અંદરની ઑર બહાર પડતી ન હોય તો આ ઔષધથી એકદમ બહાર પડેછે.

ઉપરનાં લક્ષણો **मे-फो.** નું સૂચન કરેછે.

---

સ્ત્રીને કંઠમાળા અગર સંધિવાની અસર હોય તેથી શરીરની અને ગર્ભાશયની નબળાઇ.

ગર્ભાશયનું નીચે ઉતરવું.

ગર્ભાશયનું બહાર આવવું. (યોનીકંદ રોગ).

અટકાવ વખતે અથવા તે સિવાય ગર્ભાશય અને કમરમાં દુખાવો હોય **के-फ्लो.** સાથે.

સફેદ દૂધ જેવી ચીકણી ધાત જતી હોય, એટલે શ્વેત પ્રદર ( લ્યુકોરીઆ ) નો રોગ થયો હોય. **का-मु.** સાથે.

નષ્ટાર્તવ કે ન્યૂનાર્તવ હોય **का-फो.** સાથે.

પાંડુરોગી અને અશક્ત જુવાન છોકરીઓને બે બે અઠવાડીએ અટકાવ આવતો હોય તે લાલચોળ હોય અને કમરનો દુખાવો ઘણો હોય.

અટકાવ આવવાના સમયે ચહેરો લાલ અને હાથપગનું ઠંડાપણું **फे-फो.** સાથે.

સગર્ભાવસ્થામાં ગર્ભીણી અશક્ત હોય.

સગર્ભાવસ્થામાં આખું શરીર દુખતું હોય.

માતાનું દૂધ પાતળું, કાળાશ પડતું અને ખારૂં હોય. **ने-मु.** સાથે.

જે માતાનું દૂધ પીવાથી બાળકને ખાટી દહીં બાઝેલી ઉલટી થતી હોય તે માતાને **ने-फो.** સાથે.

ઉપરનાં લક્ષણો **के-फो.** ને સૂચવે છે.

---

સ્ત્રીને ગર્ભાશયમાંથી કે યોનીમાર્ગમાંથી થતા શ્રાવો ( લૌકિકમાં ધાત જવી ) ખાટા, પીળા, પાણી જેવા, અને મલાઇ જેવા હોય.

સ્ત્રીનું વંધ્યત્વ ( વાંઝીઆપણું ) જે સ્ત્રીને ખાટી ધાત જતી હોય તેના સમાગમમાં પુરૂષના વિર્યના જંતુઓ ( સ્પરમેંટોઝુન ) નો નાશ થાય છે તેથી સ્ત્રીને પ્રજા થતી નથી. અર્થાત ગર્ભાશયમાં ઍસીડીટી ( ખટાશ ) ની વૃદ્ધિથી થતું વંધ્યત્વ.

પ્રદરમાં પાણી જેવી, ચીકણી, પીળી અને ખાટી ધાત જતી હોય તે આજુબાજુની ચામડીને તેના દાહક ગુણને લીધે આળી કરી નાખતી હોય અગર ખજવાળ કે ચુંટ ઉત્પન્ન કરતી હોય **ને–મુ.** સાથે.

પ્રદર દરમ્યાન ખાટી પાણી જેવી ઉલટી થતી હોય પણ અનાજ નીકળતું ન હોય **ને–મુ.** સાથે.

સંધિવાના વ્યાધિથી શરીર નબળું પડવાને લીધે ગર્ભાશય નીચે ઉતરી આવ્યું હોય **કે–ફો.** સાથે.

ગર્ભાધાન દરમ્યાન–સગર્ભાવસ્થામાં સવારમાં ખાટી ઉલટીઓ થતી હોય.

ઉપરનાં લક્ષણો **ને–ફો.** નું સૂચન કરે છે.

---

દર ત્રણ અઠવાડીએ અટકાવ આવતો હોય.

લોહીવા થયો હોય.

આર્તવમાં લાલચોળ લોહી ઘણું જતું હોય.

આર્તવને પહેલે દિવસે પેઢુમાં ભાર લાગતો હોય.

આર્તવ વખતે ઘણી પીડા થવી, ચહેરો ફુલી જવો, નાડ ઉતાવળી ચાલવી અને ઉલટી થઇ ખોરાક નીકળી જવો **મે–ફો.** સાથે. ( આર્તવ આવી ગયા પછી બીજો આર્તવ આવે ત્યાં સુધી એ બે દવાઓ આપવી. )

ગુહ્યાવયવોનો વરમ થયો હોય.

ગુહ્યાવયવોની અંદરનો ભાગ શુષ્ક, ગરમ, સ્પર્શ પણ સહન ન કરી શકે તેવી પીડાવાળો હોય.

સગર્ભાવસ્થામાં સ્ત્રીને સવારમાં મોળ ( જીવનું ડોહોળાવું ) આવે.

સગર્ભાવસ્થામાં નહિ પચેલા અનાજની ઉલટી થવી અને તેમાં ખટાશ પણ હોવી. **ને–ફો.** સાથે.

પ્રસવ થયા પછી ઇજા પામેલા ગુહ્યાવયવોના ભાગોની દુરસ્તી કરવા અને સુતિકાજ્વરને અટકાવવા તેમજ અતિ રક્તસ્રાવ બંધ કરવા માટે.

ઉપરનાં લક્ષણો **ફે–ફો.** ને સૂચવે છે.

---

શ્વેત પ્રદરમાં દુધ જેવી ધોળી અને જાડી ધાત જવી, **કે–ફો.** સાથે.

કમળ ( ગર્ભાશય ગ્રીવા ) ના મૂખમાંથી અને ચાંદાંમાંથી દુધ જેવો સફેદ અને જાડો શ્રાવ થવો. ( ખાવામાં અને પિચકારીમાં ઉપયોગ કરવો. )

આર્તવ લાંબી મુદતે આવતો હોય અગર બંધ થયો હોય.

આર્તવ કાળા અને લોચાકત લોહીનો આવે.

ગર્ભસ્થાનમાં વરમ, તેના બીજા કે જીર્ણરૂપમાં,

આર્તવ થોડા દિવસે આવતો હોય. के-फो. સાથે.

આર્તવ વધારે દિવસ સુધી ચાલુ રહેતો હોય का-फो. સાથે.

વરમ થવાથી ગર્ભાશય વૃદ્ધિ પામ્યું હોય के-फ्लो. સાથે.

સગર્ભાવસ્થામાં ખાવાનો અભાવ અને સફેદ કફમિશ્રિત ઉલટીઓ થતી હોય.

સુતિકાજ્વર આવ્યો હોય ત્યારે તેની મુખ્ય દવા के-फो. અને का-फो. સાથે.

( સુતિકાજ્વર બહુ ઝેરી સુવાવડીનું જલદીથી મૃત્યુ લાવનાર ભયંકર તાવ છે તેના ઉપર એ ત્રણ દવા અમૃતરૂપ છે. )

સ્તનમાં ગાંઠા થયા હોય તે પાકયા પહેલાં સોજો ઓછો કરવા.

સુતિકાજ્વરમાં લવારો, ભ્રમ, બડબડાટ, વગેરે લક્ષણો હોય. का-फो. સાથે ખાસ ઉપાય.

ઉપરનાં લક્ષણો का-म्यु. ને સૂચવે છે.

---

પરમીઆ અને ઉપદંશમાં પાતળો, સ્વચ્છ પાણી જેવો, ચીકણો શ્રાવ થતો હોય.

આર્તવ પાણી જેવો પ્રવાહી હોય.

સુકલકડી સ્ત્રીને આર્તવ મોડો આવે તે વખતે દર્દીનું માથું દુખે, તે ગમગીન રહે અને રડવા જેવી થઇ જાય.

અશક્ત અને પાંડુરોગી જુવાન છોકરીઓને અટકાવ મોડો આવે. फे-फो. અને के-फो. સાથે.

આર્તવ અને જલપ્રદર સાથે સાથે હોય અને તે દાહક હોય. જ્યાં અડકે ત્યાં ખજવાળ અને દાહ કરે.

ગુહ્યાવયવો તદ્દન કોરા ( શુષ્ક ) રહે તેથી સંભોગ વખતે પીડા થાય.

ગર્ભાશયના બધા રોગોમાં ચત્તા સૂવાથી કે વાંસે તકીઆનું દબાણ કરવાથી આરામ લાગે.

સગર્ભાવસ્થામાં પાણી જેવી, ફીણવાળી અને ચીકણી ઉલટીઓ થતી હોય તે ખાટી ન હોય.

**સગર્ભાવસ્થામાં કે પ્રસવ પછી ઇંદ્રિય ઉપરના વાળ ખરી પડતા હોય.**
**( સગર્ભાવસ્થાના બધા રોગોમાં આ મુખ્ય દવા છે. )**
**ઉપરનાં લક્ષણો** **से-मु**. નું સૂચન કરે છે.

---

પ્રદર રોગમાં લીલી કે પીળી, ચીકણી રસી જતી હોય.
આર્તવ બહુ થોડો અને મોડો આવે તે સાથે પેડુમાં ભાર લાગે.
આર્તવ ઘણો આવતો હોય અને કમરમાં ભાર લાગતો હોય.
ગુહ્યાવયવોના વરમ કે સોજાની ત્રીજી અવસ્થા.
પરમીઆ અને ઉપદંશનાં લક્ષણો પુરૂષનાં આ દવાનાં લક્ષણો જેવાં હોય
ઉપરનાં લક્ષણો **का-स**. ને સૂચવે છે.

---

સવારમાં ઝાડા થાય અને પુષ્કળ આર્તવ આવે.
લોહીવામાં બળત્રા ઉત્પન્ન કરે એવું પાતળું લોહી જતું હોય.
પ્રદરમાં પાતળી દાહક રસી જતી હોય.
ગુહ્યાવયવ પર બળતરા અને ફોલ્લા હોય.
આર્તવ આવતા પહેલાં નસ્કોરી ફુટે.
આર્તવ વખતે પેટનો દુખાવો અને બંધકોશ.
સગર્ભાવસ્થામાં કડવી ઉલટીઓ થવી અને મોંમાં કડવો સ્વાદ રહેવો.
સગર્ભાવસ્થામાં પગ સૂઝે અને તે સફેદ આરસપહાણ જેવા દેખાય.
( શ્વેતસક્થિ–ફ્લેગ્મેશિઆ આલ્બા ડોલેન્સ. )
ઉપરનાં લક્ષણો **ने-स**. ને સૂચવે છે.

---

બદ, ઉપદંશ કે પ્રમેહનો ત્રીજો દરજ્જો. જેમાંથી પરૂવાળી અથવા લોહી મિશ્રિત પરૂવાળી રસી નીકળતી હોય.

અંડાશયમાં અથવા તેની આસપાસ પરૂનો જમાવ થયો હોય. **सि. फे–फो.**, અને **का–मु**. સાથે.

સગર્ભાવસ્થામાં અથવા પ્રસુતાવસ્થામાં સ્તન પાકીને તેમાંથી પરૂ કે રક્તમિશ્રિત પરૂ નિકળતું હોય. **सि**. સાથે.

આર્તવ પછી યોનીમાર્ગમાં ખજવાળ આવે.
આર્તવ મોડો આવે અને પુષ્કળ દિવસ ચાલુ રહે.
ઉપરનાં લક્ષણો **के–स**. ને સૂચવે છે.

---

ગર્ભાશયની શિથિલતા થઇ હોય એટલે ગર્ભાશયને યોગ્ય સ્થાને રાખનાર સ્નાયુઓનું ઢીલાપણું થયું હોય તેથી ગર્ભાશયભ્રંશ (ગર્ભાશયનું નીચે ઉતરવું) યોનીકંદ (ગર્ભાશયનું યોનીની બહાર નીકળવું.) અને ગર્ભાશય વક્રિભવન (ગર્ભાશયનું આગળ પાછળ નમન થવું) થયું હોય.

ગર્ભાશયમાં ગ્રંથીઓ થઇ હોય.

ગર્ભસ્રાવ, ગર્ભપાત કે બીજા કોઇપણ કારણથી અતિશય લોહી નીકળતું હોય.

સ્તનમાં કઠણ ગાંઠા થયા હોય.

ગર્ભાશયમાંથી કાંઇ વસ્તુ નીચે પડી જાય છે એવી અગર ભાર લટકાવ્યો હોય તેવી લાગણી.

ચાલતાં ગર્ભાશયમાં ભાર લાગે.

સગર્ભા સ્ત્રીને આ દવા **का-फो**. અને **के-फो**. સાથે આપવાથી ગર્ભસ્રાવ કે ગર્ભપાત થતો અટકે છે અને પ્રસવ સુખરૂપ થાય છે.

ઉપરનાં લક્ષણો **के-फ्लो**. ને સૂચવે છે.

---

રજોદર્શન વખતે શરીરનું ઠંડાપણું, ઝાડાની કબજીઆત અને પગમાંથી દુર્ગંધ મારતો પરસેવો થવો.

ગુપ્ત ભાગની બળતરા અને તેમાં ખજવાળ આવવી. **ने-मु**. સાથે.

વિષયોન્માદ (નિમ્ફોમેનિઆ)

યોનીમાં ગ્રંથીઓ થવી.

યોનીઓષ્ઠ પર ગુમડું થઇ તેમાં છિદ્રો પડવા.

ઠંડા પાણીમાં ઉભા રહેવાથી ગર્ભસ્થાનમાંથી રક્તશ્રાવ થવો.

પ્રદર રોગમાં જાડી, પીળી, પરૂમય ગંધાતી રસી નીકળવી,

વંધ્યત્વ (**ने-फो**. ખાસ દવા સાથે.)

અટકાવ થોડો આવે અને જલદી આવે.

સ્તનમાં કઠણ ગાંઠો થઇ તેમા પરૂ થવાની ધાસ્તી હોય. **का-मु**. સાથે. અગર પરૂ થયું હોય **के-स**. સાથે.

સ્તનમાં નાડીવ્રણ થયું હોય.

ગુદાદ્વારમાં ભગંદર થઇ તેમાંથી ગંધાતું પાણી કે પરૂ જતું હોય.

ઉપરનાં લક્ષણો **सि-ने**. સૂચવે છે.

---

# રૂધિરાભિસરણ યંત્રનાં લક્ષણો.

( રૂધિર લોહી ), રક્તાશય ( હૃદય ), અને રકતવાહિની ઓનાં લક્ષણોનો આમાં સમાસ કરેલો છે માટે એ અવયવોનાં રોગોનાં લક્ષણો પ્રમાણે યોગ્ય દવાની પસંદગી કરવી. )

રકતાશયની અશકિત (ખાસ ઉપાય).

રકતાશયની ગતિ મંદ પડી ગઇ હોય.

ભયથી, થાકથી કે નબળાઇથી મૂર્ચ્છા આવી હોય.

રકતાશય વિસામો લઇ લઇને ચાલતું હોય તેથી નાડી મંદ હોય કે હાથને જણાતી પણ નહિ હોય.

રક્તાશયને દિલગીરી કે ચિંતાની અસર થઇ હોય. તેથી તે બંધ પડી જશે એમ લાગતું હોય.

શરીરમાં લોહી ઘણું કમતી થઇ જવાથી પાંડુરોગ થયો હોય કે ઉંઘનો નાશ થયો હોય.

છાતીમાં ધબકારો થઇ આવતો હોય. પછી તે માનસિક શ્રમ, ભય, દુઃખ કે કોઇપણ રોગ કે કારણને લીધે હોય.

રક્તાશયની નબળાઇથી પાંડુરોગ વગેરેમાં ચઢતા સોજા.

ઉપરનાં લક્ષણો **का-फो**. નું સૂચન કરેછે.

---

હૃદયશૂળ ( Angina Pectorus. ) હોય. ઉના પાણી સાથે આ દવા વારંવાર દેવી.

રક્તાશય એકદમ ધબકી ઉઠતું હોય **का-फो**. સાથે.

રક્તાશયની ક્રિયા જોરથી ચાલતી હોય.

ડાબી બાજુએ સુવાથી રક્તાશયનો ધબકારો નરમ પડતો હોય.

રક્તાશયમાં શૂળ કે ચસ્કા કે દુખાવો અસહ્ય હોય. વારંવાર ઉના પાણી સાથે.

ઉપરનાં લક્ષણો **मे-फो**. ને સૂચવે છે.

---

રક્તાશયની આસપાસ ધ્રુજારો લાગતો હોય. અને તે ખાધા પછી વધારે થતો હોય.

રક્તાશયની નીચેના ભાગ તરફ દુખાવો થવો.

રક્તાશયમાં ધ્રુજારો થયો હોય તે આખા શરીરમાં જણાતો હોય.
પાચનક્રિયાની નબળાઇથી રક્તાશય અનિયમિત ચાલતું હોય.
ઉપરનાં લક્ષણો **ने-फो**. ને સૂચવે છે.

---

( હૃદયના બધા રોગોમાં ઘણું કરીને આ ક્ષાર અને **का-फो**. આપવાની જરૂર હોય છે. )

લોહી ફરવાની ગતિ મંદ હોવાથી હાથ પગ ઠંડા રહેતા હોય.

શ્વાસ અંદર લેવાથી રક્તાશય પાસે તિવ્ર વેદના થતી હોય.

લોહીમાં શ્વેત રક્તકણોનો વધારો થવોથી થતો પાંડુરોગ ( લ્યુકીમિઆ )

જન્મેલા બાળકના હૃદયમાં એક છિદ્ર હોય છે તે સ્વાભાવિક રીતે બંધ થઇ જાય છે પણ તે બંધ થયું નહિ હોય તો એક પ્રકારનો અવાજ સંભળાય છે તે બંધ કરવા માટે.

ઉપરનાં લક્ષણો **के-फो**. ને સૂચવે છે.

---

લોહીમાં લાલ રજકણો કમી થયાં હોય. પાંડુરોગ.

રક્તાશય, રક્તાશયના અંતરાવરણ તથા બાહ્યાવરણ અને રક્તવાહિનીઓનો વરમ થવો.

રક્તવાહિનીઓનું ફુલી જવું ( એન્યુરીઝમ્ ) મુખ્ય ઔષધ **का-मु**. સાથે કે **के-फ्लो**. સાથે.

રક્તાશયની વૃદ્ધિ અને ધબકારો.
તાવમાં ભરેલી, જોરદાર, ઝડપવાળી નાડી.
શીરાઓ ઢીલી પડવાથી સર્પાકાર થઇ હોય **फे-फ्लो**. સાથે.
ઉપરના લક્ષણો **फे-फो**. ને સૂચવે છે.

---

રક્તાશયની વૃદ્ધિ થવાથી તેમાંથી જોરથી લોહીનું વહન થવું અને તેથી હૃદયનું ધબકવું.

રક્તાશયની રક્તવાહિનીઓનું ફુલી જવું.

રક્તાશયના અંદરના અને બહારના આવરણોનો વરમ અને તેની દ્વિતિય ભૂમિકા **फे-फो**. સાથે.

રક્તવાહિનીઓમાં રક્તમાંનું ફિબ્રિન છુટું પડી તેના કણ બંધાઇને રક્તાશયમાં ગ્રંથીઓ બને (એમ્બોલીઝમ્) અને તેથી રક્તવાહનમાં અટકાવ થાય. **फे-फो.** સાથે.

ઉપરનાં લક્ષણો **का-मु.** ને સૂચવે છે.

---

નાડી જલદ અને રહી રહીને ચાલે.

રક્તની ક્ષીણુતા-કમીપણાને લીધે રક્તાશયના ધબકારા થતા હોય અને તે ડાબે પડખે સુવાથી વધારે થતા હોય, આખા શરીરમાં ધબકારો લાગતો હોય અને તે છાતી અને જઠર વચ્ચેના ખાડાવાળા ભાગ (પીપડી) માં વિશેષ લાગતો હોય.

રક્તાશયનું સંકુચિત થવું અને તેમાં ફફડાટ થવો.

રક્તાશયની વૃદ્ધિ થવાથી સુઈ જવાની જરૂર પડતી હોય.

લોહીની ફરવાની ગતિ અતિ મંદ થવાથી હાથ પગ ઠંડા રહેતા હોય અને બહેર મારી ગયા હોય, **के-फो.** અને **का-फो.** સાથે.

લોહી પાતળું પાણી જેવું થઇ ગયું હોય તેથી અને હૃદયની નબળાઇથી સોજા ચઢયા હોય **का-फो.** અને **के-फो.** સાથે.

હૃદયપીડા હાલવાથી વધતી હોય.

ઉપરનાં લક્ષણો **ने-मु.** નું સૂચન કરેછે.

---

રક્તદોષવાળા તાવોમાં નાડી એટલી મંદ હોય કે તે લગભગ બેમાલમ હોય પણ આખા શરીરમાં દર્દીને નાડીના ધબકારા લાગતા હોય.

હૃદયના આવરણોના વરમની ત્રીજી ભૂમીકામાં **के-स.** સાથે.

ત્વચા ગરમ અને કોરી તથા ખરબચડી હોય.

શરીરની ગરમી સાંજે વધતી હોય એવા રૂધિરાભિસરણ યંત્રના તમામ રોગો.

ઇલિઅમ ( ) ની ઉપરના ભાગમાં દુખાવા સાથે નાડી ઘણા વેગથી ચાલતી હોય.

ઉપરનાં લક્ષણો **का-स.** ને સૂચવે છે.

---

રક્તાશયને કોઈ દાબતું હોય એવી લાગણી સાથે ઘણી બેચેની હોય તેથી ખુલ્લી હવામાં જવાનું મન થાય અને ખુલ્લી હવાથી આરામ જણાય.

ચક્કર અથવા ફેર આવે.

ઉપરનાં લક્ષણો **ने–स**. ને સૂચવે છે.

---

રાતે હૃદય ધબકતું હોય.

હૃદયના બાહ્યાવરણના વરમમાં પરૂ થવા માંડે એટલે વરમની ત્રીજી ભૂમિકામાં **का–मु**. અને **का–स**. સાથે.

ઉપરનાં લક્ષણો **के–स**. નું સૂચન કરે છે.

---

રક્તાશય અને રક્તવાહિની ઓનું વિસ્તૃત્વ કે વૃદ્ધિ **का–मु**. સાથે.

રક્તવાહિનીઓનો આકાર ફૂલેલો, વાંકોચૂંકો અને ગુંછળા વળી ગએલા જેવો તથા અંદર ગ્રંથીઓ બાઝી ગઇ હોય **के–फो**. સાથે.

શિરાઓ (અશુદ્ધ રક્તવાહિનીઓ) પણ ફુલી ગઇ હોય તેથી બહારથી ભૂરી નસો સ્પષ્ટ દેખાતી હોય તેમાં પણ ગ્રંથીઓ થઇ હોય અને સર્પાકાર હોય.

ઉપરનાં લક્ષણો **के–फ्लो**. નું સૂચન કરેછે.

---

રક્તાશયના જુના રોગો.

ઉતાવળા ચાલવાથી કે શાંત બેસી રહેવાથી રક્તાશયના ધબકારા થતા હોય અને નાડી જોરથી ચાલતી હોય.

રક્તાશયના આવરણોના વરમની ત્રીજી ભૂમિકામાં **का–स**. અને **के–स**. સાથે ઉંચા ૨૦૦x પાવરની આ દવાનો ઉપયોગ ફાયદાકારક છે.

ઉપરનાં લક્ષણો **सि**. ને સુચવે છે.

---

## માનસિક લક્ષણો.

( દરેક પ્રકારના રોગોમાં દર્દીની માનસિક હાલત, પ્રકૃતિ–સ્વભાવ, ટેવો વગેરે જાણવાની અનિવાર્ય જરૂર હોય છે માટે ચિકિત્સકોએ આ લક્ષણો ઉપર પણ ખાસ ધ્યાન આપવું. )

કોઇપણ વાજબી કારણ સિવાય ચિંતા, માનસિક ભય, પોતે દુખી હોવાના ખોટા વિચારો, ભવિષ્યમાં કાંઇ પણ દુ:ખ આવી પડશે એવા ખોટા ખ્યાલો, ધંધા અને પૈસા સંબંધી નિરાશા, લોકોના સહવાસ તરફ અરૂચી, વાતચિત કરવામાં પણ કંટાળો કે અણગમો, વગેરે ચિન્હો હોય.

ઘણા કામથી થતો મનશકિતનો નાશ, શિઘ્રકોપી સ્વભાવ, નિર્માલ્ય જુસ્સો, લખતાં અક્ષરો ચુકી જવા અને ભળતાજ લખાવા, વિચારોનો ગોટાળો, ઘોંઘાટ સહન ન થવો કે ઘોંઘાટથી ભય લાગવો, કામ ઘણું મોટું લાગવું, થાક અને સુસ્તી.

જાગૃત અવસ્થામાં બબડવાની ટેવ, બીકની અસર, એકાએક થઇ આવતો હિસ્ટિરીઆ અને તે સાથે દર્દી હસતો કે રોતો હોય અને તેને જુદા ખ્યાલો હોય.

દિવાનાપણું અને માનસિક અવ્યવસ્થાઓ. પોતાને ખોટા ખોટા રોગો હોવાની ભ્રાંતિ, ઉદાસિનતા.

સુતિકા સન્નિપાત.

ચીડીઓ અને લડાઇખોર સ્વભાવ, શરમાળપણું, ભ્રમ, સુસ્તી, બગાસાં, મગજનું પોચાપણું, જરા અડકવાથી ચમકવું.

આડાઇ, કજીઆ કરવાની ટેવ, રાતે બીને ફીફીઆરી પાડવી વગેરે બાળકોના માનસિક ચિન્હો.

ઉંઘ દરમ્યાન પોતે કામ કરતો હોય કે ઉઠીને ફરતો હોય એમ લાગવું. રાત પડી કે વિના કારણ બીક લાગવી, જરા અવાજથી ચમકવું, નિદ્રાનાશ.

પરદેશ જનારાઓને ઘર અને સગાંવહાલાં યાદ આવવાથી ઉદાસવૃત્તિ થઇ જવી.

અસ્વસ્થતા, સ્મરણશકિત ઓછી થવી, બીકણપણ કંટાળો, સુસ્તી, થાક, ભ્રમ, નિદ્રાનાશ એ મુખ્ય લક્ષણો છે.

ઉપરનાં લક્ષણો **का–फो**. ની જરૂર બતાવે છે.

---

**का–फो**. અને **मे–फो**. ને મગજના રોગો સાથે ખાસ સંબંધ છે. કેમકે જ્ઞાનતંતુઓ અને મગજના ભૂરા તથા સફેદ પદાર્થોમાં આ બે ક્ષારતત્વોનું અસ્તિત્વ છે. **का-फो**. નાં માનસિક લક્ષણો અને **मे–फो**. નાં માનસિક લક્ષણો લગભગ સરખાજ છે તેથી માનસિક રોગો યા લક્ષણો ઉપર આ બંને ક્ષારો વારાફરતી અથવા સાથેજ આપવા.

દર્દી ઉદાસ થઇને ડસ્કાં ખાયા કરે કે વિલાપ કર્યા કરે, પોતાની ખરાબ હાલત કે દર્દને માટે બૂમો પાડી ઉઠે, વારંવાર હેડકી આવે, બીજાની દયા

ભાગતો હોય તેમ તાકીને જોયા કરે, પોતે પોતાની સાથે વાતો કરે, ઉદાસ થઇ જડની માફક બેસી રહે, એક જગાએથી બીજી જગાએ વસ્તુઓ ફેરવ્યા કરે.

ઉપરનાં લક્ષણો **मे-फो.** ની જરૂર જણાવે છે.

---

કાંઇપણ ખરાબ થશે એવી બીક અને તે કારણથી ચિત્તની અવ્યવસ્થા, મંદ પ્રકૃતિ, જરા કારણથી પણ ચીડાઇ જવાનો સ્વભાવ, ભૂલકણો સ્વભાવ, બાજુના ઓરડામાં કોઇ માણસ ચાલેછે એવો ખોટો ભાસ, ઉંઘમાંથી જાગી જતાં વસ્તુઓને માણસ તરીકે ધારવી.

ઉપરનાં લક્ષણો **ने-फो.** ની જરૂર દેખાડે છે.

વૃદ્ધાવસ્થામાં નબળાઇને લીધે ચક્કર આવતા હોય, લાંબા વખત સુધી માનસિક શ્રમ કરી શકાય નહિ,

મુષ્ટિમૈથુન કે અતિ મૈથુન કરનારાના મનની દુર્બળતા, નિરૂત્સાહ, એકાંત પ્રિય લાગવું.

નબળા બાંધાની છોકરીઓને અભ્યાસથી થતી મનની નબળાઇ અને માથાનો દુખાવો.

દુ:ખ, દિલગીરી, નાઉમેદી અને ચિંતાથી થતી મનની નબળાઇ.

ઉપરનાં લક્ષણો **के-फो.** ની જરૂર જણાવે છે.

---

ભૂખે મરી જઇશ એવી રોગીની લાગણી.

સુર્યોદય વખતે ચિંતાજનક સ્વપ્નાં આવવાં.

એક દિવસ આનંદીવૃત્તિ અને બીજે દિવસે ખિન્નવૃત્તિ.

ઉપરનાં લક્ષણો **का-मु.** ની જરૂર દેખાડે છે.

---

મગજ ઉપર લોહી ચઢવાથી થતો ભ્રમ પછી તે ક્રોધથી, ખુબ રડવાથી દારૂ પીવાથી, તાપ લાગવાથી વગેરે કોઇ કારણથી થયો હોય.

ઉંઘી ઉઠયા પછી સુધારો થાય એવા માનસિક ચિન્હો.

આશાનો ભંગ, સ્મરણશકિતનો નાશ, નાની વાતને મોટી માનવી, સામાન્ય બાબતો તરફ બેદરકારી, નજીવી બાબતમાં નારાજ થઇ જવું.

ઉપરનાં લક્ષણો **फे-फो.** ની જરૂર જણાવે છે.

---

ભવિષ્ય માટે નિરાશા.

ખિન્નચિત્ત જેમાં મનને સમાધાન અને સાંત્વન આપવાથી થતો વધારો કોઇ વખતે હૃદયમાં ફફડાટ.

હંમેશાં ઉત્સાહ વગરનો.

ઉદાસિનતા અને તે સાથે બંધકોશ, ઉશ્કેરાયલું મન, અને દર્દી અતિશય ટીખલ કરે, નાચવા ગાવા લાગે અગર ઘણા ક્રોધમાં કે આવેશમાં આવી જાય.

ભ્રમ જેમાં દર્દી લવરી કરતો હોય, ભટકતો હોય, ચમકતો હોય અને જીભ સૂકી કે ફીણવાળી હોય.

દારૂજન્ય ભ્રમમાં ઘેન રહેતું હોય, કંટાળો અને થાક જણાતાં હોય.

ભૂતકાળના દુ:ખદ બનાવોનું વારંવાર સ્મરણ આવવાથી ઉત્સાહ ભંગ થતો હોય.

જુવાનીમાં નિરાશા, મગજનું થાકી જવું, કાંઇ પણ માનસિક કામ કરવાથી થાક, અશક્તિ, હોઠ સાથે હોઠ ભચડવા, જોરથી બડબડ.

ઉપરનાં લક્ષણો **ने-मु**. ની જરૂર જણાવે છે.

---

રોગી અતિશય ચીડીઓ અને બીકણ હોય.

માનસિક શ્રમ લેવાનો કંટાળો.

સંધ્યાકાળે દર્દી અસ્વસ્થ અને ચિંતામય.

રોગી હંમેશાં ગભરાએલો રહેતો હોય.

ઉપરનાં લક્ષણો **का-स**. ની જરૂર જણાવે છે.

---

પૂરતો જાપતો રાખવો પડે એવી દર્દીની આત્મહત્યા કરવાની પ્રબળ વૃત્તિ અને તે અતિ ક્રોધી, ચીડીઓ અને ઉન્મત્ત હોય, તેને ઉંઘ આવતી ન હોય, ધૈર્ય અને હિંમત ગુમાવી બેઠો હોય.

ગાયન અને તેમાંએ શોકજનક ગાયનથી દુ:ખમાં વધારો થતો હોય.

આઘાત–માર–પછાડ અથવા કોઇપણ કારણથી થતા માથાના સખત દુખાવા ઉપર ( પ્રમુખ ઔષધ ).

મન છેક નિરાશ અને નિરૂત્સાહી થઇ ગયું હોય. ભેજવાળી જગામાં અને સવારમાં લક્ષણો વધારે જોર પકડતા હોય.

ઉપરનાં લક્ષણો **ने-स**. ની જરૂર દેખાડે છે.

---

વારંવાર મનોવૃત્તિમાં ફેરફાર થતો હોય, ઘડીમાં રડે ઘડીમાં હસે.

ચંચળવૃત્તિ એકાએક સ્મરણશક્તિનો નાશ, બેભાન જેમ પડયો રહે, બોલાવીએ તો પણ બોલે નહિ, ચીડાઇ જાય, અફસોસ કરે.

અસંતોષી અને બીકણ સ્વભાવ. ખુલ્લી હવામાં અસ્વસ્થ ચિત્તમાં સુધારો થવો.

ઉપરનાં લક્ષણો **के-स.** ને સૂચવે છે.

---

મનનું નિશ્ચિતપણુંજ હોય નહિ.

પૈસા સંબંધી ખોટી ચિંતા કર્યા કરે, ધન બહુ વહાલું લાગે, તેનો ખર્ચ કરી શકે નહિ.

પૈસા સંબંધી કાંઇ આફત આવી પડશે એવાં સ્વપ્નાં આવે.

અતિશય ઉદાસિનતા.

ઉપરનાં લક્ષણો **के-फ्लो.** ની જરૂર જણાવે છે.

---

દર્દી શરીરે અશકત પણ મનનો મજબૂત અને ગંભીર.

દર્દી નિરાશ, ચિંતાતુર અને જીંદગીથી કંટાળેલો

થોડોએક માનસિક શ્રમ લેવાથી થાક લાગે.

નિશાળે ભણતી છોકરીઓની મોંપાઠ કરવાની શકિત ઓછી થઇ જવી. વિચાર કરવાની ઇચ્છા છતાં વિચાર કરી શકે નહિ.

ચિંતાવાળો, શિઘ્રકોપી, ચીડીઓ સ્વભાવ.

વિચાર કરતાં તરત કંટાળી જાય.

ઘોંઘાટ સહન કરી શકે નહિ,

ઉપરનાં લક્ષણો **सि.** ની જરૂર જણાવે છે.

---

## નિદ્રાવસ્થાના લક્ષણો.

ઉંઘમાં જાણે ચાલતા હોઇએ એમ લાગવું.

મજ્જાતંતુના બગાડથી, મગજમાં લોહીનો જમાવ થવાથી, તન મનના થાકથી, કે વિચારના વમળમાં પડવાથી ઉંઘ આવતી ન હોય.

આગ લાગ્યાનાં, ચોર આવ્યાનાં, ભૂતનાં અને આપણે કોઇ જગાએ પડયા હોઇએ એવાં સ્વપ્નાં આવવાં.

ઉંઘમાંથી એકદમ બુમ કે ચીસ પાડીને જાગી જવાતું હોય.

વિષયભોગનાં સ્વપ્નાં આવતાં હોય.

ઉપરનાં લક્ષણો **का-फो**. ની જરૂર જણાવે છે.

ઉંઘ આવતા પહેલાં એવાં જોરથી બગાસાં આવતા હોય કે કોઇ વખતે નીચેનું જડબું ઉતરી જાય કે જડબાં બીડાશે નહિ એવી લાગણી.

શ્રમથી કે મગજની નબળાઇથી ઉંઘ ન આવવી.

ખરાબ સ્વપ્નાંથી ઉંઘમાંથી જાગી ઉઠવું.

સુસ્તી અને ઘેન.

ઉપરનાં લક્ષણો **मे-फो**. ની જરૂર બતાવે છે.

---

ઉંઘમાં દાંત કકડાવવા, બુમ પાડવી અને વિષયી સ્વપ્નાં આવવાં.

કૃમિરોગને લીધે ઉંઘમાં ખલલ પડતી હોય, દર્દી સુસ્ત રહેતો હોય, બેઠા બેઠા ઉંઘ આવતી હોય અને ગુદાદ્વારમાં ચળ આવવાથી નિદ્રાનાશ થતો હોય કે સહજમાં ( ઓચિંતું ) જાગી જવાતું હોય.

ઉપરનાં લક્ષણો **ने-फो**. ની જરૂર જણાવે છે.

---

સવારમાં જલદી ઉઠી શકાય નહિ.

ઉંઘમાં બાળકો બુમ પાડી ઉઠે.

કૃમિથી ઉંઘમાં ખલેલ પહોંચે. **ने-फो**. સાથે.

**ने-फो**. નાં બધાં લક્ષણોમાં સાથે સાથે આ દવાનો ઉપયોગ કરવો.

ઉપરનાં લક્ષણો **के-फो**. ની જરૂર જણાવે છે.

---

મગજમાં રક્તસંચય થવાથી થતો નિદ્રાનાશ.

રાતે ચિંતાજનક સ્વપ્નાં આવે અને ઉંઘનું અવ્યવસ્થિતપણું.

બપોરે સુસ્તી હોય તો આ ક્ષારથી સારી ઉંઘ આવે છે. રાતે આ દવા ૧૨xથી ઓછી પાવરની ન વાપરવા ડોકટરો ભલામણ કરે છે.

ચિંતાથી, ઉશ્કેરાયલા મગજથી કે નબળાઇથી ઉપરનાં લક્ષણો જણાતાં હોય. તો **का-फो**. સાથે.

ઉપરનાં લક્ષણો **फे-फो**. ની જરૂર જણાવે છે.

---

સહજ અવાજથી ચમકીને ઉંઘ, આંખ ઉપર ઉંઘનો ભાર, સુસ્તી અને ઉંઘમાં બેચેની.

ઉપરનાં લક્ષણો **का-मु**. ને સૂચવે છે.

---

ઉંઘમાં ઘરમાં ચોર પેસી ગયાના સ્વપ્નાં આવવાં.

ઉંઘમાંથી વારંવાર ચમકીને જાગી જવું.

મગજમાં શરદીની વૃદ્ધિ થવાથી ઘણી ઉંઘ કે ઘેન આવતાં હોય.

ઉષ્યાજ કરવાનું મન થવું.

કુદરતી ઉંઘ લીધા છતાં આરામ ન જણાવે.

ઉંઘમાં વિચારો બહુ આવવા.

ઘણી મોડી ઉંઘ આવવી.

ગાઢ નિદ્રા થોડી આવતી હોય તો આ દવાથી ઉંઘ સારી રીતે આવે છે. **का-फो**. સાથે.

ઉપરનાં લક્ષણો **ने-मु**. વાપરવાનું સૂચવે છે.

---

ઉંઘની અવ્યવસ્થાને લીધે વારંવાર ઉંઘમાંથી જાગતું પડે.

બીક લાગે એવાં સ્વપ્નાં આવે અને સ્વપ્નાંમાં જેનાં સ્વપ્નાં આવે તેનો આબેહુબ ચિતાર ખડો થાય.

ઉપરનાં લક્ષણો **का-स.** ની જરૂર જણાવે છે.

---

ભારે અને ચિંતાજનક સ્વપ્નાં આવે.

સવારમાં સુસ્તી અને ઉંઘ રહેતાં હોય અને સાંજના ચાલાકી રહેતી હોય.

દમ રોગથી ઉંઘ આવતી ન હોય કે ઉંઘમાંથી જાગવું પડતું હોય.

પિત્તનાં ચિન્હો હોય અને રાતે ભૂત વગેરેનો ભય લાગતો હોય અને કોઇ છાતી ઉપર ચઢી બેઠું હોય એમ લાગતું હોય. ( લૌકિકમાં ઓથાર દાબવી. ) **ने-मु**. અને **का-फो**. સાથે.

ઉંઘમાં હાથ પગ કોઇ વખત ખેંચાતા હોય.

કમળાના રોગીને ઉંઘ આવતી નહિ હોય.

ઉપરનાં લક્ષણો **ने-स.** ની જરૂર બતાવે છે.

---

દિવસે ઘણી ઉંઘ આવતી હોય પણ રાતે નિદ્રાનાશ.
ઉપરનાં લક્ષણ **के-स.** નું સૂચન કરે છે.

---

ભવિષ્યમાં પૈસા વગેરેનું સંકટ આવી પડશે એવા ઉંઘમાં સ્વપ્નાં આવે.
સ્વપ્નામાં તદન નવા દેખાવો અને નવી જગાઓ દેખાય.
ઉપરનાં લક્ષણો **के-फ्लो.** નું સૂચન કરે છે.

---

ઉંઘમાં અવયવો ખેંચાય અને ખરાબ સ્વપ્નાં આવે.
વૃદ્ધો અને ક્ષયરોગીઓને રાતે બિલકુલ ઉંઘ ન આવવી.
ઉપરનાં લક્ષણો **सि.** નું સૂચન કરે છે.

---

## કાનનાં લક્ષણો

કાનના પડદામાં ક્ષત અને કાનનો મધ્ય ભાગ પાકી તેમાંથી ખરાબ વાસ મારતો, મેલો, પરૂવાળો અને રક્તમિશ્રિત શ્રાવ થવો.

વૃદ્ધાવસ્થામાં કર્ણેંદ્રિય નબળી પડી ગઇ હોય અને બધિરતા થઈ હોય.

શ્રવણ નબળીમાં ખરજ આવવી અને ગણગણાટ થવો **मे-फो.** સાથે.

જ્ઞાનતંતુઓની નબળાઇથી લાગણીની શકિત ઓછી થવાથી થતું બહેરાપણું.

ઉપરનાં લક્ષણો **का-फो.** ની જરૂર જણાવે છે.

---

ઠંડા ઉપચારથી કે ઠંડક લગાડવાથી વધતી અને ઉષ્ણોપચાર કે ઉષ્ણતા લગાડવાથી ઓછી થતી કાનની તમામ વેદના.

કાનમાં ઠંડી હવા જવાથી કે ગરદનને ઠંડી હવા લાગવાથી કે મોંએ ઠંડું પાણી પીવાથી વધતી કર્ણવેદના.

કાનના જ્ઞાનતંતુની નબળાઇથી થતું બહેરાપણું **का-फो.** સાથે.

કાનના ચરકા કે ચસકવા ( લૌકિકમાં બગવા. )

જમણા કાનના પાછલા ભાગમાં વધારે ચરકા મારવા.

ઉપરનાં લક્ષણો **मे-फो.** ની જરૂર જણાવે છે.

---

કાન ગરમ અને લાલ થવો અને તેમાં વારંવાર ખજવાળ આવવી.
અમ્લપિત્ત અને તેથી થતા અપચા સાથે કર્ણપીડા હોય.

કાનની અંદર અને બહાર દુખાવો, આગ અને ચળ હોય.
કાનમાંથી પીળો અને મલાઇ જેવો શ્રાવ થવો.
કાનમાં ઘણઘણાટ થવો.
ઉપરનાં લક્ષણો **ने-फो**. નું સૂચન કરે છે.

---

દિવસે દિવસે અશકિત લાવનારા રોગોમાં કાનમાંથી પાતળી અને દુર્ગંધ-યુકત રસી નીકળતી હોય.

કંઠમાળના દર્દીનો કાન પાકતો હોય કે કાનનો કોઇ પણ વ્યાધિ હોય **ने-फो**. સાથે.

કાનમાં ચળ, આગ અને અવાજ સંભળાવા.

કાનમાં વ્રણ થવાથી બધિરતા.

કાનમાંથી બહુ લાંબી મુદતથી ગંધ વગરની કે ગંધાતી રસી નીકળ્યા કરતી હોય.

નબળા બાંધાના બાળકનો કાન પાકતો હોય.

દાંત આવતી વખતે નબળાઇથી બાળકના કાનમાંથી રસી નીકળતી હોય.

કાનનાં હાડકાંઓમાં દુખાવો હોય.

કાનનો બહારનો ભાગ ઠંડો લાગવો.

ઉપરનાં લક્ષણો **क-फो**. ની જરૂર જણાવે છે.

---

કાનની અંદરનો તથા બહારનો ભાગ, પડદો વગેરે કોઇપણ ભાગનો વરમ કે સોજો, અને તેના ઉપદ્રવો.

શરદી લાગવાથી થતી સણકા મારતી વેદના કે સોયા ઘોચાતા હોય તેવી તિવ્ર વેદના.

કાનની નસોમાં લોહીની વૃદ્ધિ કે કમીપણાથી જાણે કાનમાંથી પાણીનો ધોધ વહેતો હોય તેવી લાગણી.

તાવના જોરથી કાનની બહેરાશ.

એકલા લોહીનો કે લોહીમિશ્રિત પરૂનો શ્રાવ **के-स**. સાથે.

હૃદયના ધબકારાની સાથેજ કાનમાં સણકા મારે.

કાનના વરમ કે સોજામાં લોહીના અતિ વહનથી કાનની નાડીના ધબકારા દર્દીથી બરાબર ગણી શકાતા હોય.

વરમ સારો થયા પછીની બધિરતા. **का-मु**. સાથે.
ઉપરનાં લક્ષણો **फे-फो**. ને સૂચવે છે.

---

અંદરનો કાન, મધ્ય કાન, બહારનો કાન અને કાનની નળીના વરમની પહેલી અને બીજી ભૂમિકા **फे-फो.** સાથે.

( કાનના તમામ રોગો અને બધિરતા ઉપર અપ્રતિમ ઔષધ.)

કાનમાં લાગેલી તરતની કે જુની શરદી.

કાનની યુસ્ટેકીઅન નળી જે કાનની અંદરથી ગળા સુધી હોયછે તેમાં સોજો થઇ થતી બધિરતા.

જમતી વખતે અને શ્વાસ કાઢતી વખતે કાનમાં ચીરાયા જેવો અવાજ.

દિવસે કે રાતે ઘંટ વાગતા હોય એવા અવાજ સંભળાવા. **फे-फो.** સાથે.

ગળાંના પડના સોજાની સાથે કાનમાં પણ સોજો થયો હોય.

કાનમાંથી દુધ જેવી સફેદ રસી નીકળવી

કાનના મુળ પાસેની ગ્રંથીઓનો સોજો અને વૃદ્ધિ.

નાક ખંખેરતા કે કોઇપણ ખાવાનો પદાર્થ ગળતાં કાનમાં ( લાકડું ભાગ્યાના જેવો ) કડકડાટ અવાજ સંભળાવો.

કાનનો ઢોલ ( પડદો ) જાડો થવાથી થતી બધિરતા.

ઉપરનાં લક્ષણો **का-मु.** ની જરૂર બતાવે છે.

---

ચાવતાં કાનમાં કડકડ અવાજ થતો હોય **का-मु.** સાથે.

કાનમાં ખજવાળ કે ચૂંટ, બળતરા કે ચટકા મારતું દર્દ થાય.

કાનમાંથી પાતળા પરૂનો શ્રાવ થવો.

કાનના પડદાને અને યુસ્ટેકીઅન નળીને શરદી લાગી હોય. **का-स.** સાથે.

કાનમાંથી પાણી જેવો શ્રાવ થવો.

કાનના પડદાના સોજાથી બહેરાશ થઇ હોય. **का-मु.** અને **फे-फो.** સાથે.

ઘણું કિવનાઇન ખાવાથી થતી કાનની બહેરાશ કે મોટા અવાજ સંભાળાવા. ( ૨૦૦ x પાવરની. )

ઉપરના લક્ષણો **ने-मु.** નું સૂચન કરેછે.

---

કાન પાકયો હોય તેમાંથી પાતળો, પીળો હળદર જેવો કે લીલાશ પડતો પીળો રસ નીકળતો હોય. ( તદ્દન જાડા પરૂ જેવો શ્રાવ હોય તો **के-स.** )

કાનનાં દર્દો સાંજે વધતા હોય.

કાનને શરદી લાગવાથી બધિરતા આવી હોય અને તેની ત્રીજી ભુમિકામાં પીળો, લીલાશ પડતો પીળો કે મેલો શ્રાવ (રસી) થતો હોય.

મસાની જેવી નાની નાની ગ્રંથીઓ થવાથી કર્ણનળી બંધ થઈ ગઈ હોય.

કાનની અંદર સખત સણુકા મારતા હોય કે કાપી નાખે એવી પીડા થતી હોય. (જ્ઞાનતંતુના દોષથી એવી પીડા થતી હોય. તો **मे–फो**.)

ઉપરનાં લક્ષણો **का–स** નું સૂચન કરેછે.

---

કાનમાંથી કોઈ પદાર્થ બહાર નીકળવા જોર કરતો હોય એવી પીડાની લાગણી. તે ભેજવાળી હવાથી વિશેષ થતી હોય.

કાનમાં મોટા ઘંટના અવાજ જેવો ઘણઘણ અવાજ થવો.

ઉપરનાં લક્ષણો **ने–स**. નું સૂચન કરે છે.

---

કાન પાકયો હોય ત્યારે અંદરથી જાડા પરૂ જેવી કે લોહીમિશ્રિત પરૂ જેવી કે લોહીની રસી નીકળતી હોય, તેથી બધિરતા પણ થઈ હોય. **सि**. અને **फे–फो**. સાથે.

ઉપરનાં લક્ષણો **के–स**. ને સુચવેછે.

---

કાનનાં અને તેની આજુબાજુનાં હાડકામાં રોગ થયો હોય. **के–फो**. અને **सि**. સાથે.

ઉપરનું લક્ષણ **के–फ्लो**. નું સુચન કરેછે.

---

અંદરનો કે બહારનો કાન સુઝીને પાકયો હોય.

કાન સુઝી ગયો હોય પણ તેમાં પરૂ થતાં વાર લાગતી હોય તો ૩×પાવરની દવા વેસેલીનમાં ચોપડવી.

કાનમાંથી ગંધાતું પરૂ નીકળતું હોય. (૨૦૦×)

મોટા અવાજ સહન થઈ શકે નહિ.

કાનની અંદરના મારટોઈડ અસ્થિનો વરમ થવાથી કાનની અંદરથી પાતળી દહીં જેવી રસી નીકળે.

કાનનાં સર્વ હાડકાંમાં સડો લાગ્યો હોય.

પાણીમાં નાહવાથી કાનને શરદી લાગી હોય અને બહેરાપણું થયું હોય. **ने–मु**. સાથે.

યુસ્કેટીઅન નળીને શરદી લાગી હોય.

ઉપરનાં લક્ષણો **सि–ने**. સૂચવે છે.

---

# નાકના લક્ષણો.

અશકત અને નાજુક પ્રકૃતિના માણુસની નસ્કોરી ફુટવી કે નસ્કોરી ફુટવાની પ્રકૃતિ. તે રકત કાળાશ પડતું પાતળું, દુર્ગંધવાળું અને જામી ન જાય એવું હોય. ( **फे–फो**. સાથે )

પીનસમાં દુર્ગંધ મારતો પીળો શ્રાવ, પીળા પોપડા બાઝવા તેમજ વ્રણ થતાં હોય. **सि**. સાથે.

થોડી પણ ઠંડી લાગે કે છીંકો આવવા માંડે.

ઉપરનાં લક્ષણો **का–फो**. ને સૂચવે છે.

---

વાસ બિલકૂલ ન આવતી હોય અગર વસ્તુની ખરી વાસ કરતાં જુદીજ આવતી હોય ( જો કે તેની સાથે સળેખમ ન હોય. )

વારાફરતી નાક બંધ થઇ જવું અને વહેવું.

નાકમાં ચટકા ભરતા હોય. ખાસ કરી ડાબા છિદ્રમાં.

માથામાં શરદી લાગ્યાનાં ચિન્હો હોય.

ઉપરનાં લક્ષણો **मे–फो**. નું સુચન કરે છે.

---

કૃમિરોગથી કે જઠરમાં અમ્લપિત્ત વધવાથી નાક ઉપર અને નાકમાં ચૂંટ આવવી.

નાકમાંથી અતિશય દુર્ગંધી કે વાસ આવવી.

માથામાં શરદી થઇ નાકમાંથી પીળો મલાઈ જેવો રસ નીકળતો હોય.

ઉપરનાં લક્ષણો **ने–फो**. નું સૂચન કરે છે.

---

નાકની અંદર મોટા મસા થયા હોય.

સળેખમ થયું હોય ત્યારે પુષ્કળ છીંકો આવે. **ने–मु**. સાથે.

નાકમાંથી આલ્બ્યુમીન જેવો રસ નીકળતો હોય. તે ઠંડીમાં વધારે નીકળે પણ હવા ગરમ થાય ત્યારે અને ખુલ્લી હવામાં ફરવાથી બંધ થતો હોય.

નાકનું ટેરવું બરફ જેવું ઠંડું રહે.

સળેખમમાંથી ઉધરસ થવી.

નાકમાંથી શ્લેષ્મ થોડો નીકળતો હોય પણ તે સાથે નાકની અંદરની ચામડીના પોપડા અને કોઈવાર લોહી નીકળતું હોય.

નબળા બાંધાના બાળકોને વારંવાર સળેખમ થઈ આવતું હોય.

નાકમાં પીનસ થયું હોય. **के-फ्लो**. સાથે વારાફરતી.

નાકના અંદરના ભાગમાંથી ખરાબ ચીકણો કફ ગળામાં ઉતરતો હોય તેથી વારંવાર ખોંખારવું અને થુંકવું પડે.

પાંડુરોગી અને કંઠમાળના રોગીને વારંવાર શરદી લાગવી.

દિવસના બે વાગે નસ્કોરી ફૂટવી.

( શરદીમાં બીજા ઔષધોનો ઉપયોગ કર્યા પહેલાં કે તે ઔષધો સાથે આનો ઉપયોગ કરવાથી તે ઔષધોનું કાર્ય સફળ બનેછે. )

ઉપરનાં લક્ષણો **के-फो**. નું સૂચન કરેછે.

---

શરદીની પ્રથમ અવસ્થા. **के-फो**. સાથે.

માર અગર બીજા કોઈ પણ કારણથી નાકમાંથી લાલચોળ લોહી પડવું. ( દર પાંચ પાંચ મિનિટે દવા ખવડાવવી, લગાડવી કે ભુકો ભરવો, સુંઘાડવો. )

નસ્કોરી ફૂટવાની ટેવ-પ્રકૃતિ હોવી. તે અશક્ત અને પાંડુરોગીને ખાસ હોય તો **फा-फो, के-फो**. અને **ने-स**. સાથે.

ઉપરનાં લક્ષણો **के-फो**. ની જરૂર સૂચવેછે.

---

નાકની શરદીની દ્વિતિય અવસ્થા. જેમાં નીકળતો શ્રાવ, રસ સફેદ અને જાડો હોય, નાક બંધ થઈ જતુ હોય, તે સાથે સફેદ કે ભુરા રંગની જીભ હોય.

સૂકા સળેખમથી નાક બંધ થઇ ગયું હોય.

બપોર પછી કે રાતે નસ્કોરી ફુટતી હોય. તે લોહી જામી જતું હોય.

ઉપદંશ રોગથી પીનસ થયું હોય.

ઉપરનાં લક્ષણો **का-मु**. સૂચવે છે.

---

સળેખમ શરૂ થતાં પુષ્કળ છીંકો આવે ( ૩૦ x ) અને સ્વચ્છ પાણી જેવો કફ નીકળે **के-फो**. સાથે.

નાકના અંદરના ભાગમાંથી ગળામાં પાણી જેવો ખારો કફ ઉતરતો હોય. **के-फो**. સાથે.

પાંડુરોગીને જુની શરદી હોય, નાકમાંથી લોહી પડતું હોય, નાક સુકાઇ જતુ હોય.

ધાસવાળી જમીનમાં રહેવાથી કે કામ કરવાથી શરદી લાગી હોય.

ઇન્ફ્લ્યુએન્ઝા ( દુષ્ટ સળેખમ-પ્રતિશ્યાય. ) રોગમાં છીંકો આવતી હોય. અને આંખો તથા નાકમાંથી પાણી ઝરતું હોય. એ રોગની મુખ્ય દવા **ने-स.** સાથે.

ગળાની અવાજની નળી કોરી અને આળી થઇ હોય અને સૂકી શરદી થઈ હોય,

વાસ અને સ્વાદનું જ્ઞાન ઓછું થયું હોય.

નીચે જોતાં કે ઉધરસ ખાતાં નાકમાંથી લોહી નીકળે **फे-फो.** સાથે.

નાકમાં ખીલ, ફોલ્લી કે નાની ગ્રંથીઓ થઇ હોય.

શરદીના ઉપદ્રવો સવારમાં વધારે થતા હોય.

ઉપરનાં લક્ષણો **ने-मु.** ને સૂચવે છે.

---

ઉપદંશથી થએલું પીનસ. જેનું જોર ભેજવાળી હવાથી વધારે થતું હોય અને નાકમાં શુષ્કપણું તથા બળતરા હોય નાકમાંથી નીકળતું પરૂ હવામાં રહેવાથી લીલું થઇ જાય.

આર્તવ વખતે નાકમાંથી લોહી પડતું હોય.

સળેખમમાં ખારો રસ નીકળતો હોય.

ઉપરનાં લક્ષણો **ने-स.** નું સૂચન કરે છે.

---

નાકની શરદીમાં **फे-फो.** નો ઉપયોગ કર્યાથી પરસેવો આવ્યા છતા શરદી મટતી ન હોય તો આ દવા જરૂર આપવી. **फे-फो.** અને આ દવા વારંવાર વારાફરતી આપવાથી શરદીના રોગી સારા થાય છે.

જુની શરદી હોય અને નાકમાથી પીળો, પાતળો કફ ( લીંટ ) નીકળતો હોય.

નાકમાં પીળો અને લીલાશ પડતો ચીકણો કફ ચોંટી રહી શ્વાસનો અવરોધ કરતો હોય. **सि.** સાથે.

માથામાં, નાકમાં કે ગળામાં તરતની કે જુની શરદી હોઈ ચીકણો, પાણી જેવો, લીલાશ પડતો, પીળો કફ પડતો હોય, સંધ્યાકાળે અને હુંફાળા ઓરડામાં ઉપદ્રવ વધતો હોય.

ઉપરનાં લક્ષણો **का-स.** ને સૂચવેછે.

---

માથામાં થએલ શરદીનો ત્રીજો દરજ્જો હોય ત્યારે નાકમાંથી જાડો, પીળો પરૂ જેવો રક્તમિશ્રીત પરૂ જેવો કફ પડતો હોય. **का-स.** અને **सि.** સાથે.

નસ્કોરી ફુટતી હોય. **फे-फो.** અને **का-फो.** સાથે.

દિવસે નાકનાં જમણા છીદ્રમાંથી અને રાતે ડાબા છિદ્રામાંથી કફ (લીંટનો શ્રાવ) નીકળતો હોય.

ઉપરનાં લક્ષણો **के-स.** નું સૂચન કરેછે.

---

શરદીની અસરથી નાક કોરૂં પડી બંધાઈ ગયું હોય અગર તેમાંથી પીળા રંગનો, જાડો, લીલા રંગનો કે ગંધાતો કફ નીકળતો હોય.

નાકનાં હાડકાં સડતાં હોય, વધતાં હોય કે તેને કોઈ રોગ લાગુ પડયો હોય.

નાકના પાછળના (અંદરના) ભાગમાં મસા અગર મસા જેવી માંસવૃદ્ધિ થઇ હોય.

છીંકો આવવા જેવું લાગે પણ આવે નહિ.

પીનસમાં ગંધાતો, લીલો, વટાણા જેવો બંધાએલો કફ પુષ્કળ પડતો હોય. **का-फो.** અને **सि.** સાથે.

ઉપરનાં લક્ષણો **के-फ्लो.** નું સૂચન કરેછે.

---

ઉપદંશ કે પીનસના રોગીને ગંધ મારતો પીળો રસ નીકળતો હોય, નાકનું હાડકું સડયું હોય કે વ્રણ પડયાં હોય તેમાંથી આગ બળતો ઉપરનાં **લક્ષણો વાળો** કફ પડતો હોય.

જીર્ણ સળેખમ જેમાં નાકના **શ્લેષ્મ પડનું** સુઝવું, છાલાં પડવાં, પોપડા બાઝવા વગેરે લક્ષણો હોય અને વાસનું જ્ઞાન જરાએ નહિ હોય.

નાકના ટેરવા ઉપર અસહ્ય ખજવાળ.

ઉપરનાં લક્ષણો **सि** ને સૂચવેછે.

---

## આંખનાં લક્ષણો.

મજ્જાતંતુના કે કોઇપણ રોગમાં આંખની કીકી વિસ્તૃત રહેવી અને આંખ ફાટી રહેવી.

હરકોઇ બિમારી પછી શરીર અશક્ત થવાથી જોવાની શક્તિ મંદ પડવી.

દર્શનજ્ઞાન તંતુનો પક્ષાઘાત થવો.

આંખના સ્નાયુઓનો પક્ષાઘાત થવાથી પોપચા બીડાએલાં રહેવાં.

ગળામાં થતા ડિપ્થેરીઆના રોગથી દ્રષ્ટિ નબળી પડવી કે ત્રાસું જોવું.

આંખમાં રેતી ભરેલી હોય એવું ખુંચવું.

આંખે કાળા ડાઘ દેખાવા.

નજીકની ચીજો બરાબર જોઇ શકાય નહિ.

ઉપરનાં લક્ષણો **का-फो**. ની જરૂર જણાવે છે.

---

આંખે જાતજાતના રંગ અને તણખા દેખાવા.

એક વસ્તુ બે દેખાતી હોય.

આંખમાં અને તે પણ ખાસ જમણી આંખમાં શુળ આવતું હોય, હાથ લગાડવાથી પીડા વધતી હોય પણ સેક કરવાથી કમી થતી હોય.

આંખના પોપચાં વારેઘડીએ ઉઘાડ મીંચ થતા હોય ( આંખનો કોરીઓ ) **के-फो**. સાથે.

આંખના દુખાવા સાથે પાણી નીકળતું હોય. **ने-मु**. સાથે.

દર્શનતંતુની નબળાઇથી કે નેત્રદર્પણના વ્યાધિથી દૃષ્ટિ મંદ પડી હોય. **का-फो**. સાથે.

આંખની કીકી સંકુચિત રહેતી હોય અને પ્રકાશ સહન થઈ શકતો ન હોય.

આંખનાં પોપચાં બીડાએલાં રહેતાં હોય. **का-फो**. સાથે.

આંખે અગ્નિ જેવા તણખા કે વિચિત્ર ચીજો ઉડતી દેખાતી હોય.

ઉપરનાં લક્ષણો **मे-फो**. ની જરૂર બતાવે છે.

---

આંખ આવી હોય ત્યારે સોનેરી રંગનું પીળું પરૂ નીકળતું હોય અને સવારમાં આંખ ચોંટી જતી હોય.

વારસામાં મળેલા ઉપદંશ કે પ્રમેહના રોગથી બચ્ચાંને આંખના વ્યાધિ થયા હોય કે આંખમાંથી પરૂ નીકળતું હોય.

આંખ આગળ તણખા ઉડતા હોય એવું દેખાવું અને બળતરા કરે એવાં આંસુ વહેતાં હોય. **मे-फो**. સાથે.

આંખમાં નાની પીળી ફોલ્લીઓ જેવા ખીલ થવા.

કંઠમાળ ( સ્ક્રોફ્યુલા ) ના રોગને લીધે આંખ દુખવી કે દૃષ્ટિ ઝાંખી થવી અને આંખ આગળ આડો પડદો નાખ્યો હોય એવું દેખાવું **के-फो**. સાથે.

ઉપરનાં લક્ષણો **ने-फो**. ની જરૂર સૂચવે છે.

---

આંખો આવે અને અજવાળું સહન થઇ શકે નહિ યા વરમની પ્રથમ અવસ્થા **फे-फो**. સાથે.

આંખમાં મોતીઓ થયો હોય **के-फ्लो**. સાથે.

કંઠમાળવાળા અશક્ત બાળકોના નેત્રરોગો ઉપર **ने-फो**. સાથે.

નેત્રશૂળમાં **मे-फो**. થી ગુણ નહિ થાય તો.

આંખનો ડોળો દુખતો હોય તેની અંદર ક્ષત થવા.

આંખના ચસ્કા અને કોરીઆ ( પોપચાં બેઅખ્તિયાર ઉઘાડ મીંચ થવા ) **मे-फो**. સાથે.

અંધત્વ અથવા સ્પષ્ટ ન દેખાવું.

**मे-फो**. નાં લક્ષણોમાં તે આપવા છતાં પણ સારા ન થનારા નેત્રરોગો અને મોતીઆ ન થવા દેવા માટે.

ઉપરનાં લક્ષણો **के-फो**. ની જરૂર સૂચવે છે.

---

આંખનો વરમ ( આંખો આવવી. ) તેના પહેલા દરજ્જામાં બળતરા, સોજો, એકદમ રતાશ અને કાંકરી પડવાથી જેવી પીડા થાય તેવી પીડા.

આંખોમાં ખીલ થવા.

શીતળા, ઉપદંશ કે પ્રમેહના રોગીને આંખનો વરમ થવો અને અજવાળું સહન ન થવું.

આંખના સ્નાયુઓનું ઢીલાપણું.

ઉપરનાં લક્ષણો **के-फो**. ની જરૂર સૂચવે છે.

---

આંખો આવવી ( ઓપ્થેલ્મીઆ ) ના બીજા દરજ્જામાં જાડો, સફેદ શ્રાવ થવો. ( જો પીળો અથવા લીલાશ પડતો ધોળો શ્રાવ હોય તો **का-स**. )

મોતીઆ થવા **के-फ्लो**. આપ્યા પછી.

કૃષ્ણમંડળ ( કોર્નિઆ-કીકી ) ઉપર, ફોલ્લીઓ, વરમ કે ગડ થયું હોય.

આંખના તમામ રોગો જેમાથી જાડી, ચીકણી, સફેદ રસી નીકળતી હોય.

પોપચાંમાં ખીલ થયા હોય, કણ પડયા માફક ખુંચતા હોય **के-फो**. સાથે.

ઉપરનાં લક્ષણો **का-मु**. ની જરૂર સૂચવે છે.

---

કંઠમાળ અને ક્ષયના દર્દીની આંખો આવી હોય, તેમાંથી પાતળું પાણી ઝરતું હોય અને સફેદ પડતા ચીપડા બાઝતા હોય.

પાંપણ ખરી જવાનો મહાન રોગ થયો હોય, તેમાં પોપચાં રાતાં, સૂઝેલાં હોય, ચટકા ભરતું દર્દ હોય, પાણી ઝરતું હોય તે પાણી કે આંસુ આસપાસની ચામડીમાં બળતરા કરે કે આળી કરી નાખે એવું હોય.

કૃષ્ણમંડળ ઉપર ફોલ્લીઓ થવી.

કૃષ્ણમંડળ ઉપર સફેદ ડાઘા ( ફુલું પડવું ) પડવા.

વાંચતા અક્ષરો એક બીજા સાથે મળી ગએલા દેખાય.

આંખ આગળ પડદો હોય એવું દેખાવું. **ने-फो.** સાથે.

અજવાળું સહન ન થવું. ( જો કે આંખમાં વરમ નહિ હોય તો પણ ).

સૂર્ય ઉગ્યાથી આથમ્યા સુધી કૃષ્ણમંડળની નીચે ચરકા મારવા.

ઉપરનાં લક્ષણો **ने-मु.** ની જરૂર સૂચવે છે.

---

મોતીઆ થયા હોય અને સ્ફાટિકરૂપ રસ ઝાંખો થઇ ગયો હોય.

આંખમાંથી કે પોપચાંમાંથી પીળો, ચીકણો, પાતળો રસ નીકળતો હોય.

આંખે પીળા ખરેટા બાઝતા હોય જે આંખે એવાં ચોંટી રહેતાં હોય કે આંખ ધોયા સિવાય ઉઘડતી ન હોય.

આંખ આવવાની ત્રીજી ભૂમિકામાં પીળો, લિલાશ પડતો પીળો, પરૂમય શ્રાવ થતો હોય.

કૃષ્ણમંડળનું ગડ થયું હોય તેમાંથી ઉપલા રંગની રસી નીકળતી હોય.

ઉપરનાં લક્ષણો **का-स.** ની જરૂર સૂચવે છે.

---

યકૃતના અને કમળાના રોગમાં આંખો પીળી દેખાવી.

દાહક આંસું ઝરવાં. **ने-मु.** નો વિચાર કરવો.

આંખોના જુના રોગોમાં પોપચા ઉપર ફોલ્લા જેવા ખીલ થવા. તેમાંથી લીલા રંગનું પરૂ નીકળવું, અજવાળું સહન ન થવું અને સવારમાં આંખો ચોંટી જવી. **का-स.** સાથે.

કૃષ્ણમંડળ ઉપર ફૂલું પડવું. **ने-मु.** થી ફાયદો ન થાય તો.

ઉપરનાં લક્ષણો **ने-स.** ની જરૂર સૂચવે છે.

---

કૃષ્ણમંડળનું ગડ કે ચાંદું-તેમાંથી પરૂ કે લોહીમિશ્રિત પરૂ નીકળવું.

આંખો દુખવા આવી હોય તેમાંથી જાડું પીળું પરૂ નીકળવું. પાતળું પરૂ હોય તો **नें-स.**

પદાર્થો અર્ધાજ દેખાવા.

પરૂ જામી જઈ કણા માફક ખુંચવું.

ઉપરનાં લક્ષણો **के-स.** ની જરૂર સૂચવે છે.

---

વાંચતાં, લખતાં આંખ થાકી જતી હોય, અક્ષરો સ્પષ્ટ દેખાતા નહિ હોય, આરામ લીધા પછી પાછું બરાબર દેખી શકાતું હોય.

આંખે ઝાંખું દેખાતું હોય તેનું કારણ સ્ફટિકરૂપી રસ જામી ગયો હોય કે બગડી ગયો હોય **का-स.** સાથે.

મોતીઓ થયો હોય, ફૂલાં પડયાં હોય, પોપચાંમા ગ્રંથીઓ થઇ હોય, વ્રણ પડયાં હોય ત્યારે આ પ્રધાન ઔષધ છે. એની સાથે બીજા ક્ષારો લક્ષણો જોઇ યોજવા **सि.** સાથે.

આંખની સામે તણખા કે કાંઇ ઉડતું દેખાવું.

ઉપરનાં લક્ષણો **के-फ्लो.** ની જરૂર સૂચવે છે.

---

આંખમાં કોઇપણ ભાગમાં મોટાં, ઉંડાં ક્ષત પડયાં હોય તેમાંથી ગંધાતી, જાડી, પરૂમય રસી નીકળતી હોય.

આંખમાં ખીલ કે આંજણી થયાં કે થતાં હોય.

પગનો પરસેવો બંધ થવાથી દૃષ્ટિ નબળી પડી હોય.

વાંચતાં, લખતાં અક્ષરો એકેકમાં મળી જતાં દેખાતાં હોય **ने-मु.** સાથે.

શીતળા આવ્યા પછી આંખમાં વ્રણ થયાં હોય કે ફૂલાં પડયાં, હોય **के-फ्लो.** અને **ने-मु.** સાથે.

જમણી આંખની નેત્રશૂળ. **मे-फो.** સાથે.

પગનો પરસેવો બંધ થયા પછી કે ત્વચારોગો થઇ ગયા પછી મોતીઓ થયો હોય.

નેત્રગૃહનાં હાડકાંનો સડો કે બીજા રોગો.

આંખની આસપાસ ગુંમડાં અને સખત ગ્રંથીઓ થવી.

ઉપરનાં લક્ષણો **सि.** ની જરૂર સૂચવે છે.

---

## ત્વચાનાં લક્ષણો.

( ત્વચા અથવા ચામડી આખા શરીર ઉપર સુંદર ઢાંકણરૂપે છે. ત્વચાનાં લક્ષણો આખા શરીરના અવયવોના રોગો કે લક્ષણો જણાવે છે. નાકથી શ્વાસ મારફતે ઑકિસજન કે પ્રાણવાયુની શરીરમાં ભરતી થાય છે તેમજ ત્વચાનાં છિદ્રો મારફતે પણ પ્રાણવાયુ શરીરમાં દાખલ થાય છે અને શરીરના કેટલાક હાનિકારક પદર્થો કે મળ ત્વચા મારફતે બહાર નીકળી શરીર શુદ્ધ કરે છે, લોહી

ચોકખું કરેછે એટલે એનાં લક્ષણો જાણવાની અને તે લક્ષણોથી રહિત એટલે રોગરહિત કરવાની ઘણી જરૂર છે. ત્વચાની નિરોગ અવસ્થા શરીરને નિરોગી રાખવામાં ઘણી મદદ કરેછે.)

ત્વચાના તમામ રોગો કે જે સેપ્ટિક થયા હોય એટલે તેમાંથી ગંધાતી રસી નીકળતી હોય, કે સડો હોય, અને ઘણી પીડા થતી હોય. **ને-फो; सि.** સાથે.

દુષ્ટ પ્રકારનો ઝામરો (Pemphigus), ફોલ્લા વગેરે થતા હોય તેમાંથી લોહી અને પાણી જેવી રસી નીકળતી હોય.

શીતળાના રોગમાં સડો અથવા દુર્ગંધ મારતા દુષ્ટ ફોલ્લા થયા હોય.

હાથપગના તળીઆમાં કે જ્યાં જાડી ચામડી હોય ત્યાં અને શરીરના બીજા ભાગમાં વવળાટ. તે ધીમે ધીમે ખજવાળવાથી સારૂં લાગે અને જોરથી ખજવાળવાથી દુઃખ થાય અને બળતરા બળે. **फे-फो.** સાથે.

હાથ, આંગળીઓ, કાન વગેરે ઠેકાણે જળવાતની ફોલ્લીઓ થઈ હોય તેમાં ખજવાળ, બળતરા અને ઝણઝણાટ હોય. **का-मु.** સાથે.

ત્વચામાં જાણે જંતુઓ ચાલતાં હોય તેવો સળવળાટ થવો અને ચળ આવવી.

ટાઢને લીધે હાથ પગપર ગાંઠો થતી હોય તેમાં ચળ આવે અને દરદ થાય. **का-मु.** સાથે.

પરસેવાનું પ્રમાણ અતિશય અને તે ગંધાતો હોય, જમતાં જમતાં પરસેવો થતો હોય.

ત્વચારોગમાં નીકળતી રસી જ્યાં અડકે ત્યાં ચળ, સોજો અને પીડા કરે અને રસીમાં પાણી અને લોહી નીકળતાં હોય.

ઉપરનાં લક્ષણો **का-फो.** ની જરૂર સૂચવે છે.

---

**मे-फो.** ના ત્વચાનાં લક્ષણો નથી.

---

ખરજવું કે બીજા ત્વચા રોગમાંથી સોનેરી પીળો અને મધ જેવા રંગને પીળાશ પડતો પ્રવાહી નીકળતો હોય અને ભીંગડાં વળતાં હોય.

જઠરમાં કે લોહીમાં ખટાશની વૃદ્ધિથી ત્વચારોગ થયા હોય, દર્દીને ખાટી વાસ મારતો પરસેવો થતો હોય અને આખે શરીરે જીવડાં કરડતાં હોય તેવી ચળ આવતી હોય.

ઘુંટી ઉપર ખરજવું થઇ ઘણી ખજવાળ આવતી હોય અને તેમાં ફોલ્લીઓ થતી હોય.

ઉપરનાં લક્ષણો **ने-फो**. ની જરૂર સૂચવે છે.

---

નાહ્યા પછી ચામડી લાલ થઇ ખરજ આવે.

વૃદ્ધાવસ્થામાં ખરજ આવે અને વૃદ્ધ સ્ત્રીઓને ગુહ્યાવયવ ઉપર ચળ આવે **का-फो**. સાથે.

ચામડીમાં ચીરા કે કાતરા પડયા હોય (૧ × પાવર) **के-फ्लो**. સાથે. (૧ × પાવરનું **के-फो**. ૧ ભાગ અને ૯ ભાગ પાણીનું લોશન બનાવી કપડું ભીંજાવી મુકવું.)

ફોલ્લાઓમાંથી ઇંડાંની સફેદી જેવો રસ નીકળવો.

કંઠમાળના રોગથી ત્વચામાં કે હાડકાંમાં ગુમડાં કે ચાંદા થયા હોય. **का-मु**. સાથે વારા ફરતી.

નબળા બાંધાના માણસને ખરજવું થયું હોય તે પરથી સહેજ પીળાશ પડતી કે સફેદ ફોતરી ઉખડતી હોય.

ચહેરા ઉપર ખીલ કે ખરજવું. થયાં હોય.

ઉપરનાં લક્ષણો **के-फो**. ની જરૂર જણાવે છે.

---

દરેક ત્વચારોગની શરૂઆતમાં તેમાં સોજો, દાહ, ગરમી કે રતાશ હોય. (વરમની પ્રથમાવસ્થા) **का-मु**. સાથે.

દરેક ત્વચારોગમાં તાવ આવતો હોય.

વિસ્ફોટક જ્વર અને રતવા થયો હોય ત્યારે તાવ આવતો હોય તેની પ્રથમાવસ્થામાં **का-मु**. સાથે વારાફરતી.

કાંઈ વાગવાથી, જખમથી, દાઝવાથી કે બળવાથી વરમ થયો હોય. **का-मु**. સાથે. ખાવામાં અને બાહ્યોપચારમાં,

ગડ, ગુમડાં, પાકું અછબડા, ઓરી, શીતળા, રતવા વગેરેમાં તાવ વગેરે વરમનાં બધાં ચિન્હો હોય. **का-मु**. સાથે.

ઉપરનાં લક્ષણો **फे-फो**. ને સૂચવે છે.

---

દરેક ત્વચારોગની દ્વિતિય ભૂમિકામાં ત્વચા ઉપર ફોલ્લા વગેરે થયાં હોય તેમાંથી જાડી, સફેદ રસી નીકળતી હોય કે ભરાઇ હોય.

મસા, જળપિટિકા, ચામઠાં, અંગુઠાનું સૂઝવું. લ્યુપુસ જાતની પ્રસરતી દરાજ, મોં ઉપર અસ્ત્રો ઉડવાથી થતી ફોલ્લીઓ કે તેના જેવી ઉપદંશના રોગથી થતી ફોલ્લીઓ ( સાઇકોસીસ ) ઉપર મુખ્ય ઇલાજ.

ખરજવું થયું હોય તેમાંથી સફેદ જાડો શ્રાવ થવો **फे–फो**. સાથે ખાસ ઉપાય.

ગૌશિતળાની રસી મુકાવવાથી ખરાબ પરિણામો આવ્યાં હોય તે દૂર કરવા માટે **सि**. **સાથે ક્રમવાર**.

ધાવરૂં ( રતવા ) થયું હોય. વારસામાં એ રોગ અને પ્રકૃતિ મળ્યાં હોય તેના ઉપર ખાસ ઉપાય. સાથે તાવ હોય તો **फे–फो**. સાથે.

દાઝવાથી કે બળવાથી વ્રણો થયાં હોય કે ન પણ થયાં હોય તે ઉપર 3x પાવરનું ઔષધ પાણીમાં નાખી તે પાણીવડે ધોવું કે કપડું ભીંજાવી મૂકવું. **फे–फो**. સાથે ખાસ ઉપાય.

કક્ષાવાત ( કખવા–મોતીના દાણા જેવી નાની ફોલ્લીઓ થવી તે ) **ने–मु**. સાથે.

શીતળાના રોગ થયા પછી અતિસાર થયો હોય.

ગરદન અને મોં ઉપર જાડી રસી નીકળે એવા ખીલ થયા હોય. પાતળી રસી નીકળે તો **फे–फो**.

રસોળી થઈ હોય 3x પાવરની. ખાવામાં અને બાહ્યોપચારમાં ઉપયોગ કરવો.

શીતળા નીકળ્યા હોય. ખાસ ઉપાય.

ઉપરનાં લક્ષણો **का–मु**. ને સૂચવે છે.

---

ત્વચાના તમામ રોગો જેમાંથી પાણી જેવી રસી નીકળે.

ખરજવું થયું હોય તે ઉપર સફેદ ભીંગડાં વળે.

રતવા વગેરે કોઈ પણ ત્વચારોગમાં પાણીથી ભરેલા ફોલ્લા નીકળે.

માથામાં ખોડો થયો હોય ત્યારે સુફેદ પાતળી ફોતરી ઉખડતી હોય. પહેલાં **का–स**. નો ઉપયોગ કરવો. તેનાથી ફાયદો ન થાય તો.

ભમરા, મધમાખ, વીંછી, કીડી, મકોડા વગેરે જંતુનો ડંખ થયો હોય. ખાસ ઉપાય. ( 3x પાવરની દવાનો ખાવામાં અને લગાડવામાં ઉપયોગ કરવો. )

શીતળાના રોગમાં ઘેન હોય અને મોંમાંથી લાળ ઝરે કે ઘણું થુંક નીકળે તે ફીણવાળું હોય.

કક્ષાવાતમાં પાણી ભરેલી ફોલ્લીઓ થાય. સફેદ ફોલ્લીઓ **का-मु** ને સૂચવે છે.

શીળસ ( શીળવા ) ના રોગમાં ઘણી ચૂંટ આવતી હોય. તેના ખાસ ઉપાય **क-फो**. સાથે.

વિષમજ્વરોમાં શીળસ થતું હોય.

બહુ મીઠું ખાવાથી ખરજવું થયું હોય તેમાંથી પાણી ઝરતું હોય અને સફેદ ભીંગડાં વળતાં હોય.

મોં ઉપર સાઇકોસીસ નામનો ઉપદંશનો રોગ થવો અને અસ્ત્રો ઉડયો હોય તેમાંથી પાણી ઝરવું **का-मु**. સાથે.

ઝામરો ( ઘુંટણ ઉપર થાય છે.) થયો હોય તેમાં પાણી ભરાયું હોય.

બાળ ઉપદંશ અને જળપિટિકાઓ ( પાણી ભરેલી ફોલ્લી ) થઇ હોય.

ઘણું મીઠું ખાવાથી કે ખારા પદાર્થો ખાવાથી ધાવરું થયું હોય તે શરીરના કોઇ પણ ભાગ પર હોય.

સાંધાઓની નીચે, કપાળ ઉપર, કાન ઉપર, બાલની જગાએ, કાન નીચે, ગળા ઉપર વગેરે જગાએ આગ ઉઠાવે એવા પાણી ભરેલા ફોલ્લા થાય અને તેનો ચેપ જ્યાં જ્યાં લાગે ત્યાં ત્યાં ફોલ્લાઓ કે રતવા ( ધાવરું ) થાય.

ઉપરનાં લક્ષણો **ने-मु**. ની જરૂર જણાવે છે.

---

ખરજવું કે બીજા ત્વચારોગો થયા હોય તેમાંથી પાતળી, પાણી જેવી પણ પીળી, ચીકણી અને ગંધાતી રસી નીકળે. જાડી, પીળી અને ગંધાતી હોય તો **का-फो**.

શરદીથી કે કોઇપણ કારણથી ત્વચારોગો-ફોલ્લા વગેરે દબાઈ ગયા હોય; ત્વચા કોરી બરછટ કે ખરબચડી હોય ત્યારે તેને બહાર કાઢવા અને ત્વચાને પરસેવો લાવી સુંવાળી કરવા માટે **फे-फो**. સાથે.

નખમાં કાંઇ રોગ થવાથી તે વધતો ન હોય **सि**. સાથે.

માથામાં ખોડો થયો હોય અને સફેદ કે પીળાશ પડતા ભીંગડાં નીકળતાં હોય તથા વાળ ખરી જતા હોય. આનાથી ફાયદો ન થાય તો **ने-मु**.

ચામડીનું કેન્સર. પછી તે ગમે તે જગાની ચામડી ઉપર થયું હોય. ( કેન્સર ઉપર પરસેવો કાઢી, ઓકિસડેશનની ક્રિયા વધારી લોહી સ્વચ્છ કરવા આ દવાનો મહાન ઉપયોગ છે. કેન્સરમાં આ દવાનાં લક્ષણો પ્રધાનપણે હોય છેજ. )

ફોલ્લાવાળો રતવા (Erysipelas) તેમાં પીળાશ પડતા પાણી જેવો રસ ભરાવો.

ત્વચારોગોમાં ભીંગડાં ઉખડી ગયા પછી નીચેની જગા ચીકણી રહે.

શીતળામાં ભીંગડાં વળતાં અને ઉખડી જતાં વિલંબ થતો હોય, તેમાં પીળા પાણી જેવી રસી થતી હોય કે શીતળાનો રોગ સમાઇ ગયો હોય.

( જેને પરસેવોજ ન થતો હોય તેને ગરમ કપડાં ઓઢાડી **फे–फो**. સાથે આ દવા ગરમ પાણીમાં ઓગાળી પાંચ પાંચ મિનિટે આપવાથી પરસેવો આવેછે. થોડા દિવસ એવી રીતે પરસેવો કાઢવાથી એ કુદરતી ક્રિયા ચાલુ રહેછે અને રક્તદોષો તથા ત્વચારોગો સારા થાય છે. )

ઉપરનાં લક્ષણો **का–स**. ને સૂચવે છે.

---

આંખો, તાલકું, મોં, છાતી અને ગુદાની આસપાસ મસા થતા હોય.

બાળકોની ચામડી ઉપરથી ફોતરી ઉખડવી અને ખજવાળ આવવી.

પીળા પાણીના ભરેલા ફોલ્લા થવા.

આંગળીઓનું જડ થવું અને સૂઝી જવું.

રાતો અને ચળકતો રતવાનો સોજો થવો. **फे–फो**. સાથે. રતવાની આ મુખ્ય દવા છે.

કડવા પિત્તનાં ચિન્હો હોય **ने–मु**. અને **ने–फो**. સાથે.

ફોલ્લા ફુટી પીળા રંગનાં, ભીનાં ભીંગડાં વળવાં.

ત્વચામાં જલોદર જેવા રસમય સોજા થવા તે સાથે પિત્તવિકારનો તાવ અને ઝાડાની કબજીઆત હોય યા ન પણ હોય.

ત્વચાની પીળાશ અને કપડાં કાઢવાથી તરત ખજવાળ આવવી. એ ધ્યાનમાં રાખવા જેવાં લક્ષણો છે.

પાદા અને ખરજવાના રોગો ચોમાસામાં વૃદ્ધિ પામે.

ગુદા આગળ ખરજવું થયું હોય તે સાથે અર્શ થયા હોય.

ભગંદર થયું હોય.

આંટણની ચામડી ઘણી કઠણ થઈ હોય.

કોઈ પણ જગાની ત્વચામાં અને ત્વચારોગોમાં ચીરા કે વાઢીઆ પડયા હોય. **फे–फो**. સાથે . તે ટાઢથી કે કોઈપણ કારણથી થયા હોય.

જીભનું કેન્સર થવાથી કે બીજા રોગથી જીભ ઉપર ચીરાં પડયા હોય.

ચાંદાની કોરો કઠણ થઈ હોય અને તે ચાંદાંમાંથી ઘણું જાડું, જામીગએલું પરૂ નીકળતું હોય.

જુનાં અને જલદી ભરાઈ ન આવે એવાં વ્રણ.
હૃદયના વિકારથી ચામડી નીચે સોજા થયા હોય.
ત્વચા કઠણ હોય. પણ દાબવાથી તેની નીચે દુખતું હોય.
હાડકાં સડી તેનું પરૂ ચામડી ઉપર ચાંદું કે વ્રણ કરી બહાર નીકળતું હોય.
ઉપરનાં લક્ષણો **फे-फ्लो**. ને સૂચવે છે.

---

ગુમડાં થયાં હોય તેને મોં થતા ન હોય ૩x પાવરની દવા ચોપડવી. **सि**. સાથે.

કોઈપણ ત્વચારોગમાં પરૂ કે લોહીમિશ્રિત પરૂ નીકળવું. **के-स**. સાથે.

પગમાંથી ઘણો અને ગંધાતો પરસેવો થતો હોય અગર પગનો પરસેવો બંધ થઈ ગયો હોય.

છોકરાંઓને અને વૃદ્ધોને માથા ઉપર ઘણો પરસેવો થાય.

શરીરના ગમે તે ભાગ ઉપર વારંવાર ગુમડાં થાય અને તે ખાસ વસંત ઋતુમાં વધારે થાય.

ત્વચા સહેજ ઈજા થવાથી પાકી જાય અને રૂઝાતાં બહુ વાર લાગે એવી હોય. **के-स** સાથે.

કંઠમાળમાં વ્રણ થયાં હોય **ने-फो**. અને **फे-फो**. સાથે.

ઘણા વર્ષનાં કે જુનાં ભગંદરમાંથી પરૂ નીકળતું હોય અને તેની આસપાસ આસમાની લીટી દેખાતી હોય તથા ભગંદરની અંદર રસ્તાઓ થએલા હોય.

હાથના તળીઆમાં ખજવાળ આવવાથી તેને ખૂબ ઘસવા પડે અને ઘસવાથી પાણી ઝરે, બળતરા બળે, અને દુઃખે.

દરાજ ઉપર ખાસ ઉપાય ૪૦૦ x વાપરવું.

ઉપરનાં લક્ષણો **ने-स**. ને સૂચવે છે.

---

સર્વ ત્વચારોગમાં જાડું અને પીળાશ પડતું જાડું પરૂ નીકળતું હોય કે પીળાં ભીંગડાં વળતાં હોય ત્યારે.

ખીલમાંથી પરૂ નીકળતું હોય કે લોહીમિશ્રિત પરૂ હોય.

ટાઢને લીધે ત્વચા ઉપર ગ્રંથીઓ થતી હોય તેમાંથી પરૂ નીકળતું હોય.

બાળકોના માથામાંથી પીળાશ પડતો ખોડો નીકળતો હોય અને ભીંગડાં ઉખડતાં હોય તેની નીચે પરૂ હોય.

કોઇપણ વરમજન્ય ત્વચા રોગ ત્રીજી ભૂમિકા પર પહોંચ્યો હોય ત્યારે મુખ્ય ઔષધ **का-स**. અને **सि**. સાથે.

કપાએલા, છોલાએલા, દાઝેલા કે બળેલા ભાગો મુડદાલ થઈ તેમાં પરૂ થાય તેને સુધારવા.

ગુમડાં, ખીલ, પરૂવાળા ફોલ્લા, શીતળાના દાણા કે ફોલ્લા, પાઠું વગેરે ત્વચા રોગોમાંથી પરૂ કે લોહીમિશ્રિત પરૂ નીકળતું હોય ( પરૂ કમી કરવા કે પરૂની ક્રિયા થતીજ અટકાવવા આ ક્ષારનો ઉપયોગ વખાણવા લાયક છે. જેની " પાકણી દેહ " હોય તેમણે આ દવાનું સારૂં સેવન કરવાથી તેવી દેહ મટેછે. જેના શરીરમાં આ ક્ષારતત્વ પૂરતા પ્રમાણમાં હોય છે તેને થતાં ગડગુમડાં, ચાંદાં વગેરે પાક પર ચઢતાં નથી.)

ઉપરનાં લક્ષણો **के-स**. નું સૂચન કરે છે.

---

ખીલ, ખરજવાં, ચાંદાં રતવા, ગુમડાં, પાઠાં, ઝીણી કે મોટી ગ્રંથીઓ વગેરેનાં મૂળ ઊંડાં હોય અને તેમાંથી જાડું પરૂ કે લોહીમિશ્રિત પરૂ કે રસી નીકળતાં હોય તે ગંધાતાં હોય.

શીતળાના ફોલ્લા ખરાબ પરૂ ધારણ કરે.

નાકમાં ચાંદાં અને ગ્રંથીઓ થતાં હોય.

હાડકાંનું વ્રણ થયું હોય. **के-फ्लो**. સાથે.

ગુમડાં પકવવાની જરૂર હોય ૩ x પાવર ચોપડવા.

ઉપરનાં લક્ષણો **सि**. સૂચવે છે.

---

## હાડકાં, કરોડરજ્જુ અને હાથ પગ વગેરે અવયવોનાં લક્ષણો.

( આ લક્ષણોમાં હાથ પગના સાંધાઓમાં થતા સંધિવા સાએટીકા, પાદાંગુષ્ટ વાત (ગાઉટ) વગેરે પ્રકારના વા (જેમાં હાડકાંનો દુખાવો ખાસ હોય છે) નો સમાસ કરવામાં આવ્યો છે. એ અવયવો ઉપરની ત્વચાનાં વ્યાધિઓ કે લક્ષણો ત્વચારોગનાં લક્ષણોમાં જોવાં ).

કરોડરજ્જુના નરમ થવાથી અને મજ્જાસ્થાનનાં પરમાણુઓ મૃત જેવ થવાથી થતો હાથ પગ વગેરેનો લકવો ( Paralysis ) થયો હોય તેથી હાથ પગ ચલાવી શકાય નહિ, લંગડાય, જડ થઈ જાય કે ઉઠતાં બેસતાં પીડા થાય.

કસર માર વાગવાથી પીડા થવી તે ધીમે ધીમે હલન ચલન કરવાથી ઠીક લાગે.

તિક્ષ્ણ ( તરતનો થએલ ) અગર દીર્ઘ સંધિવા. જે મહેનત કરવાથી, અભ્યાસથી કે બેસી રહેવાથી વધે અને ધીમેથી કામ કરવાથી કે ચાલવાથી કમી થાય. દુખતા ભાગમાં ટાટપણું અને ઘોંચ્યા જેવી પીડા હોય ( વિશેષ ભાગે સવારમાં તે ભાગો બહેર મારી જાય તો **ફે–ફો**. સાથે. )

વાંસામાં અને ખભાની ઢાલ વચ્ચે દુખાવો થવો.

આંગળીનાં ટેરવાં જ્ઞાનશૂન્ય થવાં.

રાતે પગમાં દાહ અને ખરજ થવાં.

જોરવાળી મહેનતથી, થાકથી, પ્રથમ ઉઠતાં બેસતાં, પીડા વધે અને ધીમે ધીમે ચાલવાથી કમી થાય એવી સંધિવા વગેરેની વેદના. એ આ ક્ષારનું ખાસ સૂચક ચિન્હ છે.

ઉપરનાં લક્ષણો **કા–ફો**. નું સૂચન કરેછે.

---

વાંસાના કોઈપણ ભાગમાં અને હાથ પગમાં રહી રહીને સખત ચરકા અને શૂળ આવતાં હોય.

ગરદન અને વાંસામાં દુખાવો થતો હોય.

કોઇપણ અવયવમાં આંચકી આવતી હોય તે સાથે તે અવયવ બહેર મારી જતા હોય.

ગૃધ્રસી, રાંઝણ—સાએટીકા વગેરે વામાં સખત વેદના થતી હોય. ( ખાવા અને ચોપડવામાં ઉપયોગ. )

વિજળીના આચકા જેવી પીડા હાથ પગમાં થાય કે હાથ પગની ગતિશક્તિ મંદ પડી હોય.

વાંસાની કરોડરજ્જુમાં દુખાવો થતો હોય તેથી તે ભાગને સ્પર્શ પણ દુઃખદાયક લાગે.

હાથ વગેરે લકવો થએલા અવયવો ધ્રુજતા હોય ખાલી ચઢતી હોય.

પગ વગેરે અવયવોમાં ચરકા ( ન્યુરેલ્જીઆ ) આવતા હોય તે રાતે કે ઠંડી હવામાં વધતા હોય અને પગે ગોટલા ચઢતા હોય.

સંધિવામાં ભયંકર જોરથી વેદના થતી હોય અને તે ભાગને સ્પર્શ પણ કરી શકાતો નહિ હોય.

કંપવાયુ થયો હોય.

ઉપરનાં લક્ષણો **મે–ફો**. નું સૂચન કરેછે.

---

સાંધાઓમાં થતા સંધિવાના તમામ પ્રકારમાં આ દવાનો, લક્ષણાનુસાર લાગુ પડતી બીજી દવાઓ સાથે ઉપયોગ કરવો અતિ ફાયદાકારક છે.

સાંધાઓમાં વાનો દુખાવો હોય અને પગમાં અશક્તિ જણાતી હોય, પરસેવો ખાટી વાસવાળો હોય.

સંધિવા સાથે સોજો, તાવ અને દુખાવો હોય.

વાંસામાં અને હાથ પગમાં અશક્તિ હોય, ચાલવાની ગતિ અસ્થિર હોય–પગ લથડી જતા હોય, પગના સ્નાયુઓ ખેંચાતા હોય.

ડોક હલાવતાં હાડકાના કડાકા બોલતા હોય.

પગની એડીની ઘુંટી, ઢીંચણ, હાથની આંગળીઓ અને કાંડાં વગેરે સાંધાઓના હાડકાંના કડાકા બોલતા હોય **के–फो**. સાથે.

હાથના સ્નાયુઓ સંકોચાઈ ગયા હોય અને હાથ નિર્માલ્ય થઈ ગયા હોય **के–फो**. અને **का–फो**. સાથે.

આંગળીઓના સાંધામાં વા આવ્યો હોય તેનો દુખાવો રક્તાશય સુધી પહોંચતો હોય.

કંઠમાળની પ્રકૃતિવાળા કે કંઠમાળના દર્દીને થતો અમ્લપિત્તયુક્ત સંધિવા.

ગાઉટ ( જુનો–દીર્ઘ સંધિવા ) **ने–स**. સાથે.

લખનારના હાથનો વેદનાસહિત કંપ **मे–फो**. સાથે.

ઉપરનાં લક્ષણો **ने–फो**. ને સૂચવેછે.

---

આ ક્ષાર અસ્થિ બનાવનાર હોવાથી શરીરના સર્વ હાડકાંના રોગો કે લક્ષણો ઉપર, લક્ષણાનુસાર સૂચવાતી બીજી દવાઓ સાથે આપવો વિશેષ ફાયદાકારક છે.

સર્વ શારીરિક અવયવોની બધિરતા–બહેર મારી જવા પણું અને ઠંડાપણું હોય.

સુકતાન ( અસ્થિમાર્દવતા–હાડકાનું પોચાપણું ) ઉપર **का–फो**., **सि**. અને **मे–मु**. સાથે.

મારથી કે પડવાથી હાડકું ભાંગી ગયું હોય તેને બેસાડયા પછી ખાવા આપવાથી અને બાહ્યોપચાર કરવાથી ફરી સંધાન જલદી થાય છે.

હાથ પગ વગેરેનાં લાંબાં હાડકાંમાં દુખાવો થવો. તેની રાતે અને ઠંડી હવામાં વૃદ્ધિ થવી. **सि**. સાથે.

સંધિવાવાળો ભાગ ઠંડો અને જડ થવો

તાવમાં આખા શરીરનાં હાડકાં દુખે કે કળતર કરે **फे–फो.** અને **सि.** સાથે.

ખભાને અને ડોકને સંધિવા થયો હોય.

સંધિવાનો દુખાવો આખા શરીરમાં ફરતો હોય.

ઉપદંશ (સીફીલીઝ) ને લીધે હાડકાંમાં વરમ થઇ ક્ષત પડયાં હોય **सि.** અને **का–मु.** સાથે.

કમરશૂળ. ઠંડી ઋતુમાં દુખાવાની વૃદ્ધિ અને ઉનાળા કે ગરમ હવામાં સુધારો **फे–फो.** સાથે.

જરાપણ શરદી કે ઠંડી લાગવાથી સાંધા વાએ રહી જવા.

પડ્યા કે માર વાગ્યા શિવાય કોઈ રોગથી પગનું વાંકા વળી જવું.

ઉપરનાં લક્ષણો **कें–फो.** ને સૂચવે છે.

---

પગની ઘુંટી અને ઢીંચણમાં સંધિવાની વેદના, તાવ અને સોજો હોય. તે હાલચાલ કરવાથી વધે, ઠંડીથી વધે અને ગરમીથી સુધારો જણાય **के.–फो.** સાથે.

સંધિવા ખભાના સાંધામાં થયો હોય તેનો દુખાવો છાતી સુધી થતો હોય અને એક પછી એક બીજા સાંધાઓમાં ફરતો હોય. **के.–फो.** સાથે.

શરીરના કોઇપણ ભાગમાં થતા વા અને વરમ ઉપર આ મુખ્ય ઔષધ છે.

વાંસામાં ચસકા મારે અને આમ તેમ શરીરને અમળાવવાથી વાંસાનાં હાડકાંમાં કડાકા બોલે **के.–स.** સાથે.

કમરશૂળ. ઠંડી ઋતુમાં કે ઠંડીથી વેદનાની વૃદ્ધિ અને ઉનાળો કે ગરમ હવામાં આરામ લાગે **के.–फो.** સાથે.

ઉપદંશને લીધે હાડકાંઓમાં વરમ થઇ તેમાં ક્ષત પડતાં હોય તેની પ્રથમ અવસ્થામાં **के.–फो.** સાથે.

કોઇપણ સાંધાની સખત વેદના જે રાતે કે આરામ લેવાથી વધે.

ઉપરનાં લક્ષણો **फे–फो.** નું સૂચન કરે છે.

---

સંધિવા કોઇપણ ભાગમાં થયો હોય તેમાં સોજો હોય, જીભ સફેદ હોય અને દુખાવો ફકત હાલચાલ કરવાથીજ થતો હોય કે વધતો હોય.

સંધિવા સાથે જ્વર હોય **फे–फो.** સાથે.

જુનો (જીર્ણ) સંધિવા જેમાં સોજો અને દુખાવો હાલચાલ કરવાથીજ વધે.

શરીરના કોઇપણ ભાગના સોજા પછી તે સંધિવાના, ચામડીના જલંદરના કે કોઇપણ રોગ યા કારણથી થયા હોય તે પોચા (દાબવાથી ખાડો પડી રહે એવા)

હોય. તેના ઉપર મુખ્ય ઔષધ સોજા કઠણુ હોય તો **પ્રથમ के-फ्लो.** આપી તે પોચા પડયા પછી સાથે યા વારાફરતી આપવા.

ગરદનની ગાંઠોનો સોજો; હાથ પગ થાપા વગેરે ભાગ પરના સોજા પાકી તેમાંથી સફેદ શ્રાવ નીકળતો હોય.

તરતના થએલા પોચા આંટણુમાં **फे-फो.** સાથે.

હાથ પગની ચામડી ટાઢથી ફાટી ગઇ હોય **के-फ्लो.** સાથે.

કાંડા તથા હાથ પગ હલાવવાથી તેના સ્નાયુઓમાં ચિરાતા હોય એવો દુખાવો **फे-फो.** સાથે.

શરીરના કોઇપણુ ભાગના વાના દરદમાં જ્યારે પથારીની હુંફથી દર્દ વધારે જોર કરે અને કમરથી પગ સુધી વિજળીના જેવો ઝાટકો લાગે તેથી એકદમ બેઠાજ થવું પડે **मे-फो.** સાથે.

હાથ પગમાં લાંબા વખતનો સોજો હોય તેમાં વેદના કે પાક નહિ હોય ફક્ત સખત ખજવાળજ આવતી હોય.

કોઇપણુ ભાગના વ્રણુમાંથી સફેદ રસીનું નીકળવું **के-फ्लो.** સાથે.

રસોત્પાદક અને રસશોષક અવયવોની તે ક્રિયા મંદ કે બંધ પડેલી હોય તેથી સોજાઓનો રસ શોષાઈ જતો નથી. આ દવા તે ક્રિયા ફરી ચાલુ કરેછે તેથી સોજાઓના અને વ્રણુમાંના રસો શોષાઈ જાયછે, શુદ્ધ રસો ઉત્પન્ન થાય છે. આ દવાને એ કામમાં **के-फ्लो.** ઘણી સારી મદદ કરેછે માટે સોજાઓના રસોનો નાશ કરવાને બંને દવાઓનો સાથે કે વારાફરતી ઉપયોગ બહુજ ફળદાયક છે.

ઉપરનાં લક્ષણો **का-मु.** નું સૂચન કરેછે.

---

શરીરના કોઇપણુ ભાગ ઉપર જલશોથ ( પાણી ભરેલા સોજા ) કે રસશોથ હોય. જલશોથ ઉપર **ने.-स.** સાથે અને રસશોથ ઉપર **का.-मु.** સાથે.

શરીરના કોઇપણુ ભાગમાં પાણી જેવી રસી ભરેલા ફોલ્લા થવા.

વાંસાનો જે દુખાવો સખત બિછાના, પદાર્થ કે જમીન ઉપર સુવાથી નરમ પડે.

વારંવાર નજલો થવો.

ઊંઘમાં હાથ પગ ખેંચાવા **मे-फो.** સાથે.

કમરના ઠાઠામાં દુખાવો. **के.-को.** સાથે.

હાથ પગનો કોરીઆ. (ઇચ્છા સિવાય હાથ પગનું હાલ્યા કરવું.) તેથી શાંત બેસી રહેવાનું નહિ હોય.

ઉપરનાં લક્ષણો **ને.-मु.** નું સુચન કરે છે.

---

સાંધાઓનો વા જે એક સાંધામાંથી બીજા સાંધામાં ફરતો હોય.

વાંસો, ડોક, હાથ, પગ વગેરે શરીરના કોઇપણ ભાગમાં કોઇપણ પ્રકારના વા આવ્યા હોય તે સાંજે અને ગરમીથી વધતા હોય, ઠંડા અને ખુલ્લા પવનથી મંદ પડતાં હોય કે સુધારો દેખાડતા હોય.

ઉપરનાં લક્ષણો **का-स.** નું સૂચન કરે છે.

---

કરોડરજ્જુના પડનો વરમ. (ખાસ દવા).

ડાબી બાજુની જાંગમાં ચીંચ્યા જેવી પીડા.

પાદાંગુષ્ટ વાત, અંગુલી વાત, ગૃધ્રસી (સાએટીકા) વાત, સંધિવાત વગેરે નવાં થયા હોય કે જુના હોય તે ઊંઘમાંથી ઉઠતાં વધારે જોર કરે અને કોઇપણ સ્થિતિમાં આરામ ન લાગે **के-फो.** સાથે (એ દર્દીએ તમામ કેફી પદાર્થો અને વ્યસનો છોડી દેવાની અનિવાર્ય જરૂર છે.)

વાંસામાં ખેંચતાણ થઈ ગરદન પાછળ ખેંચાવી.

વાંસાનો નીચલો ભાગ, ગરદન અને કરોડમાં દુખાવો. હાથ કાંપતાં હોય **मै-फो.** સાથે.

નખના મૂળ આગળ પાકીને પરૂ થવું **सि.** સાથે.

પગની હાથની આંગળીઓ વચ્ચે ખજવાળ આવવી. **नै-मु.** સાથે વારાફરતી.

જાંગના થાપાથી ધુંટણ સુધી દુખાવો.

પગના તળીઆ બળતા હોય તે બળતરા ઢીંચણ સુધી પહોંચતી હોય.

ઉપરનાં લક્ષણો **ने-स.** નું સૂચન કરેછે.

---

શરીરના કોઈપણ ભાગમાં થએલા જખમ, ગુંમડાં, ગ્રંથીઓ વગેરે પાકયા પછી પરૂ થતું ઓછું કરવા અને થયું હોય તો કાઢી નાખી તે દુરસ્ત કરવા. જો પરૂ ખરાબ વાસવાળું હોય તો **का-फो.** સાથે.

પગના થાપના સાંધાનું દર્દ **सि.** અને **के-फो.** સાથે. દર્દીને આરામ આપવો.

વાંસા ઉપર પાઠાં થયાં હોય. તેમાં પરૂ થતુ અટકાવવાને અને થયું હોય તે દુર કરવા. **का-मु.** અને **सि.** સાથે.

વૃદ્ધાવસ્થાના ચસ્કા અને વા.

હાડકાનો સડો **सि.**, **के-फो**, અને **के-फ्लो** સાથે.
ઉપરનાં લક્ષણો **के-स** ને સૂચવેછે.

---

હાથ પગ વગેરે શરીરના કોઇપણ ભાગની શુદ્ધ કે અશુદ્ધ રક્તવાહિનીઓ, અને રસવાહિનીઓનું ફુલી જવું, તેમનું સર્પાકાર થવું કે ગુંચળા વળી ગયા જેવો દેખાવ થવો.

શરીરના કોઇપણ ભાગો ઉપર કઠણ ગ્રંથીઓ થવી.

હાડકાં અને હાડકાંના ઉપલા પડમાં સડો થવો.

હાડકાંનું નકામું વધવું.

હાથ પગમાંથી થાક ન મટવો. **के.-फो.** સાથે.

પીઠ અને કંમરનો દુખાવો.

( હાડકાંના તમામ રોગો ઉપર **के.-फो.**, **सि.** અને **नै-मु.** સાથે. યા લક્ષણાનુસાર ).

ઉપરનાં લક્ષણો **के.-फ्लो.** નું સૂચન કરે છે.

નાસુર, ભગંદર વગેરે નાડીવ્રણ અને હાડકાંનાં વ્રણમાંથી પીળું, ગંધાતું, લોહીમિશ્રિત પરૂનું નીકળવું.

લખનારના હાથની આંચકી. **मे.-फो.** સાથે.

ચાલ ચાલ કર્યા પછી પગમાં અને પગના અંગુઠામાં પીડાયુક્ત ખેંચાટ થવો.

હાથ પગ જાણે ગળી કે ટુટી પડતા હોય એવી લાગણી કે દુઃખ.

ઘોડા ઉપર બેસવાથી ગુદાસ્થિ દુખવા.

કરોડ ઉપર પાકું થયું હોય. ( તે ઉપર તેમાંથી આ દવાનો સુચક શ્રાવ થતો હોય કે **ન પણ** થતો હોય. )

જાંઘનાં ગુમડાં અને સાંધાના વ્યાધિ.

જીર્ણ ચાંદાં તેમાં વધતું માંસ, હાડકાંનો સડો અને વ્રણ.

નખ સળ પડેલા, બરડ અને સફેદ ડાઘાવાળા હોવા.

પગની પાટલીઓનું દુખવું.

કરોડરજ્જુને ઇજા થવાથી મજ્જાતંતુમાં બગાડ થવો.

ખભામાં અને હાથમાં રાતે દુખાવો. તેનું ગરમી અને મર્દનથી નરમ પડવું.

ઉપરનાં લક્ષણો **सि.** ને સૂચવે છે.

---

# જ્વર ( તાવ ) નાં લક્ષણો.

મેલેરીઆ તાવમાં પુષ્કળ પરસેવો થતો હોય કે ગંધાતો હોય અને પુષ્કળ અશક્તિ લાવતો હોય.

ટાઇફ્સ, ટાઇફોઇડ, મગજનો તાવ, ભેજવાળી જમીનથી આવતો તાવ, પિત્તજ્વર વગેરેમાં જીભ ભૂખરા રંગની અને સુકી, ઊંઘ આવતી ન હોય, બેચેની, ભ્રમ, બડબડ, ઘેન, સન્નિપાત વગેરે ઉપદ્રવો હોય.

સિંદુરીઆ તાવમાં ગળાનો સડો, અશક્તિ અને ઘેન હોય.

બધી જાતના તાવમાં શરીરની ગરમી અતિશય વધી જતી હોય અને નાડી જોરથી ચાલતી હોય.

બધી જાતના તાવમાં નાડી છેક ધીમી કે બેમાલમ હોય તો **ने-मु.** સાથે.

( દરેક તાવમાં સન્નિપાત થતો અટકાવવાને અને થયો હોય તો મટાડવા માટે આ દવા બહુ ઉપયોગી છે. )

ઉપરનાં લક્ષણો **का-फो**. ની જરૂર બતાવે છે.

---

મેલેરીઆ તાવ જમ્યા પછી રાતના સાત વાગે ઠંડી લાગીને આવે અને સવારે નવ વાગે પણ જોરથી ઠંડી વાઇને આવે તેમાં શ્વાસ ગુંગળાતો હોય.

નિયમિત તાવમાં કરોડમાં ટાઢ ચઢતી અને ઉતરતી જણાતી હોય, પગની પીંડીમાં આંકડી આવે.

દરેક પ્રકારના તાવમાં પુષ્કળ પરસેવો આવે અને ઠંડી એટલી બધી લાગે કે દાંત કકડે.

ઉપરનાં લક્ષણો **मे-फो**. ની જરૂર બતાવે છે.

---

મેલેરીઆ તાવમાં ખાટી ઉલટી થતી હોય, ખાટો પરસેવો થતો હોય, દિવસે પગ બરફ જેવા ઠંડા અને રાતે પગના તળીઆમાં બળતરા, ચહેરા ઉપર લોહીનો ધસારો થઇ બપોર પછી માથું દુઃખે.

ઉપરનાં લક્ષણો **ने-फो**. ની જરૂર જણાવે છે.

---

મંદજ્વર ( જીર્ણજ્વર ), ક્ષયજ્વર અને તેમાં અશક્તિ.

ક્ષયજ્વરમાં રાતે પુષ્કળ પરસેવો થવો. મોં ઉપર અને છાતી ઉપર ઠંડો ચીકણો પરસેવો થવો.

બધા તાવમાં થતી અશક્તિ. ખાસ ઉપાય.
ઉપરનાં લક્ષણો કે–ફો ની જરૂર જણાવેછે.

---

શરીરના દરેક અવયવના વરમજન્ય તાવની પ્રથમ અવસ્થાનું આ મુખ્ય અને અપ્રતિમ ઔષધ છે.

બધી જાતના તાવમાં શરીરની ગરમી વધેજ છે તેમાં આ મુખ્ય ઈલાજ.

મલેરીઆ તાવમાં ખાધેલા અનાજની ઉલટી થવી અને બપોરે એક વાગે ઠંડી વાઈ તાવ ભરાવો.

ઉપરનાં લક્ષણો फे–फो ની જરૂર જણાવેછે.

---

દરેક વરમજન્ય (વરમ કે સોજાથી ઉત્પન્ન થયેલા) તાવોની દ્વિતિય ભુમિકાનું મુખ્ય ઔષધ. फे–फो. સાથે.

પાચનક્રિયા બગડવાથી થતા તમામ જ્વરોમાં फे–फो. સાથે.

કોઈ પણ તાવમાં જીભ ભુરાશ પડતી સફેદ, અને ચીકણી હોય.

સંધિવાતના તાવમાં રસનો જમાવ થાય તેનું શોષણ કરાવવા સારૂં.

તાપની પાસે બેઠા છતાં તાવના દર્દીની ટાઢ મટતી ન હોય.

સુતિકાજ્વરની શરૂઆત फे–फो. અને का–फो. સાથે.

ઉપરનાં લક્ષણો का–मु. જરૂર જણાવે છે.

---

સર્વ પ્રકારના તાવ પૈકી જે તાવમાં ઘેન, સુસ્તી, મોળ, પાણીની ઉલટી, સ્નાયુઓમાં દુઃખાવો, આંકડી વગેરે લક્ષણો હોય.

જે જ્વરો ભિનાશવાળી જગામાં કે નવી ખેડેલી જમીન પર રહેવાથી ઉત્પન્ન થયા હોય ने–स. સાથે વારા ફરતી.

જે મેલેરીઆ જ્વર (નિયમિત જ્વર એકાંતરીઓ, તરીઓ, ચોથીઓ) કિવનાઇનનો અતિશય ઉપયોગ કર્યા છતાં કે કરવાથી નહિ મટયા હોય. (૨૦૦ x પાવર.)

જે તાવમાં હોઠ ઉપર ફોલ્લીઓ થાય (બરો મુતરી જવો), વાંસામાં ટાઢ વાગે, માથું ભારે અને તેમાં મંદ દુખાવો, આંખમાંથી અને નાકમાંથી પાણી ઝરે.

જે તાવમાં ઠંડી વાગતાંજ તરસ લાગે, શરીરના જુદા જુદા ભાગોમાં ઠંડી લાગે, સન્નિપાત હોય का–फो. સાથે.

મેલેરીઆ જ્વર સવારે દશ વાગે ઠંડી લાગી આવે ત્યારપછી બે પહોર સુધી તેવીજ ઠંડી લાગ્યા કરે, પછી એકદમ તાવ ચઢે, ગરદન ઘણી દુખે અને તરસ લાગે, ખાટો અને અશક્તિ કરે એવો પરસેવો થાય, કમર અને વાંસો બહુ દુઃખે, ઘણી સુસ્તી જણાય, રાતે અતિશય પરસેવો થાય, લાળ ગળે.

ઉપરનાં લક્ષણો **ને–મુ**. ની જરૂર જણાવે છે.

---

જે તાવ સાંજથી મધ્યરાત સુધી વધે અને ત્યાર પછી કમી થતા હોય.

જે તાવમાં પરસેવો ન થતો હોય **फे–फो**. સાથે વારંવાર આપવાથી પરસેવો થઇ તાવ ઉતરે છે.

જે તાવો જંતુથી અને રક્તદોષથી ઉત્પન્ન થતા હોય જેવાકે ટાઇફોઇડ, ટાઇફસ, ન્યુમોનિઆ, ક્ષય, શીતળા, ઓરી, અછબડા, ગોબરૂ, પ્લેગ, લાલ તાવ (સ્કાર્લેટ જ્વર), અજીર્ણજ્વર, ઉપદંશ અને પ્રમેહજન્ય જ્વર, મેલેરીઆ. (ખાસ ઉપાય.)

ચઢ ઉતરીઓ મેલેરીઆ તાવ આવતો હોય તે વખતે પીળાશ પડતી, સફેદ અને ચીકણી જીભ હોય.

સર્વ પ્રકારના શીતળાના તાવમાં ગરમી બહાર ફુટી ન નીકળતાં અંદર સમાઇ જતી જણાય (દાણા બરાબર નીકળે નહિ) તેમાં આ દવાનો ઉપયોગ અપ્રતિમ છે.

શીતળાનો તાવ સારો થયા પછી શરીર ઉપરના ફોલ્લાની ચામડી જલદી ઉખડી જવામાં અને ડાઘા ન રહેવા દેવા માટે આ દવાનો ઉપયોગ પ્રશસ્ય છે.

(પરસેવો લાવવા માટે આ ક્ષાર **फे–फो**. સાથે ઊના પાણીમાં પાંચ પાંચ મિનિટે વારંવાર આપવો.)

ઉપરનાં લક્ષણો **का–स**. ની જરૂર જણાવે છે.

---

(તાવના દરેક રૂપ અને દરેક પ્રકારમાં આ મુખ્ય દવા છે.)

મેલેરીઆ જ્વર (મુખ્ય અને રામબાણ ઔષધ.) **फे–फो**. સાથે વારાફરતી દશ દશ મિનિટે આપવી.

દરેક પ્રકારના તાવ કે જેમાં જીભ ઉપર લીલા ભુખરા રંગની છારી હોય, તરસ ન હોય, શરીરની અંદર ઠંડી લાગવી, માથાના તાલકામાં દાહ થવો, પેટમાં વાયુ ફરતો હોય એમ જણાવું, યકૃતમાં દુખાવો, પાતળા ઝાડા

વારંવાર થવા, કડવા પિત્તની ઉલટી થવી, કાળા કે ભુરાશ પડતા કાળા રંગની કડવી ઉલટી થવી, ઠંડી લાગી તાવ આવવો.

આખું શરીર બરફ જેવું ઠંડું હોઇ ફક્ત ગરદનજ ગરમ જણાય એવો તાવ.

ઉપરનાં લક્ષણો **ने–स**. ની જરૂર જણાવે છે.

---

જુનો મેલેરીઆ. જીર્ણજ્વર, ક્ષયજ્વર.

દરેક પ્રકારના તાવની ત્રીજી અવસ્થા કે જેમાં પરૂમય કફ, ઝાડા થતા હોય કે થવાની ધાસ્તિ હોય.

ટાઇફોઇડ અને ટાઇફસ તાવમાં અતિસાર, મરડો થઇ આવ્યા હોય તેમાં રૂધીરયુક્ત પરૂના કે રૂધીરના ઝાડા થતા હોય.

ક્ષયજ્વરમાં પગને તળીએ દાહ બળતો હોય અને બડખામાં લોહી કે પરૂ પડતું હોય કે લોહી પરૂમિશ્રિત હોય.

ઉપરનાં લક્ષણો **के–स**. ની જરૂર જણાવે છે.

---

જ્વરનાં **के–फ्लो**. નાં લક્ષણો નથી.

---

ક્ષયજ્વર પહેલી, બીજી કે ત્રીજી કોઇપણ અવસ્થામાં હોય તે ઉપર પ્રમુખ ઔષધ ૨૦૦ × પાવર.

ઘણા લાંબા વખતથી પરૂ થયા કરે એવું કોઇ દર્દ હોય તેથી જીર્ણજ્વર (હાડીજ્વર) આવતો હોય અને પગના તળીઆમાં દાહ થતો હોય. **के–स**. સાથે.

ઠંડી હવા સહન થવી નહિ, આખી રાત શરીર તાવથી તપેલું રહેવું, આખો દિવસ શરીર કંપ્યા કરવું, રાતે પરસેવો થવો, ભૂખનો નાશ અને શરીરને અશક્ત કરે એવા તાવ.

નાનાં બાળકોને માથા ઉપર, ડોક ઉપર, પગના થાપાની અને ઘુંટણની સાંધ આગળ ગંધાતો પરસેવો થવો.

ઉપરનાં લક્ષણો **सि**. ની જરૂર બતાવે છે.

---

# ભાગ ચોથો.

## ચિકિત્સા ( Therapeutics )

શરીરમાં રહેલા ફ્રાઇબિન, આલ્બ્યુમિન, જીલેટીન વગેરે સેન્દ્રિય રસોનો વધારો થાય છે. તે શરીરમાંથી લીંટ, લાળ, કફ, મળ, પિશાબ વગેરે મારફત બહાર નીકળે છે. તેનું કારણ તેનો શરીરમાં શરીર બંધારણ માટે ઉપયોગ કરનારા આ બાયોકેમિક–જીવનક્ષારોની તંગીજ હોય છે. ક્ષારોની તંગીને લીધે એ સેન્દ્રિય પદાર્થોનો શરીરમાં ઉપયોગ થતો નથી. તેથી એ તંગી સૂચવનારા ક્ષારોના લક્ષણો ઉત્પન્ન થાય છે. નીકળતા રસોના રૂપરંગ ઉપરથી અને એ લક્ષણો ઉપરથી કયો ક્ષાર ખુટયો છે તે નક્કી કરવું તેજ આ શાસ્ત્રનું નિદાન છે. અને તે ક્ષારની દવારૂપે શરીરમાં ભરતી કરવી એજ એની ચિકિત્સા છે. આ પુસ્તકના પહેલા અને બીજા ભાગમાં લોહીનાં સેલ્સ ( પિંડો ), તે વડે રચાતાં શરીરના અવયવો, સેલ્સમાં રહેલા નિરિન્દ્રિય જીવનક્ષારો તેમની શક્તિ, કાર્ય, ગુણ વગેરેનું સવિસ્તર બ્યાન કરેલું છે. તેજ એની સેલ્યુલર પેથોલોજી છે. તે પછીના ભાગોમાં કયો જીવનક્ષાર ઘટવાથી કેવાં કેવાં લક્ષણો ઉત્પન્ન થાય છે તેનું વિસ્તારથી અવયવવાર બ્યાન કરવામાં આવ્યું છે. એ લક્ષણો તેજ રોગો. રોગોનાં નામ સાથે આ શાસ્ત્રને કાંઇ નિસ્બત નથી. રોગોનાં કારણો એટલે અમુક ક્ષારોની તંગીથી ઉત્પન્ન થતાં લક્ષણો અને અમુક સેન્દ્રિય રસોનું નિરૂપયોગીપણું એજ એની ઇટીઓલોજી અથવા નિદાન અને તે જીવનક્ષારો દવારૂપે આપવાથી એ નિરૂપયોગી રસોનો શરીરબંધારણમાં થતો ઉપયોગ અને તેથી થતી રોગનિવૃત્તિ એજ એની ચિકિત્સા. એ રસો પાછા શરીરમાં આ ક્ષારોની મદદવડે શરીરરચનામાં કામે લાગી જાય અને તેથી થતાં કષ્ટદાયક લક્ષણો નિર્મૂળ થઇ જાય એટલે રોગનિવૃત્તિ થઇ ગઈ સમજાય છે. એ બધું અગાઉ લખાઇ ગયું છે તેથી આ ચિકિત્સા પ્રકરણ લખવાની કાંઇ જરૂર હતી નહિ. જેણે આ શાસ્ત્રની પેથોલોજી સમજી લીધી છે, જેણે આ ક્ષારોના ગુણ, શક્તિ (પ્રભાવ) કાર્ય અને લક્ષણો સમજી લીધાં છે તેને આ પ્રકરણની કાંઇ જરૂર નથી. આ ચિકિત્સાને વળગી રહેવાની તેને જરૂર નથી. તેમણે પોતાની તર્કશક્તિથી ચિકિત્સા ગોઠવી લેવી જોઇએ. દરેક રોગમાં લખેલી છે એટલીજ દવા તે રોગમાં વાપરવાની છે એવો ભ્રમ રાખવો નહિ લક્ષણાનુસાર બીજી દવાઓ આપવી ઘટે ત્યાં આપવી.

સાધારણ જાણનાર જનસમાજ માટેજ આ ચિકિત્સા પ્રકરણ લખવામાં આવ્યું છે. તેમને એ માર્ગદર્શક થશે. એમ ધારી લખ્યું છે.

આ શાસ્ત્ર સરળ છે અને ફક્ત બાર દવાઓ માંથીજ પસંદગી કરવાની છે. બાર દવાઓનાંજ લક્ષણો યાદ રાખવાનાં છે. બીજાં શાસ્ત્રોની પેઠે હજારો દવામાંથી પસંદગી કરવાની નથી અને હજારો દવાઓના ગુણદોષો અને લક્ષણો યાદ રાખવાનાં નથી. એ કાંઇ જેવો તેવો લાભ નથી, એમાં પ્રખર બુદ્ધિ અને યાદશક્તિની જરૂર નથી. સામાન્ય જનસમાજ સહેલાઇથી ઉપયોગ કરી શકે એવી આ ચિકિત્સા છે.

કેટલાક દાખલા લઇએ. શરીરના કોઇપણ ભાગનો વરમ કે સોજો જેને ઇંગ્રેજીમાં ઇન્ફ્લેમેશન કહેછે તેમાં બીજાં શાસ્ત્રોમાં જુદી જુદી દવાઓ છે. જ્યારે આ શાસ્ત્રમાં તેવા દરેક વરમની એકજ ચિકિત્સા છે. પછી ભલે તે મગજનો, લિવર (યકૃત) નો, ફેફસાંનો, આંતરડાનો, ગળાનો, હૃદયનો, મૂત્રપિંડનો કે કોઇપણ અંગનો વરમ હોય. વરમ સ્વભાવેજ જીવલેણ હોયછે જેમાં શરૂ થતાંજ **फे–फो**. અને **का–मु**. શરૂ કરવામાં આવે તો કેટલી બધી જીંદગી બચી જાય ! કેટલો ખર્ચ બચી જાય ! જીવલેણ ઇન્ફ્લ્યુએન્ઝા **ने–स**; **ने–मु**; **फे–फो**. એ ત્રણજ દવાઓથી ચોવીસથી અડતાળીસ કલાકમાં રોગમૂક્તિ થાય કેવી ઉમદા પદ્ધતિ ! સોજા વગરના મગજના બધા ગાંડપણ જેવા રોગો પણ ફક્ત **का–फो**; અને **मेग–फो**. થીજ સારા થાય. પિત્તના બધા રોગો **ने–स**. અને **ने–फो**. થીજ સારા થાય. બધા કફ રોગો **फे–फो**; **का–मु**; **का–स**; અને **सि**. થી સારા થાય. દરેક રોગોની ચિકિત્સા જોઇ જશો તો જણાશે કે સેંકડો રોગો પર ફક્ત **का–मु**. અને **फे–फो**. એજ મુખ્ય દવાઓ વપરાયલી છે. બધા વાયુ રોગો પાંચ ફોસ્ફેટસથીજ સારા થાય, આખા શરીરની અશક્તિ, પાંડુરોગ ફક્ત પાંચ ફોસ્ફેટ અને **ने–मु**. થી મટી જાય. કેટલી બધી સરળતા !

મારી સોળ વર્ષની આ શાસ્ત્રની પ્રેક્ટિશ અને અનુભવથી જનસમાજને આ ચિકિત્સા જાણવા ભલામણ કરૂં છું.

આ ચિકિત્સા પ્રકરણમાં અમુક દવા અમુક સાથે એમ વારંવાર આવેછે તે તે દવાની સાથે વારાફરતી આપવાની છે અથવા અમુક દવા કામ ન કરે તો તે સાથેની દવા તે પછી આપવી. વારાફરતી ન અપાય અને સાથે ભેગી કરી અપાય તેથી કાંઇ હરકત નથી. ભયભરેલા રોગોમાં તેમ કરવું જરૂરનું છે.

દવા કઇ પાવરની વાપરવી તે આમાં લખ્યું નથી. સાધારણ રીતે તરતના રોગોમાં ૩ x અથવા ૬ x પાવરની પાઉડરરૂપ દવાઓ વાપરવી. એકાદ અઠ-

વાઢીઉં રોગને થયું હોય તો ૬ x પાવરની પાઉડર દવા વાપરવી. મહીના બે મહીનાની માંદગીમાં ૧૨ x થી ૩૦ x સુધીની દવા પાઉડર રૂપે અથવા પ્રવાહી રૂપની વાપરવી. જુનાં દર્દોમાં ૨૦૦ x પાવરની પ્રવાહી દવા વાપરવી. (વિશેષ માટે જુઓ દવાના પાવરો) પાંચ છ દવા આપવાની જરૂર પડે તો બે ત્રણ દવા સવારથી બપોર સુધી અને બે ત્રણ દવા બપોરથી સાંજ સુધી એમ આપવી. દર્દી ઉંઘતો હોય તો જગાડીને દવા આપવી નહિ. રોગ ભારે હોય તો જગાડીને પણ દવા આપવી પણ તે બે ત્રણ કલાકને અંતરે આપવી. વારંવાર આપવી નહિં. કેટલીક જગાએ ખાસ પાવર લખ્યા છે તે તેજ પાવરમાં આપવી.

આ શાસ્ત્રનાં કેટલાંક ગુજરાતી પુસ્તકોમાં દવાઓનાં નામ નહિ લખતાં ફક્ત નંબરોજ લખવાનો રિવાજ જોયો છે, એ દવા વેચનારા કેમિસ્ટોને ગુંચવણમાં મૂકેછે દવા મંગાવનારા નંબરો લખી દવાઓ માગે એ કેમિસ્ટો મરાઠી, બંગાલી કે ઇંગ્રેજ હોય તો તે કઇ દવા મોકલે. દવાની શીશીઓ ઉપર લેબલો તો દવાનાં નામનાજ હોય છે નંબર લખવામાં આવતા નથી. વળી એક લેખક દવાને અમુક નંબરો આપેછે ત્યાર બીજો લેખક કોઇ બીજોજ અનુક્રમ લખે છે માટે એ અશાસ્ત્રીય રીતનો આ પુસ્તકમાં ત્યાગ કરવામાં આવ્યો છે. વાચકો એ બાર દવાઓનાં નામ યાદ રાખે એટલે તેનાં ટુંકાં નામ આ ચિકિત્સામાં લખ્યાં છે તે સહેજે જાણી જશે. પહેલા ભાગમાં દવાનાં આખાં નામ સાથે ટુંકાં નામ લખવામાં આવ્યાં છે.

જે રોગોમાં હોમીઓપથી દવા આપવાની ભલામણ કરેલી છે. તે તે રોગોમાં તેની જરૂરીઆત હોવાથી કરેલી છે. માટે તેનો જરૂર ઉપયોગ કરવો. આ ક્ષારોની કદાચ ખરાબ અસર થાય તો તેનું નિવારણ સ્ટ્રોંગ કૉફી છે. પણ તેથી સારી અસર નાશ પામતી નથી.

---

# સામાન્ય રોગો

## વરમ ( રકતસંચય )

( Inflammation )

શરીરના કોઇપણ અવયવમાં રક્તસંચય થાય છે. ત્યારે પ્રથમ તે અવયવની રક્તવાહિનીઓ ફુલી જાયછે. ત્યાં લોહી જાસ્તી આવેછે અને રક્ત જોરથી વહેછે. પણ પછી રક્તપ્રવાહ મંદ પડી તે જગાએ લોહીનો જથો એકઠો થઈ રહેછે-અટકી રહે છે. એ લોહી આસપાસના ભાગની શિરાઓમાંથી ઝરવા

માંડે છે તેની સાથે શરીરના લોહીમાંના ફ્રાઇબિન, આલ્બ્યુમીન વગેરે સેન્દ્રિય પદાર્થો બહાર પડેછે તેને વરમ અને તેથી ઉત્પન્ન થતો કફ કહેવામાં આવેછે.

વરમ ત્વચા, હાડકાં, મગજ, ફેફસાં, હૃદય, આંતરડાં, જઠર, યકૃત (કાળજું) મૂત્રપિંડ, મૂત્રાશય વગેરે સર્વ અવયવોની અંદરની અને ઉપરની ત્વચામાં (શ્લેષ્મ પડોમાં) થાય છે.

કારણ—શરીરના ઉપયોગી ફ્રાઇબિન વગેરે રસોનો વધારો, માર વાગવો, બળવું, દાઝવું, લુ લાગવી, ઝેરી પદાર્થોનું સેવન યા સ્પર્શ દુષ્ટ જંતુઓ, વગેરેથી શરીરના લોહીમાં વિકૃતિ થઇ વરમ પેદા થાય છે. કુદરત એ વિકૃતિદ્વારા શરીરમાંથી તેને દૂર કરવા પ્રયત્ન કરે છે તે એક રીતે સારૂં છે. કુદરતને મદદ કરવા અને ઉપલા કારણોથી શરીરમાં ઓછા થતા ક્ષારોની ભરતી કરવી જોઇએ.

કોઇપણ જગાએ વરમ થાય તેની ત્રણ અવસ્થાઓ હોય છે. પહેલી અવસ્થામાં રક્તસંચય અને તેથી થતાં લક્ષણોમાં વરમ, દાહ, વેદના અને ગરમી હોય છે. બીજી અવસ્થામાં પહેલી અવસ્થાનાં લક્ષણો ચાલુ રહેવા ઉપરાંત સફેદ શ્રાવ શરૂ થાય છે. ત્રીજી અવસ્થામાં પરૂ થવું અને તે નીકળી જઇ રૂઝ આવી રોગમૂક્ત થવું.

ચિકિત્સા—**फे-फो**. વરમની પ્રથમ અવસ્થામાં થતા તાવ, વેદના, દાહ, સોજો મટાડવા જો વેળાસર આ દવાની શરૂઆત થાય છે તો વરમની બીજી અવસ્થા કે જેમાં શ્રાવ શરૂ થાય છે તે અટકેછે અને થયો હોય તો જામી જતો અટકે છે. ખાવા અને ચોપડવામાં ઉપયોગ કરવો **का-स**. સાથે વારાફરતી—જીભ લાલ હોય છે.

**ने-मु**. એક બે દિવસમાં **फे-फो**. થી ફાયદો ન થાય તો તેની મદદમાં આ દવા શરૂ કરવી. **फे-फो.** સાથે વારાફરતી. જીભ ઉપર પાણી જેવો ચીકણો કફ અને ફીણવાળી હોય છે.

**का-मु**. વરમની બીજી અવસ્થામાં આ મુખ્ય દવા છે. રક્તની નળીઓમાંથી શ્રાવ કે રસ ઝરપવા માંડયો હોય તે સફેદ ઘટ્ટ કફ રૂપે હોય. અને ઘણો ચીકણો હોય. જીભ ઉપર સફેદ થર હોય.

**का-स**. અને **के-स**. વરમની ત્રીજી અવસ્થામાં કફ પાતળો પીળો, હોય તો **का-स**. અને ઘટ્ટ પીળો એટલે જાડું પરૂ નીકળવા માંડયું હોય અથવા તે પરૂ લોહીમિશ્રિત હોય તો **के-स**. વરમની ત્રીજી અવસ્થામાં આ

મુખ્ય દવાઓ છે. **કા–સ.** ની જરૂરીઆત બતાવતી જીભ થીકણી પીળા છારીવાળી અને કોર સફેદ છારીવાળી હોય છે.

**સિ.** વરમની ત્રીજી અવસ્થામાં પરૂ નીકળયા સિવાય સારૂં થશે નહિ એમ લાગે ત્યારે પરૂ થવા **સિ.** ૩ x નો ખાવામાં અને બહારથી લગાડવામાં ઉપયોગ કરવો. પરૂ બંધ કરવા ૨૦૦ x નો ઉપયોગ કરવો.

**કા–ફો.** દરેક વરમમાં તાવ હોય છે તે ઓછો કરવા અને તાવમાં સન્નિપાતનાં લક્ષણો લવારો, ઉઠીને નાસવું, મારવું, કપડાં ખેંચવા વગેરે થાય તેમાં આ આપવાની જરૂર હોય છે. જીભનો રંગ કાફી કે બ્રાઉન પેપરના રંગ જેવો હોય છે.

સૂચના—સેક કરવાની જરૂર હોય તો સેક કરવો, જે દવાઓ ખાવા આપવાની હોય છે તેજ દવાઓનું લોશન કે મલમ બનાવી બહારથી તેનો ઉપયોગ કરવાથી વરમ અને વરમજન્ય ઉપદ્રવો તાવ, કફ કે શ્રાવ વગેરે જલદી મટશે. જ્યાં સુધી ભૂખ ન લાગે ત્યાં સુધી ઉપવાસ કરવા. ભૂખ ઉઘડયા પછી દૂધ, કાંજી વગેરે હલકા ખોરાક લેવા. શરદીથી બચવા ઇલાજો લેવા. આરામ લેવો એ બહુ જરૂરી છે.

---

## વરમજન્ય જ્વરો.

શરીરના દરેક અવયવમાં વરમ થઇ જ્વર .( તાવ ) ઉત્પન્ન થાય છે કેટલાક વરમજન્ય જ્વરો બહુ ભયજનક હોય છે તેની ચિકિત્સા તત્કાળ કરવાની છે. મગજ, રકતાશય, ફેફસાં, યકૃત, શ્વાસનળીઓ, મૂત્રપિંડ, ગર્ભાશય વગેરે ભાગોમાં થતા વરમો જીંદગીને ભયરૂપ છે. છતાં પણ તેની તત્કાળ આ દવાઓ થવાથી ભય દૂર થાય છે. ચિકિત્સા મોડી થવાથી ગંભીર બગાડો થવા પામે છે ત્યારે હોશિઆર હોમિઓપથીક ડોકટરની અથવા એલોપથીક ડોકટરની સલાહ લેવી ઉચિત છે. એ રોગોની ચિકિત્સા વરમમાં લખ્યા પ્રમાણે કરવી. વિશેષ વર્ણન તે રોગોની ચિકિત્સામાં આવશે.

---

## ફુટી નીકળતા ચેપી તાવો.

( Eruptive Fevers )

શીતળા, ઓરી, ગોવરૂ એ ફુટી નીકળતા ચેપી તાવો છે. તેઓની મુખ્ય ચિકિત્સા નીચે પ્રમાણે છે.

તાવ માટે **के-फो**; અને **का-मु**. એ બે ક્ષારોનો શરૂઆતથી વારાફરતી ઉપયોગ કરવાથી ચામડી ઉપર રોગ બહાર આવી તાવ હલકો પડે છે અને ભય દૂર હોય છે. રોગ બહાર નીકળયા પછી **का-स.**, **ने-मु.**, અને **के-स.** એ ત્રણનો ઉપયોગ મુખ્ય દવાઓ સાથે ચાલુ રાખવાથી રોગો સારા થાય છે અને તેની જરાએ વિક્રિયા કે ખરાબ અસરો રહેતી નથી. રોગોમાં નીકળતી રસી જ્યારે પરૂમય થાય ત્યારે **के-स.** અને **का-स.** ની સાથે **सि. ३० x** આપવાથી તેની પાછળની અસરો થતી નથી.

## શીતળા, શીળી, સૈયડ, માતા

(Small-Pox)

આ રોગમાં શરૂઆતમાં માથામાં દુખાવો થાય છે. ચહેરો લાલચોળ થાય છે. શરીર અમળાય છે, આંખો બળે છે, પીઠમાં અને કેડમાં ચરકા આવે છે. રોગની શરૂઆત ઉલટી અને તાવથી થાય છે. તાવ ૧૦૪ થી ૧૦૬ સુધી ચઢે છે. ત્રણ ચાર દિવસ પછી શરીર પર ઝીણા દાણાઓ નીકળે છે તે ખીલ જેવા હોય છે. પહેલા મોં અને હાથના કાંડા ઉપર, પછી ગરદન, છાતી અને છેલ્લે આખા શરીર ઉપર નીકળે છે. આઠમે દિવસે તે વધીને મોટા ગોળ ફોલ્લા થાય છે તેમાં પહેલા પાણી ભરેલું લાગે છે. પછી ચિકાશવાળું પીળું પ્રવાહી પરૂ નીકળે છે. દર્દીનું આખું શરીર સુઝી જાય છે તે એટલે સુધી કે મોંનો ચહેરો પણ ઓળખાઈ શકતો નથી. દાણા પૂરેપૂરા ભરાઇ રહે છે ત્યારે દુર્ગંધવાળું પીળું પ્રવાહી પરૂ નીકળે છે. તાવ ઓછો થાય છે. ફૂટયા પછી ચાર પાંચ દિવસમાં ભીંગડાં વળી જાય છે. તે ભીંગડાં ઉખડી ગયા પછી ચાઠાં પડે છે તે ૭ સાત અઠવાડીઆ પછી જતા રહે છે અને કેટલાકને કાયમ નિશાની રહી જાય છે.

બળીઆ, માતા એ નામથી લોકો એને ઓળખે છે. એ રોગના જુદા જુદા પ્રકારો છે. (૧) છુટા દાણાવાળા, (૨) સંયુકત દાણાવાળા. (૩) છુટા પણ એકેકની નજીક દાણાવાળા.

આમાં સંયુકત દાણાવાળા પ્રકારનો શીતળાનો રોગ ભયજનક છે. છુટા પણ નજીક દાણાવાળા પ્રકારનો રોગ ઓછો ભયજનક છે. છુટા દાણાવાળો ભયજનક નથી.

દાણા નીકળ્યા પછી તાવ બે ત્રણ ડિગ્રી ઓછો થાય છે. પણ સંયુકત પ્રકારમાં દાણા જ્યારે ખૂબ ભરાય છે, ત્યારે વળી પાછો સખત તાવ આવેછે તે વખતે રોગ કદાચ જીવલેણ નીવડે છે.

આ રોગ સારો થાય તોપણુ તેનાં ચાઠાં રહી જાય છે, ચહેરો બદલાઇ જાયછે, આંખો જાયછે કે ફુલું પડેછે. બાળકો અને વૃદ્ધો આ રોગમાંથી બચી શકતા નથી.

આ રોગ ઘણો ચેપી છે તે એક જાતની સૂક્ષ્મ જીવાતથી થાય છે એક વખત થયા પછી ફરી થતો નથી. બળીઆ નીકળે ત્યારે દવાદારૂ થઇ શકે નહિ એવા વહેમથી આપણી પ્રજા હજી મૂકત નથી તેથી ઘણા અકાળમૃત્યુ થાયછે. આ બાયોકેમિક દવાઓ આ રોગમાં આશિર્વાદ સમાન છે. વળી એ દવાઓ કહેવાતી નથી. પણ એક જાતનો જીવનપુડછે. હોમીઓપથીમાં પણ આની સારી દવાઓ છે.

ચિકિત્સા—આ શાસ્ત્ર પ્રમાણે આ રોગ મુખ્યત્વે **का–मु.** નામનો ક્ષાર લોહીના સેલ્સ (પિંડો) માંથી કમી થવાથી થાયછે. એ ક્ષાર કમી થવાથી ક્રાઇબ્રિન નામનો પદાર્થ શરીરબંધારણમાં ઉપયોગમાં આવતો નથી તેનો વધારો ચામડીમાંથી રસીરૂપે બહાર નીકળેછે તે વખતે તાવ આવેછે અને બીજાં લક્ષણો થાયછે તેને શીતળા કહેવામાં આવેછે આ રોગની એ મુખ્ય દવા છે.

**फे–फो.**—ભારે તાવ, શરદીના ચિન્હો, ઝડપી નાડી. મુખ્ય દવા **का–मु.** સાથે વારાફરતી પંદર મિનિટના અંતરે આપવી.

**का–मु.**—આ રોગની મુખ્ય દવા. વારાફરતી આપવાની કે લક્ષણાનુસાર આપવાની બીજી દવાઓની સાથે આપવી.

**का–स.**—શીતળા સમાઇ જતા લાગે, પોપડા ઉખડતા વાર લાગે, નવી ચામડી જલદી ન આવતી હોય.

**ने–मु.**—સંયુકત પ્રકારના દાણાવાળો શીતળા, લાળ ઝરે.

**का–फो.**—સન્નિપાત, ભારે તાવ, આખા શરીરની દુર્ગંધમય સ્થિતિ.

સુચના—જ્યારે વસ્તીમાં આ રોગ ચાલતો હોય ત્યારે તેનાથી બચવા માટે **फे–फो.** સાથે **का–मु.** ૩ x હંમેશાં ત્રણ ચાર વાર પાંચ પાંચ ગ્રેન લેવો. લંડનનો પ્રખ્યાત ડૉ. સાઉડર કહે છે કે આ રોગ થતો અટકાવવાને જેણે જેણે ઉપરના પ્રયોગની અજમાયશ કરીછે તેમને કોઇને આ રોગ થયો ન હતો.

બાળકોને નાનપણુમાં છ મહીનાની ઉંમરની અંદર શીળી કઢાવવી તેથી એ રોગ થતો નથી અને થાય છે તો તેના હલકા પ્રકાર થાય છે અને જલદી મટી જાય છે, રસી તાજી મૂકાવવી. પંદર વીશ વર્ષની ઉંમરે ફરી શીળી કઢાવવી એથી એ રોગથી મૂકત થવાય છે.

અમેરિકામાં હોમીઓપથીક દવા વેકિસનીનમ ૩૦ અગર વેરીઓલીનમ ૩૦. દશ પંદર દિવસ સારા છોકરાંઓને કે માણસોને ખવરાવી શીળી કઢાવે છે. શરીરમાં કોઇપણ જગાએ તેથી શીળી જેવા ફોલ્લા નીકળે છે એટલે દવા ખવરાવવી બંધ કરે છે. આ રીતથી શીળી નીકળે છે. અને ડો. જેનરની રીત પ્રમાણે શીળી કઢાવવાથી કેટલીક વખત જે ખરાબ પરિણામ આવે છે તે આવતું નથી.

## ઓરી ગોવરૂ

### ( Measles ).

આ રોગમાં પ્રથમ સખત સળેખમ થાય છે. તાવ આવે છે, શરીરપર ગુલાબી ધાબાં નીકળે છે. આ રોગ ઘણું કરીને બાળકોને થાય છે. એ પણ ઘણો ચેપી રોગ છે. એકવાર થયા પછી વારંવાર થતો નથી. ચૌદ દિવસ સુધીમાં એ રોગ સારો થઇ જાય છે. દર્દીને બહુ છીંકો આવે છે, આંખો સુઝી પાણી ગળે છે અને અવાજ બેસી જાય છે, દાણા પહેલાં મોં ઉપર પછી ગરદન અને છાતી ઉપર, પછી આખા શરીર ઉપર જણાય છે. જેમ દાણા વધુ તેમ રોગનો ભય ઓછો સમજવો. તાવની ગરમી ૧૦૩-૧૦૪ ડિગ્રી રહેછે, આ રોગમાં ઝાડા થાય તે પણ સારી નિશાની સમજવી. શરીરના હાનિકારક ઝેરો ઝાડામાં નીકળી જાય છે. કોઇને આ રોગમાં સસણી અને ન્યુમોનિઆ પણ થાય છે ત્યારે અને દાણા કાળાશ પડતા કે જાંબુ રંગના થાય તે સારી નિશાની નથી તે વખતે વધુ સંભાળ રાખવી જોઇએ. આ રોગ ઉપરથી સારો થએલો દેખાય છતાં તેનું ઝેરી વિષ દૂર થયું હોતું નથી એથી ચિકિત્સા ચાલુ રાખવી જોઇએ. આ રોગમાં પાછળથી કોઇને કાનમાંથી પરૂ નીકળે છે, કોઇને ગળામાં સોજો રહેછે, કોઇને ખાંસી રહેછે અને કોઇને ક્ષય પણ થઇ જાય છે. માટે લાંબા વખત સુધી દવાઓ આપવી જોઇએ.

**ચિકિત્સા**—શીતળાના રોગ પ્રમાણે. **का–स**. આપ્યા છતાં દાણા બરાબર બહાર નીકળે નહિ તો **काली आर्स** કે **कुप्रम आर्स**. આપવા. પિશાબ બંધ થઈ જાય તો **ने–स**. અને પિશાબમાં લોહી પડે તો **का–फो**. નો ઉપયોગ કરવો.

## અછબડા.

### ( Chickan-Pox. )

આ બાળકને થતો હલકો ચેપી રોગ છે. એ શીળીથી તદ્દન જુદો વ્યાધિછે એકાદ બે દિવસ તાવ આવી શરીર જરા લાલ થાય છે અને બે ત્રણ દિવસે

પેટ, છાતી, વાંસો વગેરે ઠેકાણે છુટા છુટા લાલ અણીદાર દાણા દેખાયછે. એમાં પાણી ભરાયછે પણ પરૂ થતું નથી, ૭ સાત દિવસમાં તો એ તદ્દન અદૃષ્ય થઇ જાયછે. આ રોગમાં દવાની બહુ જરૂર પડતી નથી **फे–फो, ने–मु.** અને **का–मु.** એટલીજ દવાની જરૂર પડે છે. એ ત્રણ શરૂઆતથી વારાફરતી આપવી.

## શીળી કઢાવ્યાની બુરી અસર.

**( Vaccinosis )**

ગૌશિતળા કઢાવવાથી કેટલીકવાર બાળકોને શિતળાના રોગ જેવાજ લક્ષણો થઈ આવેછે. અને તેથી બાળકોના મૃત્યુ પણ થએલા છે. કેટલાક બાળકોને એથી ન્યુમોનિઆ, આંકડી, સખત તાવ, શરીરનું સુકાવું, ગુમડા વગેરે થાયછે એનું કારણ ખરાબ રસી અથવા રસી મુકવાનું અધિક પ્રમાણ હોવું જોઈએ. સારા ડાકટરો પાસે ગ્લીસરીનેટેડ ચેપ મુકવાથી આવું પરિણાગ આવતું નથી. જો રસી મુકાવાવનું ખરાબ પરિણામ આવે તો **का–मु.** અને **सि.** નો ઉપયોગ વારાફરતી દર અર્ધા કલાકે કરવો. હોમીઓપથીની થુજા નામની દવા પણ એ અસર મટાડવામાં સારૂં કામ કરેછે. હોમીઓપથીની વેકસીનીનમ ૨૦૦ અને મેલેન્ડ્રીઅમ ૩૦ આઠવાડિઆમાં એકવાર પાંચ પાંચ ટીપાં અથવા પાંચ પાંચ ગોળી આપવી એથી પણ એ બુરી અસર દુર થશે.

## ટાઢીઆ તાવ

**( Malaria )**

હિંદુસ્તાનમાં આ રોગ બધેજ શરદઋતુમાં જોરથી ફાટી નીકળેછે. બારે માસ પણ એ રોગ મનુષ્યોને ત્રાસ આપેછે. એ રોગનું કારણ કોઇ દુષિત હવા, કોઇ દુષિત જલ, કોઇ મચ્છરનું કરડવું વગેરે જણાવે છે. એક જાતના વિષારી જીવાણુ જેઓ હવા, જલ અને મચ્છરના ડંખ મારફતે શરીમાં દાખલ થાયછે. તેથી તાવ આવેછે.

આ શાસ્ત્ર એ માનેછે પરંતુ એમના મને શરદઋતુમાં શ્વાસોચ્છવાસ મારફતે જે પાણી લોહીમાં દાખલ થાય છે તેથી લોહીના અણુઓમાં અને લોહીના પ્રવાહીમાં પાણીનું પ્રમાણ વધી પડેછે તેથી જોઇએ તેટલો ઓકસીજન વાયુ લોહીના અણુઓ ગ્રહણ કરી શકતા નથી તેથી મેલેરીઆના જંતુઓ ફાળી જાયછે અને મેલેરીઆ તાવ આવેછે. જો લોહીમાં આ વધારાનું જલ બહાર કાઢી નાખનાર **ने–स.** નામનો ક્ષાર પૂરતા પ્રમાણમાં હોય અને ઓકસીજન

લઈ જઈ અણુઓને પૂરો પાડનાર **ફે-ફો.** અને **કા-સ.** ક્ષારો પૂરતા પ્રમાણુમાં હોય તો એ વધારાનું જલ પિશાબ અને પરસેવા મારફત કુદરતી બહાર નીકળ્યા કરેછે તેથી જેઓનાં શરીરમાં એ ક્ષારો યોગ્ય પ્રમાણુમાં હોયછે તેઓ મેલેરીઆવાળા પ્રદેશમાં રહેતાં છતાં તેમને મેલેરીઆ તાવ આવતો નથી. ઉંચા પ્રદેશમાં ઓકસીજન વાયુ કુદરતી વધુ પ્રમાણુમાં શ્વાસમાં જવાથી ત્યાં જલનું પ્રમાણુ શરીરમાં વધતું નથી અને થયું હોય તો દૂર થાય છે. મેલેરીઆના જે દર્દીઓ દવા કરાવતાં છતાં સારાં થતાં નથી તેઓ ૧૦૦૦ ફુટ કરતાં વધુ ઊંચાઇવાળી જગાએ જતાં તેમનો મેલેરીઆ તાવ સારો થઇ જાય છે. નીચી અને ભેજવાળી જગા એ રોગને ઉત્તેજન આપે છે.

મેલેરીઆ તાવનાં રૂપ ઉપરથી તેને જુદાં જુદાં નામ આપવામાં આવ્યાં છે. જેવાં કે—

ટાઢીઓ, એકાંતરીઓ, ચોથીઓ (Intermittent Fever)

સતતજ્વર, વિષમજ્વર, અવધીઓ (Remittent Fever)

મેલેરીઆનો અસાધ્ય જ્વર (Pernicious Malaria)

કાળા પિશાબવાળો ઝેરી જ્વર (Black-water Fever)

ટાઇફોઇડ સાથે મેલેરીઆ (Typho-Malarial Fever)

જે મેલેરીઆ તાવ હંમેશાં આવે અને ઉતરી જાય તેને નિત્યજ્વર કે રોજીઓ તાવ કહેછે. એક દિવસ આવે, એક દિવસ ન આવે, ફરી પાછો આવે, એક દિવસ ન આવે, ફરી પાછો આવે, એમ એક એક દિવસનો ગાળો નાખીને આવે તેને આંતરીઓ તાવ કહેછે. એક દિવસ આવે વચ્ચે બે દિવસ ન આવે અને વળી પાછો આવે એમ બબ્બે દિવસનો ગાળો નાખીને આવે તેને ચોથીઓ તાવ કહે છે.

જે મેલેરીઆ તાવ એક વખત શરૂ થાય છે તે તદ્દન ઉતરી જવાનો બદલે જરા હલકો પડે. વળી પાછો તાવ ચઢવા માંડે એમ ઘણા દિવસો સુધી દર્દીને છોડે નહિ મતલબ કે તાવમાં તાવ ભરાયા કરે તેને સતતજ્વર, વિષમજ્વર વગેરે કહેવામાં આવે છે. જે મેલેરીઆ તાવનાં લક્ષણો ટાઇફોઇડને મળતાં હોય છે તેને ટાઇફો મેલેરીઅલ ફીવર કહેવામાં આવે છે.

જે મેલેરીઆ તાવમાં કાળા લોહીનો પિશાબ થાય છે તેને બ્લેકવોટર ફીવર કહે છે. આ તાવ આફ્રિકામાં થાય છે.

મેલેરીઆ તાવની ત્રણ અવસ્થા હોય છે. પહેલી અવસ્થામાં પ્રથમ શરીર અમળાય છે, ટાઢની કંપારી આવે છે, પછી સખત ટાઢ વાય છે. શરીર ધ્રુજે છે, દાંત કકડે છે, બહુજ ટાઢ હોય તો નખ ભૂરા થાય છે, શ્વાસ

અને નાડી ઉતાવળી ચાલે છે. આ અવસ્થા એક બે કલાક સુધી રહે છે. બીજી અવસ્થામાં ટાઢ મટી જાય છે તાવ સખત ૧૦૨ થી ૧૦૭ સુધી આવે છે, તરસ લાગે છે માથું સખત દુ:ખે છે અને દર્દી બહુ બેચેન બને છે. એ અવસ્થા બે ચાર કલાક રહે છે. ત્રીજી અવસ્થામાં પરસેવો થવા માંડે છે તાવ ઉતરવા માંડે છે, ખાવાની રૂચી થાય છે, માથું હલકું પડે છે અને તાવ ઉતરી જાય છે. આ ત્રણે અવસ્થામાં દર્દીને વખતે કડવી લીલા રંગની ઉલટીઓ થવા માંડે છે.

**ચિકિત્સા—न–स.** ૩x ૬x આ રોગની મુખ્ય દવા આ રોગમાં લાગુ પડતી બીજી દવાઓની સાથે વારાફરતી આપવી. શરીરમાં પાણીનો વધારો થયો હોય તેનો નાશ કરી તાવ મટાડનાર આ મુખ્ય દવા શરૂઆતમાં ૩x ની વાપરવી. કડવી ઉલટી, લીલી ઉલટી, કડવું મોં, બંધકોશ વગેરે પિત્તનાં લક્ષણો હોય તો.

**फे–फो.** ઉલટીમાં ખાધેલું અનાજ કે વસ્તુ નીકળતાં હોય શરીરમાં પ્રાણવાયુની પૂરણી કરવા **का–स.** ની સાથે.

**का–स.** સંધ્યાકાળે તાવ વધતો હોય **फे–फो.** સાથે.

**ने मु.** પાણી જેવી ઉલટી, મોં શુષ્ક અગર લાળ ગળતી હોય, અતિ તરસ, હોઠ ઉપર ફોલ્લીઓ થવી, કિવનાઇન નો અતિ ઉપયોગ કર્યા છતાં તાવ ન જવો, અગર તાવ ગયા પછી થતી કિવનાઇનની ખરાબ અસરો મટાડવા, સવારના ૧૦–૧૧ વાગે આવતો મેલેરીઆ તાવ, માથાનો દુખાવો પરસેવો આવ્યા પછી મટે, ચોથીઓ અને આંતરીઓ તાવ.

**ने–फो.** ખાટી ઉલટી થતી હોય.

**फे फो.**—અતિશય ઠંડી લાગવી, આંકડી, ઠંડી લાગવા પહેલાં અને ઠંડી લાગતી હોય તે વખતે તરસ લાગે પણ તાવ ચઢે અને પરસેવો થાય ત્યારે તરસ ન લાગે, સવારે ૯ વાગે જોરમાં ઠંડી લાગે, પેટમાં ચુંક કે દુખાવો.

**का–फो**—અશકિત અને ગંધાતો પરસેવો. તાવ ઉતરે ત્યારે બહુ અશકિત આવે. ચોથીઓ તાવ.

**का–मु**—જીભ ઉપર જાડી સફેદ અથવા રાખજેવા રંગની છારી હોય, બીજી દવાઓથી સારા નહિ થતા મેલેરીઆ જવરો.

**સૂચના**—શરૂઆતથીજ **फे–फो.** અને **ने–स.** વારાફરતી આપવામાં આવે તો તાવ જલદી કાબુમાં આવેછે. એ આપતાં છતાં તાવ નહિ ઉતરે તો પરસેવો લાવવા માટે **का–स.** ની મદદ લેવી. જે જે તાવોમાં પરસેવો નહિ થાય તે બધામાં **का–स.** અને **फे–फो.** નો ઉપયોગ કરવો. ચોથીઆ તાવ માટે

**फ–फो.** અને **ने–मु.** મુખ્ય દવાઓ છે. જ્યારે શરીરમાં તાવ હોય ત્યારે આ દવાઓનો ઉપયોગ કરવા કરતાં જ્યારે તાવ ઉતરી જાય ત્યારે **फे.–फो.** અને **ने–स.** નો ઉપયોગ કરવાથી તાવ અટકી જશે અગર થોડા પ્રમાણમાં આવેશે.

જે તાવો કિવનાઈનથી કે આ ક્ષારોથી નહિ મટે તેમાં **आर्सेनिक** નો ઉપયોગ કરવો. જ્યારે તાવના વાયરા હોય ત્યારે હંમેશાં **ने–स.** નો ઉપયોગ કરવાથી એ તાવમાંથી બચાશે. તત્વ ઉતરી ગયા પછી પાછો ન આવવા દેવા માટે **आर्स आयोड** ૨ x ના પાંચ પાંચ ગ્રેનના ત્રણ પડીકાં સવાર, બપોર, સાંજ લેવાં. જુના મેલેરીઆના રોગમાં **आर्सेनिक, का–फो.** અને **के स.** નો ઉપયોગ કરવો. ચરબીવાળા ખોરાકો જેવાકે ઘી, તેલ, ઇંડાં માખણ, મચ્છી ખાવાં નહિ. નબળાઈ વધી જાય તો દુધ કે ઘઉંની થુલી, રોટલી ખાવી. તળેલી ચીજો, છાશ અને દહિંનો ખોરાક લેવો નહિ. ચોખા પણ ખાવા નહિ.

## મેલેરીઆનો દુઃસાધ્ય કે અસાધ્ય તાવ

### ( Pernicious Malarial Fever )

જે પ્રદેશોમાં ડાંગરનો પાક થાય છે અને ઘીચ ઝાડી હોય છે તેવા પ્રદેશમાં આવતા મેલેરીઆ તાવ સખત અને જીવલેણ હોય છે. જે પ્રદેશોમાં પુષ્કળ વરસાદ પડે છે તેમાં પણ આ તાવ આવે છે. તાવ પ્રથમ ચડઉતરીઓ, આંતરીઓ કે ચોથીઓ આવે છે બે ચાર હપ્તા પછી તે અસાધ્યરૂપ ધારણ કરે છે.

એ તાવના ૭ સ્વરૂપ છે. (૧) સન્નિપાતરૂપ (૨) મૂર્ચ્છારૂપ (૩) અતિસ્વેદરૂપ (૪) શીતકારીરૂપ (૫) પિત્તવિકારરૂપ (૬) વિશુચિકા (કોલેરાજેવું) રૂપ.

આ તાવ મેલેરીઆજ છે પણ ઉપર પ્રમાણે તેમાં રૂપ કે **મુખ્ય લક્ષણ** ઉત્પન્ન થાય છે ત્યારે તે દુઃસાધ્ય કે અસાધ્ય નીવડે છે.

**(૧) સન્નિપાતરૂપ**–તાવ, માથાનો સખત દુખાવો, બેચેની, ઉન્માદ, આંખો લાલ, ગરમી ૧૦૫ થી ૧૦૮, બેભાની, આંચકી.

ચિકિત્સા **फे–फो., का–स., का–फो. मेग–फो. ने–स.** આ રૂપમાં પરસેવો લાવવાની જરૂર છે તે માટે **फे–फो.** અને **का–स.** મગજની અવ્યવસ્થાઓ માટે **का–फो. मेग–फोस, ने–स.**

(૨) મૂર્ચ્છારૂપ–માથાનો અતિ સખત દુખાવો, મગજમાં રક્તસંચય, ચકરી, વાચા બંધ, બેભાનપણું, તાવ ૧૦૫–૧૦૭ શ્વાસ લેતાં નસ્કોરાનો અવાજ એ લક્ષણો થાય છે.

**ચિકિત્સા**—સાન્નિપાતિકરૂપ પ્રમાણે.

(૩) **અતિસ્વેદરૂપ**—આખું શરીર પરસેવાથી તરબોળ થઇ જાય, ચહેરો ફીક્કો, રકતાશય અતિ મંદ થઇ મૃત્યુ આવે છે. **ने-स. ने-मु.** અને **का-फो.** ૩ x

(૪) શીતકારીરૂપ—શરીર બરફજેવું ઠંડું પણ દર્દી બળ્યો બળ્યો થાય, અંદર બળતરા, ગરમી ૯૫–૯૬, શ્વાસ મંદ, પેટ દાબતાં દુખે, પિશાબ થોડો અને કાળો, દર્દીને બોલવાની પણ હોંસ રહેતી નથી.

**ચિકિત્સા-कुप्रम आर्स, केम्फर** ૬ **x का–फो.** ૩ **x** અને **ने–मु.**

(૫) પિત્તવિકારરૂપ-કમળો, માથાનો સખત દુખાવો, જીભ ધોળી કે પીળી, કડવી ઉલટી, પાતળા પીળા ઝાડા, પુષ્કળ તરસ, પિશાબ થોડો અને લાલ.

**ચિકિત્સા—ने–स.** ૩x **का–स.** ૩x ૬x **फे–फो.** ૬x **ने–मु.** ૩૦x સફેદ ઝાડો હોય તો **का–मु.** અને **का–फो.**

(૬) કોલેરાસ્વરૂપ-ઉલટી અને ઝાડા વારંવાર થવા. ઉલટી કડવી, પીળી, ઝાડો પાણી જેવો, લીલો કે રકતમિશ્રિત અતિ તરસ, પેટમાં સખત દાહ, અને આંકડી, પગમાં ગોટલા, ચામડી ઠંડી થતી જાય, નાડી મંદ પડતી જાય, પરસેવો પુષ્કળ થાય, દર્દી નિસાસા નાખ્યા કરે વગેરે મુખ્ય લક્ષણો દેખાઇ દર્દી ચાર છ કલાકમાંજ મૃત્યુ પામે.

**ચિકિત્સા-कुप्रम आर्स,** ૩ x–૬ **x केम्फर** ૧ **x ने-स.** ૩૦ **x का–फो.** ૬ **x मग–फो.** ૩ x

અતિ ભેજવાળી ભૂમિનો આ તાવ પ્રાણઘાતક છે. એમાં આપવાની દવાઓ બબ્બે ત્રણ ત્રણ ભેગી કરી પાંચ પાંચ મિનિટે પાંચ પાંચ ગ્રેન આપવાની જરૂર પડેછે. હોમીઓપથીમાં કેટલીક સારી દવાઓ છે જેવી કે–ક્રોટેલ્સ, વિરેટ્રમ વિર, વિરેટ્રમ આલ્બ વગેરે. હોશિયાર હોમિઓપથીક ડોકટરની પાસે ચિકિત્સા કરાવવી.

## ટાઇફો-મેલેરીઅલ ફીવર

### (Typho-malarial Fever)

આ મેલેરીઆ તાવનાં લક્ષણો ટાઇફોઇડ તાવને મળતાં છે ટાઇફોઇડમાં ટાઢની ફકત કમકમી આવેછે. ત્યારે આમાં પુષ્કળ ટાઢ વાય છે. ટાઇફોઇડમાં તાવની ગરમી ધીમે ધીમે વધે છે. આમાં એકદમ ભારે તાવ આવે છે.

**ટાઇફોઇડમાં શરીર ઉપર ગુલાબી ચાઠાં નીકળે છે. આમાં તે હોતાં નથી.**

**ઉપરની હકીકત ટાઇફોઇડ અને ટાઇફો મેલેરીઅલ ફીવરનો નિર્ણય કરવા મદદગાર થશે.**

**ચિકિત્સા**—ટાઇફોઇડ અને મેલેરીઆ પ્રમાણે.

**फे–फो.**, **ने–स.**, **ने–मु.**, અને **का–फो.** મુખ્ય દવાઓ છે. લક્ષણુનુસાર **का–मु.** અને **का–स.** કષ્ટસાધ્ય અવસ્થામાં **आर्सेनिक.**

## આંત્રજ્વર–આંતરડાનો તાવ.

### ( Typhoid Fever )

આ એક જંતુથી ઉત્પન્ન થનારો આંતરડાનો તાવ છે. એથી આંતરડાંમાં વરમ કે સોજો થાય છે પેટ કે પેઢુ ઉપર સ્પર્શ સહન થતો નથી. આંતરડાંમાં આ રોગ થતો હોવાથી એને આંત્રજ્વર કહેવામાં આવે છે. ટાઇફોઇડ નામથી હવે તેને બધા જાણે છે. એક આઠવાડીઉં એ ગુપ્ત અવસ્થામાં રહે છે ત્યાર પછી એની ઓછામાંઓછી મુદ્દત ત્રણ અઠવાડીઆની છે. કેટલાકને એ રોગ ૭ સાત અઠવાડીઆ કે તેથી વધુ મુદ્દત ચાલે છે. વિષમજ્વર જે એકવીશ દિવસનો તાવ ગણાય છે તેમ આની મુદ્દત પણ એકવીશ દિવસની ગણાય છે. વિષમજ્વરમાં આંતરડાંમાં સોજાનાં લક્ષણો જણાતા નથી. વિષમજ્વર પહેલા બે દિવસમાં ઘણું કરીને ૧૦૪–૧૦૫ ડીગ્રી સુધી ચઢે છે ત્યારે આ ટાઇફોઇડ તાવ પહેલા બે દિવસોમાં ૧૦૨ સુધી થાય છે. એથી પણ એને જુદો ઓળખી શકાય છે.

ટાઇફોઇડમાં તાવની ગરમી ધીમે ધીમે વધે છે. એની એક એક અઠવાડીઆની ત્રણ મુદ્દત છે. પહેલા અઠવાડીઆમાં મગજની ઘણીજ બેચેની, નબળાઈ, ધ્રુજ અને શોષ હોય છે. દર્દી પોતાનો અહેવાલ પણ કહી શકતો નથી એટલી બધી મગજની શક્તિ મંદ પડે છે. બીજા અઠવાડીઆમાં શરીર સુકાતું જાય છે, પિશાબ થોડો ઉતરે છે. ઝાડા થવા માંડે છે. પિશાબ અને ઝાડો ઘણાજ વાસ મારે છે. દર્દીથી પથારીમાંથી ઉઠી શકાતું નથી. ત્રીજા અઠવાડીઆમાં દર્દી બિલકુલ નંખાઇ જાય છે, ચત્તો સુઇ રહે છે. બિછાનામાં પગ તરફ નીચે ઉતરતો જાય છે, હોઠ ઉપર છોડા બાઝે છે, જીભ ચામડા જેવી સુકી થઇ જાય છે, સાંભળવાની અને ઓળખવાની શક્તિ ગુમાવી બેસે છે કોઇને ઓળખી શકતો નથી.

આ રોગમાં કોઇને ગુલાબી રંગના ગોળ દાણા શરીર પર ફુટી નીકળે છે. આંતરડાંમાં ચાંદાં પડી તેમાંથી ગુદા વાટે રક્તસ્રાવ થઈ દર્દી મરણ પામે છે. અશક્તિ અને મગજની શક્તિઓનો નાશ થઇ સન્નિપાત થઇને પણ દર્દી મરણ પામે છે.

આની ચિકિત્સા વરમ પ્રમાણે કરવાની હોય છે.

જીવનરસાયનશાસ્ત્ર પ્રમાણે લોહીમાં લોહનાં પરમાણુઓ ઓછા થાય છે. લોહીમાં રહેલાં લોહના પરમાણુઓ શ્વાસમાં હવા લઇએ છીએ તેમાંથી ઓકસીજન વાયુનું શોષણ કરી લોહીને પૂરો પાડે છે. જો લોહીમાં લોહમાંથી બનતો ફેરમ ફોસ નામનો ક્ષાર કમી થાય છે ત્યારે લોહીમાં ઓકસીજન વાયુની ખોટ પડે છે તેથી લોહીને ઉતાવળે ફરી ઓકસીજન પૂરો પાડવો પડે છે તેથી ગરમી કે તાવ ઉત્પન્ન થાય છે. દરેક પ્રકારના તાવ આવવાનું કારણ **फे–फो**. ની ખામીજ હોય છે. તેથી દરેક પ્રકારના તાવમાં **फे–फो**. તો આવવાનુંજ હોય છે. આ તાવમાં ઝાડા પિશાબમાં દુર્ગંધ આવે છે તેનું કારણ જ્ઞાનતંતુના રસમાં **का–फो**. નામના ક્ષારની તંગીજ હોય છે એ ખામીને લીધે ફોસ્ફ્યુરેડ હાઇડ્રોજન વાયુ લોહીમાંથી છુટો પડી બહાર નીકળે છે તેજ છે. શરીરના કોઇપણ ભાગમાં સડો થાય, દુર્ગંધ આવે ત્યારે **का–फो**. જ આપવાનો હોય છે.

**ચિકિત્સા—फे–फो**. ટાઢ વાગવી, તાવ આવવો, ટાઇફોઇડની પહેલી અવસ્થા, આંતરડાંમાંથી લોહી નીકળવું, તે ચોકખું ચળકતું લાલ હોય, ક્ષીણતા બહુ હોય, લોહી તરત જામી જતું હોય.

**का–मु**. ટાઇફોઇડની મુખ્ય દવા. તાવના લક્ષણોમાં **फे–फो**. સાથે વારા-ફરતી, જીભ ઉપર સફેદ અથવા રાખોડી રંગનું પડ, આંતરડાંનો સોજો અને કમજોરી, કાળું જામી જાય એવું લોહી ગુદા મારફત પડવું, પેટનું ફુલવું, એ લક્ષણોમાં.

**का–फो**. ટાઇફોઇડ તાવનાં ભય ભરેલાં લક્ષણો, ખાસ કરીને સન્નિપાત, મગજની અવ્યવસ્થા, મગજની નબળાઇ અને એકદમ અશક્તિ, વાસ મારતા ઝાડા પિશાબ, ગંધાતો શ્વાસ, હૃદયની ધીમી મંદ ગતિ, જીભનો કલર (રંગ) સ્લેટ કે રાઇ જેવો, સૂકી જીભ, બોલી શકાતું નહિ હોય, ચતાપાટ પડેલી અને લોહીનો સ્રાવ થતી સ્થિતિ. **ने–मु**. અને **फे–फो**. સાથે.

**का.–स**. સાંજે તાવની ગરમી વધવી, ઉતાવળી કે ઘણી ધીમી નાડ, લોહી ઝેરી થવાનાં લક્ષણો **का–फो**. સાથે.

**ने–स.** પિત્તનાં લક્ષણોવાળા પાણી જેવા પાતળા, પીળા, લીલા કે કાળા ઝાડા થવા.

**ने–मु.** ટાઇફોઇડની ભય ભરેલી સ્થિતિ, પાણીની ઉલટી, સૂકી, ટુંકી જીભ, આખો દિવસ ઘેન, દર્દીને હોશિયારી નહિ રહે. **का–फो. સાથે,**

**के–फो.** નવા તંતુની રચના કરવા અને શકિત ટકાવી રાખવા આપવાની દવા. **ने–मु.** સાથે.

**સૂચના**—આ રોગની મુખ્ય દવા **का–मु.** દરેક દવાની સાથે ચાલુ રાખવી. જો દર્દી ભયભરેલી હાલતમાં દેખાય તો **का–मु. का–फो. ने–मु. के–फो.** અને **के–फो.** એ પાંચ દવાઓ દશ દશ ગ્રેન સહેવાય તેવા ગરમ પાણીમાં નાખી તે પાણીની પિચકારી કે એનીમા આપવો. એથી મળ નીકળી જશે, આંતરડાંનો શ્લેષ્મપડ નિરોગી થશે, તેનો સોજો ઉતરશે, તાવ હલકો પડી હોશિયારી આવશે અને દર્દી ભયમાંથી મુકત થશે. ખાવામાં પણ એ દવાઓ પાંચ મિનિટે આપવી. દવાઓ એવા વખતે મિશ્ર કરીને આપવી. આ દવાઓનો પ્રથમથીજ ઉપયોગ કરવાથી આ દર્દ ઘણું ઝડપથી દુર થાય છે એવો અનુભવ છે. એ રોગમાં આના જેવી કોઈ સારી દવા નથી. દર્દીને ફકત પ્રવાહી ખોરાક, દુધ, દુધની ચાહ આપવાં. કોઈ પણ અનાજ ખોરાકમાં આપવું નહિ. દર્દી સારો થવા પછી પણ ખોરાકની કાળજી રાખવી. મોળા દહીંનો મઠો એક અઠવાડીઉં આપવો પછી તદ્દન રંધાઈ ગએલા પ્રવાહી અનાજથી શરૂઆત કરવી.

આ રોગ માટે હોમીઓપથીમાં ટાઇફોઇડીનમ નામની રસી આવેછે તે ૩૦ અથવા ૨૦૦ ચચ્ચાર દિવસે એક વખત આપવી. **आर्सेनिक** પણ ઉપયોગ કરવા જેવી દવા છે.

આ રોગમાં ઘણીવાર ન્યુમોનિઆ પણ થાયછે ત્યારે તે રોગના આંતર અને બાહ્ય ઉપચારો કરવા.

## ચૌદ દિવસનો તાવ.

**(Typhus)**

આ તાવનાં લક્ષણો ટાઇફોઇડને મળતાં છે પણ તે કરતાં વધારે સખત છે. એની મુખ્ય અસર મગજ ઉપર વધારે થાય છે. દર્દીના શરીરમાંથી ભારે ન સહન થાય એવી દુર્ગંધ નીકળે છે એ એને ઓળખવાની ખાસ નિશાની છે. એ ઘણો ચેપી રોગ છે.

**ચિકિત્સા**—ટાઇફોઇડ જ્વર પ્રમાણે.

આ તાવ ગંદી જગા, ઘીચ જગા અને ઘીચ વસ્તી, લશ્કરી કેમ્પ, દુષ્કાળ-પિડિત મૂલક, વગેરે ઠેકાણે થાય છે. એને કેમ્પ ફ્રિવર, ગ્રેન ફ્રિવર પણ કહેવામાં આવે છે.

## સુવાવડનો ઝેરી તાવ.

### ( Puerperal Fever )

બાળકનો જન્મ થયા પછી ઑરનો ભાગ અંદર રહી જવાથી સડેછે. પ્રસવ થયા પછી નીકળતો શ્રાવ ( લોકીઆ ) બંધ થવાથી અંદરનો બગાડ બહાર નીકળી શકતો નથી. પ્રસવકાળ અગાઉ તાવ અગર બીજા રોગ ચાલતા હોય, જન્મ કરાવતી વખતે સૂયાણીની અસ્વચ્છતાને લીધે કોઇને એના જંતુનો ચેપ લાગે છે. એમાંના કોઇપણ કારણથી આ રોગ થાય છે.

આ રોગમાં મુખ્ય દવાઓ **का–फो.**, **का–मु.**, **का–स.**, અને **फे–फो.** છે એ બધી દવાઓનાં લક્ષણો એ તાવમાં શરૂઆતથીજ હોય છે. માટે એ ચાર દવાઓ દર દશ દશ મિનિટે વારાફરતી ચૂસવા આપવી. ઘણા દર્દીઓ એ પ્રમાણે દવા આપવાથી બચ્યા છે. **फे–फो.** તાવ દૂર કરેછે. ગર્ભાશયમાં જખમ થયા હોય કે વરમ થયો હોય તે દૂર કરે છે. ગર્ભાશયને શકિત આપે છે. અતિશય રકતશ્રાવ બંધ કરે છે. તેથી એ ક્ષાર આપવાની પહેલી જરૂર છે. **का–मु.** રહી ગએલી ઑર કે તેના કટકાઓને બહાર કાઢી નાખે છે. અંદર સોજા થયા હોય લોહીઆનો પ્રવાહ બંધ થયો હોય તો ફરી ચાલુ કરે છે. સોજા દૂર કરે છે. **का–फो.** અને **का–स.** સડો દૂર કરે છે. પ્રસવ પછીનો શ્રાવ બંધ થયો હોય તે ચાલુ કરવા **का–मु.** ને મદદ કરે છે. લોહી ઝેરી થયું હોય તેને પરસેવો લાવી બહાર કાઢી નાખે છે. મજ્જાતંતુઓની અવ્યવસ્થા થતી અટકાવે છે. વરમની અને આ રોગની ત્રણે અવસ્થામાં આ દવાઓ કાર્ય કરે છે. શરૂઆતથી ઉપર પ્રમાણે દવાઓ આપવામાં આવી હોય તો ત્રીજે દરજ્જે ભાગ્યેજ આવે છે. છતાં ત્રીજે દરજ્જે શરૂ થાય, ગંધાતું પરૂ નીકળવા માંડે, સન્નિપાતનાં ચિન્હો ઉત્પન્ન થાય તો **के–स.** ૩૦x અને **सि.** ૩૦x તરત ચાલુ કરવા જોઇએ તે સાથે **का–फो.** અને **ने–फो.** સડો દૂર કરવા સાથે આપવા જોઇએ. સડો દૂર થતાં જંતુઓનો નાશ થાય છે. છતાં પણ જંતુઓનો નાશ જલદી કરવા અને ખાતરીજ થાય કે આ સુવાવડનો જંતુજન્ય ઝેરી તાવ છે તો હોમીઓપથીની **स्ट्रेप्टोकोकसीन** ૩૦x દર આઠ કલાકે દિવસમાં બે વાર ચાલુ દવાઓમાં વચ્ચે આપવી. શરીરની અતિ શિતળતા, ઝાંખો, બેશુદ્ધિ, નજીક આવેલો મૃત્યુ સમય

એમાં **कुप्रम-आर्स**. ૬× દર પાંચ પાંચ મિનિટે પાંચ પાંચ ટીપાં અથવા પાઉડર આપવો,

**चिकित्सा—फे-फो**. તાવની પ્રથમ અવસ્થા, ઠંડી, માથું દુખવું, ભરેલી જોરમાં ચાલતી નાડી, ગર્ભાશયમાં જખમ, વરમ, ગર્ભાશય ઢીલું પડી જવું. તાવનાં બીજાં લક્ષણો. દૂધ વધી જવાથી આવતો તાવ.

**का-मु.** આ રોગની મુખ્ય દવા. દરેક દવાની સાથે આપવી. દુધ નીકળતું બંધ થઇ ગયું હોય. પ્રસવ પછીનો શ્રાવ (લોકીઆ) બંધ થઈ ગયો હોય. જીભ ઉપર સફેદ થર, જઠર કે પેટ ફુલી ગયું હોય. સ્તન ઉપર સોજો ચઢયો હોય **फे.-फो.** સાથે, આંકડી આવતી હોય **के-फो**. સાથે

**का-फो.** જયારે રોગ ઘણો વધી ગયો હોય. પ્રથમથીજ યોગ્ય ચિકિત્સા ન થઈ હોય. રોગની અસર મગજને થઇ હોય તેથી દર્દી બકે, રડે, ઉઠી ઉઠીને ભાગે, લવારો કરે, કમતાકાત ચિંતા વગેરે સન્નિપાતનાં લક્ષણો શરૂ થઇ ગયા હોય. યોની માર્ગમાંથી ગંધાતો શ્રાવ થતો હોય. મોંમાંથી ખરાબ વાસ આવતી હોય. આખા શરીરમાંથી પણ ખરાબ વાસ આવતી હોય. તે સાથે જીભનો રંગ બ્રાઉન પેપર જેવો અથવા સ્લેટ જેવો અથવા રાઇ જેવો હોય. સડાનાં લક્ષણો શરૂ થઇ ગયા હોય તેથી અંગમાંથી ખરાબ વાસ આવે છે. ગંધાતા પ્રવાહ નીકળે છે વગેરેમાં. લોહી ઝેરી થઇ ગયું હોય તેમાં **का-स** સાથે.

**ने-मु**. દર્દી મૂર્ખાઇ બતાવે, અતિશય તરસ, જીભ સુકી અને કાળી, મુખ્ય દવા **का-मु**. અને **का-फो**. સાથે.

**के-फो**. રોગની ભારે સ્થિતિમાં. અંતની સ્થિતિમાં આંકડી શરૂ થાય ત્યારે આ ક્ષાર **का-फो.** સાથે મેળવી તેનું લોશન બનાવી યોનીમાર્ગમાં દર કલાકે પીચકારી મારવી અને ખાવા આપવી.

**मेग-फो**. ઑર અંદર રહી જવાનું કારણ કમળમૂખ બંધ હોય ગર્ભાવયવોમાં ખેંચાટ હોય. દર્દીને હિસ્ટિરીઆ હોય ત્યારે કમળમૂખ ને વિસ્તૃત કરવા આ ક્ષાર વારંવાર આપવો. કમળમુખ ખુલ્લું થતાં અંદરથી બગાડ નીકળવો શરૂ થાય. ત્યારે મુખ્ય દવાઓ સાથે વચમાં વચમાં આ ક્ષાર આપવો.

**कुप्रम-आर्स.** આંકડી, તાણ, હિસ્ટિરીઆ. દર્દીની મૃતવત સ્થિતિ. આખું શરીર બરફ જેવું ઠંડું. માથા પર ઠંડો પુષ્કળ પરસેવો. બેશુદ્ધિ વગેરે લક્ષણોમાં આ દવા આશીર્વાદ આપવા જેવી છે.

આ જીંદગીનો ચાર પાંચ દિવસમાંજ નાશ કરનારો ભયંકર રોગ છે. આ દવાઓ સાથે સ્ટ્રેપ્ટોકોકસીન ૩૦. પાઇરોજેનીઅમ ૩૦. લેકેસીસ ૬. વગેરે ઉત્તમ દવાઓ છે. તે હોમીઓપથીક ડોકટરો સારી રીતે વાપરી જાણે છે. માટે તેમની સલાહ અને મદદ લેવી. આ રોગ પ્રસવ પછી ત્રણ ચાર દિવસે આવે છે ૧૦૬° સુધી તાવ ચઢે છે. શરૂ થતાંજ મગજની અસ્વસ્થતા જણાય છે. ઉપર ભલામણ કરેલી છે તે પ્રમાણે દવાઓનો ઉપયોગ કરવો.

## કોલેરા.

### (Cholera)

આ ઘણો ચેપી રોગ ગણાય છે અને એક જાતના જીવાણુઓથી થતો રોગ ગણવામાં આવે છે. આ શાસ્ત્ર પ્રમાણે શરીરમાં અમુક ક્ષારોની ઘટ માનવામાં આવે છે. **का-फो.** નામના ક્ષારની તંગીને લીધે જ્ઞાનતંતુઓના ભૂરા રસોનો ઉપયોગ થતો નથી તેથી તે રસ બહાર નિકળવા લાગે છે અને વાસ મારે છે. **ने-मु.** ની તંગીથી શરીરમાંનું પાણી વપરાતું નથી તેનો ઉપયોગ કરનાર ખારની તંગીથી તે છુટું પડી બહાર નીકળવા લાગે છે. અને ઝાડા, ઉલટી થાય છે. બીજું ઉનાળાની ઋતુમાં હવામાં બાષ્પભવનથી વધારે ભેજ દાખલ થાય છે તેથી શરીરમાં પાણીનું પ્રમાણ વધી પડે છે તેને કુદરત ઝાડા ઉલટી મારફતે બહાર કાઢી નાખવા પ્રયત્ન કરે છે. જો **ने-स.** નામનો ક્ષાર લોહીમાં પૂરતા પ્રમાણમાં હોય તો તે પાણીને પિશાબ મારફતે બહાર કાઢે છે અને આવા ઉપદ્રવો થતા નથી. જ્યારે લોહીમાં પાણીનું પ્રમાણ વધી પડે છે ત્યારે લોહી શરીરના તંતુઓને જોઇતો ખોરાક પૂરો પાડી શકતું નથી. એ પાણીને લીધે લોહીના પિંડોને આકિસજન હવા પુરતી મળતી નથી તેથી લોહી ઉતાવળથી ફરે છે. તેથી ગરમી કે તાવ ઉત્પન્ન થાય છે. પણ પાણીનો ભાગ વધું હોય તો ઝાડા ઉલટી મારફત પણ બહાર નીકળે છે. તાવ, ઉલટી, ઝાડા, ગોટલા ધાસવા, વંટ આવવા, પેટમાં સખત દુ:ખાવો એ બધા ઉપર બતાવેલા ક્ષારો ઘટવાથી થતાં લક્ષણોજ છે.

**ने-स.** આ રોગના અટકાવ માટે ભેજવાળી ઉનાળાની કે ચોમાસાની હવા હોય ત્યારે હંમેશાં ચાર પાંચ વખત પાંચ પાંચ ગ્રેન લેવો. જે દવા રોગનો અટકાવ કરે છે તે રોગને પણ મટાડે છે.

**फे-फो.** અને **का-स** રોગની શરૂઆત થતાંજ અને તાવનાં લક્ષણો સાથે હોય તો સાથેજ આપવી.

**का-फो**. ચોખાના ધોવણ જેવાં રંગના ગંધાતા ઝાડા થતા હોય, રોગે ગંભીરરૂપ લીધું હોય. ચહેરો વાદળી, કાળો, લીલો થયો હોય, નાડી મંદ પડવા લાગી હોય.

**मेग-फो**. પેટમાં સખત આંકડી, હાથે પગે ગોટલા અને વંટ કોલેરામાં અને બીજી આંતરડાંની ફરિઆદોમાં આ દવાની જરા ગરમ પાણીની પિચકારી કે એનીમા ગુદાવાટે આપવાથી આંતરડાંના શ્લેષ્મ પડો ચોકખા થાય છે, પેટની સખત આંકડી કે દુખાવો બંધ થાય છે અને બધાં ભય ભરેલાં લક્ષણો બંધ થઈ જાય છે.

**ने-मु**, શરીરના પાણીની યોગ્ય વ્યવસ્થા કરે છે. પાણી જેવી ઉલટી અને ઝાડા બંધ કરે છે.

**સૂચના**—આ રોગના અટકાવ તરીકે અને થયો હોય તો ઉપાય તરીકે **ने-स**. પર ખાસ ધ્યાન રાખવું. રોગ શરૂ થાય કે તરત **फे-फो**. અને **का-स**. આપવા. આંકડી, વંટ, ગોટલા હોય તો **मेग-फो**. આપવો. જો રોગ ઉત્પન્ન થયાને બેથી વધારે કલાક થયા હોય તો **फे-फो**., **का-फो**., અને **मेग-फो**. ત્રણે એકઠા કરી આપવા અને **ने-मु**. એ મિશ્રણ સાથે વારાફરતી આપવો. દવાનું પ્રમાણ દશ દશ ગ્રેન દરેક પાંચ મિનિટે આપવું. દરેક કલાકે મીઠું નાખેલા ગરમ પાણીની પિચકારી આપવી. જ્યારે દર્દીને આરામ લાગતો જણાય ત્યારે બબ્બે અથવા ચારચાર કલાકે મીઠું નાખી બનાવેલા ગરમ પાણીની પિચકારી આપવી. મીઠાનું પ્રમાણ એક કવાર્ટ પાણીમાં અર્ધી ચા ની ચમચી જેટલું નાખવું. ખોરાક પૌષ્ટિક પણ હલકો આપવો. ઉત્તેજક પીણાં આપવાં નહિ.

આ રોગ ઘણી ઝડપથી જીવનનો નાશ કરેછે તેથી એના ઇલાજો તરત કરવા જોઇએ. હોમીઓપથીનું **केम्फर** ૧x દર પાંચ પાંચ મિનિટે આપવાથી રોગનું જોર ઘટી ભય દૂર થાયછે. આ દવા રોગની શરૂઆતમાંજ કરવાની છે. રોગ બહુજ વધી જાય, પ્રાણઘાતક નીવડશે એમ લાગે તો **कुप्रम आर्स** ૩x ૬x દર પાંચ પાંચ મિનિટે આપવાથી શરીર ગરમ થશે, વંટ, ગોટલા, પેટની આંકડી જે **मेग-फो**. થી નહિ મટી હોય તે મટશે. એથી પણ આરામ નહિ લાગે અને શરીર બરફ જેવું ટંડું થઇ ગયું હોય તો **नाजा** ૩૦ દર પાંચ પાંચ મિનિટે આપવું. **हायड्रोसिआनिक एसिड** ૩x સૌ કરતાં ઉત્તમ છે. મરણોન્મુખ સ્થિતિનું એ નિવારણ કરેછે. બધી જાતની ચિકિત્સા કરતાં બાયોકેમિક અને હોમીઓપથીક ચિકિત્સા આ રોગમાં ઉત્તમ છે.

# રતવા ( રક્તવાત )

## (Erysipelas)

આ જંતુથી થતો ભયંકર રોગ છે. ચહેરો માથું અને ગરદન ઉપર થતો આ રોગ મગજ અને હૃદય તથા ગળા તરફ ફેલાવાથી જીવલેણ નીવડેછે. શરીરના પેટ, કમર, પગ, હાથ વગેરે કોઈપણ જગાએ આ રોગ થાયછે. આ ઘણો જલદીથી આજુબાજુ ફેલાતો રોગછે. હોશિયાર ડૉક્ટરની સલાહ લેવી. રતવાનું ઇંજક્શન મૂકાવવું. આ શાસ્ત્ર પ્રમાણે **ने–स**. ક્ષારની તંગી એનુ મુંખ્ય કારણ છે. આ દવાઓ પણ રતવા ઉપર વખાણવા લાયક છે.

**લક્ષણો**—ત્વચામાં લાલ સોજો આવી તેમાં ઘણી દાહ બળેછે. પ્રથમ ઠંડી વાગી તાવ આવે છે ભુખ મરી જાય છે. તાવ ૧૦૪ ડિગ્રી સુધી વધે છે. જે ભાગમાં થાય તે ભાગની રસગ્રંથીઓ સુઝી જાય છે તાંબા રંગના, પાણી ભરેલા, ચળકતા ફોલ્લા થાય છે પછી તેમાં પીળું પરૂ થાય છે એ ફોલ્લા જલદી ફુટી ત્યાં લાલ ચાંદાં દેખાય છે. રોગ ભયંકર હોય તો એ ફોલ્લા કાળા પડી જાય છે. ઉલટી થાય છે, માથુ દુ:ખે છે, દાહ અને વેદના અસહ્ય થાય છે.

કોઈપણ ઉંમરના માણસને અને છોકરાંઓને આ રોગ થાયછે એમાંથી મગજના પડનો તાવ, ન્યુમોનિઆ, પ્લુરિસી ( ફેફસાંના ઉપલા પડનો વરમ ) વગેરે ભયંકર દર્દો ઉત્પન્ન થાય છે.

**ચિકિત્સા—फे–फो**. અને **ने–स**. મુંખ્ય દવાઓ છે, ચામડીની લાલાશ, સખત અગન બળવી. સોજો કે ફોલ્લા થવા. આ બે દવા સાથે વારાફરતી આપવી. ગુલાબી રંગની ત્વચા.

**ने–स**. સોજો, અગન, ફોલ્લા થવા અને તેમાં પીળું પાણી ભરાવું તાવ.

**का–मु**. તાવ, સોજો, પરૂ ભરેલા ફોલ્લા **फे–फो**. સાથે.

**का–स**. દાઝવાથી થતા ફોલ્લા જેવા ફોલ્લા, ત્વચા ઘણી લાલ.

**ने–फो**. રતવામાં ચામડી લાલ, સુંવાળી ચળકતી, તણખા મારતી હોય. **फे–फो**. સાથે વારાફરતી. બાળકોનો રતવા.

**का–फो**. ઉગ્ર રોગમાં સાન્નિપાતિક લક્ષણો હોય **ने–मु**. સાથે.

**आर्सेनिक**—અગન, તાવ, ફોલ્લા કાળા થવા, ખુબ તરસ અને બેચેની, સડો શરૂ થયો હોય, સન્નિપાત. **का–फो**. અને **ने–मु**. સાથે.

આ રોગમાં ખાવામાં જે દવા આપવાની હોય તે ચોપડવામાં કે બહારના ઉપયોગમાં પણ લેવી. વેસેલાઇનમાં મલમ બનાવી ઉપર લગાડવો અથવા લોશન બનાવી તેના પોતાં મૂકવાં. શરૂઆતમાંજ फ–फा. ૩xનું લોશન અથવા મલમનો ઉપયોગ કરવાથી ઘણો આરામ થાય છે. ઘી અને તેલવાલા પદાર્થો ખાવા આપવા નહિ તેમ સ્પર્શ પણ થવા દેવો નહિ.

## દુષ્ટ સળેખમ.

( Influenza )

આ રોગ પણ જંતુથી થનારો અને ચેપી છે. છતાં એ પણ આ દવાઓથી સારો થાય છે. જ્યારે બીજી દવાઓ નિષ્ફળ જાય છે. એમાં જંતુનાશક કોઇ દવા નથી. છતાં પણ એથી જંતુઓનો નાશ થઇ રોગ મટે છે. એમ કેમ બને છે તે જોઇએ. જે જે ચેપી કે જંતુજનક રોગો હોય છે જેમાનાં કેટલાકનું વર્ણન પાછળ આવી ગયુ છે અને કેટલાકનું વર્ણન હવે પછી આવશે.

પાચનક્રિય અને તેથી ઉત્પન્ન થતા રસોની શોષણક્રિયાની કોઇ ખામી પડવાથી જોઇએ તેટલા ક્ષારો ખાધેલા ખોરાકમાંથી લોહીને મળી શકતા નથી.

ભેજ, ગરમી, શરદી અને હવામાં થતા વિજળીના ફેરફારોને લીધે શરીરમાં રહેલા આ ક્ષારોનો નાશ થાય છે.

તનની અને મનની અતિશય મહેનત, અનિયમિત ખાનપાન, અતિ વિષય, કેફી પદાર્થોનું સેવન, હસ્તમૈથુન અને કેટલીક કુટેવો વગેરેથી પણ શરીરના ક્ષારો વપરાઇ ઓછા થાય છે.

ઉપલા કારણોથી શરીરમાંથી ફેરમ ( લોહ ), કેલ્સ્યમ ( ચુનો ), નેટ્રમ ( સોડીઅમ ), કાલી ( પોટાશ ), મેગ્નેસીઆ, અને સિલિકા માંથી બનતા આ બાર ક્ષારોનું કમીપણું થાય છે તેથી શરીરના સેન્દ્રિય પદાર્થો જેવા કે આલ્બ્યુમીન, ફાઇબ્રિન, ચરબી, તેલ સાકર, પાણી વગેરેનો ઉપયોગ ન થવાથી તેઓ શરીરમાં કોઇ ભાગમાં ભેગા થાય છે અને ત્યાં વરમ કે સોજો ઉત્પન્ન કરે છે. કેટલાક ત્વચા મારફત નીકળી ત્વચારોગો ઉત્પન્ન કરે છે, કેટલાક પિશાબ મારફત નીકળી મુત્રાવયવોના રોગ કરે છે. વગેરે અનેક ઉપદ્રવો કુદરત તેનો નિકાલ કરવા ઉત્પન્ન કરે છે. તેને આપણે રોગ કહીએ છીએ પણ ખરી રીતે તે સેન્દ્રિય પદાર્થોના શરીરબંધારણમાં ઉપયોગ કરનાર ક્ષારોની તંગી હોય છે અને તે તંગી કયા કારણોથી થાય છે તે પાછળ બતાવ્યું છે. જો વેળાસર આ ક્ષારોની પૂરણી કરવામાં નથી આવતી તો

એ સેન્દ્રિય પદાર્થોમાં સડવાની ક્રિયા શરૂ થાય છે અને તે સડામાં જંતુઓ ઉત્પન્ન થાય છે. સડો દૂર કરનાર का-फो. ने-फो., सि. વગેરે ક્ષારો આપવાથી તે સડો દુર થાય છે એટલે જંતુઓને મળતો ખોરાક (સડો) દુર થવાથી જંતુઓનો નાશ થઇ તે વડે ઉત્પન્ન થએલા કહેવાતા રોગો સારા થાય છે. જંતુ મારવા માટે ઝેરી દવાઓ (જે દર્દીને પણ ઝેરીજ છે) આપવાને બદલે આ દવાઓ આપવાથી કેટલો લાભ છે તે આથી જણાશે. દર્દીને કાંઇ ખરાબ અસર થતી નથી અને રોગ દુર થાય છે. અનુભવ કરો એટલે તેનો ચમત્કાર જોઇ આશ્ચર્ય પામશો.

આટલું છતાં પણ જેઓ જંતુનો નાશ કરી રોગ મટાડવાની ઇચ્છા રાખતા હોય તેઓએ હોમીઓપથીની સીરમ દવાઓ જેને નોસોડઝ કહેવામાં આવે છે તે વાપરવી. કેટલાક જંતુજનક રોગોમાં તેવી રસીની ભલામણ કરવામાં આવી છે અને ઉપયોગ કરનારને ઉપયોગી થવા માટે લખવામાં આવેલી છે. હોમીઓપથીની તે સીરમો મોંમાં ચુસવાની છે. મોંની શ્લેષ્મત્વચા મારફતે તે તત્કાળ લોહીમાં દાખલ થઇ શકે છે. બાવડાં કોચાવવાની કાંઇ જરૂર નથી.

હવે આપણે આ રોગ ઉપર આવી એ.

**લક્ષણો**—આખું અંગ અને ખાસ કરીને ડોક અને કમર બહુ દુખે છે. છાતી દુખે છે, ઉધરસ આવે છે, છીંકો આવે છે અને સખત સળેખમ થાય છે. રોગ આગળ વધે છે ત્યારે શ્વાસનળી અને ફેફસાંમાં વરમ ઉત્પન્ન થાય છે. આ રોગ હલકા રૂપમાં હોય ત્યારે સાદું સળેખમજ હોય છે.

**ચિકિત્સા**—આ રોગની મુખ્ય દવા ने-स. છે. સર્વ અંગ દુખે, છીંકો આવે, સખત સળેખમ હોય, ગળતાં ગળામાં દુખે, કડવો સ્વાદ, કડવી ઉલટી એ લક્ષણોમાં આપવો.

**फ-फो.** વરમની પ્રથમ અવસ્થામાં તાવ હોય ત્યારે का-स. સાથે વારાફરતી. મુખ્ય દવા તો ચાલુજ રાખવી.

**का-मु.** વરમની બીજી અવસ્થામા સફેદ કફ, સફેદ જીભ, સાંધા દુખે રોગ શ્વાસનળીમાં અને ફેફસાંમાં દાખલ થયો હોય.

**ने-मु.** બહુજ છીંકો આવે, મનસિક નિર્બળતા, ચેન का-फो. સાથે વારાફરતી, મુખ્ય દવા પણ ચાલુ રાખવી.

**के-स, सि.** ન્યુમોનિઆ થયો હોય, પીળો પરૂ જેવો કફ હોય વરમની ત્રીજી અવસ્થામાં

રાગ શરૂ થતાંજ फे-फो, ने-स, અને ने-मु. એ ત્રણુને ઉપયોગ કરવામાં આવે તો રાગ કાબુમાં રહી બે ત્રણ દિવસમાં સારો થઇ જાય છે. ઊનું પાણી પીવા આપવું. ઠંડું પાણી પીવા આપવું નહિ.

## કંઠરોહિણી.

( Diptheria )

આ પ્રાણુઘાતક ચેપી રાગ ખાસ કરીને બાળકોને વિશેષ થાય છે. એ ગળાને રોગ છે પરંતુ આખા શરીરના રક્તદોષનું એ પરિણામ છે. ગળું સુઝી જાય છે, તેમાં લીંફરસનો જમાવ થાય છે, ચોરીઆ સુઝી આવે છે આખા મોઢામાં નવું સફેદ પડ બંધાયા જેવો દેખાવ લાગે છે. ખાવાની અને શ્વાસ લેવાની મુશ્કેલી પડે છે, મોંમાંથી ઘણી ખરાબ વાસ આવે છે. કેટલીક વાર ગળાને સોજો એટલો બધો વધી જાય છે શ્વાસ પણ લઇ શકાતો નથી અને દર્દી દેહત્યાગ કરે છે. તાવ શરૂઆતથીજ પુષ્કળ આવે છે, તાવની ગરમી ઓછી થતી જાય એ શુભ લક્ષણ છે તાવ વધ્યા કરવો અને પિશાબ બંધ થવો એ ખરાબ લક્ષણો છે. હૃદય ઉપર અમલ ચલાવનાર મજ્જાતંતુ-ઓને આઘાત થઇ હૃદય બંધ પડી દર્દી મરી જાય છે. આ જંતુજન્ય ચેપી રાગ છે. દવાઓ જલદી શરૂ કરવી જોઇએ અને જલદી જલદી આપ્યા કરવી જોઇએ.

ચિકિત્સા-फे-फो , का-मु., ने-फो. અને के-फो. એની ખાસ દવાઓ છે અને ने-मु., का-फो., के-फ्लो. મદદની દવાઓ છે.

फे-फो. આ રાગની પ્રથમ અવસ્થાની મુખ્ય દવા का-मु. સાથે.

का-मु. આ રાગની અને રાગની બીજી અવસ્થા કફ થવો એમાં फे-फो. સાથે. શરૂઆતથી આ બે દવાનો ઉપયોગ કરવામાં આવે તો આ જીવલેણ દર્દને ઘણો જલદી નાશ થાય છે. ભાગ્યેજ બીજી દવાઓ વાપરવી પડે છે. એ બંને દવા 3 x પાવરની પંદર વીસ ગ્રેન લઇ એક ગ્લાસ પાણીમાં નાખી તેના કોગળા કરાવવા. મોંમાં લીધેલું એ દવાવાળું પાણી પાંચ મિનિટ સુધી મોંમાં રખાવવું. કોગળા કરાવ-વાથી મોંની શ્લેષ્મત્વચા ઉપર ખોટું પડ જામ્યું હશે તે સાફ થઇ જશે. અને ગળામાંથી નીકળતો શ્રાવ પણ ઓછો થશે.

ने-स. લીલી, કડવી ઉલટી થતી હોય, ગળામાં ઘણો કફ જામ્યો હોય फे-फो. અને का-मु. સાથે.

के-फ्लो.-का-मु. કામ કરતું નિષ્ફળ જાય અને વરમ કંઠનળીની નીચે શ્વાસનળીમાં ઉતરતો જણાય ત્યારે के-फो. સાથે.

**के-फो.** રોગની કોઇપણ અવસ્થામાં શક્તિ જાળવી રાખવા માટે.

**ने-फो.** ચોરીઆમાંથી કે ગળામાંથી પીળો સ્રાવ થાય. મોંમાથી ખરાબ વાસ આવવા માંડે ( સેપ્ટીક સ્ટેજ ) ત્યારે **का-फो.** સાથે ખાસ ઇલાજ છે.

**का-फो.** દર્દ સેપ્ટિક થયું હોય એટલે મોંમાંથી ઘણી વાસ આવતી હોય, રોગની અસર હૃદયને પણ થવા લાગી હોય, ઘણી બેચેની અને મગજની નબળાઇનાં લક્ષણો હોય, જીંદગીનો નાશ થતો અટકાવવા **ने-फो.** સાથે વારંવાર, સ્વરભંગ અને લકવાનાં લક્ષણો દેખાતા હોય ત્યારે.

**आर्स आयोड**-ગળામાં ખોટું પડ જામ્યું હોય, દર્દી મેરણની નજીક જતો દેખાતો હોય.

આ ઘણો ભયંકર રોગ છે. કોઇ સારા એલોપથીક ડોકટર પાસે આ રોગની એન્ટી ટોકસીન મુકાવવી. ખાવામાં તો આજ દવાનો ઉપયોગ કરવો.

**ने-मु.** મોંમાંથી અમીનો નાશ થયો હોય, મોં જીભ સુકાં અને ઊંડો શ્વાશ લેવો પડતો હોય દર્દી માફલ કે ઘેનમાં રહેતો હોય તો **का-फो.** સાથે.

**સુચના—फे-फो.** ૩x અને **का-मु.** ૩x ના કોગળા કરાવવા ઉપર લખ્યું છે. એ દવાઓનો મલમ અથવા લોશન ગળા ઉપર પણ મુકવું. બોરેટ ઓફ સોડાના કોગળા પણ કરાવી શકાય છે. ગ્લીસરીન પીછી વડે ગળામાં ચોપડવાથી પણ લાળ, કફ નીકળી દર્દીની શ્વાસ લેવાની મુશ્કેલી દુર થાય છે.

## પ્લેગ-ગાંઠીઓ તાવ.

આ રોગને લોકો સારી રીતે ઓળખે છે. પહેલા એ રોગ ઘણો હતો હાલ કોઇ જગાએજ થતો જોવામાં આવે છે એ એક જાતના જંતુથી થનારો ચેપી રોગ છે. રોગ થવા પહેલાં ઉંદરો મરવા માંડે છે તેના ઉપર ચાંચડો બેસે છે. મરેલા ઊંદરમાંથી ચાંચડો ચેપ લઇ માણસોમાં દાખલ કરે છે તાવ આવે છે અને જાંગ કે બગલમાં ગાંઠ નીકળે છે એટલે એ ઝટ ઓળખાય છે લોકો તેને ગાંઠીઓ તાવ કહે છે. જ્યારે રોગ ચાલતો હોય ત્યારે **का-मु.** નો ઉપયોગ ચાલુ રાખવાથી એ રોગથી બચી શકાય છે. રોગ થયા પછી પણ એજ મુખ્ય દવા છે.

**ચિકિત્સા**-એ રોગની મુખ્ય દવાઓ **फे-फो, का-मु., का-फो,** અને **आर्सेनिक** છે. દરદના જોર પ્રમાણે દશ દશ મિનિટના અંતરે વારાફરતી આપ્યા કરવી. ગાંઠો ઓગાળવા માટે **का-मु.** નો વેસેલાઇનમાં અગર દિવેલમાં મલમ બનાવી વારંવાર લગાડયા કરવો અથવા લોશન બનાવી તેના પોતાં મૂકયા કરવા. ગાંઠો પાક પર

ચઢે તો **સિ.** ૩ x નો મલમ અથવા લોશન બનાવી વારંવાર લગાડયા કરવો. આ રોગ માટે હોમીઓપથીમાં **નાજા, ક્રોટેલ્સ, લેકેસીસ**, વગેરે સારી દવાઓ છે.

## કંઠમાળ.

### ( Scrofula )

કંઠમાળ બે પ્રકારની છે (૧) ક્ષયના જંતુ વગરની. (૨) ક્ષયના જંતુવાળી. ક્ષયના જંતુ સિવાયની કંઠમાળ થાય છે ત્યારે ડોક, બગલ કે જાંગમાં ગ્રંથીઓ થાય છે તે ગાંઠો પોચી અને દર્દ વિનાની હોય છે તેમાં પરૂ થાય છે અને પાકીને ફુટે છે. તેમાં ક્ષયના જંતુ હોતા નથી. એ ગાંઠોમાં આલ્બ્યુમીન અને લીંફરસો જામે છે એ દર્દીઓને વારંવાર ચોરીઆ સુઝી જવાનો રોગ થાય છે કોઇના કાનમાંથી પરૂ નિકળે છે. સાંધાઓમાં અને હાડકાંઓમાં દુખાવો રહે છે વગેરે લક્ષણો થાય છે. આ લોહી બગાડનો રોગ છે. એ રોગ વારસામાં ઉતરે છે, અને ક્ષયરોગીઓની પ્રજાને પણ એ રોગ થાય છે. ખાંડ, ચા, માંસાહાર, દારૂ અને ખાટા પદાર્થો એ રોગોને મદદ કરે છે. માટે આ રોગીઓએ તે તજવાં.

**ચિકિત્સા**—આ રોગની મુખ્ય દવા **ને-फो.,** અને **मेग-फो.** છે. **के-फो.** અને **સિ.** તેની સાથે આપવાની દવાઓ છે. સાંધાઓ ઉપર કંઠમાળ થઇ હોય તો **काली आयोड**. ગ્રંથીઓ પત્થર જેવી કઠણ હોય તો **के-फ्लोर,** પોચી પડયા પછી અગર **के-फो.** થી સારી ન થતી કંઠમાળ માટે **काली मुर** ઉપયોગી દવા છે. ગાંઠો પાકવા માંડે તો **સિ.** ૩ x અને રૂઝાતી નહિ હોય તો **સિ.** ૨૦૦ x અને **के-स.** ૩૦ x જે દવાઓ ખાવા આપવાની હોય છે તેનો બહારથી ગાંઠો ઉપર લગાડવામાં પણ ઉપયોગ કરવો.

ક્ષયના જંતુવાળી કંઠમાળ માટે ફેફસાના રોગમાં જુઓ " ટયુબર કયુલોસીસ " અથવા ક્ષય રોગ.

દવાઓ ચાલતી હોય તે દરમ્યાન દર અઠવાડીએ હોમીઓપથીની ' સોરીનમ ' ૨૦૦ અઠવાડીઆમાં એક વખત આપવી. આ રોગની વધુ ચિકિત્સા માટે જુઓ ગ્રંથીરોગ.

## દુષ્ટરકત વિકારજન્ય જ્વર.

### ( Putrid Fever )

### ( Pyaemia, Septic Poisoning, Gangrane etc. )

ગડ, હાડકાંનો સડો કે જખમમાં પરૂ થઇ તે પરૂ લોહીમાં લીંફરસ મારફતે કે શિરાઓ મારફતે પાછું લોહીમાં દાખલ થાય છે અને ત્યાં સડો ઉત્પન્ન કરે છે ત્યારે

ભયંકર રક્તવિકાર થાય છે તેને પાઇમીઆનો રક્તવિકાર કહે છે. સુતિકાજ્વર, પ્લેગ, સાન્નિપાતિક જ્વર વગેરેમાં પણ આવો સડો થાય છે તેને સેપ્ટીક પોઇઝનીંગ કે સેપ્ટીસેમીઆ કહેવામાં આવે છે. સડા માત્રમાં જંતુ ઉત્પન્ન થાય છે. એ બાબત ઇન્ફ્લુએન્ઝા રોગમાં સમજાવેલી છે તેજ પ્રમાણે અહીં પણ સમજવું. સડાને ગેન્ગ્રીન પણ કહેવામાં આવે છે. આ શાસ્ત્રને તે નામો સાથે કામ નથી.

**લક્ષણો**—શરીરપર ગુમડાઓ નીકળે છે તે પાકી તેમાંથી પરૂ નીકળે છે, સખત તાવ, અને ટાઢ, ગંધાતો ઝાડો, ઉલટી, સાંધા દુખવા અને રહી જવા, પરસેવો, કમજોરી, બેચેની, ગંધાતા શ્રાવ. કાળા ઝાડા, સન્નિપાતનાં લક્ષણો, શરીરનું સુકાતાં જવું વગેરે લક્ષણો દેખાય છે.

**ચિકિત્સા**—આ રોગની મુખ્ય દવા **का-फो.** અને **ने-फो.** છે. પરૂ જલદી કરવાની અને બહાર કાઢવાની આ રોગમાં ઘણી જરૂર છે તે માટે **सि.** 3X ખાવામાં અને ચોપડવામાં. પરૂ બંધ કરવા, ગુમડાં રૂઝવવા **सि.** ૨૦૦x અને **के-स.** ૩૦x નો ઉપયોગ કરવો **फे-फो.** તાવ માટે **काली आर्स.** પરૂ થવાની ક્રિયા મંદ હોય તો સતેજ કરવા અને બહુ પરસેવો આવી અશકિત થાય પણ તાવ ઓછો ન થાય તો **आर्स आयोड** ૩x નો દિવસમાં ચાર વાર ત્રણ ત્રણ કલાકે ઉપયોગ કરવો.

આ રોગમાં હોમીઓપથી દવાઓની મદદ લેવી. સડા માટે **पायरोजन** ૨૦૦ અને **स्ट्रेप्टोकोकसीन** ૨૦૦ અઠવાડીઆમાં એક વખત આપવી.

સુતિકાજ્વર પણ સડાથી થાય છે. ચિકિત્સા માટે સ્ત્રી રોગમાં સુવાવડીનો ઝેરી તાવ, જુઓ.

કોઇપણ જગાનું માંસ વગેરે સડવા માંડે તે ગેન્ગ્રીન કહેવાય છે ચિકિત્સા ઉપર પ્રમાણે.

## રસોળી અને અર્બુદ.

### ( Tumors and Cancers )

શરીરના કોઇપણ ભાગમાં તે ભાગ વધી ગાંઠ બને છે એ ગાંઠમાં ફાઇબ્રિન રસ ભેગો થાય છે તે દુખતી નથી તેમ પાકતી પણ નથી તેને લૌકિકમાં રસોળી કહેવામાં આવે છે. કેટલીક રસોળીમાં પાણીનો ભાગ વધારે હોય છે તેને જલગ્રંથી કહેવી જોઇએ. એ ગાંઠોને જેમ હલાવીએ તેમ હાલી શકે છે. કેટલીક લીંફરસની ગ્રંથીઓ ડોકમાં, બગલમાં કે જાંગમાં થાય છે. તેમાં પણ પીડા હોતી નથી તેપણ હલાવી કે

ખસેડી શકાય છે. તેનું વર્ણન અને ઉપાયો ગ્રંથીરોગમાં આવશે. કંઠમાળની ગાંઠો વિષે પાછળ કંઠમાળ રોગમાં લખાઇ ગયું છે. આ ઉપરાંત શરીરમાં કોઇપણ જગાએ (જીભ, ગળું, નાક, હોઠ, જઠર, આંતરડાં, સ્તન, ગર્ભાશય, યોનિ, યોનિમાર્ગ, યકૃત વગેરે અવયવોમાં) લોહી બગાડની દુષ્ટ ગ્રંથી થાય છે તે ખસેડી શકાતી નથી. તેનુ મુળ માંસમાં ઉંડું હોય છે તેને માંસાર્બુદ પણ કહેવામાં આવે છે અંગ્રેજી વૈદ્યકમાં તેને કેન્સર, કહેવામાં આવે છે. આજે એ રોગ ઠેકાણે ઠેકાણે થતો હોવાથી લોકો પણ તેને તે નામથી ઓળખે છે અને કહે છે કે કેન્સર એટલે દુનિઆમાંથી તે કેન્સલજ સમજવો. આ દુષ્ટ ગ્રંથી જલદી વધે છે તેમાં દુખાવો અને દાહ બન્ને હોય છે તે પાકે છે, સડે છે તેમાંથી વાસ મારતું પરૂ અને લોહી નીકળે છે એથી થતી વેદના અતિ અસહ્ય હોય છે. દિવસે દિવસે દરદી ગળાતો જાય છે. શસ્ત્રક્રિયાથી તેને કાપી કાઢવામાં આવે તો તે જગાએ અથવા બીજી જગાએ ગ્રંથી થાય છે. ૩૫ વર્ષની ઉપરની ઉંમરવાળા મનુષ્યને તે થાય છે.

આ જંતુજન્ય રોગ માનવામાં આવે છે તમાકુ, ચુનો, સોપારી, ખાંડ, ચા, કોફી, અફીણ વગેરે પદાર્થોનું અતિ સેવન. ઝેરી દવાઓના ઇન્જંકશનો, ઝેરી દવાઓનુ સેવન, દારૂ, ગરમ મસાલા, મરચાં વગેરેના અતિ ઉપયોગથી, ઉપદંશ અને પરમીઆના ઝેરથી વગેરે કારણોથી આ રોગ ઉત્પન્ન થયો છે. આજની પ્રજાએ આ રોગ ઉત્પન્ન કરનાર પદાર્થોના અતિ સેવનથી દૂર રહેવું જોઇએ.

આ દુષ્ટગ્રંથીના જુદા જુદા પ્રકાર પાડવામાં આવ્યા છે.

(૧) નરમ અર્બુદ–એ હાથ, પગ, નાક, અસ્થિપડ, વૃષણ ઉપર નીકળે છે. એનુ મૂળ માંસમાં ઉંડું રહે છે, જલદી વધે છે, નીકળે ત્યારે **રસોળી જેવું** પોચું હોય છે. તેની આજુબાજુ ઘણી ગ્રંથીઓ નીકળે છે. ફુટે ત્યારે બહુ લોહી નીકળે છે. (૨) કઠણ અર્બુદ ( Scirrhus )–સ્ત્રીઓનાં સ્તન, ગર્ભાશય, પુરૂષોના વૃષણ, ગુદા વગેરે ઠેકાણે થાય છે. એકજ ગ્રંથી થાય છે. હલાવતાં આજુબાજુનું માંસ સાથે ખેંચાય છે. ધીમે ધીમે વધે છે. (૩) ત્વચાર્બુદ (Epithelial)–આ જાતનાં અર્બુદ ( કેન્સર ) વૃષણ, જનનેંદ્રિય, યોનિલિંગ, ગર્ભાશય, ગુદા, મોં, જીભ, અન્નનળી, હોઠ, જઠર, આંતરડાં વગેરે અવયવોનાં શ્લેષ્મપડ અને શરીર ઉપરની ત્વચામાં થાય છે. (૪) હાડકાનું અર્બુદ–જાંગના હાડકાનાં નીચેના છેડાપર આવું કેન્સર થાય છે જલદી ફુટે છે અને બહુ પીડા આપે છે. (૫) માંસાર્બુદ અને સંયોજક તંતુનું અર્બુદ–( Sarcama ).

**ચિકિત્સા**—રસોળીની મુખ્ય દવા **કા–મુ**. છે. લક્ષણાનુસાર **કે–ફો**. અને **સિ**, નો ઉપયોગ કરવો પડે છે. રસોળી બહુ કઠણ હોય તો **કે-ફ્લો**. આપવાથી

પેચી થશે. પછીથી का-मु. નો ઉપયોગ કરવો. દવાઓનો ખાવામાં અને બહાર ચોપડવામાં ઉપયોગ કરવો. જલગ્રંથી ઉપર ने-मु. અને का-मु. નો ઉપયોગ કરવો.

**કેન્સરની ચિકિત્સા**—આ આખા શરીરનો રક્ત બગાડનો રોગ છે. દર્દીના શરીરમાં રહેલું ઝેર કે ઝેરી પદાર્થો પરસેવા અને પિશાબ રસ્તે બહાર કાઢવા પ્રયત્ન કરવો. તે માટે का-स. અને ने-स. તથા फे-फो. નો પુષ્કળ ઉપયોગ કરવો. જ્યારે પરસેવો નીકળતો થઇ જાય ત્યારે એ રોગની બીજી દવાઓનો ઉપયોગ કરવો. વચમાં પરસેવો નીકળતો બંધ થાય તો ફરી પાછા તે ક્ષારો આપવા.

**का-स.** જીભ ઉપર, સ્તન ઉપર અને જનનેંદ્રિય ઉપર ત્વચાનું કેન્સર થયું હોય, દરેક પ્રકારના કેન્સર ઉપર ખાસ દવા છે. એથી લોહીને ઓકસીજન પૂરતા પ્રમાણમાં મળે છે, પરસેવો થાય છે અને લોહીની શુદ્ધિ થાય છે. फे-फो. સાથે.

**फे-फो.** તાવ, સોજો, દાહ એ લક્ષણો હાજર હોય, કેન્સરમાં થતા અતિ દુખાવા માટે મુખ્ય ઔષધ છે. का-स. સાથે.

**के-फ्लो.** સંયોજક તંતુનું કેન્સર. ગર્ભાશયના કમળમુખનું કેન્સર, ગળાનું કેન્સર, સઘળી જાતના કેન્સર જે અતિ કઠણ હોય તેમાં, જ્યારે ગળાના કેન્સરમાં ગળાના સંયોજક તંતુઓ નબળા પડી જાય છે તેથી અનાજ કે પાણી ગળે ઉતરતાં નથી ખોરાક અને પાણી નાકમાંથી બહાર નીકળે ત્યારે આ ચમત્કારિ ફાયદો કરે છે બે ત્રણ દિવસોમાંજ એ તકલીફ દૂર થાય છે દર્દીને અનાજ, પાણી ઉતરવા માંડે છે.

**ने-फो.** જીભનું કેન્સર અને કેન્સરના દુખાવા ઉપર.

**ने-मु.** જીભનું કેન્સર, લાળ પુષ્કળ વહેતી હોય, બહુ ગંધાતી હોય તો का-फो. સાથે.

**का-फो.** ગંધાતા સ્રાવ થતા હોય, માથું બહુ દુખતું હોય, સડો થયો હોય, મગજની અવ્યવસ્થા હોય.

**के-फो.** કંઠમાળના દર્દીને કેન્સર થયું હોય.

**सि.** ગાંઠો, સોજા, પરૂમય સ્રાવ, ગર્ભાશયનું અને હાડકાંનું કેન્સર હોય, કઠણ કેન્સર, હોઠ, ચહેરો, ગુદા, વૃષણનું કેન્સર

**आर्सेनिक**—લોહી ઘણું બગડી ગયું હોય का-फो. નાં લક્ષણો માં कालीफोस સાથે, દાહ, વેદના, સોજો. દરેક દવાની વચ્ચે વચ્ચે આ દવા આપવી.

ડૉ. બર્નેટ કહેછે કે **एपोसायनम केन्नबीनम.** બહારથી, લગાડવાથી કેન્સરની ગાંઠ ઓગળી જાય છે ૧ ડ્રામ આ દવા ૪ ડ્રામ ગ્લીસરીનમાં મેળવી ચોપડવું.

બહુ દુઃખ હોય તો કેન્સર ઉપર બરફ રાખવાથી વેદના ઘણી ઓછી થશે. કેન્સરૂ ફુટી પરૂ નીકળે તો કાર્બોનિક લોશનથી ધોવું. દર્દીને ઉંઘ ન આવતી હોય તો **एकोनाइट** ૧x દશ દશ મિનિટે આપવાથી ઉંઘ આવી જશે. ત્રણ ચાર વખત આપવાથી ઉંઘ આવી જાય છે. હોમીઓપથીની એ રોગની સીરમ **कार्सिनोसिन** એક લાખ પાવરની દશ પંદર દિવસે એક વાર પાંચ ટીપાં આપવું. **रेडीअम** એક લાખ પાવરનું દશ પંદર દિવસે એક વાર આપવું.

હોમીઓપથી દવાઓથી અમેરિકામાં કેટલાક દર્દીઓ સારા થયા છે તેથી તે દવાઓ માટે હોમીઓપથીક ચિકિત્સકો પાસે દવા કરાવવી. મરી જવાશે એ ડર કાઢી નાખવાની દવા કરતાં પણ પહેલી જરૂર છે કેમકે ડરથી દર્દીઓ મરી જાય છે. અને દવાઓ લાગુ પડતી નથી.

ઉપદંશ કે પરમીઓ એ રોગનું કારણ હોય તો તેની દવાઓ લેવી.

## ઉપદંશ–ગરમી–ટાંકી–ચાંદી.

**(Syphilis)**

આ એક સંસર્ગથી ઉત્પન્ન થતો ચેપી રોગ છે. જે સ્ત્રી અથવા પુરૂષને આ રોગ હોય છે તેઓના સાંસારિક સંબંધથી આ રોગ પેદા થાય છે. સ્ત્રી રોગી હોય તો પુરૂષ રોગી થાય છે, અને પુરૂષ રોગી હોય તો સ્ત્રી રોગી થાય છે. સંબંધ થયા પછી સ્ત્રી યા પુરૂષની જનનેંદ્રિય ઉપર બે ત્રણ અઠવાડીઆમાં જરા ક્ષત દેખાય છે એને કઠણ ચાંદી (Hard Chancer), ઉપદંશ કે ગરમીનો રોગ કહે છે આજ ખરો ઉપદંશ રોગ છે. ક્ષત ધીમે ધીમે વધે છે અને પાકે છે. જાંગના મૂળમાં બદગ્રંથી થાય છે તે દુખતી નથી તેમ પાકતી પણ નથી. આખા શરીરમાં આ રોગનું ઝેર ફેલાય છે અને આખું શરીર રક્તદોષથી દુષિત થાય છે.

આ રોગ પહેલા યૂરોપખંડમાં હતો. યૂરોપીઅન લોકો વેપાર અર્થે આ દેશમાં આવ્યા ત્યારથી અહીં ફેલાયો છે તેથી એને ફીરંગ રોગ પણ કહે છે. આજે તો એ રોગ આખી દુનિયામાં ફેલાયલો છે. આ ઘણો દુષ્ટ રોગ છે. મનુષ્યની જીંદગી એથી બરબાદ થાય છે. આ રોગ વારસામાં ઉતરે છે. આ રોગની ત્રણ અવસ્થા નીચે પ્રમાણે છે.

**પહેલી અવસ્થા** :—સંસર્ગ થયા પછી ત્રણ અઠવાડીઆ બાદ જે જગાએ ક્ષત પડવાનું હોય છે ત્યાં ખુજલી આવે છે પછી તે જગાએ ગોળ ચાંદું પડે છે અને

જાંગમાં બદ નીકળે છે. મહીના દોઢ મહીના બાદ ચાંદી ધીમે ધીમે સારી થઈ જાય છે, બદ બેસી જાય છે. બેથી છ અઠવાડીઆ સુધી એ અવસ્થા રહે છે.

**બીજી અવસ્થા :**—ચાંદી પડયા પછી ત્રણ મહીના બાદ રોગીને તાવ આવે છે, ગળામાં ગરમી દેખાય છે, વાળ ખરવા માંડે છે, ત્વચારોગ થાય છે, સાંધાઓ અને હાડકાંમાં દર્દ થાય છે માથું દુખે છે અને શરીરમાં લોહી ઓછું થતું જાય છે. આ અવસ્થા એક વર્ષથી અનેક વર્ષો સુધી રહે છે. આ અવસ્થામાં શરીરનું લોહી ઉપદંશના ઝેરકે જંતુથી બગડી જાય છે અને શરીરપર વિસ્ફોટકના રૂપીઆ જેવડા ચાંદાં થાય છે તે રૂઝાય છે ત્યાં કાળા ડાઘ પડી રહે છે. કોઇને ફોલ્લામાં પરૂ થાય છે, કોઇને પાણી ભરેલા ફોલ્લા થાય છે, ગળામાં ચાંદાં પડે છે, મોંમાં પણ ચાંદાં પડે છે, નાક સડે છે, તાળવામાં છિદ્ર પડે છે, પડજીભ ઉપર ક્ષત પડી તે ખરી જાય છે તેથી ગુંગણું બોલાય છે, અને સંધિવા જેવા લક્ષણો થાય છે.

**ત્રીજી અવસ્થા :**—હાડકાં દુખે, સડે, ગળાની હાંસડી, પગ, હાથ અને આંગળીઓ ઉપર તથા સાંધાઓ ઉપર હાડકાં વધી ટેકરા થાય તેથી તે અવયવો અકડાઈ જાય, શરીરના અંદરના અવયવો, જ્ઞાનતંતુ, યકૃત, આંતરડાં, ફેફસાં, હૃદય, મૂત્રપિંડ વગેરે શરીરના તમામ અવયવોમાં એનું ઝેર ફેલાઈ ઉપદ્રવ મચાવે છે. ક્ષયરોગ, દિવાનાપણુ વગેરે રોગો પણ થાય છે.

નરમ ચાંદી ( Soft Chancre )—આ પણ સંગમ દોષથી ઉત્પન્ન થાય છે. ચાંદી એક કરતાં વધારે પડે છે, સડે છે, પરૂ નીકળે છે, બદ નીકળે છે પણ તે પાકે છે અને દર્દી બેએક મહીનામાં સાજો થઈ જાય છે. આમાં શરીરનો રક્તદોષ થતો નથી.

બાળઉપદંશ કે ગરમી રોગવાલા માબાપોનાં બાળકોને આ રોગ વારસામાં મળે છે, જન્મેલું બાળક સુકતાનથી પીડાતું હોય છે શરીર ઉપર મોં, પગ, જાંગ, પીઠ, યોનિ વગેરે જગાએ તાંબા રંગનાં ચાંદાં થાય છે, હડકાં નબળાં રહે છે, ચામડી કરચલીવાળી હોય છે.

ગરમી ( ઉપદંશ ) નો રોગ ચેપી છે તેથી હોટલો, વીસી, યા, હજામત, ચુંબન વગેરેથી એ ચેપ ફેલાય છે, વેસ્યાગૃહો આ રોગનું મુખ્ય ધામ છે માટે તે બાબત સંભાળ રાખવી.

**ચિકિત્સા—કા—સુ.** આ રોગની મુખ્ય દવા છે, નરમ કે કઠણ ચાંદી, બદ અને સોજો મટાડવા એનો શરૂઆતથી ઉપયોગ કરવો. બદ ઉપર ૩ x પાઉડરનો મલમ બનાવી વારંવાર ચોપડવો.

**फे-फो**—બદ, તાવ, દાહ અને ઉપદંશની પહેલી, બીજી અવસ્થા. **का-मु**. સાથે.

**ने-स**. ઇંદ્રિય ઉપર મસા. ખાવામાં અને ચોપડામાં ઉપયોગ કરવો.

**ने-मु.**—તરતનો કે જુનો ઉપદંશ, ચાંદીમાંથી પાણી જેવી રસી ઝરવી, નાક કે આંખમાંથી પાણી ઝરવું. જુના સીફીલીઝ કે ઉપદંશ ઉપર ૧૦૦૦ પાવરનું અઠવાડીઆમાં એક વખત વાપરવા ડૉ. વૉન્ડર ગોલ્ટઝ્ ભલામણ કરે છે.

**का-स.**—ભયંકર રકતવિકાર, પરસેવાનું બંધ થવું, મેલી ખરબચડી ચામડી વગેરે લક્ષણોમાં.

**के-स.**—પરૂમય કે પરૂલોહીમિશ્રિત શ્રાવ, બદનું પાકવું, પરૂ થતું અટકાવવા ૩૦ x પાવર. **सि**. ૨૦૦ x સાથે વારાફરતી.

**सि**. ૩ x – બદમાં પાક શરૂ થવાના લક્ષણોમાં જલદી પકવવા **सि**. ૨૦૦ x જુનો ઉપદંશ, કઠણ ચાંદી અને બદ, રોગની ત્રીજી અવસ્થાના ઉપદ્રવો, પારાની દવાનું સેવન કર્યું હોય તો **काली आयोड** નો ઉપયોગ કર્યા પછી આ દવાનો ઉપયોગ ખાવામાં કરવો. હાડકાંનો સડો, હાડકાં ફુલવા તેના ટેકરા થવા.

**के-फ्लो.**—કઠણ ચાંદીવાળો ઉપદંશ, કઠણ બદ, હાડકાંમાં વ્રણ થવાં **सि**. સાથે. બદ કઠણ હોય તો પોચું કરવા. પોચું થયા પછી **का-मु**.

**का-फो**—દુર્ગંધ મારતો શ્રાવ અને સડો **ने फो**.-સાથે.

## પરમીઓ.

### (Gonorrhea)

ઉપદંશની પેઠે આ પણ સાંસર્ગિક ચેપી રોગ છે. જે પુરૂષ અથવા સ્ત્રીને આ રોગ થએલો હોય તેના સાંસારિક સંબંધથી સ્ત્રી અથવા પુરૂષને આ રોગ લાગુ પડે છે. બે ચાર દિવસમાં તેની અસર જણાય છે. શરૂઆતમાં ઇંદ્રિયમાં ખજવાળ થાય છે પછી સોજો ઉત્પન્ન થાયછે અને તે માંથી ઘટ્ટ સફેદ યા પીળો યા લીલો શ્રાવ શરૂ થાય છે. મુત્રેંદ્રિય અને મુત્રમાર્ગમાં સોજો આવે છે તે અંડાશયમાં અને જાંગામાં પણ ફેલાય છે. પિશાબ કરતાં અતિ દુઃખ અને અગન બળે છે અને તે વારંવાર થાય છે. ઇંદ્રિય ટાટ થાય છે ત્યારે કષ્ટ વધી પડે છે. પિશાબ ટીપેટીપે આવે છે અથવા બંધ પણ થઈ જાય છે. જે પરમીઓ વારંવાર ઉથલો મારે છે તેમાં વેદના ઘણી ઓછી હોય છે પણ શ્રાવ વધુ થાય છે. આ રોગ મહીના દોઢ મહીનામાં સારો થઈ જાય છે પણ એનું ઝેર અંગમાં પસરવાથી

તે જુનો પ્રમેહ (Gleet) થઇ જાય છે. તે ઘણા વર્ષો રહે છે. એનાથી સંધિવા પણ થઈ જાય છે.

અતિશય વિષયભોગ, રજસ્વલા થએલી અથવા પ્રદરરોગી સ્ત્રી સાથેના સાંસારિક સંભોગથી મંદ પ્રકારનો પ્રમેહ ઉત્પન્ન થાય છે તે દવા વગરજ સારો થઇ જાય છે.

ઉપદંશ રોગ પેઠે આ રોગમાં પણ બદ નીકળે છે પણ તે પાકે છે એની મુખ્ય દવા **ने-स.**, **ने-फो.**, અને **का-मु.** છે. લક્ષણાનુસાર બીજી દવાઓ ઉપદંશ રોગમાં વપરાય છે તે આમાં પણ વાપરવી પડે છે. જો મુત્રકૃચ્છ (Stricture) થાય તો **मेग-फो.** ઘણી ઉમદા દવા છે. પિશાબમાં લોહી નીકળે તો **का-फो.**, સંધિવા થાય તો મુખ્ય દવા ઉપરાંત **सि.** પરૂ નીકળે તો **ने-फो.** અને **सि.** નો ઉપયોગ કરવો.

## સંધિવા (Rheumatism)

## ગાઉટ (Gout)

સંધિવાના ઘણા પ્રકારો વૈદ્યકશાસ્ત્રોમાં વર્ણવેલા છે. શરીરના મોટાં સાંધાઓ વાથી રોગી બને તેને સંધિવા કહે છે, નાના સાંધાઓ આંગળી વગેરે પકડાઈ જાય તો ગાઉટ અથવા ગાઠીઓ વાત કહેવાય છે, માંસપેશીમાં વાના દુખાવા થાય તો મસ્કયુલર રૂમેટીઝમ સ્નાયુવાત કહેવાય છે ગાર્દનની માંસપેશીના વાને ગ્રિવાવાત, પીઠની પડખેના સ્નાયુઓના વાને પાર્શ્વવાત અને કેડના વાને કટિવાત વગેરે નામોથી સંધિવાને ઓળખવામાં આવે છે.

આ શાસ્ત્ર પ્રમાણે લોહીમાં અમ્લપિત્ત-ખટાશ વધી જવાથી આ રોગ થાય છે. ખટાશ વધી જવાનું કારણ લોહીમાં **ने-फो.** ક્ષારની ખામી છે, સાંધાઓમાં રહેલા એક જાતના રસ (Synovial Fluid) માં ખટાશની વૃદ્ધિ થાય છે તેથી સાંધાઓમાં દુખાવો થાય છે, સાંધાઓમાં સોજો ચઢવાનું કારણ **का-मु.** ની તંગીને લીધે સાંધાઓમાં ફાઈબ્રીન જામવા માંડે છે તે છે. તેથી સોજો, સખત વેદના અને તાવ આવે છે તેને ઇન્ફ્લેમેટરી રૂમેટીઝમ કહેવામા આવે છે. સ્નાયુઓ અને મજ્જાતંત્રના ક્ષાર **का-फो.** અને **मेग-फो.** કમી થવાથી તેમાં અક્કડપણું અને દુખાવાની વૃદ્ધિ થાય છે ત્યારે તેને સ્નાયુવાત કહેવામાં આવે છે. નાના સાંધાઓમાં યુરેટ ઑફ સોડા જામે છે તેને ગાઉટ કે ગઠીઓવાત કહેવામાં આવે છે, તે **ने-स.** ની ખોટથી થાયછે.

આ ઉપરથી સ્પષ્ટ છે કે **ने-फो. का-फो. मेग-फो. का-मु. ने-स. फे-फो.** એમાં મુખ્ય દવાઓ છે. લક્ષણો ઉપરથી કયો ક્ષાર કમી થયો છે તે શોધીને આપવો જોઇએ.

**फे-फो.** સંધીવા અને તેથી આવનારા તાવની પ્રથમ અવસ્થાની મુખ્ય દવા. આ દવા થોડી થોડી વારે આપવી જોઈ એ, તિક્ષ્ણ સંધિવા, સખત દુખાવો. કોઈપણ જગાનો સંધિવા, ઠંડીથી ગરદન અને કમર અડકાઈજવી, હરેક રૂમેટીઝમ (સંધિવા) માં ચાલવાથી કે તે ભાગ હલાવવાથી વેદનાનો વધારે થવો **ने-फो** સાથે.

**का-मु.** સંધિવા અને તેથી આવનારા સોજાની બીજી અવસ્થાની મુખ્ય દવા (ફેરમફોસ પછી) જ્યારે સંધિવામાં સોજો આવે ત્યારે જીભનો સફેદ થર ખાસ જોવો. જુનો સંધીનો **फे-फो.** અને **ने-फो.** સાથે.

**ने-फो.** નવો કે જુનો સંધીવા, કોઈપણ અવયવનો સંધીવા. પરસેવો બહુ ખાટીવાસવાળો થવો, ખટાશનાં લક્ષણો, દરેક સંધીવામાં બીજી દવાઓનું સૂચન થતું હોય તેની સાથે આ ક્ષાર તો આપવોજ, દરેક પ્રકારના સંધીવાની આ ખાસ દવા છે.

**मेग-फो**-સાંધા જકડાઈ જવા, સખત દર્દ થવું, સંધીવાનો તાવ, **ने-फो**-સાથે,

**का-स**-સંધીવાનો દુખાવો એક જગાએથી બીજી જગાએ ફરતો હોય, સાંજે અને ગરમ ઓરડામાં દુખાવો વધતો હોય, અને ઠંડી, ખુલ્લી હવાથી આરામ લાગતો હોય, નવો કે જુનો સંધિવા, સંધિવાથી માથાનો દુખાવો થવો, અને તે સાંજે અને ગરમ હવાથી વધે ત્યારે, વાંસો, ગરદન અગર કોઈ અવયવનો દુખાવો તેની સાથે ઉપર લખેલાં લક્ષણો હોય.

**का-फो**-નવો કે જુનો સંધિવા, સંધિવાંળો ભાગ અક્કડ થઈ જવો. દરેક દુખાવા ચાલવાની કે ગતિ કરવાની શરૂઆત કરે ત્યારે વધે, પણ થોડું ચાલવા પછી ઓછો થાય. પણ ઘણું ચાલવાથી વધે, દરેક દુખાવા સવારમાં અને આરામ લેવાથી વધે.

**के-फो.** સંધિવા રાતે અને ખરાબ હવામાં વધે **फे-फो.** સાથે વારાફરતી આપવો. દુખાવા ગરમી, ઠંડી કે હવાના ફેરફારથી વધે, સંધિવામાં તે ભાગ ઠંડો અને બહેર મારી ગયા જેવી લાગણી થાય, ઠંડી અને ભેજથી ગરદન જકડાઇ જાય, **फे-फो.** સાથે વારાફરતી ઓચીમાં રાતે ઘણી વેદના થાય, કટિવાત-શૂળ

**फे-फो**. સાથે, ગાઉટ સાંધાઓમાં જલ ભરાઇ સોજા થાય **फे-फो**. અને **ने-मु**. સાથે.

**ने-स**. ગાઉટ પ્રથમ અવસ્થામાં મુખ્ય દવા છે. **फे-.फो** સાથે જુનો ગાઉટ ખાસ દવા **सि**. સાથે, દર્દીએ દારૂ અને ભારે ખોરાક છોડી દેવા જોઇએ, સંધિવા સાથે કડવા પિત્તનાં લક્ષણો હોય તે ભેજવાળી હવામાં વધતા હોય.

**ने-मु**. જુનો સંધિવા, સાંધામાં કડાકા બોલતા હોય, સાંધામાં જલવૃદ્ધિ થઇ હોય, સંધિવાનો તાવ કાલી મુર આપ્યા પછી આનો ઉપયોગ કરવો.

**के-फ्लो**. સાંધાઓ ફુલી ગયા હોય, ગાઉટ કે સંધિવામાં એ ખાસ ચિન્હ હોય **ने-स**. સાથે.

**सि**. સાંધાઓમાં પરૂ થયું હોય **के-स**. સાથે.

## રક્તશ્રાવ (લોહી પડવું.)

### (Haemorrhage)

કેટલાક રોગથી કે ઇજા થવાથી તે અવયવોમાંથી કે ચામડીમાંથી લોહી નીકળે છે તેને રક્તશ્રાવ કહે છે. જે અવયવોમાંથી લોહી આવે છે તે તે અવયવના કોઈ રોગથી આવે છે. ક્ષય કે ન્યુમોનિઆમાં ફેફસાંની ધમની કે શિરા કે તેની શાખાઓ તૂટે છે ત્યારે અને જઠરમાં ચાંદા પડયાં હોય ત્યારે મોંમાંથી લોહી નીકળે છે, શરીર બહુ લોહીઆળ થવાથી લોહીનો ધસારો મગજ ઉપર થાય છે તેથી બ્લડપ્રેસર થઈ નાકમાંથી લોહી પડે છે, નસ્કોરી ફુટવાથી પણ લોહી નીકળે છે મરડો અને ટાઇફોઇડ વગેરે આંતરડાના રોગોથી ગુદા મારફત લોહી પડે છે, પ્રસુતી થવાથી કે અતિઆર્તવનો રોગ થવાથી કે લોહીવા થવાથી યોનિમાર્ગે લોહી પડે છે. મૂત્રપિંડની બિમારીઓમાં મુત્રેંદ્રિયમાંથી લોહી પડે છે. ઇજા થવાથી તે ભાગમાંથી લોહી નીકળે છે કેટલાક રોગોમાં ચામડી ઉપરથી લોહી ઝરે છે વગેરે વગેરેથી લોહી પડે છે.

રકતશ્રાવ કોઇપણ કારણથી અને કોઇપણ અવયવમાંથી થતો હોય પણ તે સર્વની ચિકિત્સા તો એકસરખીજ હોય છે,

આ શાસ્ત્ર પ્રમાણે લોહીમાં **ने-मु**. ક્ષારની તંગી પડવાથી અવયવોના શ્લેષ્મ પડની ભિનાશ કમી થાય છે અને **फे-फो**. ની તંગી પડવાથી તે અવયવની મજબૂતી ઓછી થાય છે અને **के-फ्लो**. ની તંગીથી તેની સ્થિતિસ્થાપકતા કમી થાય છે તેથી રકતમાં લોહીનો જમાવ થાય છે તેના દબાણથી

ધમની, શિરાઓ કે તેની શાખાઓમાંથી કેટલીક તૂટી જાય છે ત્યારે રકતશ્રાવ થાય છે.

**ચિકિત્સા—के-फो.** શરીરના કોઇપણ ભાગ કે અવયવમાંથી શુદ્ધ લાલ લોહી નીકળતું હોય તે તરત જામી જતું હોય, કોઇપણ કારણથી નસ્કોરી ફુટતી હોય, ફેફસાંમાંથી લોહી આવતું હોય, લાલ ચળકતા લોહીની ઉલટી થતી હોય નબળા શરીરવાળા પાંડુરોગીને નાકમાંથી લોહી નીકળતું હોય તો **के-फो.** અને **का-फो.** સાથે.

**का-मु.** કાળું, ચીકણું અને બંધાયેલું લોહી પડતું હોય.

**ने-मु.** પાતળું પાણી જેવું લોહી નીકળતું હોય.

**के-फ्लो.** ગર્ભાશયમાંથી લોહી પડતું હોય ( **का-फो.** સાથે ) અર્શમાંથી લોહી પડતું હોય. કોઇપણ અવયવમાંથી નીકળતું લોહી **के-फो.** થી બંધ થતું નહિ હોય, બાળકના પ્રસવ પછી અતિ લોહી નીકળતું હોય ત્યારે ગર્ભાશયની સંકોચન શકિત વધારી આ ક્ષાર લોહી બંધ કરે છે. ગર્ભપાત અને ગર્ભશ્રાવનું લોહી બંધ કરવા **फे-फो.** સાથે આ ક્ષારનો ઉપયોગ કરવો.

**का-फो.** અશક્ત અને પાંડુરોગીને લોહી પડતું હોય, લોહી કાળું પાતળું અને જામી જતું નહિ હોય, લોહી પડવાની આદત હોય **के-फो.** અને **फे-फो.** સાથે. નીકળતું લોહી વાસ મારતું હોય પિશાબમાં લોહી પડતું હોય **के-फ्लो.** સાથે.

શરીરના બહારનાં ભાગમાંથી વાગવાથી, મારથી, કપાવાથી વગેરે કારણોથી લોહી નીકળતું હોય, તો આ દવાઓનો બાહ્ય ઉપયોગ કરવો.

## પાંડુરોગ (Anemia)

શરીરમાં લોહીનું પ્રમાણ ઓછું થઇ જાય, લોહીના લાલ રજકણો ઓછા થાય અને શ્વેત રજકણોનો વધારો થાય તેથી શરીર ફીકું, સફેદ દેખાય લોહીમાંથી રકતને લાલ બનાવનાર હેમોગ્લ્યુબીન ઓછું થઇ જાય ત્યારે પાંડુરોગ થયો સમજવામાં આવે છે.

**પાંડુરોગના પ્રકાર**—(૧) હરિત પાંડુ,—પિત્ત પાંડુ (Chlorosis) (૨) શ્વેત પાંડુ–કફપાંડુ (Leukemia) (૩) સાદો પાંડુ (૪) દુષ્ટ અસાધ્ય પાંડુ (Pernicious Anemia).

હરિત પાંડુ, પિત્ત પાંડુ—ઉમરે આવેલી જુવાન છોકરીઓને ઘણું કરીને થાય છે. પુરૂષોને પિત્ત પાંડુ વિશેશ થાય છે. પીળો ફીકકો ચહેરો, ચામડી પર લીલાશ પડતો આભાસ, આંખની આજુબાજુ કાળું કુંડાળું, શ્વાસ લેવામાં

મુશ્કેલી, છાતીનો ધબકારો સૂકી ખાંસી, અગ્નિમાંદ્ય, મળાવરોધ, ચક્કર, માથાનો દુખાવો, સદા દુઃખિત સ્થિતિ વગેરે લક્ષણો થાય છે. આ રોગ સાથે ક્ષય, રજોદર્શન બંધ થવું અથવા આવવુંજ નહિ, સોજા વગેરે વ્યાધિઓ થાય છે. રકતશ્રાવ, મૂત્રગ્રંથીનો વરમ પણ કોઇને થાય છે.

શ્વેતપાંડુમાં લોહીના સફેદ અણુઓ વધી જાય છે. બરોળ અને ગર્દનની લીંફેટીક ગ્રંથીઓ વધી જાય છે. હાડકાંની મધ્યભાગે પોચો માવો હોય છે તે બગડે છે, છાતીનાં હાડકાં દુખે છે, ચહેરો મેલો કે સફેદ થઈ જાય છે. શ્વાસ લેવાની મુશ્કેલી, અશક્તિને લીધે પથારીવશ હાલત, પગ અને ચહેરો ફુલેલા અથવા સોજાવાળા હોય છે.

**દુષ્ટપાંડુ**—ઉપલા બે પાંડુરોગ લાંબો વખત રહેવાથી તે અસાધ્ય થઇ જાય છે ત્યારે દુષ્ટપાંડુ કહેવાય છે. લોહની દવા આપતાં છતાં તેમાં લાલકણો વધતાં નથી, ચામડી મડદાં જેવી લાગે છે, તાવ ૧૦૨ સુધી કાયમ રહે છે, રકતાશય મંદ અને નબળું, દાબવાથી હાડકાં દુખે, શરીરે સોજા ( ડ્રોપ્સી–જલોદર) શ્વાસમાં કષ્ટ, અતિશય ક્ષિણતા વગેરે થઈ દર્દી મરણ પામે છે.

આ શાસ્ત્ર પ્રમાણે કોઇપણ માંદગી લાંબો વખત રહેવાથી લોહીમાંના જીવનક્ષારો ઘટી જાય છે તેથી શરીરની વૃદ્ધિ અને પુષ્ટી અટકી પડે છે તેથી આ રોગ થાય છે **के–फो.**, **ने–मु.**, અને **फे–फो.** મુખ્ય પણે ઘટી જાય છે તેથી આ રોગની એ ત્રણ ક્ષારો મુખ્ય દવા છે.

**ચિકિત્સા–के–फो.** એ લોહીના નવા અણુઓ ઉત્પન્ન કરે છે ફીકકો, લોહી વગરનો ચહેરો, લીલાશ પડતો, સફેદ ચહેરો, લોહીના શ્વેત રજકણો ઓછા થવા ( શ્વેતપાંડુ ) પિત્તપાંડુ વગેરે દરેક પ્રકારના પાંડુરોગની મુખ્ય દવા છે. જુનો રોગ હોય તો ૩૦**x** ૨૦૦**x** પાવર.

**ने–मु**—જુવાન છોકરીઓનો હરિતપાંડુ, પિત્તપાંડુ, લોહીનું પાણી થવું, રજોદર્શન અનિયમિત અથવા બંધ થવું અથવા આવવુંજ નહિ. મડદાં જેવી, મેલી ચામડી, લોહીની લાલાશ ઘટવી ૨૦૦**x** મુખ્ય દવા **के–फो** ૩૦**x** અથવા ૨૦૦**x** સાથે.

**फे–फो.** રક્તકણને લાલ બનાવવા અને વધારવા, તાવ, અશક્તિ મુખ્ય દવા **के–फो.** અને **ने–मु.** સાથે વારાફરતી.

**सि.** નાનાં બાળકોનો પાંડુરોગ, રોગની દરકાર નહિ કરાઇ હોય તેથી વધી ગએલો પાંડુરોગ. મુખ્ય દવા **के.–फो.** ૬ **x** અને **ने-मु.** ૩૦ **x** સાથે.

**ने-फो.** અગ્નિમાંદ્ય, **के-फो.** અને **के.-फो.** સાથે, અમ્લપિત્તનાં લક્ષણો પગ પાણી પાણી થઇ જવા, થોડું પણ ચાલી શકાય નહિ.

**ने-स.** હરેક પ્રકારના પાંડુરોગમાં લક્ષણોની દરકાર કર્યા સિવાય આપવાની દવા. લોહીનું પાણી થવું, હાઇડ્રોજિનોઇડ શરીર બંધારણ.

**का-फो.** લાંબી મુદ્દત સુધી માનસિક કામો કરનારાનો પાંડુરોગ, કમર અને પીઠનો દુખાવો, દર્દી બિલકુલ નિરૂત્સાહી, મગજનો પાંડુરોગ.

**का-मु.** પાંડુરોગમાં ત્વચારોગ હોય ત્યારે.

**ने-मु., ने-स.** **प्लम्बम** અને **कुप्रम आर्स** જલોદર અને સોજા ચઢ્યા હોય ત્યારે.

**मे-फो.** અને **कुप्रम आर्स** શરીરમાં ખેંચાટના લક્ષણો હોય.

**आर्स आयोड**–શ્વેતપાંડુ, **के.-फो.** અને **ने-मु.** થી નહિ સારા થતાં પાંડુરોગ ઉપર **कल्कर आर्स, कल्कर आयोड** અને **आर्स आयोड** નો ઉપયોગ કરવો.

રક્તશ્રાવ, ક્ષય, હરસ, ભારે ચેપી તાવો વગેરે દરેક દર્દો લાંબી મુદ્દત ચાલવાથી આ રોગ ઉત્પન્ન થાય છે. માટે તેવી બધી માંદગી પછી એનીમીઆ (પાંડુ) ની શંકા ધરી તેની દવા કરવી. પચે તેવો પૌષ્ટિક ખોરાક આપવો. હવાફેર કરાવવી. હલકો વ્યાયામ કરવો. બેસી રહેવું નહિ.

## જલીય સોજા ( જલોદર ).

### ( Dropsy. )

મૂત્રપિંડ, યકૃત, હૃદય, ઉદર (પેટ) અંડાશય, બરોળ, અને ફેફસાંના રોગો અને પાંડુરોગમાં જલોદર થાય છે.

આખા શરીર ઉપર સોજા આવે તેને Anasarca– એનાસાર્કા કહે છે, શરીરના કોઈ ભાગમાં થાય તેને સ્થાનિક સોજા ઇડિમા ( Oedema ) કહે છે પેટ ઉપર સોજા ચઢે તો એસ્કાઇટસ્ ( Ascites ) કહેવાય છે અને સ્ત્રીઓનાં અંડાશય બગડવાથી સોજા પેઢુ ઉપર આવે તેને ઓવેરીઅન ડ્રોપસી ( Overian Dropsy ) કહેવામાં આવે છે.

આ શાસ્ત્ર પ્રમાણે **के.-फो.**, અને **ने-मु.** એ બે ક્ષારોના કમીપણાથી આ રોગ થાય છે ગમે તે કારણથી એ ક્ષારો કમી થયા હોય છે તેથી લોહીની

અંદરનું પાણી અને આલ્બ્યુમીનનો વધારો થાય છે તે શરીરની અંદરના અવયવોના સંયોજક તંતુઓમાં જમા થાય છે. રોગ જેમ જેમ વૃદ્ધિ પામતો જાય છે તેમ તેમ ચામડીનાં છિદ્રો બંધ થઇ પરસેવો થતો અટકી જાય છે. **का-स.** ની તંગીને લઇને આમ બને છે. આથી સ્પષ્ટ છે કે જીવનક્ષારોના કમીપણાથી આ રોગ ઉત્પન્ન થાય છે છતાં પણ **ने-स.** આ રોગની મુખ્ય દવા છે કેમકે વધારાના જલનો નિકાલ કરવાનું કાર્ય એ ક્ષાર કરે છે. એટલે આ રોગની મુખ્ય દવાઓ **ने-स.**, **के-फो.**, **ने-मु.**, અને **का-स.** છે. અને **के-फ्लोर.**, **का-मु.** મદદનીશ દવાઓ છે.

**ने-स.** આ રોગની મુખ્ય દવા. આ રોગમાં ઉપયોગમાં આવતી દરેક દવાઓ સાથે વારાફરતી આપવી.

**ने-मु.** જોઇતા પાણીનો સંગ્રહ રાખી તેની યોગ્ય વ્યવસ્થા કરવા **ने-स.** સાથે વારાફરતી.

**के-फो.** આલ્બ્યુમીનની વ્યવસ્થા કરવા. કોઇપણ પ્રકારના જલીય સોજા ઉપર, પાંડુરોગીના સોજા ઉપર **ने.-स.** સાથે

**का-स.** આલ્બ્યુમીનની વ્યવસ્થા કરવા **के-फो.** પછી. પરસેવો બંધ થયો હોય તો તે કાઢવા માટે **फे-फो.** સાથે.

**के-फ्लो.** હૃદયની અશક્તિ, સંયોજક તંતુઓનું નિર્માલ્ય થવું અને તેથી જલ, આલ્બ્યુમીન વગેરે રસોનો તેમાં જમાવ થવો. અવયવોની સંકોચ વિકાશ શક્તિ વધારી હાનિકારક પદાર્થોનો નિકાળ કરવા તેને શક્તિમાન બનાવવા, અંડાશયનું જલોદર (પુરૂષ અને સ્ત્રીની)

**का-मु.** યકૃત, હૃદય અને મૂત્રપિંડના રોગોથી ઉત્પન્ન થએલું જલોદર, આખા શરીર પર થએલો જલોદર કેમકે એમાં શરીરનો લીંફરસ અને ફાઇબ્રિન જમા થાય છે તે આ ક્ષાર દૂર કરે છે. **के-फो**, **ने-स.** અને **का-फो.** સાથે.

**का-फो.** હૃદયને શક્તિ આપવા. અશક્તિ, અને માનસિક લક્ષણોમાં.

**मे-फो.** હૃદય અને માંસપેશીઓમાં કાપી નાખવા જેવી વેદના અને હૃદયનો ધબકારો **का-फो** સાથે.

**मेदम-आर्स**-રોગની કષ્ટસાધ્ય અને અસાધ્ય દશામાં **फेल्कर आर्स** સાથે.

# ગ્રંથીરોગ.

## ( Diseases of Glands. )

આપણાં શરીરમાં રસવાહિની ( લીંફ્વાહિની ) ઓ અને તેની ગ્રંથીઓ ( લીંફેટીક ગ્લેન્ડસ્ ) તથા બીજી ગ્રંથીઓ હોય છે એ ગ્રંથીઓ શરીરમાં બહુ અગત્યનો ભાગ ભજવે છે. તેઓ પોતપોતાના સ્વતંત્ર રસો ઉત્પન્ન કરે છે તેને જીવનપ્રવાહી કહે છે કેમકે તે પ્રવાહીના અસ્તિત્વથીજ આ શરીરનો જીવન-વ્યાપાર ચાલી રહ્યો છે. રસગ્રંથી, રસપિંડો અને અવયવો ઉપરના રસપડો શરીરમાં ઠેકઠેકાણે છે. તેઓમાંથી કેટલીક ગ્રંથીઓ, રસપિંડો જીવનપ્રવાહી ઉત્પન્ન કરે છે અને કેટલીક ગ્રંથીઓ કે પિંડો શરીરમાં એકઠા થએલા વિજાતિય પદાર્થો, ઝેરો, મળ વગેરે જે શરીરને હાનિકર્તા અને રોગ ઉત્પન્ન કરે છે તેઓને બહાર કાઢી નાખે છે. મૂત્રપિંડ શરીરનો કચરો એને એકઠા થયેલા ઝેરો પિશાબમાર્ગે બહાર કાઢી નાખેછે, યકૃત પણ એવુંજ કામ કરે છે.

જે જીવનપ્રવાહી ઉત્પન્ન કરે છે તે સર્જક પિંડો કે ગ્રંથીઓ કહેવાય છે અને જે જીવનપ્રવાહી તો બનાવેછેજ છતાં મળનું વિસર્જન કરે છે તેથી તેને વસર્જક પિંડો કે ગ્રંથીઓ કહેવાય છે.

મોંની લાળગ્રંથીઓ ( પેરોટીડ ગ્લેન્ડ ), જઠર, આંતરડાં અને પેન્ક્રિયાસ ( અગ્ન્યાશય ) ની અંદરની રસગ્રંથીઓ જીવનપ્રવાહી ઉત્પન્ન કરે છે તેનો મુખ્ય વ્યાપાર પચનક્રિયા ઉપર છે. નાઇટ્રોજનવાળા, ચરબીવાળા, સાકરવાળા, તૈલી વગેરે પદાર્થો તે રસ વગર પાચન થતા નથી. અને શરીરને બહુ હાની કરે છે.

બરોળ, યકૃત લોહીના લાલ રજકણો અને સફેદ રજકણોની વૃદ્ધિ કરે છે. અને તે રીતે તેઓના રસો પણ જીવનનું રક્ષણ કરવા અતિ અગત્યનો ભાગ ભજવે છે.

ગળામાં દાઢીની નીચે થાઇરોઇડ, થાઇમસ, પેરાથાઇરોઇડ ગ્રંથીઓ છે તેઓનાં જીવનપ્રવાહી જીવન ટકાવવા બહુ અગત્યનાં છે. તેમાં થાઇરોઇડ સૌથી અગત્યનું કામ કરે છે આખા શરીરનો જીવન વ્યાપાર એને લીધે છે એમ કહીએ તો ચાલે.

મગજમાં ખોપરીની નીચે પીચ્યુઇટરી અને મગજના ત્રીજા ખંડમાં પીનલ ગ્લેન્ડ છે. બરડાની કરોડમાં પણ એવી અનેક ગ્રંથીઓ છે. તેઓનાં જીવનપ્રવાહી જ્ઞાનતંતુને અને શરીરના સઘળા અવયવોને પોષે છે, ક્રિયા કરાવે છે.

પુરૂષોનાં વૃષણુ અને પ્રોસ્ટેટ ગ્લેન્ડ અને સ્ત્રીઓનાં અંડાશય (ઓવરીઝ), ગર્ભાશય અને સ્તન (મેમરી ગ્લેન્ડ) એ બધાં આપણામાં ઓજસ. તેજસ અને શક્તિ ભરે છે એના રસોથી નવી મનુષ્ય સૃષ્ટિ ઉત્પન્ન થાય છે.

પુરૂષનાં વૃષણુ અને ઇંદ્રિયના મૂળમાં રહેલો પ્રોસ્ટેટ પિંડના પ્રવાહીથી વૃદ્ધાવસ્થા મોડી આવે છે, શરીરમાં બળ, ઓજસ અને તેજસ ભરે છે. પ્રોસ્ટેટ પિંડ વીર્યજંતુઓને ચેતના આપે છે અને મગજ તથા જ્ઞાનતંતુઓને સતેજ કરે છે.

એમ બધાં રસપિંડો જે જીવનપ્રવાહીઓ ઉત્પ કરે છે તે પ્રવાહી મિશ્ર થઇ શરીરસંવર્ધન અને શરીરરક્ષણુ કરે છે.

એ બધાં પિંડો અને ગ્રંથીઓ વિષે બહુ વિસ્તારથી લખવા આ પુસ્તકમાં જગા નથી.

જે ગ્રંથીઓ બહાર દેખાય છે તે વધે છે, તેમાં વરમ અને સોજો થાય છે તે પાકે છે તેના બહારથી પણુ ઉપચાર કરવા. લીંફેટીક ગ્રંથીઓ, કંઠમાળ, ગોઇટર, બદ, સ્તન, વગેરે ગ્રંથીઓ બહારથી દેખાય છે. શરીરની અંદરની ગ્રંથીઓ અને પિંડોના વ્યાધિઓની ચિકિત્સા તે અવયવ કે રસગ્રંથી કે રસપિંડોના વ્યાધિઓમાં લખવામાં આવેલી છે. જેવી કે ફેફ્સાં–બરોળ-યકૃત–ગર્ભાશય–અંડાશય વગેરેની. આ જગાએ બહારથી દેખાતી ગ્રંથીઓની ચિકિત્સા છે. તે અંદરની ગ્રંથીઓને પણુ લાગુ પડે છે.

**ચિકિત્સા–के–फो**. કોઇપિણુ ગ્રંથીનો વરમ, તાવ, દુખાવો. બીજી દવાઓ સાથે વારાફરતી. ચોપડવામાં ૧ x નો અને કોઇપિણુ પાવરથી ફાયદો ન થાય તો ખાવામાં પણુ ૧ x નો ઉપયોગ કરવો.

**का.–मु**. ગ્રંથીઓનો સોજો અને દુખાવો. મુખ્ય ઔષધ. ગ્રંથી પત્થર જેવી સખત હોય તો પહેલા **के–फ्लो**. પોચી થયા પછી આ દવા. કંઠમાળની વૃદ્ધિ, જીભ સફેદ, ગળાની અને ગર્દનની થાઇરોઇડ, થાઇમિસ વગેરે ગ્રંથીઓનો સોજો **के–फो**. સાથે વારાફરતી.

**के–फ्लो.** સ્તન (મેમરી ગ્લેન્ડ) નો સોજો, કઠણુ સોજો અને પત્થર જેવી ગાંઠ, ગાંઠોનો જુનો વરમ, લીંફેટીક ગ્રંથીઓનો વરમ અને વૃદ્ધિ **का–मु**. સાથે વારાફરતી.

**ने–फो**. ગલગંડ, કંઠમાળ ઉપર **के–फो**. સાથે ખાસ દવા. એ એના ઉપયોગથી કંઠમાળ મટી જાય છે. કંઠમાળની ગાંઠોમાં વેદના અને સોજો હોય તો **के–फो**. અને **का.–मु**. નો ઉપયોગ કર્યા પછી આનો ઉપયોગ કરવો.

**के.–फो.** જુનો ગ્રંથીરોગ અને ગ્રંથીઓની વૃદ્ધિ તથા ગલગંડ (ગોઇટર) અને કંઠમાળની ખાસ દવા.

**ने–स.** ગલગંડ, કંઠમાળ, આખું ગળું સુઝી ગયું હોય તો ખાસ દવા. **फे–फो.** અને **का.–मु.** સાથે વારાફરતી ઉપયોગ કરવો.

**सि.**–ગલગંડ અને કંઠમાળ પાકી પરૂ નીકળતું હોય ૩૦x ૨૦૦x આંતરડાંની મેસેટરીક ગ્રંથીનો બગાડો. ૩૦x ૨૦૦x ગાંઠો પાકવા લાગી હોય એમ લબકારા મારતું દર્દ હોય પણ જલદી પરૂ થતું ન હોય તો પકવ્વા ૧x અથવા ૩x નો ચોપડવામાં ઉપયોગ કરવો. ગાંઠોમાં નાસુર પડ્યું હોય **के–स.** સાથે.

**के–स.** ગાંઠોમાં નાસુર પડ્યું હોય, પરૂ બંધ કરવાની જરૂર હોય, પરૂ ઉત્પન્ન થતું અટકાવવું હોય ૩૦x **सि.** ૨૦૦x સાથે વારાફરતી ગાંઠોમાં પરૂ થએલો ભાગ કઠણ અને બહેર મારી ગયો હોય તો **के–फ्लो.** સાથે.

**केल्कर–आयोड** ક્ષયરોગમાં ગળાની કે જડબા પાસેની થાઇરોઇડ વગેરે ગ્રંથીઓનો સોજો થયો હોય, ગોઇટર ( ગલગંડ ).

**का–मु., काली आयोड**–અદ, ગોઇટર.

**आर्स आयोड, फोस आयोड**–આંતરડાનો ક્ષય અને તેથી બગાડેલી આંતરડાંની મેસેન્ટરીક ગ્રંથી.

**ने–मु.** લીંફેટીક ગ્રંથીઓ જે બગલમાં, ગળામાં અને સાંધાઓમાં થાય છે તેનો જુનો સોજો અને વૃદ્ધિ, લાળ ઉત્પન્ન કરનારી પેરોટીડ ગ્રંથીનો સોજો, ગોઇટર, સ્તનગ્રંથી-સાથે મોંમાંથી લાળ ગળવાનુ લક્ષણુ હોય.

## વ્રણ નાસુર, ચાંદાં

### (Ulceres)

લોહીમાં **का–मु.** ક્ષારનાં કમીપણાથી લોહીમાંના ફાઇબ્રિન રસનો ઉપયોગ થતો નથી તેથી તેનો જથો વધી જાય છે અને **के–फो.** ની તંગીથી આલ્બ્યુમીનનો પણ વધારો થાય છે. શરીરના જે ભાગોમાં આ બે રસોનો વધારો જમા થાય છે તે ભાગમાં તે વરમ કરી વ્રણ, ચાંદાં વગેરે ઉત્પન્ન કરી બહાર નીકળે છે એ કુદરતી પ્રયત્ન **का–मु.** અને **के–फो.** ક્ષારોની માગણી કરે છે.

મીઠો પરમીઓ ( Diabetes ), ગાઉટ અને ઉપદંશના ઝેર ભળેલા રોગીઓનાં વ્રણ, ચાંદાં જલદી સારા થતા નથી. કેટલાક વ્રણ જલદી સારાં થાય છે અને કેટલાક હઠીલાં હોય છે તે લાંબી મુદતે મટે છે. મીઠા પરમીઆ અને

આઉટના દર્દીને **મે-स.** દવા. ચાલુ દવાઓ સાથે આપવાથી તે વ્રણો જલદી મટવા લાગે છે સાકર, ખાંડ અને ગળ્યા પદાર્થો તેવા દર્દીઓએ તદન છોડી દેવા જોઇએ. નહિ તો ફાયદો થશે નહિ. ઉપદંશના દર્દીઓને તેનું ઝેર શરીરમાંથી દૂર કરવા પ્રયત્ન કરવો અને વ્રણની ચિકિત્સા ચાલુ રાખવી.

**ચિકિત્સા—के-फो.** વ્રણમાં વેદના, સોજો, રતાશ અને આગ બળતી હોય, રક્તશ્રાવ થતો હોય, સણકા મારતું દર્દ હોય **का-मु.** સાથે.

**का-मु.** વ્રણ કે ચાંદાંમાંથી જાડું, ધોળું પરૂ નીકળતું હોય. ગર્ભાશયની ગ્રિવા ( કમળ ) ઉપર વ્રણ થયાં હોય તેમાંથી જાડો, સફેદ શ્રાવ યોનીમાર્ગદ્વારા નીકળતો **फे-फो.** સાથે તત્કાળ ઉપયોગ થયો હોય તો પરૂ થતું નથી. કમળના વ્રણ ઉપર એ બે દવાઓનું સહેજ ગરમ લોશન બનાવી તેમાં સ્વચ્છ કપડાંનો કટકો ભીંજાવી યોનીમાર્ગમાં મૂકવો. અથવા આંગળી વતી કમળ ઉપર એનો વેસેલાઇનમાં બનાવેલો મલમ ચોપડ્યા કરવો.

**सि.**—બહારના અવયવો ઉપર વ્રણ થયું હોય, વ્રણમાંથી નીકળતો શ્રાવ પાતળો, ગંધાતો, પીળો હોય, ભગંદર થયું હોય, કઠ્ઠણ સોજા અને ગ્રંથીઓનું પાકવું ( આ દવા ૬x પાવરની મોટા ડોઝમાં આપવી ) ખાવામાં અને બહાર લગાડવામાં ઉપયોગ કરવો. બાહ્ય પ્રયોગમાં ૩x વાપરવો; હાડકાંનું વ્રણ, દરેક વ્રણમાં પરૂ જલદી કરી બગાડ કાઢી નાખવા માટે ઉપર કહેલા મોટા ડોઝમાં દવા આપવી.

**के-स.** ૩૦x—સિલિસીઆનો ઉપયોગ કર્યા છતાં પણ પરૂ ઘણી લાંબી મુદ્દત નીકળ્યા કરે તો પરૂ થવાની ક્રિયા અટકાવવા, રક્ત અને પરૂમિશ્રિત રસી નીકળવી. દરેક વરમની ત્રીજી અવસ્થા, બળવાથી, માર વાગવાથી કે કપાવાથી વ્રણ થયાં હોય તો આનો ઉપયોગ ત્રીજી અવસ્થામાં કરવો.

**के-फो.** હાડકાંનું વ્રણ ખાસ ઇલાજ **सि.** અને **के-फ्लो.** સાથે.

**के-फ्लो.** જલદી સારૂં નહિ થતું હોય એવું હાડકાંનું નાસુર, જાડું બંધાએલું પીળું પરૂ નીકળતું હોય. વ્રણની કિનારી ઉંચી, કઠ્ઠણ, કાળી કે આસમાની રંગની હોય **के-फो.** અને **सि.** સાથે.

**मे-फो.** મોં જઠર અને આંતરડાંનાં વ્રણ કે ચાંદાંની મુખ્ય દવા. ખાટી, કાશીરંગની ઉલટી થતી હોય, કોઇપણ વ્રણમાં સડો થયો હોય, ગરમીના રોગથી વ્રણ થયાં હોય **का-मु.** સાથે વારાફરતી. ગંધાતો સડો **का-फो.** સાથે.

**का-स.** જુનું નહિ રૂઝાતું વ્રણ, પીળું પરૂ **के-स.** અને **सि.** સાથે.

**સૂચના**—હોમીઓપથી કેલેન્ડ્યુલા દવા આવે છે તેના મધર ટીંચરના ૧૦–૧૫ ટીપાં પાણીમાં નાખી તે પાણીથી ઘ્રણ ધોવું જેથી સડો દૂર થઈ ઘ્રણ જલદી સુધરે છે.

**ઉપદંશથી થયેલાં ઘ્રણ**–ઉપદંશની ચિકિત્સા જુઓ.

પગ ઉપર થયેલાં અને દુઃખતાં ઘ્રણ–**ने–स**.

## અકસ્માતના ઉપદ્રવો.

**( Accidents. )**

દાઝવું, બળવું, લુ લાગવી, હાડકાં ઉતરી જવાં કે ભાંગી જવાં, હડખાયા કુતરાં કે પ્રાણીઓનું કરડવું, વીંછી, સાપ વગેરેના ડંશ, વાગવું, કપાવું વગેરે અકસ્માતો કહેવાય છે.

**દાઝવું, બળવું**.–બળવાની ત્રણે અવસ્થાની મુખ્ય દવા **फे–फो**. **का–मु**. અને **कॉ–स**. છે. એ ત્રણે દવાનો ઉપયોગ ખાવામાં અને બહારથી ચોપડવામાં કે લોશન બનાવી મૂકવામાં કરવાનો છે. પરૂ ન થવા દેવા માટે અને થયું હોય તે ઓછું કરવા કે બંધ કરવા **के–स**. ખાસ દવા છે. **सि**. ૨૦૦x દરરોજ બે વખત ખાવા પણ આપવો.

**ने–मु**. દાઝવાથી ફોલ્લા થયા હોય તેમાં પાણી ભરાયું હોય ત્યારે અને અતિશય શ્રાવ થતો હોય ત્યારે તે ઓછો કરવા માટે.

**सि**. પરૂ થવા માંડયું હોય ત્યારે ૩૦x અથવા ૨૦૦x

**का–फो**. નીકળતા શ્રાવ બહુ ગંધાતા હોય, **ने–फो**. સાથે ખાવામાં અને ઉપર લગાડવામાં પણ ઉપયોગ કરવો ( ઉપર બતાવ્યા પ્રમાણે )

**कॅ–स**. કાલી મુરના ઉપયોગ કર્યા છતાં પરૂ થવા માંડયું હોય વખતસર ઇલાજ ન થઇ શકયા હોય ત્યારે ચોપડવા અને ખાવામાં.

**का–स**. વરમની ત્રણે અવસ્થામાં અને રૂઝ આવતી વખતે નવી ચામડી લાવવા અને ભીંગડાં જલદી વળવાં તથા ઉખડી જવામાં મદદ કરવા.

**ने–स**. ત્રણે અવસ્થાની મુખ્ય દવાઓ અને બીજી દવાઓ કરતાં છતાં પણ જલદી સારૂં થતું ન હોય, રૂઝ આવતી નહિ તેનું કારણ દર્દીને મધુપ્રમેહ અગર ઉપદંશ હોય છે. લીલાશ પડતું પરૂ નીકળતું હોય.

**आर्सेनिक**–દાઝેલા કે બળેલા દર્દીને ઘણો દાઝી જવાથી શરીરને આઘાત લાગે છે, હૃદયની કમજોરી થાય છે ત્યારે તરત ખાવા માટે આપવાથી તે દૂર થાય છે. આઘાત નહિ થયો હોય તોપણ આ દવા દર્દીને તરત ખાવા આપવી જોઇએ.

**સૂચના**—દાઝેલા કે બળેલા ભાગ ઉપર હવા ન લાગે માટે જેમ બને તેમ જલદી **फे-फो. का-मु.** અને **का-स.** ના પંદર પંદર ગ્રેન લઇ મીઠા તેલમાં મેળવી તેમાં કપડું બોળી તે ઉપર મૂકી દેવું. પાણીમાં લોશન બનાવી તેમાં પણ કપડું ભીંજવી મૂકાય પરંતુ સર્વ કરતાં તેલ ઉત્તમ છે. કપડું વારંવાર ઉંચકી ન લેતાં તેના ઉપર દવાવાળું તેલ મૂકયા કરવું. લીંટનું કાપડ મળે તો તેવોજ ઉપયોગ કરવો. રાળનો મલમ પણ સારૂં કામ કરે છે, બહુ બળેલો હોય તો પ્રથમ આર્સેનિકને બદલે **कुप्रम आर्स** ૬x ૧૨x ૬૨ પાંચ મિનિટે ખાવા માટે આપવું.

**વાગવું, માર પડવો**—માથામાં ઈજા થઈ હોય તો **ने-स.** મુખ્ય દવા છે તેની સાથે **फे-फो., के-फो., के-फ्लो** અને **ने-मु.** બધા ભેગા કરી તેલમાં મેળવી વારંવાર લગાડવું.

**फे-फो**-લોહી નીકળવું, સોજો ચઢવો. **का-मु.** સાથે.

**के-फो.** હાડકાંને ઈજા થઈ હોય તો ખાસ દવા. ઉપરની દવાઓ સાથે તેલમાં બહારથી ચોપડવી.

**सि.** હાડકાંને વાગ્યા પછી તેમાં સડો થતો હોય ૩૦x

દવાઓનો ઉપયોગ ચોપડવામાં વારંવાર કરવો. ખાવામાં પણ ઉપયોગ કરવો.

**કપાવું—फे-फो.** લોહી બંધ કરવા, ધોરી નસ કપાઈ ગઇ હોય તેને દુરસ્ત કરવા. **के-फ्लो.** સાથે. ઘા ઉપર પ્રથમ તેની ઉપરનાં ભાગ ઉપર બંધ બાંધી દેવો એટલે ત્યાં લોહી આવતું બંધ થશે પછી તેના ઉપર ઉપલી બે દવાઓનો પાઉડર સૂકો દબાવી ઘા બંધ કરવો. દશ મિનિટ પછી ઉપલો બંધ નરમ કરવો. લોહી તોપણ નીકળતું જણાય તો વળી બંધ જરા મજબુત કરવો. દવા ખાવા માટે પાંચ પાંચ મિનિટે આપ્યા કરવો. લોહી દશ મિનિટમાંજ બંધ થઈ જાય છે તે ભાગને આરામ આપવો.

**का.-मु**-સોજો ચઢયો હોય, તેમાંથી સફેદ શ્રાવ થતો હોય.

**का.-स**-પાતળું પરૂ નીકળતું હોય.

**सि.**-જાડું પરૂ નીકળતું હોય **के-स.** સાથે.

**હાડકાંનું ભાંગવું અને ઉતરી જવું**— હાડતું ભાંગે કે ઉતરી જાય તો હાડવૈદ પાસે બરાબર બેસાડાવી નીચેની દવાઓનો ઉપયોગ કરવો. એથી એટલો જલદી આરામ થાય છે અને હાડકું સંધાય છે કે તેટલો જલદી બીજી કોઈપણ દવાથી આરામ થતો નથી. આશ્ચર્યજનક કાર્ય થાય છે.

**फे–फो**–૩ x, **के–फो**. ૩ x, **के–क्लो** ૬ x, **ने–मु**. ૬ x અને **का–मु**. ૬ x દરેક દવાઓ વીશ વીશ ગ્રેન લઇ તેલ ના શેર મેળવી મલમ બનાવી તે દશ દશ મિનિટે લગડયા કરવો. એથી એકજ દિવસમાં હાડકું સંધાઈ સોજો પણ ઉતરે છે. આ પ્રયોગ એક બે અઠવાડીઆ ચાલુ રાખવો એટલે સંપુર્ણ આરામ થશે. આ દવાનો ખાવામાં ઓછો ઉપયોગ કરવો.

**લુ લાગવી** ( Sun-Stroke )— ઉષ્ણકટિબંધના ગરમ પ્રદેશામાં સૂર્યનાં કિરણો મનુષ્યો ઉપર જ્યારે સીધાં કે બોચી ઉપર પડેછે ત્યારે લુ લાગે છે. તેની પહેલી અસર ભેજાંમાં થાય છે. મગજનાં પડો શુષ્ક થઇ જાય છે. તેમાંથી પાણીનો ભાગ કમી થઈ જાય છે તેથી તે ભાગોમાં લોહીનો ધસારો તે ભાગોને ભીના કરવા માટે થાય છે. માથાનો સખત દુખાવો અને ઉલટી ઝાડા થાય પછી તાવ આવે એ મુખ્ય લક્ષણો થાય છે.

**ચિકિત્સા—ने–मु**. ૩ x ૬ x મગજના તંતુઓને જોઇતું પાણી પૂરૂં પાડે છે, ઉલટી અને ઝાડા બંધ કરે છે. માથાનો દુખાવો કમી કરે છે.

**फे–फो**. લોહીના ધસારાને ઓછો કરે છે, તાવ ઓછો કરવા.

**का–फो**. લુ લાગવાની મુખ્ય અસર મગજ ઉપર થાય છે તેથી મગજના ઉત્પન્ન થતાં દરેક લક્ષણમાં, મુખ્ય દવા **ने–मु**. સાથે વારંવાર લક્ષણો ઉત્પન્ન ન થયાં હોય તો પણ આપવી.

આ રોગમાં એ ત્રણે મુખ્ય દવા ગણવી. વારાફરતી પાંચ પાંચ મિનિટે આપવી. રોગનું જોર નરમ પડે તેમ અંતર વધારવો. આ રોગમાં જલદી સારવાર થતી નથી તો મગજના પડના સોજાનો ભયંકર તાવ (મેનીનજાઇટીસ) ઉત્પન્ન થાય છે. તેમાંથી દર્દી બચવો મુશ્કેલ થાય છે મેનીનજાઇટીસનાં લક્ષણો શરૂ થાય કે તરત તેની ચિકિત્સા શરૂ કરવી. શરીર ઠંડું પડે, ઝાડા ઉલટી બંધ ન થાય તો **कुप्रम आर्स** ખાસ દવા થઈ પડે છે તે સાથે **वेट्रम आर्स** નો ઉપયોગ કરવો.

**સૂચના**—લૂ ન લાગે માટે માથે ફાળીઉં બાંધી રાખવું અથવા હેટ પહેરી રાખવી. તડકામાં નીકળવું નહિ. લુ લાગી એમ માલમ પડે કે તરત ઠંડા પાણીથી સ્નાન કરવું, માથા ઉપર બરફ રાખવો કે ઠંડા પાણીનાં પોતાં મૂકવાં.

# હડખાયા પાણીઓનું કરડવું–હડખવા

( Hydrophobia )

કુતરાં, અને શિઆળ એ પ્રાણીઓના કરડવાથી માણસને હડખવા લાગે છે. જે વખતે હડખાયું પ્રાણી કરડે તેજ વખત ડંખની ઉપરનો ભાગ બાંધી દેવો કે જેથી ઝેર શરીરમાં પ્રવેશ થતું અટકે. પછી લોખંડ તપાવી તે વડે અથવા નાઇટ્રિક એસિડથી ડંખ ઉપર ડામ દેવો. અને એક મહીના સુધી તે દર્દીને વરાળનો બાફ આપવો કે જેથી શરીરમાંનું તમામ ઝેર પરસેવા મારફત બહાર નીકળી જાય.

**ચિકિત્સા—का–फो.**, **मे–फो.** અને **आर्सेनिक**, એ રોગની મુખ્ય દવાઓ છે. તેની ૭ ૭ માત્રા દશ દશ ગ્રેનની હંમેશાં આપવી. એ ત્રણ મહીનાઓ સુધી આ દવાઓ ચાલુ રાખવી એટલે હડખવા થશે નહિ અને થયો હશે તો મટશે. હોમીઓપથીની એ રોગની સીરમ **हाईड्रोफोर्बीनम** ૩૦ દર ત્રણ દિવસે એક વાર પાંચ ટીપાં સુગર ઓફ મીલ્કમાં આપવી.

વીંછી, કાનખજુરા, ભમરા અને સર્પનું વિષ.

એ ઉપર **ने–मु.** ૩ x ખાવામાં અને ચોપડવામાં ઉપયોગ કરવો. વીંછી કાનખજુરા અને ભમરીઓનું વિષ આ દવાથી ઉતર્યાનો અનુભવ છે. સર્પના ઝેર માટે અનુભવ કરી જોવાની જરૂર છે.

## મૂર્છા ( Syncope )

બેશુદ્ધ થઇ જવું એને મૂર્ચ્છા આવી એમ કહેવામાં આવે છે. કોમળ કે ક્રોધી સ્વભાવનાં સ્ત્રી પુરૂષોને પ્રબળ મનોવિકાર થવાથી હંમેશાં અથવા ઘણીવાર મૂર્ચ્છા આવે છે.

પાંડુરોગી, અપસ્માર ( ફેફરૂં ) રોગી, ભૂખ લાગી હોય અને ખાવાનું નહિ મળે તેથી, ખરાબ હવામાં જવાથી, મારામારી જોવાથી કોઇને મૂર્ચ્છા આવે છે. પડી જવાથી માર વાગીને પણ મૂર્ચ્છા આવે છે, હિસ્ટિરીઆ, અને હૃદયની બિમારીઓમાં અને સંન્યાસરોગમાં મૂર્ચ્છા આવે છે.

મૂર્ચ્છા આવે એટલે શરીરપરનાં કપડાં ઢીલાં કરવાં, મોં, આંખો અને મસ્તક ઉપર પાણીની છાલકો મારવી. એથી ઘણીવાર શુદ્ધિ આવે છે. તેમ છતાં શુદ્ધિ ન આવે તો **केम्फर** સુંઘાડ્યા કરવું. એથી બહુ જલદી શુદ્ધિમાં આવશે.

**ચિકિત્સા**—આ રોગની ખાસ દવા **का-फो.** અને **के-फो.** છે મદદનીશ દવા **आर्सेनिक** છે. વારાફરતી આપવી. મૂર્ચ્છા મટી ગયા પછી કેટલાક દિવસ આ દવા ચાલુ રાખવી.

દર્દીનું શરીર સુધારવા અને બીજા રોગો હોય તો મટાડવા પ્રયત્ન કરવો.

## ત્વચા રોગો ( Skin Diseases. )

શીતળા, ઓરી, અછબડા, રતવા, શીળસ, પાઠું, ગડગુમડાં, વ્રણ-ચાંદાં ખરજવું, હાથીપગુ વગેરે ત્વચાના રોગો છે.

એલોપથી શાસ્ત્રમાં ત્વચાના પુષ્કળ રોગો લખેલા છે. આ શાસ્ત્રમાં ત્વચાના બધા રોગોમાં ત્વચામાંથી નીકળતા શ્રાવોના રૂપરંગ ઉપરથી દવાઓ પસંદ કરવાની રીતોમાં શ્રાવ ઉપરથી દવા પસંદ કરવાની રીત જુઓ.

**ત્વચા રોગની સામાન્ય ચિકિત્સા—फे-फो**. ત્વચાના બધા રોગોમાં વરમ, સોજા, દાહ, તાવના લસણોમાં.

**का-मु**. ત્વચા રોગની વરમની બીજી અવસ્થા. શ્રાવ સફેદ અને જાડો હોય, સોજો અને દુખાવો હોય **फे-फो**. સાથે.

**का-स** વરમની ત્રીજી અવસ્થા. ત્વચારોગમાંથી ચીકણો, પાતળો, પીળો શ્રાવ થતો હોય, ત્વચારોગ સમાઇ ગયા હોય તે બહાર કાઢવા. ત્વચા ઉપરથી પીળી પોપડી ઉપડતી હોય તે ઉપડવામાં વિલંબ થતો હોય, ત્વચા બરછટ, ખરબચડી હોય.

**के-स**—પગની પાની અને તળીઆમાં ખૂબ ચળ આવતી હોય, પીળું કે લોહીમિશ્રિત પીળું પરૂ હોય.

**सि**-ઘટ્ટ, પીળું પરૂ, પગનો પરસેવો બંધ થયો હોય અને માથે પરસેવો થતો હોય, ત્વચારોગમાં સડો હોય **का-फो**. સાથે.

**ने-फो**—મલાઇ જેવા, પીળા અથવા મધના રંગ જેવા શ્રાવ થતા હોય સાથે અમ્લપિત્તનાં લક્ષણો હોય, ત્વચારોગમાં જંતુ પડયા હોય, વાસ મારતા શ્રાવ હોય, ચળ આવતી હોય **का-फो**. સાથે.

**ने-स**-પીળો પાણી જેવો શ્રાવ થાય, તે સાથે કડવા પિત્તનાં લક્ષણો હોય.

**ने-मु**—ત્વચારોગમાંથી ફક્ત પાણી જેવોજ શ્રાવ થતો હોય, ચામડી શુષ્ક અને ચીરાવાળી હોય, પાણીમાં કામ કરનારને આંગળીઓ વચ્ચે ક્ષત પડયાં હોય ત્યાં ખુબ ચળ આવતી હોય, વધારે મીઠું ખાવાથી ત્વચારોગ થાય હોય, જંતુ કરડવાથી સોજા થયા હોય.

**का–फो**–ત્વચારોગમાંથી લોહી નીકળતું હોય, ખુબ ચળ આવતી હોય, યોની ઉપરની ચળ ( ખાસ ઇલાજ **मेग–फो**. સાથે. )

**के–फो**–ધટ્ટ, ઇંડાંના પડના રંગ જેવો શ્રાવ થતો હોય, ચળ બહુ આવતી હોય, **का–फो**. અને **मेग–फो** સાથે, કંઠમાળનાં રોગીના ત્વચારોગ સાથે અતિ પરસેવો હોય.

**के–फ्लो**–ચામડીના ચીરા અથવા વાઢીઆ થયા હોય તેની કઠણ કિનારી બંધાવી હોય, **ने–मु**. સાથે.

પરચુરણ ત્વચા રોગો—

**ખીલ—ने–मु,का–मु**. અને **काली ब्रोम**.

**સડતી ફેલાતી ગ્રંથીઓ—का–फो**. અને **सि**.

**ટાલ (માથાની)—के–फो. सि**. અને **आर्सेनिक**.

**પાયુસ્થાન ( ગુદા ) માં ચીરા—के–फ्लो. सि**.

**ગળાપાસે થતું ચેપી ગુમડું—का–फो. आर्स आर्स आयोड**. મુખ્ય દવાઓ. **सि. के–स**. પછીથી આપવાની.

**ભાઠાં. ( પથારી વશ દર્દીના વાંસામાં પડે છે. ) का–फो**. ખાવા અને ચોપડવામાં.

**ચામડી ખવાઇ પ્રસરતું ચાંદું—का–स., मे–फो., सि**. ૨૦૦ X

**આંટણ.—के–फ्लो,, का–मु**.

**ખસ.—का–फो., मे–फो., ने–मु**. અને **सि**. ત્વચા ઉપર ગંધકનો મલમ લગાડવો.

**દરાજ—का–मु**. અને **ने–फो**. ડૉ. વૉન્ડર ગોલ્ટઝ **ने–स**. ૪૦૦ X થી દરાજ અથવા દાદર મટાડ્યાનો અનુભવ લખે છે. હોમીઓપથી ડોકટરો ટયુબર કયુલીનમ્ અને બેસીલીનમ ઉંચા પાવર અઠવાડીઆમાં એક વાર આપવાની ભલામણ કરે છે.

**પત્ત—( Leprosy ) –आर्स आयोड, आर्सेनिक**.

**મસા—का–मु., ने–स**. ગુદા ઉપરના **ने–मु., का–स**.

**કરોળીઆ—के–फ्लो., का–स., आर्सेनिक**.

**હઠીલી ખસ—ने–स., के–स., का–मु. का–स. का–फो**.

**પ્રસરતા ચાંદાં**—ચામડી ખવાઇ જવી-**का-स. मे-फो. सि. सि.** ઉંચો પાવર રોજ એક વાર.

**ઝામરો—ने-मु., मे-स., का-फो.**

**સૂચના**—ત્વચા રોગો ઉપર બતાવેલી દવાનો ઉપયોગ ખાસ ચોપડવાનો ઉપયોગ કરવાનો છે. ખાવામાં પણ ઉપયોગ કરવો પણ ઓછો કરવો. ખાસ ભારે ત્વચારોગો હોય તેમાં ખાવા અને ચોપડવા બન્ને રીતે ઉપયોગ કરવો. દરેક ત્વચારોગનાં લક્ષણો માટે ત્વચારોગની સામાન્ય ચિકિત્સા જોવી.

## બીજા ત્વચારોગો.

### શીળસ ( Urticaria )

શીળસને લોકો શીળવા નીકળ્યો કહે છે. શરીર ઉપર ચામડી રંગના અથવા લાલ રંગના ચામઠાં નીકળે છે હાથ ફેરવતાં તેટલી ચામડી ઉપસી આવેલી દેખાય છે. અડાયાં છાણાંની રાખ આખા શરીર ઉપર ચોળવાથી શીળસ મટે છે, ગરમ ધાબળો શરીર પર વીંટી રાખવાથી શીળસ મટે છે. અને આપોઆપ પણ મટી જાય છે. તે હલકો શીળસ રોગ છે. એ રોગ ભારે પ્રમાણમાં થઈ આવે છે. ત્યારે તાવ આવે છે. કેટલીકવાર તાવ આવતો નથી પણ રોગ ફરી ફરીને થયા કરે છે. લાંબી મુદ્દત સુધી મટતો નથી ત્યારે દવા કરવાની જરૂર પડે છે.

શીળસ નીકળે ત્યારે કીડી કરડે તે પ્રમાણે ચાલુ પીડા ચટક ચટક થાય છે, આખા શરીરમાં દાહ બળે છે અને પુષ્કળ ચળ આવે છે. ચામઠાં ચામડી ઉપર ઉપસી આવે છે.

લોહીમાં ખટાશ વધી પડે છે ત્યારે આ રોગ થાય છે. એ રોગનું કારણ ખટાશ છે. તેથી હઠીલો રોગ થાય તો **ने-फो**. મુખ્ય દવા છે.

**ચિકિત્સા ने-फो**. ખટાશનાં લક્ષણો હોય અને અજીર્ણ વિકાર હોય તો મુખ્ય દવા.

**का-फो** અને **काली आर्स**-આ રોગની મુખ્ય દવા ગણાય છે.

લક્ષણાનુસાર **ने-मु., ने-स., का-स.** અને **सि.** ની પણ જરૂર પડે છે.

## ખરજવું.

### ( E-czema.)

આ રોગ ઘણાઓને હોય છે અને મુશ્કેલીથી મટે છે. આ રોગ મટાડવા દવા સાથે ધીરજની પણ જરૂર છે. એમાંથી જે રસી નીકળે છે તેથી શણનું

કપડું અક્કડ થઈ જાય છે. એ એને ઓળખવાની ખાસ નિશાની છે. સુકું ખરજવું પણ થાય છે. એમાં બહુ ખરજ આવે છે તેથી એને ખરજવું કહે છે.

**કારણ**—ખરજવું થવાનાં અનેક કારણો છે. જેની ત્વચા સૂકી અને થોડી ચરબીવાળી હોય, શરીર પોષણની ખામી હોય, અતિ અભ્યાસ અને ચિંતાથી મજ્જાતંતુમાં બગાડ થયો હોય, ઉપદંશ, કંઠમાળ, આર્તવવિકાર, કબજીઆત, લોહી બગાડ, સંધિવા, મધુપ્રમેહ, વગેરે કોઈ રોગને લીધે આ રોગ થાય છે. છોકરાંઓને આ રોગ થવાનું કારણ કૃમિ, અજીર્ણ અને અયોગ્ય ખોરાક હોય છે.

આ રોગ શરીરના કોઇપણ ભાગમાં ખાસ કરી માથા ઉપર, મોં ઉપર, કાન પાછળ, હાથની હથેલીના ઉપલા ભાગ પર અને પગ ઉપર થાય છે. જાંગ, કોણી વગેરે સાંધાઓ ઉપર પણ થાય છે.

**ચિકિત્સા—का—स** સાંજના ખરજ વધુ આવે. આ રોગની મુખ્ય દવા છે. ( **मेग-फो**. સાથે.)

**के-फ्लो**.—હાથપરનું સુકું ખરજવું **का—स**. સાથે.

**का—मु**.—લીલું ખરજવું, સફેદ શ્રાવ, **का—स**. સાથે.

**सि**.—અને **के-स**.—પરૂ અને લોહી મિશ્રિત અથવા પરૂમય શ્રાવ. **का—स**. સાથે.

**आर्स आयोड**.—ઉપદંશને લીધે થએલું ખરજવું અને ચાંદાં, દાઢી ઉપરનું ખરજવું.

**झींकम् फोस**.—કીડી ચટકા ભરે એવી લાગણી થવી.

**ने-मु**.—ઘણું મીઠું ખાનારનું ખરજવું, પાણી જેવી રસી હોય.

**ने. फो**.—ખાટી વાસવાળો, મલાઇ જેવો, અને સોનેરી પીળો શ્રાવ નીકળતો હોય

આ હઠીલો રોગ છે. જો કે એથી જીવનને કાંઈ હરકત આવતી નથી. હોમીઓપથીના નોસોડઝ **टयुबरक्युलिनम** અને **सोरीनम** ૧૦૦૦ પાવરના દર અઠવાડીએ એક વાર આપવાથી ઘણો ફાયદો થાય છે અને એ રોગ નિર્મૂળ કરવા આ દવાને મદદ થાય છે. કોઇને ટયુબરકયુલીનમ લાગુ પડે છે અને કોઇને **सोरीनम** લાગુ પડે છે.

## પાઠું

### (Carbuncle.)

આ ખાસ કરી ગરદન અને વાંસામાં થાય છે. ઘણું કરી પીઠ [ વાંસામાં ] થતું હોવાથી એને પાઠું કહેવામાં આવે છે. ત્વચા અને તેના સંયોજક

તંતુઓમા પ્રથમ વરમનાં લક્ષણો થાય છે. પછી ચપટું, ગોળાકાર મોટું ૭ સાત ઇંચ વિસ્તારનું પાઠું થાય છે, તેનો રંગ પ્રથમ રતાશ પડતો અને પછીથી કાળાશ પડતો રાતો હોય છે. થોડા દિવસમાં તે પાકે છે તેના પર જુદાં જુદાં ઘણાં વ્રણ પડે છે, તાવ આવે છે, ગદરન પાસે પાઠું નીકળે તો ઘણો જોરથી તાવ આવે છે અને દર્દી મરી જાય છે. રસી નીકળે તે પ્રથમ પાણી જેવી, પછી જાડી અને પછી પાકી માંસ છુટું પડવા માંડે છે. પ્રમેહની બિમારીવાળો દર્દી આ રોગનો ભોગ ખાસ કરી થઇ પડે છે. આ ઘણો ભયંકર જીવલેણ રોગ છે. ઘણું કરી મોટી ઉંમરના માણસોને આ રોગ થાય છે. બાળકો પણ એથી મુકત નથી. તેમને પણ થાય છે.

**ચિકિત્સા**—વરમની પ્રથમ, બીજી અને ત્રીજી અવસ્થામાં **फे-फो.**, **का-मु.**, અને **का-स.** નો ઉપયોગ ખાવામાં અને ચોપડવામાં કરવો જોઇએ. તેલ વાપરવું નહિ. પાણીમાં લોશન બનાવી મૂકવું.

**का फो.**—વરમની બીજી કે ત્રીજી અવસ્થામાં સડો થતો હોય, નીકળતા શ્રાવ ગંધાતા હોય, લોહી નીકળતું હોય.

**सि**—પાઠું પાકવાની શરૂઆત હોય તેજ વખતે ૩ x પાવરની દવાનું લોશન અથવા વેસેલાઇનમાં મલમ બનાવી લગાડવાથી પાઠું જલદી પાકી બધો વિકાર જલદી બહાર નીકળી જાય છે. જ્યાં સુધી પાક નીકળે ત્યાં સુધી આનો ઉપયોગ કરવો. પછી સહેજ શ્રાવ નીકળવા માંડે એટલે આ દવા ૩૦ x પાવરની ખાવામાં શરૂ કરવી, શસ્ત્રક્રિયાની જરૂર રહેતી નથી.

**के-स**—પાકયા પછી સોજો શ્રાવ ઓછો થયો હોય અગર શ્રાવ **सि.** નો ઉપયોગ પાંચ સાત દિવસ કર્યા છતાં પણ થયાજ કરતો હોય તો, પરૂ થતું અટકાવવા અને રૂઝવવા ૩૦ x **सि.**૨૦૦ x

**के-फ्लो.**—જ્યારે પાકની અસર હાડકાંને પણ થઇ હોય, છિદ્રોની કોર કઠણબંધાતી હોય, હાડકું સડતું હોયે.

**मे-स**—ભગંદર જેવું જુનું ગુમડું, પાણી જેવું પરૂ, ગુમડાં ઉપર કાળી, વાદળી કિનારી હોય, મધુપ્રમેહના દર્દીને પાઠું થયું હોય, ગુમડા થયાં હોય.

## વિદ્રધી-ગુમડાં.

**( Abcess. )**

**ચિકિત્સા**—પાઠાના રોગ પ્રમાણે.

**વિશેષ ચિકિત્સા**—ફેફસાંમાં ગુમડું થયું હોય તો **आर्स आयोड** અને **केलकर आयोड**.

## હાથીપગું.

**( Elephantiasis. )**

આ રોગમાં પગો હાથીના પગો જેવા જાડા થઇ જાય છે. આ એક જાતનાં જંતુથી થાય છે. ચેપી નથી, તેમ વારસામાં મળતો નથી. કેટલીક વખત એ રોગનું કારણ શિરાઓનો વરમ હોય છે. લીંફરસ બહુ ભેગો થાય છે, કેટલીક વાર સોજા બહુ વધી ત્વચા ફાટે છે. તેમાંથી બહુ ગંધાતી રસી નીકળે છે. પુરૂષના વૃષણ ઉપરની ત્વચામાં એટલે વૃષણની થેલીમાં આ રોગ થાય છે. ત્યારે થેલી છેક ભોંય સુધી વધે છે. ત્યારે માણસ જાણે **ત્રણ પગો** દેખાય છે. ચહેરા ઉપર પણ કોઇને આ રોગ થાય છે ત્યારે ગાલ ઉપર મોટી રસોળી જેવું દેખાય છે. સ્ત્રીઓના યોનીઓષ્ટ ઉપર પણ એ રોગ થાય છે. આ રોગીઓએ પોતાના પગને હમેશાં તડકામાં રાખી શેક આપવો અને વરાળનો શેક પણ આપવો. જો રસ બહુ ભરાયો હોય તો પ્રથમ શસ્ત્રક્રિયા કરાવી રસ કાઢી નખાવવો. એ રસ ફરી ન ભરાય એ માટે ચિકિત્સા કરવવી. રોગની શરૂઆત હોય તો શસ્ત્રક્રિયા કરાવવાની જરૂર નથી.

**ચિકિત્સા—फे-फो**. રોગની શરૂઆત, તાવ સોજો.

**का-मु**—દુધ જેવો શ્રાવ. શ્રાવ ન હોય તો પણ. આ એ રોગની મુખ્ય દવા છે. એ લીંફરસની યોગ્ય વ્યવસ્થા કરે છે.

**सि**—રોગ ઘણો વધી ગયો હોય ત્યારે. શસ્ત્રક્રિયા ન કરાવવી હોય તો ૩ x પાવરનો મલમ બનાવી ઉપર ચોપડવો. દર્દ ફુટે તો શસ્ત્રક્રિના કરાવવાની જરૂર રહેતી નથી.

**आर्सेनिक**—લોહી વિકાર બહુ હોય, અંદર બળતરા હોય રોગ જુનો હોય.

**का-मु**. કામ ન કરે ત્યારે **काली आर्स** ઉપયોગી છે.

## રતવા.

**( Erysipelas. )**

જુઓ રતવાની ચિકિત્સા.

## માથુ દુખવું

**( Headache )**

માથું દુખવાના અનેક કારણો છે. માથા તરફ લોહીનો ધસારો, શરદી, અપચો, સંધિવા, ગાઉટ, લોહી ફરવામાં અટકાવ, માનસિક મહેનત અને ફીકર,

અનેક પ્રકારના તાવ, પિત્તના રોગો, આંખના રોગો વગેરે કારણો માથું દુખવાના હોય છે. જે જે રોગો સાથે માથું દુખે છે તે તે રોગ મટી જતાં મટી જાય છે. કેટલાંક કુટુંબોમાં માથું દુખવાનો વ્યાધિ વંશપરંપરા હોય છે, માથા ઉપર માર લાગવાથી પણ માથું દુખે છે.

આ શાસ્ત્ર પ્રમાણે અમુક ક્ષારોની ઘટ એ કારણ હોય છે. જે ક્ષાર ઓછો થયો હોય છે તે શોધી કાઢવાનો હોય છે. કોઇ કોઇ વખતે બે ત્રણ ક્ષારોની ઘટ હોય છે તે વખતે તે બધા ક્ષાર વારાફરતી આપવા જોઇએ, જે ક્ષારો આપવાનું નક્કી કરવામાં આવે તેનું લોશન બનાવી મસ્તક ઉપર વારંવાર મૂકવું. જે ક્ષારના લોશનથી સુધારો લાગે તે ખાવા માટે પણ આપવો. જો તે ક્ષારના લોશનથી માથું દુખવાનો વધારો થાય તો તેનાથી વિરૂદ્ધ ગુણવાળો ક્ષાર આપી જોવો. દાખલા તરીકે **का-मु.** ના લોશનથી વધારો થાય તો **ने-स.** નું લોશન મૂકવું. એટલે તેથી આરામ લાગશે. જો તેનાથી પણ આરામ ન લાગે તો લક્ષણાનુસાર કોઇ ત્રીજા ક્ષારની અજમાયશ કરી જોવી. માથાના દુખાવાને લાગુ પડતી દવાઓ અને તેનાં લક્ષણો નીચે લખ્યાં છે.

**ચિકિત્સા—फे-फो.** માથા ઉપર લોહીનો ધસારો અને જમાવ, લાલ ચહેરો, તાવથી થતો દુખાવો, અતિ ઠંડી અને તાપથી થતો દુખાવો, માથું હલાવવાથી અને નીચું જોવાથી દુખાવો વધતો હોય, જમણી આંખથી તાળવા સુધી થતો દુખાવો, ઠંડા પાણીનાં પોતાં મૂકવાથી થતો સુધારો, દાબવાથી થતો સુધારો, અપચાથી માથું દુખવું, માથા ઉપર માર વાગવાથી થતો દુખાવો. સ્ત્રી રજસ્વલા થાય તે વખતે દુખાવો, તાળવા ઉપર સ્પર્શ સહન ન થવો, વાળ ઓળતાં દુખાવો થવો (**ने-स.** સાથે.) નાનાં બચ્ચાંઓનો માથાનો દુખાવો.

**का-फो.**—મગજ ખાલી પડવાથી માથું બહુ દુખતું હોય, મજ્જાતંતુમાં બગાડ થવાથી માથું દુખતું હોય, થાક અને નબળાઇથી. હિસ્ટિરીઆથી, ઉજાગરાથી, માનસિક શ્રમ,થી ક્રોધ કરવાથી, માથું દુખતું હોય, રજોદર્શન વખતે માંથું દુખતું હોય, વારંવાર ભુખ લાગે અને ખાતી વખતે દુખાવો નરમ પડતો હોય.

**मेग-फो**—જે વેદના અતિ સખત હોય, થોડીવાર સારૂં લાગે થોડીવાર દુખે એ પ્રમાણે વેદના હોય, ભાલો ખોસ્યા જેવી સખત અને ચટકા ભરતી વેદના વિદ્યાર્થીઓને કે મગજ મારીનું કામ કરનારાઓને માથું માથું દુઃખતું

હોય ( **का-फो.** સાથે. ) હિસ્ટિરીઆથી માથું દુખતું હોય, દરેક પ્રકારના દુખાવા ગરમીથી કે સેકથી સારા થતા હોય.

**का-मु.** ડાબી આંખ ઉપર થતી શિરોવેદના ( આધાશીશી ), એથી નહિ મટે તો **ने-स.**, મંદાગ્નિ અને યકૃતના કાર્યની મંદતાથી, કબજીઆતથી માથું દુખતું હોય. દુધ જેવી સફેદ ઉલટી અને સફેદ જીભ એ લક્ષણો સાથે માથું દુખતું હોય.

**ने-स.** જમણી બાજુની આધાશીશી, પિત્તનું માથું દુખવું તે સાથે કડવો સ્વાદ કે કડવી ઉલટીનાં લક્ષણો હોય છે. સવારમાં માથું બહુ દુખતું હોય, કબજીઆત હોય, મેલેરીઆ તાવમાં માથું દુખતું હોય, શરદીથી દુખતું હોય, વસંતઋતુમાં રજોદર્શન વખતે માથું દુખતું હોય, તાળવામાં દાહ બળતો હોય, વાળ ઓળતાં બહુ દુખાવો થતો હોય, આખું માથું દુખતું હોય, બેચેની બહુ હોય, માર વાગવાથી માથું દુખતું હોય, બોચીમાં બહુ દુખાવો હોય, ( **का फो.** સાથે. ) આ ક્ષાર આપવાથી અનેક પ્રકારથી થતા માથાના દુખાવા મટી જાય છે. જુના રોગ ઉપર ૨૦૦x વાપરવું.

**ने-मु.** માથું દુખે તે સાથે આંખ કે નાકમાંથી પાણી જેવો શ્રાવ થતો હોય, શરદી લાગી હોય, મોંમાં બહુ થુંક પેદા થતું હોય, લાળ ઝરતી હોય, પાણીની ઉલટી થતી હોય, બહુ જુના વખતનો માથાનો દુખાવો હોય. સવારથી સાંજ સુધી સખત માથું દુખતું હોય, જમણી બાજુની આધાશીશી, જુવાન છોકરીઓને યુવાની આવે ત્યારે માથું દુખતું હોય, ઉપદંશના રોગીનો માથાનો દુખાવો, રજોદર્શન સમયની માથાની વેદના, **मे-फो.** થી નહિ મટતા માથાના દુખાવા, ગર્ભવતીને માથું દુખે તો પ્રથમ આ ક્ષાર આપી જોવો કેમકે એ અવસ્થામાં તેણીને આ ક્ષારનાં ઘણાં લક્ષણો હોય છે. ગર્ભિણીની એ ખાસ દવા છે.

**ने-फो.** દારૂ અને દુધ પિનારને થતા માથાના દુખાવા, સવારમાં ઉઠતાંજ તાળવાના ભાગમાં દુખાવો, અમ્લપિત્તના રોગીનો દુખાવો, માથું ફાટ ફાટ થતું હોય. **फे-फो.** થી નહિ મટતી માથાની વેદના.

**के-फो.** માથા ઉપર ઠંડું પાણી રેડયું હોય તેવી લાગણી, કીડી ચીકા ભરતી હોય એવી લાગણી, માથું ઠંડું હોય અજીર્ણથી માથું દુખવું, મગજની નબળાઇથી માથાનો દુખાવો થતો હોય તો **का-फो.** સાથે વારાફરતી. તેથી નહિ મટે તો **कुप्रम आर्स.**

**सि**. સંધિવા, ગાઉટ અને કંઠમાળના દર્દીનું માથું દુખવું, **ने-स**. સાથે. માથા ઉપર રાતે પરસેવો થતો હોય અને પગનો પરસેવો બંધ થઈ ગયો હોય, ઝાડાનો બંધકોશ હોય, પોચા સ્નાયુ અને નબળું મગજ તથા શરીરનું બંધારણું નબળું હોય. તેનું માથું દુખતું હોય.

**का–स**. સાંજે માથાનો દુખાવો વધતો હોય, ઠંડી અને ખુલ્લી હવાથી આરામ લાગતો હોય.

**के–स**.–ચકરી, મોળ કે ઉલટી થાય, આંખો ઉંડી ઉતરી થઇ હોય એવી લાગણી, આખું માથું દુખે પણ કપાળ વધારે દુખે, દાહ વાઢકાપ અને તરસ હોય, રહી રહીને વેદના વધે. મધરાત પછી વધે તો **आर्सेनिक**.

## આધાશીશી

**( Hemicrania )**

અર્ધું માથું દુખે તેને આધાશીશી કહેછે. ડાબી બાજુની હોય તો **का–मु**. જમણી બાજુની હોય તો **ने–स**. તેથી નહિ મટે તો **ने–मु**. રજોદર્શન સમયે દુખે તો **ने–मु**. અને **का–फो**. રોગ જુનો હોય તો **के–स**.

## લખતાં હાથ ધ્રુજવો

**( Writer's Cramps. )**

હારમોનિયમ, પિઆનો વગેરે વાજીંત્રો વગાડનારા, સુથાર, લુહાર, લેખકો વગેરે હાથનું કામ કરનારાઓને હાથના સ્નાયુઓ ધ્રુજે છે તેમાં મુખ્ય ઔષધ **मेग–फो**. છે. સાથે સંધિવા હોય તો **ने–फो**. આપવો.

## જડબાં ખેંચાઇ જવા.

( Trismus )

મુખ્ય દવા **मेग–फो**. છે.

## ગૃધ્રસી વાયુ.

( Sciatica. )

કેડની સાથેથી ઘુંટણ સુધી સાએટીકા નામનો જ્ઞાનતંતુ છે. તેમ વીજળીના ઝાટકા જેવું રહી રહીને થનારૂં દુ:ખ થાય છે, પહેલા નિતંબ ( ઢગરા ) ઉપર દુખાવો થાય છે તે વધતાં વધતાં ઘુંટણથી પગના અંગુઠા સુધી

થાય છે, પગમાં ઝંઝણી આવે છે. થોડો વખત મટી જાય છે વળી પાછો થાય છે. એ હઠીલો વ્યાધિ છે. ઘણું કરી એકજ પગમાં થાય છે. મધુપ્રમેહ અને સ્ત્રીઓના કેટલાક રોગમાં કોઇ વખત બંન્ને પગમાં પણ થાય છે. સખત દુખાવો થાય ત્યારે લાકડીના ટેકા વગર ચાલી શકાતું નથી. આ દર્દમાં રતાશ કે સોજો કાંઇ હોતું નથી.

**ચિકિત્સા—का.-फो.** આ રોગની મુખ્ય દવા છે. ધીમે ધીમે ચાલવાથી આરામ લાગે અને બહુ ચાલવાથી દુ:ખ વધે અને ખમી ન શકાય એવા સખત દુખાવા ઉપર **मेग-फो.** સાથે ઊના પાણીમાં વીસ વીસ ગ્રેન નાખી થોડી થોડી વારે ચમચો ચમચો પીવું.

**मेग-फो.** ખેંચાટ સાથે થતો અતિ દુખાવો **का-फो.** સાથે.

**ने-स.**—ઉઠવાથી અને ફરવાથી દુખાવો વધે સાથે સંધિવાની અસર હોય તો **ने-फो.** સાથે. પગના અંગુઠા સુધી દુખાવો થતો હોય તો.

**के-फो.** મેગ-ફોસ આપવા છતાં પણ ફાયદો ન થાય તો આ આપવાથી સારૂં થાય છે. **का-फो.** અને **मे-फो.** સાથે આ ચાલુ રાખવો. રાતે અને ઠંડી હવાથી દુખાવો વધે, ઝંઝણી અને ખાલી ચઢે, કીડી ચાલતી હોય એવી લાગણી, ડાબી બાજુનો સાએટીકા પગ ઠંડા હોય **के-स.** સાથે.

**सि.** જુનો ગૃધ્રસીવાયુ, ચાલવાથી વેદના વધુ થાય.

**फे-फो.** તાવનાં લક્ષણો હોય ત્યારે રોગમાં આપવાની દવા સાથે વારાફરતી આપવો.

**काली आयोड**—ઉપદંશ કારણ હોય, પગ ઠંડા હોય, સવારે દુખાવો વધુ હોય.

**झींकम फोस** અને **कुप्रम आर्स.**—જ્યારે **का-फो.**, **मे-फो.** અને **के-फो.** થી આરામ નહિ થાય ત્યારે.

**સૂચના**—આ રોગમાં લાંબો વખત દવા કરવાની જરૂર છે. ઘઉં ઘી અને દૂધનોજ ખોરાક રાખવો. શરદીથી અને ઠંડીથી બચવું અંગમર્દન, દરીઆસ્નાન અને તેલમર્દન કરાવવું. મગજની મહેનત અને ચિંતા છોડી દેવી.

## ઊંઘની અવ્યવસ્થા

( Derangement of Sleep )

જ્યારે મગજને લોહી પૂરૂં પાડનાર ધમનીની નાની નાની શાખાઓનો સંકોચ થાય છે અને તેથી મગજને થોડું લોહી મળે છે ત્યારે મગજના સુક્ષ્મ

અંડો ધીમે ધીમે કામ કરે છે તેથી નિદ્રા એટલે ઉંઘની સ્થિતિ પ્રાપ્ત થાય છે. ઉંઘમાં મગજને થોડાજ લોહીની જરૂર છે અને **का–फो**. થોડા લોહી વડે મગજનું પોષણ કરવાની શકિત ધરાવે છે તેથી વધારે લોહીની જરૂર પડતી નથી. જો મગજને વધારે પ્રમાણમાં લોહી મળે તો મગજના પિંડો જાગ્રત અને ઉત્તેજના પામે છે. તેથી ઉંઘમાં ખલેલ પહોંચે છે. જ્યારે મગજની ધમનીની નાની શાખાઓ ઉપર અમલ ચલાવનાર જ્ઞાનતંતુ નિર્બળ થાય છે ત્યારે તેનો જોઇતો સંકોચ થતો નથી અને ઉંઘ આવતી નથી. જેથી ઉંઘની સૌથી મોટી દવા **का–फो**. છે. **फे–फो**. પણ ધમનીની શાખાઓને સંકુચિત કરે છે તેથી એની પણ ઉંઘ લાવવા માટે જરૂર છે પણ તે ૧૨× કે ૩૦x પાવરનો વાપરવા ડોકટરો ભલામણ કરે છે.

અફીણ જેવી દવાઓ ધમનીને અતિ સંકુચિત કરે છે તેથી મગજના પોષણ માટે જેટલા લોહીની જરૂર છે તેટલું લોહી તેને મળતું નથી તેથી કોઇ વખતે ભયંકર પરિણામ આવે છે માટે તેવી દવાઓથી ઉંઘ લાવવા પ્રયત્ન કરવો નહિ. ઘણી માતાઓ પોતાનાં બાળકોને હંમેશાં અફીણ ખવડાવે છે જેથી બાળક ઉંઘી જાય છે તેને સાચી ઉંઘ માની ઘરધંધામાં પ્રવૃત્ત રહે છે પણ તેથી તે બાળકોનાં મગજ કમજોર થઇ રોગના ભોગ તેઓ જલદી થઈ પડે છે તે બુદ્ધિમાં પણ મંદ થઇ જાય છે. હંમેશાં બાળકોને **का–फो** આપો. બાળકની બુદ્ધિ શક્તિ વધશે. તેઓ જલદી ચાલતાં અને બોલતાં શીખશે. શરીર પણ પુષ્ટ બનશે.

બહુ વિચાર કર્યા કરતા હોય, ચિંતા કે ક્રોધ કર્યા કરતા હોય, ખુબ ખાવાથી અગર ભૂખ્યા રહેવાથી ઊંઘ આવતી નથી. રોગી માણસને પણ ઊંઘ આવતી નથી, અને આવે છે તો સ્વપ્નાં આવવાં, થોડીજ ઊંઘ આવવી ઊંઘમાંથી ઉઠીને ચાલવું વગેરે અવ્યવસ્થા ઊંઘ સંબંધી દેખાય છે.

**ચિકિત્સા—का–फो**. અતિશય માનસિક શ્રમ, ક્રોધ, ચિંતા, વિચારો અને મગજની નબળાઇથી ઊંઘ આવતી ન હોય, ગાંડા જેવો, કે હિસ્ટીરીઆનો દર્દી હોય, ખાટલામાંથી ઉઠી ફરવા માંડતો હોય પણ તેને તે સંબંધી કાંઈ જ્ઞાન નહિ હોય (**ने–स** સાથે) આળસ, વારંવાર સ્વપ્નાનાં, ઊંઘમા ચીસ પાડવી વગેરે લક્ષણો હોય.

**फे–फो**—મગજ ઉપર લોહીનું ઘણું જોસ **का–फो**. આપતાં છતાં રહેલું હોય, રક્તવાહીની ધમનીઓની નાની નળીઓ કમજોર થઈ ગઈ હોય. ૧૨ x અથવા ૩૦ x

**मेग-फो.** કોઈ દરદને લીધે ઊંઘ ન આવતી હોય, મગજના તંતુઓ અને નસોનું હદ ઉપરાંત સંકોચન ખેંચાટ, હિસ્ટીરીઆ વગેરે રોગમાં થતું હોય. તેથી મગજને જોઇતું લોહી પુરતા પ્રમાણમાં મળી શકતું નહિ હોય. અને ઊંઘ આવતી ન હોય, અતિક્રોધ, માનસિક શ્રમ અને સાંસારિક ચિંતાઓથી ઉંઘ આવતી નહિ હોય **का-फों** નો ઉપયોગ કર્યા પછી તેમાં નિષ્ફળ થવાય તો.

**मैं-मु.** કોઇ દરદને લીધે ઊંઘ આવતી ન હોય, મગજના તંતુઓને હદ ઉપરાંત સંકોચન થવાથી ઊંઘ આવતી ન હોય, આખો દહાડો અને રાત ઘેન રહેતું હોય કે ઘોર ઊંઘ આવતી હોય. છતાં પણ હોશિયારી આવતી ન હોય. ઊંઘમાં મોંમાથી લાળ ગળતી હોય ઊંઘ બહુ મોડી આવતી હોય. ઊંઘમાં બીક લાગવાથી ચમકી ઉઠવું, ભૂત પ્રેતાત્મા વગેરે ભયંકર સ્વપ્નાં આવે **सि.** સાથે, બેઠાં બેઠાં ઊંઘી જવાય, ચત્તા સુઇ ઊંઘવાની ટેવ ઉનાળામાં ઘણી ઊંઘ આવે.

**ने-स.** ડાબે પડખે સુવાથી ઊંઘ આવે ઉંઘ આવેજ નહિ, લગ્નના, અકસ્માતના આપઘાતના, કુકર્મ કર્યાના વગેરે સ્વપ્નાં આવે, ઊંઘમાં શરીરનાં અવયવો ખેંચાય. **सि.** સાથે.

**सि.** ઊંઘમાં રડે, પ્રાર્થના કરે, છાતી ઉપર કોઇ ચઢી બેઠું હોય, એવું સ્વપ્નું કે લાગણી થાય પછી ચીસ પાડી જાગી જાય, પાણીની રેલ, વરસાદનાં તોફાન, જંગલી પશુઓ મારી નાખવા આવે છે સાપનાં વગેરે ભયંકર સ્વપ્નાં આવે. સવારમા ઊંઘ ઘણી આવે **के-फो.** સાથે બહુ વિચારો અને ભયંકર સ્વપ્નાંઓથી ઊંઘ ઉડી જાય, માથું નીચું રાખી સુવું ફાવે.

**ने-फो**–કૃમિને લીધે ઊંઘ નહિ આવે, ઘણું ઘેન રહે, ઊંઘમાં બાળકો ચમકે. બાળકોની ઊંઘની અવ્યવસ્થાઓ **के-फो.** અને **ने-मु.** સાથે.

**के.-फो.** વૃદ્ધોને આળસ આવ્યા કરે, જીવ ઉદાસ રહે, સવારે જલદી જાગે નહિ. નાનાં છોકરાંઓ ઉંઘમાં લવારો કરે, તેને બગાસાં આવે, ઉંધું સૂવે, બિલાડીનાં સ્વપ્નાં આવે.

**के-फ्लो.** સારાં સ્વપ્નાં આવે પણ તેથી મનનું સમાધાન થાય નહિ મોતના અને દુઃખો આવી પડશે એવાં સ્વપ્નાં આવે, તેનો ભય લાગ્યા કરે તેથી ઊંઘ નહિ આવે વગેરે.

**काली ब्रोम.** છાતી ઉપર કોઇ ચઢી બેઠું હોય એવી લાગણી ઊંઘમ ભયંકર દેખાવો દેખાવા, કાલી ફોસને મળતાં લક્ષણો હોય વગેરેમાં કાલી ફોસ કામ ન કરે ત્યારે આ દવા આપવી.

**સૂચના**–જુઓ નિદ્રાવસ્થાનાં લક્ષણો.

## હાડકાંના રોગો.

હાડકાંના અનેક રોગો છે. એમાંના કેટલાક રોગોની ચિકિત્સા હોશિયાર ડોક્ટરોજ કરી શકે છે. હાડકાં નહિ વધવાં. અયોગ્ય રીતે વધવાં. નરમ થવા. તેમાં વ્રણ થવાં અને પરૂ નીકળવું. હાડકાં સુકાઈ જવાં. સૂઝી જવાં, વાંકાં થવાં હાડકાં ભાંગવાં વગેરેની પણ હાડકાંના રોગમાં ગણના થાય છે.

**કારણો**–નાનાં છોકરાંઓને પૈષ્ટિક ખોરાક ન મળવો. હાડકાંમાં વરમ થવો. ઉપદંશ, પરમીઓ, સંધિવા, ક્ષય વગેરે રોગો થવાં. માર વાગવો, પડી જવું. વગેરે કારણોથી હાડકાંના રોગ થાય છે.

આ શાસ્ત્ર પ્રમાણે હાડકાંનાં **के–फो.** ક્ષારની તંગીજ હોય છે. હાડકાં બાંધવામાં આ ક્ષાર આલ્બ્યુમીનનો સીમેંટ તરીકે ઉપયોગ કરે છે. આ સીમેંટ કે આલ્બ્યુમીન શરીરમાં પુષ્કળ હોય પણ **के–फो**. ના પરમાણુઓની તંગી–ખોટ હોય તો સિમેંટ–આલ્બ્યુમીનનો ઉપયોગ થતો નથી. તે નકામો પડી સડે છે અને પરૂ વગેરે રૂપે બહાર પડે છે. બીજા ઉપદ્રવો પણ કરે છે તેને જુદા જુદા રોગ કહેવામાં આવે છે. પણ ખરી રીતે તે રોગ અથવા લક્ષણરૂપે **के–फो.** ની માગણી કરે છે. હાડકાં બનાવનાર બીજા ક્ષારો જેવા કે **सि., ने–मु. के–फ्लो.** છે તેની તંગીથી પણ ઉપર બતાવ્યા પ્રમાણેના રોગો થવામાં મદદ થાય છે. લક્ષણો ઉપરથી તે ક્ષારો આપવાની પણ જરૂર પડે છેજ.

**के–फो.** હાડકાંના રોગોની મુખ્ય દવા. હાડકાં મૃદુ થવાં. નાનાં છોકરાંના પગ લુલા થવા. હાડકાં વાંકાં થવા વગેરે સુકતાનના બધાંજ ઉત્પન્ન થતાં લક્ષણોમાં આ ક્ષાર રામબાણ કામ કરે છે. એ સિવાય હાડકાંનાં તમામ દર્દોમાં લાગુ પડતી બીજી દવાઓ સાથે આનો ઉપયોગ કરવો.

**सि.** હાડકાંના અનેક રોગોમાં આ ક્ષાર પણ ઉપયોગી છે. જાડું વાસ મારતું પરૂ હાડકાંના કોઈ પણ ભાગમાંથી અને કોઇપણ રોગમાં નીકળવું. તેમાં આ મુખ્ય દવા છે. **के–फो.** સાથે. હાડકાં સડવાં, સુકાઇ જવાં. તેમાં વ્રણ (નાસુર–હાડવ્રણ.) થવાં. જાંગના કેડ સાથે જોડાએલા થાપાની સંધીમાં દર્દ

થવું કે રોગ થવો. તે સર્વમાં ઉપરનાં લક્ષણો હોય ત્યારે મુખ્ય દવા સાથે આનો ઉપયોગ કરવો.

**के-स**. પરૂની ઉત્પત્તિ બંધ કરવા અને થઈ હોય તો દૂર કરવા આનો ઉપયોગ કરાય છે. પરૂ નીકળતું હોય કે લોહીમિશ્રિત પરૂ નીકળતું હોય, ડોક પાતળી થવી. હાડકાંમાં વ્રણ—નાસુર થવું.

**के-फ्लो**. ઉપદંશના રોગનાં ખાસ કરી હાડકાં ઉપર ટેકરા થાય છે ત્યારે અગર ઉપદંશના રોગ વગર હાડકાં ઉપર ટેકરા થવાં, માર વાગવાથી હાડકાંમાં દુખાવો થવો અને ફુલવા. નાકના હાડકાંનો રોગ થઇ તેમાંથી ગંધાતું પરૂ નીકળવું ( પીનસ. ) તરતના જન્મેલા બાળકના માથા ઉપર લોહી ભરેલી રસોળી થવી. વ્રણમાંથી જામી ગયેલા પરૂના ગઠ્ઠા નીકળતા હોય.

**का-फो**. હાડકાં સૂકાઇને શરીર હાડપિંજર થઇ ગયું હોય. એકાદ અવયવનું હાડકું સૂકાઇને પાતળું થઈ ગયું હોય. હાડકાંના વ્રણમાંથી દુર્ગંધયુક્ત રસી નીકળતી હોય તે સાથે ઝાડા પણ વાસ મારતા હોય.

**के-फो**. હાડકાનાં વચલા નરમ ભાગ અને હાડકાંનું ઉપલું પડ એમાં બગાડ થયો હોય કે વરમ થયો હોય ( ઓસ્ટાઇટીઝ કે પેરીઓસ્ટાઇટીઝ. ) તે સાથે ઘણો દુખાવો થતો હોય. જાંગના થાપાના સાંધા, ( હીપ જોઇન્ટ ) માં વરમ થયો હોય તેની પ્રથમ દવા **के-फो**. સાથે. પછીથી **सि**.

**ने-स**. હાડકાંમાં વેદના અને સાંધાઓમાં વેદના અને સાંધાઓમાં કડાકા બોલતા હોય તે ઘુંટણ અને સાંધા અક્કડ થઇ જવા.

**का-मु**. હાડકાંના અંદરના નરમ ભાગ અને ઉપલા પડનો સોજો (વરમ) થયો હોય તેની બીજી અવસ્થામાં. પ્રથમ અવસ્થામાં **फे-फो**.

**काली आयोड**—ભગંદરમાંથી લોહી નીકળવું. હાડકાંને ઉપદંશની અસર થઇ હોય. રાત્રે હાડકાંમાં કળતર કે દુખાવો થતો હોય. ભગંદરમાં અતિ વેદના.

માર વાગવાથી હાડકાંમાં દુખાવો થયો હોય તો **के-फो**. **के-फ्लो**. **ने-मु**. અને **के-फो**. નો ઉપયોગ કરવો. તે માટે જુઓ. અકસ્માતના ઉપદ્રવોમાં માર વાગવો. કંઠમાળના દર્દીને થાપાના સાંધામાં દર્દ થાય તો **ने-फो**. **मेग-फोस**. પગના ઘુંટણની ઢાંકણીમાં પાણી ભરાયું હોય તો **के-फो**. **ने-मु**. અને **सि**. હાડકાંમાં ઘા વાગ્યો હોય તો **सि**. ૩૦ x અને **आर्स आयोड**, હાડકાં વાંકાં અને નરમ હોય તો **के-फो** અને **केल्कर आयोड**.

# મગજ અને મજ્જાતંત્રના વ્યાધિઓ.

( Diseases of the Mental and Nervous System. )

વિશેષ હકીકત જુઓ મજ્જાતંત્રના અને માનસિક લક્ષણો.

## મગજનો વરમ

( Cerebritis. )

**કારણો**—કોલેરા, પ્લેગ, ટાઇફસ, ટાઇફોઇડ, ક્ષય વગેરે ચેપી રોગથી, ખોપરી પર માર વાગવાથી, લુ લાગવાથી, અતિ ક્રોધથી, દારૂના સેવનથી રતવા વગેરે માથાના ત્વચારોગો અંદર સમાઇ જવાથી વગેરે કારણોથી મગજનો વરમ થાય છે.

**લક્ષણો**–તાવ આવે છે, માથું દુખે છે, ઉંઘ આવતી નથી, ચક્કર આવે છે, આંકડી આવે છે, બેશુદ્ધિ રહે છે વખતે અડધા અંગનો લકવો થાય છે, નાડી ધીમી અને અનિયમિત.

**ચિકિત્સા**–જુઓ વરમજન્ય જવરો અને વરમ.

**फे–फो. का–मु.** અને **का–स.**–વરમની ત્રણે અવસ્થાના લક્ષણોમાં.

**का–फो.** બેશુદ્ધિ, લકવો, લુ લાગવી **ने.–मु.** સાથે, દારૂની ખરાબ અસર, ધીમી નાડી, ચકકર આવવા, ઉંઘ ઉડી જવી વગેરે લક્ષણોમાં.

**ने–स.** માથામાં માર વાગવાથી વરમ થયો હોય, માથામાં સહન ન થઇ શકે એવો દુખાવો, મગજને કરડી ખાતું હોય કે કચડી નાખતું હોય એવું દરદ થતું હોય, મગજ ઉપર લોહીનું જોસ બહુ હોય. મગજના બધા રોગોમાં લક્ષણો જોવાની દરકાર ન કરતાં **का–फो.** સાથે આ દવા આપવીજ જોઇએ.

**मे–फो.** આંકડી કે ખેંચાટ હોય, દરદી આળોટતો હોય, કાંઇ ચેન પડતું ન હોય, પગ લાંબા ટુંકા કર્યા કરતો હોય, આનાથી એ લક્ષણો દૂર ન થાય તો **प्लम्बम** અને **का. ओ.**

**कुप्रम–आर्स.** દર્દી કોઇ રીતે શુદ્ધિમાં ન આવતો હોય, માથાપર ચીકણો ઠંડો પરસેવો ( ઝરી ) આવતો હોય, શરીરમાં તાવ એકદમ ઉતરી જવાથી ઠંડું બરફ જેવું થઈ ગયું હોય. ગ્લીસરીનમાં આ દવા નાંખી આખી કરોડ ઉપર ચોપડવાથી જલદી ફાયદો થશે. પાંચ પાંચ મિનિટે ખાવા આપવી. ૭૨ વખતે ૩ થી ૫ ગ્રેન આપવી.

# મગજના આવરણ—પડનો વરમ.

**( Meningitis )**

**કારણો**—મગજના વરમના જે કારણો છે તેજ કારણોથી આ વરમ પણ થાય છે.

**લક્ષણો**—સખત તાવ ચઢે છે, ખુબ લવારો કરે છે, લુગડાં ખેંચે છે, આંખની કીકી મોટી થાય છે અને સંકોચાય છે, ઝાડો ઉતરતો નથી, પિશાબ બંધ થાય છે, આંચકી આવે છે, લકવો થાય છે અને મૂર્છામાં પડી મરણ શરણ થાય છે.

આ શાસ્ત્ર પ્રમાણે આ રોગ મગજનના પડમાં **फे-फो**. અને **का-मु**. ક્ષારોનું કમીપણું હોય છે તેથી લોહી તે ક્ષારો પોતામાંથી પૂરા પાડવા માટે અતિ ઝડપથી ફરે છે અને ફાઇબ્રિન જમા થાય છે તેથી વરમ અને સોજો આવ છે.

**ચિકિત્સા**—આ રોગની પ્રથમાવસ્થા, તાવ, ઝટપી નાડી, લવારો વગેરે સન્નિપાતનાં લક્ષણોમાં **के-फो**. મુખ્ય દવા છે. **का-मु**. સાથે એ દશ દશ મિનિટે વારાફરતી આપવી. જો શરૂઆથીજ આ બે ક્ષારોનો ઉપયોગ થાય છે તો બીજા ક્ષારોની ભાગ્યેજ જરૂર પડે છે.

**ने-स**—મગજના તળીઆમાં ન સહન થાય એવી પીડા થતી હોય, મગજને છુંદી નાખે એવું દુઃખ થતું હોય. (**का-फो**. અને **फे-फो**.) નો પણ સાથે ઉપયોગ કરવો. ડો—કેન્ટ કહે છે કે "સ્પાઇનલ મેનીનજાયટીસમાં મેં ઘણી દવાઓનો ઉપયોગ કર્યો છે. પણ **ने-स**. તે સર્વમાં સર્વોપરી છે. તે હુમલાને શાંત કરે છે. અને જીંદગી બચાવે છે. ઘણા દર્દીઓમાં આવો અનુભવ થયો છે. તે આ રોગને ચમત્કારિક રીતે દૂર કરે છે. તેથી આ રોગમાં આ એક સાચી દવા છે. તે ઘણો દુઃખદાયક લોહીનો મગજ તરફ જતો ધસારો જે આ રોગમાં જોવામાં આવે છે તેમાં ઘણી ઝડપથી સુધારો કરે છે.

**के-फो**—માથામાં જલશોથ થયો હોય એટલે મગજનું જલોદર થયું હોય, વાંસાપર ભાઠાં પડયા હોય, દર્દી નાહિંમત થઇ ગયો હોય. આ રોગમાં પહેલાંથી આપવામાં આવે તો મગજમાં પાણીનો વધારો થઈ શકતો નથી.

**ने-मु**—દર્દી સુસ્ત, હોઠ સાથે હોઠ ભીડે, મોં અને જીભ અતિ શુષ્ક, રોગી દુઃખના નિસાસા નાખે.

**का-फो**—માનસિક લક્ષણો, આંખો ખુલ્લી રહેવી, દર્દી ચિડાઈ જાય અને બીસે.

આ રોગમાં રોજ એનિમાં આપવો. માથા ઉપર, કાયમ બરફ રાખવો. શરૂઆતમાં **ने-स.** અને **फे-फो.** અને પછી **का-मु.** અને **ने-स.** આપવા. અથવા શરૂઆતથીજ એ ત્રણે દવાઓનો ઉપયોગ વારાફરતી ચાલુ રાખવો.

## મગજમાં રક્તશ્રાવ-સન્યાસ રોગ.

### ( Apoplexy. )

**કારણો**—દારૂ વગેરે ગરમ પદાર્થોનું સેવન, મળમૂત્ર વિસર્જન કરતાં ખુબ કરાંઝવું, વારંવાર તડકામાં ફરવું, હદ ઉપરાંત વિષયભોગ, મનનું ખુબ ઉશ્કેરાઇ જવું વગેરે કારણોથી આ રોગ ઉત્પન્ન થાય છે. તાપમાં ફરવું, બહુ ગરમ પાણીથી નહાવું, સખત ઉલટીઓ એ પણ કારણ છે.

**લક્ષણો**—મગજમાં રક્તશ્રાવ થઇ એકાએક બેશુદ્ધિ આવે છે, હાલચાલ બંધ થાય છે. મડદા જેવી હાલત થાય છે, ફક્ત શ્વાસ અને હૃદયની ક્રિયા ચાલુ રહે છે. શ્વાસોચ્છવાસ ઘુંટાતો ચાલે છે, રોગી ઘોરતો હોય એવી ભર ઉંઘમાં પડયો હોય એમ દેખાય છે, માથું સખત દુઃખે, દાત ચોંટી જાય, વગેરે લક્ષણો જણાય છે જો રક્તનળી તૂટી ગઇ હોય અને મગજમાં રક્તશ્રાવ વધુ થાય તો દર્દી ઠંડો પડી ઝાડા પિશાબ છુટી જઇ મરી જાય છે. આ ભયભરેલો રોગ છે તરત હોશિયાર ડોકટરને બોલાવી સારવાર શરૂ કરી દેવી.

**ચિકિત્સા—फे-फो.** આ રોગની મુખ્ય દવા. આ ક્ષારના સેવનથી રક્તસંચય થતો અટકે છે અને થયો હોય તો મટી જાય છે. ધમની તૂટી જઇ રક્તશ્રાવ-ત્યારે પણ એ ધમનીનું સંધાન કરે છે અને લોહી બંધ કરે છે. રક્તજ મૂર્છાની આ અટકાવનારી દવા છે. જેઓને આ રોગ વારંવાર સતાવે છે તેઓએ લાંબો વખત આ ક્ષારનું સેવન કરવું.

**के-फलो.** ફેરમફોસ સાથે આ આપવી. રકતવાહિનીઓનું સંકોચન કરવાનું સામર્થ્ય આ ક્ષારમાં છે. મૂર્છા આવવા અગાઉ આ ક્ષાર આપવાથી ભાવી નુકશાન અટકી જાય છે. મૂર્છા આવે ત્યારે પણ આ ક્ષાર **फे-फो.** સાથે આપવો.

**मे-फो.** દાંતખીલી બેસવી, આંકડી આવવી વગેરે ખેંચાટનાં લક્ષણો હોય તો **फे-फो.** સાથે. ઉપર પ્રમાણેના લક્ષણો ન હોય તો આ ક્ષાર આપવો નહિ.

કેમ કે એથી રક્તવાહિનીઓ વધુ વિસ્તાર પામી લોહીનો વધુ જમાવ થાય છે. ફક્ત બહુ ખેંચાટથી મગજને પૂરતું લોહી મળી શકતું નથી ત્યારેજ ઉપરનાં લક્ષણો થાય છે. માટે આ ક્ષાર એ લક્ષણોમાં આપવો જોઇએ. **का–फो.** ની જરૂરનાં લક્ષણો હોય તો આ પણ સાથે આપવો.

**ने–स.** માથા ઉપર લોહીનો બહુ ધસારો આ રોગમાં થવાથીજ નસો તૂટી રક્તશ્રાવ થાય છે તે આથી એકદમ ઓછો થાય છે. પિત્તનાં લક્ષણો જોઈ આપવી.

**સૂચના**—દવાઓ પાંચ પાંચ દશ દશ મિનિટે આપ્યા કરવી–જો દાંતખીલી બેસી દવા મોંમાં દાખલ કરાઈ શકાતી ન હોય તો બોચી અને વાંસા પર અને ગળા ઉપર દવાનો મલમ બનાવી લગાડયા કરવો. દર્દીનું ડોકું ઊંચું રાખી હાથ પગ લાંબા કરી ખુલ્લી હવામાં સુવાડવો. આ રોગ જેને થતો હોય તેણે માનસિક મહેનત, તાપ, દારૂ, બીડી પીવી, ક્રોધ વગેરે ત્યજવાં. **सि., ने–मु., के–फो.** એ દવાઓ પણ લક્ષણાનુસાર જરૂર પડે આપવાની હોય છે. આ રોગ અપસ્માર–વાઇ રોગને મળતો દેખાય છે. પણ દર્દી ચીસો પાડી બેભાન થાય તો અપસ્માર સમજવો આ રોગમાં દર્દી એકદમ બેભાન થાય છે.

## ઉન્માદ, ચિત્તભ્રમ, ઘેલછા.

**( Mental Derangement )**

વિશેષ લક્ષણો માટે જુઓ મજ્જાતંત્રનાં લક્ષણો અને માનસિક લક્ષણો.

શરીરમાં ખાસ કરી મગજમાં અમુક ક્ષારોની તંગીથી માનસિક અવ્યવસ્થાઓ થાય છે તેને ઉપર પ્રમાણે જુદા જુદા નામ આપવામાં આવે છે. પણ ખરી રીતે મજ્જાતંત્ર અને મગજની નબળાઇજ હોય છે.

આ રોગો ઉપર **का–फो., मेग–फो., ने–स., फे–फो. के–फो.** અને **ने–मु.** મુખ્ય દવાઓ છે. બીજા ક્ષારો પણ લક્ષણાનુસાર આપવાના હોય છે. એ બધા રોગની–માનસિક અવ્યવસ્થાઓની મુખ્ય ખાસ દવા તો **का–फो.** અને **मेग–फो.** એજ છે.

**ચિકિત્સા—फे.–फो.** કોઇપણ કારણથી મગજ ઉપર લોહી ચઢી જવાથી ઉન્માદ થયો હોય, મગજમાં લોહીનો જમાવ થવાથી ઉન્માદ થયો હોય.

**का–फो.** અતિ વિષયોપભોગ, ચિંતા, ચીડીઓ સ્વભાવ, બીકણપણું સ્ત્રીઓની વધુ પડતી વિષયઇચ્છા.

**ने–स.** દર્દીને આપઘાત કરતાં બહુ મુશ્કેલીથી અટકાવી શકાતો હોય, **का–फो.** નાં લક્ષણો હોય.

**ने–मु.** રાત દિવસ દિલગીરી રહેતી હોય, દર્દી રડતો હોય, દારૂ પીવાથી ઘેલછા થઈ હોય. દરીઆની મુસાફરીથી મગજ બગડી ગયું હોય, હિસ્ટીરીઆ હોય.

**मेग–फो.** માનસિક શ્રમ ગમતો ન હોય, વિચારમાં ગોટાળો થયા કરતો હોય, કાલી ફોસનાં લક્ષણો હોય. **का–फो.** સાથે.

**के–फ्लो.** પૈસા સંબંધી ચિંતાથી ઉન્માદ થયો હોય.

**आर्सेनिकम.** દર્દી માને છે કે હું મરી જઈશ. સાથે વાઇ, કોરીઆ, હિસ્ટીરીઆના વ્યાધિ હોય. અર્ધી રાતે ગાંડપણનું વધવું, પુષ્કળ ચિંતા નિરાશા.

**झींकम.** મગજ ખાલી પડી ગયું હોય, દર્દી સતત શોક અને ચિંતા કરતો હોય. ઘણા લાંબા વખતથી માથાનો દુખાવો હોય, લકવાનાં ચિન્હો હોય. નીમ્ફોમેનીઆ.

**प्लम्बम.** કાલી ફોસ, મેગ–ફોસ. આપતાં છતાં મગજનાં જ્ઞાનતંતુઓ બરાબર રચાતાં નહિ હોય ત્યારે. ઝાડાની સખત કબજીઆત કે બકરાંની લીંડી પ્રમાણે ઝાડો થતો હોય ત્યારે. યાદશક્તિનો નાશ, ખોટા શબ્દો બોલવા, સદા ઉદાસ, સ્ત્રીઓની અતિશય કામવૃત્તિ. ( નીમ્ફોમેનીઆ ).

## મદ્યોન્માદ.

( Delirium. Tremens. )

દારૂ પીનારાઓને દારૂ પીવાનું ચાલુ હોય ત્યારે અને દારૂ પીવાનું છોડે ત્યારે આ જાતનું ગાંડપણ થાય છે.

**લક્ષણો**—મિત્રોને દુશ્મન દેખે, જાત જાતના વહેમ આવે, મિત્રોના હાથમાંથી છુટી નાસી જવા માગે, શરીર ધ્રુજે, મોં ગંધાય, સુવા બેસવાની સ્થિતિમાં વારંવાર ફેરફાર કરે, એકલો રહી શકતો નથી. વગેરે લક્ષણો થાય છે.

**ચિકિત્સા—ने–मु.** મુખ્ય દવા છે. આ રોગનાં બધાં લક્ષણોમાં **का–फो.** સાથે વારાફરતી આપવી.

**फोस्फरस.** ૩૦–લાંબી મુદ્દત દારૂ પીવાથી મગજ અને જ્ઞાનતંતુ બગડી ગયાં હોય, દર્દી બહુ બકતો હોય.

**मे–फो; झींकम फोस.**–દર્દી ધ્રુજતો હોય, અવયવો ખેંચાતા હોય.

## વાઇ—અપસ્માર—ફેફરૂં—મૃગી.

( Epilepsy. )

ખરાબ ટેવોને લીધે શરીરના ઉપયોગી જીવનરસો અને ક્ષારો ખાસ કરી ફોસ્ફેટસ્ જ્ઞાનતંતુઓ અને માંસપેશીઓમાંથી કમી થાય છે તેથી આ રોગ ઉત્પન્ન થાય છે. કૃમિને લીધે પણ વાઇ આવે છે.

**લક્ષણો**—દર્દી ચીસ પાડી બેશુદ્ધ થાય છે, હાથપગ ખેંચાય છે અને શરીર ધ્રુજે છે તથા મોંમાંથી ફીણ નીકળે છે એ મુખ્ય લક્ષણો છે. દાંત સજ્જડ થઇ જાય છે, હાથની મુઠીઓ બંધ થઇ જાય છે, કંઠનળી બીડાઇ જવાથી શ્વાસમાં અડચણ પડે છે, શ્વાસ ઘુંટાય છે. હૃદય જોરથી ધબકે છે વગેરે લક્ષણો પણ થાય છે.

**ચિકિત્સા—का-मु.** વાઇની ખાસ દવા છે. ખરજવા જેવા ત્વચારોગો બાહ્યોપચારથી દબાંઇ જવાથી વાઈ થઈ હોય, જીભ ઉપર સફેદ અથવા રાખોડીઆ રંગની છારી હોય.

**के-फो.** હસ્તમૈથુનથી અશક્તિ થઈ હોય, પાંડુરોગીને વાઈ આવતી હોય, **का-मु.** સાથે.

**फे-फो.** માથા તરફ લોહીનું જોસ વધારે થવાથી વાઈ થઈ હોય, ચહેરો લાલચોળ થઈ ગયો હોય. **का-मु.** સાથે,

**ने-फो.**—આંતરડાંમાં કૃમિ થયાં હોય તેને લીધે વાઈ આવતી હોય. **का-मु.** ની સાથે.

**का-फो.**-હાથ પગ સજ્જડ થઈ જતા હોય, આંકડી આવતી હોય, જડબાં ચોંટી જતા હોય, હસ્તમૈથુનથી મગજશક્તિ નબળી પડી હોય.

**मेग-फो.**-કાલીફોસનાં લક્ષણો ઉપરાંત દાંતખીલી બેસી ગઈ હોય, આખું શરીર ખેંચાતું હોય, હસ્તકુટેવથી વાઇ આવતી હોય **का-फो.** અને **के-फो.** સાથે.

**सि.**-રાત્રે વાઈ આવતી હોય, પૂનમ અને અમાસ ઉપર વાઇનું જોર વધું હોય, અંગ ઠંડું રહેતું હોય.

**कुप्रम-आर्स.**-શરીર પર ઠંડો, ચીકણો પરસેવો ખાસ કરી કપાળ ઉપર આવતો હોય, ત્વચા આસમાની થતી હોય, સ્પર્શથી દર્દ વધતું હોય.

**काली ब्रोम—का-फो.** કે **मेग-फो.** થી કાંઈ ફાયદો ન થતો હોય, વાઇ સાથે આંચકી વગેરે **का-फो.** નાં લક્ષણો હોય.

**प्लम्बम-३०**-સખત બંધકોશ, વાઇના દર્દીનું શરીર સુકાતું જતું હોય, ત્વચાના વ્યાધિ હોય.

**फोस्फरस**-ઇન્દ્રિયની નબળાઈ હોય, વધારે વિષયોપભોગથી વાઇનો રોગ થયો હોય.

# મગજની નબળાઇ

**( Neurasthenia. )**

મગજની **અતિશય** મહેનત, અભ્યાસ, હસ્તકુટેવ, **અતિ વિષયભોગ** સત્ત્વહીન ખોરાક, ઉજાગરા વગેરેથી મજ્જાતંતુઓનો ક્ષય ( નાશ ) થાય છે અને નવા તંતુઓ જલદી બની શકતા નથી એથી મગજની નબળાઇ વધી પડે છે. હાલની કેળવણી અને આર્થિક સ્થિતિ પણ કારણરૂપ છે. મગજના અને આખા શરીરના જ્ઞાનતંતુઓ થાકી જવાથી આખા શરીરપર એની ખરાબ અસર થાય છે.

**લક્ષણો**—કામ કરવાનો ઉત્સાહ મંદ પડે છે, તબીયત ઠીક નથી અને પોતાને કંઇ રોગ થયો છે એમ દર્દીને લાગે, પડી રહેવાનું મન થાય, વાંચવું, લખવું ગમતું નથી, જુવાન છતાં ઘડપણ જેવું લાગે છે, અજીર્ણ રહે છે. વીર્યશ્રાવ થાય છે, સ્ત્રીને ઋતુશ્રાવ નિયમસર આવતો નથી અને વાતચીત કરવી ગમતી નથી વગેરે.

વિશેષ માટે જુઓ મજ્જાતંતુઓનાં લક્ષણો. અને માનસિક લક્ષણો—આ નીચે થોડાં લક્ષણો અને ચિકિત્સા લખી છે.

**का-फो.**—મજ્જાતંતુઓનો નાશ થયો હોય, નવા તંતુ ઉત્પન્ન થતાં ન હોય. મુખ્ય દવા—માનસિક અને શારીરિક શક્તિનો નાશ.

**के-फो.**—મજ્જાતંતુઓ સુસ્ત થઈ જાય તેથી આખું શરીર સુસ્ત રહે, કામ કરવું ગમે નહિ, પુરુષત્વ કમી થઇ જાય, ભૂખ મરી જાય, હાથ પગ ઠંડા થઇ જાય ત્યારે **का-फो.** સાથે.

**सि.** મન ચિંતાતુર રહે, વાંચવું લખવું ગમે નહિ, વિચારશક્તિનો નાશ થાય, કામ કરવા માંડે પણ થાકી જાય આરામ લેવો પડે. **का-फो.** સાથે.

**ने-मु.** વાતચિત કરતાં થાક લાગે, મન મુઝાતું હોય, ભવિષ્યમાં અનિષ્ટ થવાના વિચાર આવે, ઉંઘ ન આવે. આંતરડાંના શ્લેષ્મપડ શુષ્ક થઇ જવાથી બંધકોશ થયો હોય, શરીરના તંતુઓને પુરતું પાણી ન મળતું હોય **का-फो.** સાથે,

**ने-स.** પિત્તનાં લક્ષણો હોય. આ ક્ષાર પિત્તને કાબુમાં રાખે છે. **का-फो.** સાથે.

**झींकम फोस.**—આરામ લેતાં કરોડમાં દુખાવો અને બળતરા, અવયવોમાં ખાલી ચઢવી, ચેન નહિ પડવું. આખા શરીરની નબળાઇ.

# જ્ઞાનતંતુઓનો દુખાવો, ચસકા, શુળ.

**( Neuralgio )**

આ દુખાવો જ્ઞાનતંતુની નબળાઇથી થાય છે. જે જ્ઞાનતંતુ સફેદ તંતુઓના બનેલા છે તે તંતુઓમાં મેગનીસીઆ ફોસ્ફેટ મુખ્ય છે. આલ્બ્યુમીન અને ઓક્સીજન વડે એ ક્ષાર સફેદ જ્ઞાનતંતુઓ બનાવે છે આ ક્ષારની ખામીને લીધે આલ્બ્યુમીન, ફાઇબ્રિન રસો લચકાના રૂપમાં જામી જઇ લોહીના પ્રવાહને અટકાવે છે તેથી ચસકા આવે છે. મીઠાનો ક્ષાર **ને-मु**. પણ પછીથી કમી થાય છે તેથી પણ ચસકા આવે છે તેના લક્ષણો મેગનીસીઆ ફોસથી થતાં લક્ષણો જેવાજ હોય છે ફેર એટલોજ છે કે **ने-मु**. ઘટવાથી જે સખત ચસકા આવે છે તેથી આંખમાંથી પાણી નીકળે છે અને મોંમાંથી લાળ પણ વખતે નીકળે છે. ચસકામાં દુઃખ અનેક પ્રકારનાં થાય છે. વીજળીના ધક્કા જેવી, બાણ માર્યા જેવી, ભાલો ખોસ્યા જેવી, કાપવા જેવી વગેરે પ્રકારની પીડાઓ થાય છે.

સંધિવાના દુખાવામાં અને આ દુખાવામાં ફેર એટલોજ છે કે જ્ઞાન-તંતુના દુખાવા કે ચસકા દાબવાથી ઓછા થાય છે. સંધિવાનો દુખાવો દાબવાથી ઉલટો વધે છે. આ દુખાવા એકાએક બંધ પડે છે અને થાય છે. પણ સંધિવાનો દુખાવો રોગ મટે ત્યાં સુધી ચાલુજ રહે છે.

ઉજાગરા, અતિશ્રમ, અન્નમાર્ગ અને મૂત્રમાર્ગના રોગ, મેલેરીઆ, હિસ્ટિરીઆ, કોઇ અવયવનો સડો, રક્તશ્રાવ, કેન્સર, હાડકાનો સડો વગેરે અનેક કારણો છે. આ ચસ્કો દાંતમાં, ચહેરા ઉપર, હાથમાં, પગમાં અને પાંસળામાં થાય છે.

**ચિકિત્સા—फे-फो**. ઠંડા ઉપચારથી આરામ લાગે, આંખ અને ચેહેરાનો ચસ્કો, જમણી બાજુનો પાંસળા, પગ વગેરેનો ચસ્કો, અને સવારમાં ચસ્કા વધારે થવા, ચહેરામાં બળતરા, લાલાશ અને કોઇ વખતે તાવ.

**मे-फो**. ભાલા ભોંકાતાં હોય તેવી વેદના, દાંત અને છાતીનું શુળ, ખુલ્લી હવા અને ઠંડા ઉપચારથી ચસ્કામાં વધારો ઉની હવા અને ઉષ્ણ ઉપચારથી આરામ લાગવો.

**का-फो**. નિદ્રાનાશ, અજવાળું અને અવાજ સહન થાય નહિ, ઠંડા ઉપચારથી સારૂં લાગે. દાંતથી કાન સુધીનો ચસ્કો, ઉઠતાં અને શ્રમ લેતાં વેદના વધે.

**के-फो**, વીજળીના ધક્કા જેવી વેદના, ગુદાનો ચસ્કો, ઝાડે જતાં ચસ્કો વધવો, ખાલી ચઢવી. **फे-फो**. ની સાથે.

**ने-मु.** એકાંતપ્રિયતા, ઉદાસિનતા, બાણુ માર્યાં જેવી વેદના, થોડી થોડી મુદ્દતે થાય અને મટે એવી વેદના, **मे-फो.** થી થતી વેદનાઓ જેવી વેદના પરંતુ આની વેદનામાં લાળ અને આંસું ખાસ વધારાનાં લક્ષણો હોય.

**का-मु.** કમરથી પગ સુધી ભાલો માર્યા જેવી વેદના. વેદના ખાસ કરીને રાત્રે. **के-फो.** સાથે.

**का-स.** સાંજે અને બંધ ઓરડામાં વેદના વધે. ખુલ્લી અને ઠંડી હવાથી આરામ લાગે. વેદના શરીરના એક ભાગમાંથી બીજા ભાગમાં જાય એવી ફરતી વેદના.

**ने-स.** ઠંડી અને ભેજવાળી જગામાં રહેનારાઓને થતો ચસ્કો, અને ઠંડી તથા ભેજથી વધે, જીભ ઉપર પીળી છારી, કડવો સ્વાદ.

**सि.** દાંત અને કમરમાં થતો ચસ્કો, ગરમ લુગડાં પહેરવાથી વેદના ઘટે, જ્ઞાનતંતુઓની લાંબા વખતની નબળાઈ.

**आर्सेनिक**—ચસ્કાની આ સર્વોત્તમ દવા છે. સાંજે અને રાત્રે વેદના વધે, અતિશય બેચેની, ઠંડા પાણીથી અને આરામથી વેદના વધે, હરવા ફરવાથી આરામ લાગે, અતિશય અશક્તિ, બળતરા, ફાટ, વેદના થોડી થોડી વારે થાય, જઠરનું શૂળ-ઉલટી, તરસ, બળતરા અને સોય ઘોંચ્યા જેવી વેદના. **का-फो.** આપ્યા પછી.

**प्लम्बम.** આંતરડાનું શૂળ **मेग-फो.** આપ્યા પછી.

**मेग-मुर.**—માથાનો અને આંખનો ચસ્કો. જાણે માથું ફાટી જશે એમ લાગે, ચાલવાથી અને ખુલ્લી હવાથી દર્દ વધે, હિસ્ટિરીઆ ની બિમારી હોય.

## ભૂતોન્માદ.

### (Hysteria)

આ મનોવિકારથી ઉત્પન્ન થતો રોગ છે. જુવાન ઉંમરમાં જ્યારે મનના વિકારો અને લાગણીઓ જલદી થઇ આવે છે અને જેની મનોવૃત્તિ વધારે ચંચળ હોય છે એવી સ્ત્રીઓ અને પુરૂષોને આ રોગ થાય છે, હસ્તકુટેવવાળા અને કોઇ પ્રિય વસ્તુ મેળવવામાં નાસિપાસ થનારાઓને આ રોગ થાય છે. સ્ત્રીઓમાં ઋતુ-શ્રાવની અનિયમિતતા હોય, સ્વભાવ બીકણ હોય, ગર્ભસ્થાન પર ચાંદી હોય, કજીઆ કંકાશ, અતિવિષય, અને ન્યૂનવિષયવાળી સ્ત્રીઓને આ રોગ થાય છે.

**લક્ષણો**—દર્દી હસે છે, રડે છે, ગાય છે, હાથ પગ જ્યાં ત્યાં અથડાય છે, કોઇને પકડે છે તો તાણુ બંધ પડે ત્યાં સુધી છોડે નહિ, કમાન વળે છે, દાંત સજ્જડ બેસી જાય છે. જે આવ્યું તે પકડીને તોડી નાખે છે એ લક્ષણોએ આ રોગ ઓળખાય છે. લોકો એને તાણુ આવી કહે છે.

**ચિકિત્સા—का–फो.** આ મનોવિકારજન્ય રોગ હોવાથી તેની મુખ્ય દવા ગણાય છે. મન ઉપર અતિશય ત્રાસ અને ચિંતાની લાગણી, મગજ ઘણું પોચું હોય, દર્દી હસતો હોય, રડતો હોય, ફાવે તેમ બોલતો હોય, બગાસાં આવતાં હોય, પેટમાંથી ગળા તરફ ગોળો જતો હોય એવી લાગણી, સ્વભાવ ઘણો ક્રોધી અને ચીડીઓ હોય.

**ने–मु.**—દર્દી ક્રોધી, ઉદાસિન અને વિચારમગ્ન હોય, વારંવાર સ્વભાવ બદલાયા કરતો હોય. પરસેવો થવાથી સારૂં લાગતું હોય, રજોદર્શન અનિયમિત હોય, પાંડુરોગ હોય ત્યારે. **का–फो.** અને **के–फो.** સાથે.

**मेग–फो.**–હાથ પગ ખેંચાય, તરફડીઆં મારે, દાંતખીલી બંધાય **का–फो.** સાથે. દાંત એકેક સાથે સજ્જડ ચોંટી જાય ત્યારે આ ક્ષાર 3x નો વારંવાર દાંતના પેઢાં ઉપર ઘસીને પચાવવો. મોં સૂકું હોય, લાળ રસ નહિ હોય તો જરા પાણી સાથે જાડો મલમ બનાવી વારંવાર ઘસવો એથી દાંતખીલી છૂટશે. એટલે લાગુ પડતી દવાઓનું પાણી ચમચી ચમચી વારંવાર પાવું.

**सि.**–પૂનમ અમાસ ઉપર દર્દ ઉપડી આવે ત્યારે મુખ્ય દવાઓ **का–फो.** અને **ने–मु.** સાથે.

**के–फो.**—પાંડુરોગીને હિસ્ટિરીઆ થતું હોય **का–फो.** અને **ने–मु.** સાથે.

**झींकम फोस.**–જઠરમાંથી ગળા તરફ ગોળો ઉપડે, અવયવો પછડાય, મૂત્રનો અવરોધ ( અટકાવ ) થાય. **का–फो** અને **मेग–फो.** નિષ્ફળ જાય ત્યારે.

**कुप्रम आर्स.**–બોલવાની અશક્તિ, હાથ પગ ઠંડા, આખું શરીર ઠંડું, બેશુદ્ધિ. પાંચ પાંચ મિનિટે બબ્બે ત્રણ ત્રણ ટીપાં દશ પંદર ટીપાં પાણી સાથે દાંતખીલી હોય તોપણ દાંત ઉપર સાચવીને મૂકવા એટલે દાંતોની પોલ વચ્ચેથી દવા મોમાં જઈ શોષાઈ જશે અને દર્દ અર્ધા કલાકમાં મટી જશે. દાંતખીલી હોય ત્યારે કોઇપણ દવા આવી રીતે આપવી.

## કંપવાત–( ઇચ્છા સિવાય અંગ ધ્રુજવું )

## ( Chorea. )

આ રોગ જ્ઞાનતંતુઓના અસ્તવ્યસ્ત થઇ જવાથી થાય છે એથી આંચકી આવે છે અને દર્દીના અવયવો દર્દીની ઇચ્છા વગર હાલ્યા કરે છે કે ખેંચાયા

કરે છે. એ વ્યાધિ ખાસ કરીને બાળકોને અને તેમાંએ ખાસ કરી છોકરીઓને વિશેષ થાય છે.

જ્ઞાનતંતુના સફેદ રેસાઓમાં **મેગ-ફો.** ક્ષાર ઓછો થઇ જાય છે તેથી મગજનો કાબુ માંસપેશીઓ અને જ્ઞાનતંતુના સફેદ રેસાઓ ઉપરથી જતો રહે છે તેથી આ રોગ ઉત્પન્ન થાય છે એમ આ શાસ્ત્ર જણાવે છે અને એની ખાસ દવા **મેગ-ફો.** બતાવે છે.

હસ્તકુટેવ, ઘણી બીક, અતિ અભ્યાસ, કૃમિ, લોહીમાં ખટાશનો વધારો, અજીર્ણ કરે એવા ખોરાકો વગેરે કારણોથી જ્ઞાનતંતુનું પોષણ થતું નથી અને માંસપેશીઓ પણ નિર્બળ થઇ જાય છે.

હિસ્ટિરીઆવાળી માતાના છોકરાંઓને આ રોગ થાય છે હૃદયના અને સંધિવાના વ્યાધિથી, મસ્તકને ઇજા થવાથી, કબજીઆતથી, મૂત્રાવયવોના વ્યાધિઓથી પણ આ રોગને ઉત્તેજન મળે છે.

ઘણું કરીને ડાબા હાથથી શરૂ થાય છે પછી ડાબો પગ અને પછી ખભાના, મોનાં, ડોકના સ્નાયુઓ હાલે છે. જીભ બહાર કાઢી શકાતી નથી પછી અંગ ખેંચાયા કરે છે ૮ થી ૧૦ વર્ષની ઉમરનાં છોકરાંઓને આ રોગ થાય છે. મોટાંઓને આવો રોગ થાય છે પણ તે બીજો રોગ છે.

**ચિકિત્સા—મેગ-ફો.** આ રોગની મુખ્ય દવા છે. હાથ પગ આપોઆપ હાલ્યા કરે, શરીરનો કોઇપણ ભાગ ખેંચાયા કરે, દર્દીનો મુંગો અને ચાળા પાડે એવો દેખાવ.

**કે-ફો.** મેગ ફોસથી આરામ ન થાય ત્યારે, કંઠમાળનો વ્યાધિ સાથે હોય ત્યારે. **આયોડમ** સાથે વારાફરતી.

**ને-ફો.** ખટાશનાં લક્ષણો હોય અને કૃમિ રોગથી કંપવા થયો હોય ત્યારે મુખ્ય દવા સાથે.

**સિ.** શરીર વારંવાર ખેંચાયા કરતું હોય, કૃમિરોગ હોય, ઉંઘમાં બિહામણાં સ્વપ્નાં આવતાં હોય **ને-ફો.** અને **મેગ-ફો.** સાથે વારફરતી.

**કા-ફો.** મગજ ખાલી પડી ગયું હોય, વેળાસર મુખ્ય દવા અપાઈ ન હોય અને દર્દ લાંબા વખતનું થયું હોય ત્યારે મુખ્ય દવા **મેગ-ફો.** સાથે.

**આર્સેનિક**—દર્દી અશક્ત હોય અને સાથે હૃદયનો રોગ હોય ત્યારે. શરીર બહુ ઠંડું રહેતું હોય તો **કુપ્રમ આર્સ.**

**ब्रोमम फोस**—દર્દી અમળાય અને ધ્રુજે. **मेग-फो.** નિષ્ફળ જાય ત્યારે.

**कुप्रम आर्स**—મૂર્છા, બેહોશી, અને તાણ હોય. શરીરની ગરમી ૯૬ થી પણ ઓછી હોય ત્યારે.

## ચક્કર—અંધારા—ફેર આવવાં.

### ( Vertigo )

મગજનો, હૃદયનો, અને મૂત્રપિંડનો કોઇક રોગ હોય છે ત્યારે સખત ચક્કર આવે છે. હિંચકે બેસવાથી, વહાણમાં બેસવાથી પણ કેટલાકને ચક્કર આવે છે, તમાકુ અને દારૂના કેફથી બેઠક ફરતી લાગે છે. તાવમાં પિત્તનો વધારો થવાથી, મગજ ઉપર લોહીનું જોસ વધારે કે કમી હોવાથી ચક્કર આવે છે, અજીર્ણ વિકારથી પણ ચક્કર આવે છે.

**चिकित्सा—के-फो**. બેસીને ઉઠતાં, વાંકાં વળતાં અને વહેતું પાણી જોવાથી ચક્કર આવતા હોય, ખાધા પછી અને ઉલટી થયા પછી ચક્કર આવતા હોય, મસ્તક ઉપર લોહીનું જોસ હોય તેથી નસો ધબકતી હોય, અને ચહેરો લાલ થઇ જતો હોય.

**का-फो.** અશક્તિથી, માનસિક ચિંતાઓથી, ઉઠતાં, ઊંચું જોતાં, ચક્કર આવતા હોય, માથા પર લોહી ચઢી જવાથી જ્ઞાનતંતુઓને હરકત થઇ હોય તેથી ચક્કર આવતા હોય, બગાસાં આવતાં હોય, લાંબા વખતથી ચકરીનો રોગ હોય. થાકથી અને પાંડુરોગીને ચક્કર આવતા હોય, **के-फो.** અને **ने-मु.** સાથે.

**ने-स.** પિત્તજન્ય કડવી ઉલટી, કડવું મોં, પીળી જીભ વગેરે પિત્તની અધિકતાનાં લક્ષણો હોય, ચક્કર આવતાં જમણી બાજુએ પડી જવાતું હોય, સવારમાં ચક્કર અને બગાસાં આવે.

**ने-फो**. અપચો, ભૂખ મરી ગઈ હોય, જીભનો રંગ સોનેરી પીળો હોય, અમ્લપિત્તનો રોગ હોય.

**के-फा**. અપચો અને એકદમ અશક્તિ હોય. ત્યારે. અપચામાં ૧ x વાપરવું.

**सि**. ચક્કર આવતાં પાછળ પડી જવાતું હોય, બેશુદ્ધ થઇ જવાતું હોય, નીચા વળવાથી ચક્કર આવતા હોય, વૃદ્ધ માણસોને ચક્કર આવતા હોય તો. **सि**. થી આરામ ન થાય તો આયોડમ.

**ને-મુ.** પથારીમાં બેઠા થવાથી અને પથારીમાંથી ઉભા થવાથી સવારમાં ચક્કર આવતા હોય, બેભાન થઇ જવાય, માથામાં હથોડા માર્યા જેવી વેદના. ઉલટી કે ઉલટીની લાગણી વગેરે લક્ષણો હોય.

## પક્ષાઘાત-લકવો.

### ( Paralysis )

જ્યારે આપણી ઇચ્છા પ્રમાણે ચાલનારા જ્ઞાનતંતુઓ અને માંસના સ્નાયુઓની ગતિશક્તિમાં ઘણો ઘટાડો થાય છે ત્યારે લકવો થયો કહેવાય છે. **એવી હાલતને** ઘણાં નામો આપવામાં આવેલાં છે. જેવાં કે ખરો લકવો ( Hemiplegia ), સ્થાનિક લકવો ( Local Palsy. ), અડદીઓ વા અને જીભના વાનો આમાં સમાવેશ થાય છે. કોઇપણ એક અંગમાં થાય છે. કંપવા ( Shanking Palsy ), બાલવાયુ. ( Infantile Palsy. ), ડીપ્થેરીઆના રોગથી થતો લકવો. લહીઆઓને થતો લકવો વગેરે જાતના બીજા લકવા પણ થાય છે આ શાસ્ત્રમાં તે બધા નામોની જરૂર નથી.

આ શાસ્ત્ર પ્રમાણે તેનું નિદાન નીચે પ્રમાણે છે.

ગતિતંતુઓ અને સ્નાયુઓને પોષણ માટે જે રસો મળવા જોઇએ તે રસોને ઉપયોગમાં લેનારા નિરિંદ્રિય ક્ષારો શરીરમાં ઓછા થયા હોય છે તેથી તે રસો નકામા થઇ તેમને મળતા નથી તેથી લકવો થાય છે.

કોઇ વખત સેન્દ્રિય પદાર્થો જેવા કે શરીરમાં ભેગો થએલો નકામો કચરો, આલ્બ્યુમીન અને ફાઇબ્રિન વગેરે મજ્જાતંતુઓ અને સ્નાયુ તંતુઓની આસપાસના સંયોજક તંતુઓમાં એકઠા થઇ જામી જાય છે તેથી મજ્જાતંતુના પોષક રસોનો પ્રવાહ બરાબર ચાલી શકતો નથી કે બંધ થઇ જાય છે તેથી લકવામાં વધારો થાય છે અને ભય ભરેલી દશા થાય છે.

**લક્ષણો**—લકવો થતા પહેલા દર્દી બેભાન થઈ જાય છે તેમાંથી જાગ્રત થાય ત્યારે એકાદ અંગ જુઠું પડી જાય છે, કેટલીક વાર બેભાન થયા વગર લકવો થાય છે, કોઇ વાર એક હાથ રહી જાય છે, કોઇના પગ રહી જાય છે, કોઇને ચહેરાપર અસર થાય છે. હોઠ લબડી પડે છે તેથી મોંનો ખુણો ઉઘાડો થઈ તેમાંથી લાળ વહે છે, જીભ પણ વાંકી વળી જાય છે અને ચોકખું બોલાતું નથી. કોઇવાર આંખો બંધ થઈ જાય છે અને કોઇવાર આંખો ફાટેલી રહે છે. મગજના જમણા ભાગમાં બગાડ થાય તો ડાબું અંગ રહી જાય છે અને ડાબા ભાગમાં બગાડ થાય તો જમણું અંગ રહી જાય છે. રહી ગએલા ભાગનું સ્પર્શજ્ઞાન કમી થાય છે કે નાશ પામે છે.

**ચિકિત્સા—का-फो.** સઘળી જાતના પક્ષાઘાતનો આ મુખ્ય ઈલાજ છે. ધીમે ધીમે થનારો કે એકદમ થનારો પક્ષાઘાત, મોં મરડાઇ જવું, સ્વરભંગ, ચેપી બિમારીઓને લીધે થતો લકવો, નાનાં બચ્ચાંઓનો લકવો, જીવનશક્તિનું ઓછું થઈ જવું અને ગંધાતા ઝાડા, ચહેરાનો પક્ષાઘાત, ખરો પક્ષાઘાત, એકાદ અંગનો લકવો, દરદી પોતાનો પગ ધાર્યા પ્રમાણે મૂકી શકતો ન હોય.

**मेग-फो.**—સફેદ જ્ઞાનતંતુમાં બગાડ થવાથી થતો લકવો. હાથ અને ગરદન ઇચ્છા સિવાય હાલવા (કોરીઆ), અપૂર્ણ પોષણથી થતો પક્ષાઘાત. સ્નાયુઓની શિથિલતા. રોગી બેસી શકે નહિ. ઠંડા પાણીમાં લાંબો વખત રહેવાથી થતો લકવો. ગતિતંતુના દોષથી થતો લકવો. **का-फो. સાથે** વારાફરતી.

**के-फो.**—હાથ અને ગરદન ઇચ્છા સિવાય હાલવાં. **मेग-फो.** સાથે. પગમાં ખાલી ચઢવી, ચામડી બહેર મારી જવી. પગ ઠંડા રહેવા. ધીમે ધીમે થતો લકવો. ઝેરી દવાઓથી થતો લકવો. નીચલા અવયવોનો લકવો. **का-फो.** સાથે.

**सि.**-ગતિતંતુઓનો લકવો. દર્દી પોતાનો પગ ધાર્યા પ્રમાણે મૂકી શકતો ન હોય **का-फो. અને मेग-फो.** સાથે. સાંધાઓમાં લકવાના જેવી નબળાઇ **ने-फो.** સાથે પગનો પરસેવો બંધ થવાથી લકવો થયો હોય. વૃદ્ધ માણસનો લકવો. **बेरीअम फोस.** ખાસ.

**फे-फो.**—મગજ ઉપર લોહી ચઢી જવાથી થતો લકવો. **का-फो.** અને **ने-स.** સાથે.

**फोसफरस**—મગજ અને મજ્જાતંતુના કોઇપણ રોગથી અને અતિવિષય-ભોગથી કરોડરજ્જુ અને મગજમાં બગાડ થયો હોય, તેથી લકવો થયો હોય, શરીરનું ચરબીમય રૂપાંતર થયું હોય તેથી. કરોડરજ્જુમાં વરમ થવાથી, વરસાદમાં બહુ ફરવાથી લકવો થયો હોય. ગુદાનો લકવો.

**प्लम्बम.**-સ્નાયુઓ સુકાઇને પાતળા થઇ ગયા હોય, ભારે કબજીઆત હોય, હાથ પગ ધ્રુજતા હોય, માથું દુખતું હોય, આખું શરીર ઝલાઇ ગયું હોય, કંઠનો, જીભનો, કરોડરજ્જુનો અને સ્નાયુઓનો લકવો થયો હોય તેથી તે અવયવો પોતાનાં કાર્યો કરી શકે નહિ. જેમકે કંઠનો લકવો થાય તો ખોરાક પાણી ગળે ઉતરી શકે નહિ. જીભનો થયો હોય તો બોલી શકે નહિ. કરોડ-રજ્જુનો અને સ્નાયુઓનો હોય તો ગતિ કરી શકે નહિ. દરેક પ્રકારના લકવા ઉપર **का-फो.** ના જેવી આ મહાન દવા છે. ડાબા અંગનો લકવો. દબાવવાથી સારું લાગે.

**ઝીંકમ ફોસ**.–મૂત્રાશય અને ગતિતંતુનો લકવો.

આ ઉપરથી જણાશે કે પક્ષાઘાતની મુખ્ય દવાઓ **કા–ફો., મેગ–ફો., પ્લમ્બમ., ઝીંકમ ફોસ અને ફોસ્ફરસ** છે.

## ધનુર્વાત.

( Tetanus )

છુંદાએલા અને ગંદા જખમ, માર, હથિઆર વાગવું, શસ્ત્રક્રિયા, દાંત ખેંચી કઢાવવા, અંગુઠામાં વાગવું વગેરેથી ધનુર્વા થાય છે.

**લક્ષણો**—શરીર ધનુષના આકારે એટલે કમાનના આકાર પ્રમાણે વળી જાય છે તેથી એને ધનુર્વા કહે છે. ગરદન અને જડબાના સ્નાયુઓ ખેંચાય છે. દાંત બંધાઈ જાય છે. પછી છાતીના, પેટના, વાંસાના અને હાથ પગના સ્નાયુઓ ખેંચાઇ કમાન વળી જાય છે. કંઠ નળી બંધ થઇ જાય છે તેથી ગળે કાંઇ ઉતરી શકતું નથી. શ્વાસોચ્છ્વાસના સ્નાયુઓ પણ ધીમે ધીમે ખેંચાઈ શ્વાસ નહિ લેવાવાથી મૃત્યુ થાય છે. બહુ જલદી શરીરનો નાશ કરે છે. ખેંચાટ થોડી વાર નરમ પડે છે અને પાછો આવે છે.

તરત ડોકટરને બોલાવી ધનુર્વાની રસી મૂકાવવી એજ બચવનો રાજમાર્ગ છે. એ રોગ જખમ વગેરેમાં જંતુ થવાથી થાય છે.

**ચિકિત્સા–મેગ–ફો**. આ રોગની મુખ્ય દવા છે. એની સાથે **કે–ફો**. મિશ્ર કરીને આપવી. દર મિનિટે થોડી થોડી દવાઓ મોંમાં મૂકવી. હિસ્ટિરીઆના રોગમાં આપેલી સૂચના પ્રમાણે દવાનો ઉપયોગ કરવો.

**કા–ફો**. પણ એ બન્ને દવાઓ સાથે મિશ્ર કરીને આપવાથી વધારે સારૂં પરિણામ આવવા સંભવ છે. મજ્જાતંત્રના ઘણા રોગમાં આ ત્રણ દવા અતિ અગત્યની છે. એનાથી ફાયદો ન થાય તો **કા–સ.** અને **કુપ્રમ આર્સ** વારાફરતી રોગના જોરના પ્રમાણમાં વારંવાર આપવી.

હોમીઓપથીમાં **સીક્યુટા વિરોસા** ૬. અને **હાઇડ્રોસિયાનિક એસિડ** ૩ સુંદર દવાઓ છે.

તરતના જન્મેલા નાના બચ્ચાંની નાભી ( ડુંટી ) ના ઉપર ખરાબ કપડું બાંધવાથી, સુયાણીના ગંદા હાથોથી આ રોગના જંતુઓ તેના શરીરમાં દાખલ થઇ આ રોગ ઉત્પન્ન કરે છે. માટે નાળ કાપ્યા પછી સ્વચ્છ કપડાથી કે દોરીથી નાળ બાંધવો.

હાલની શોધ પ્રમાણે ઘોડાની લીંડમાં આ જંતુઓની ઉત્પત્તિ ઘણી થાય છે તે ધ્યાનમાં રાખવા જેવી બાબત છે.

## કરોડરજ્જુનો સોજો-વરમ.

( Myelitis. )

કરોડ ઉપર કાંઇ વાગ્યું હોય, ગ્રંથી થઇ હોય, કોઇ મણકો સડી ગયો હોય. રતવા અને ભયંકર રકતવિકાર થયો હોય. ત્યારે આ સોજો થાય છે.

**લક્ષણો**—શરીર સજ્જડ થઇ જાય છે. હાથ પગની ચલનશકિતનો નાશ થયો હોય. મૂત્રાશય, આંતરડા, હાથ પગ વગેરે કોઇપણ સ્થાને લકવો થાય છે. કંઠનો લકવો થાય ત્યારે બોલાતું નથી. તાવ આવે છે. વગેરે.

**ચિકિત્સા**—નેટ્રમ સલ્ફ, કાલી ફોસ અને કેલ્કર ફોસ આ રોગની મુખ્ય દવાઓ છે બીજી દવાઓ માટે જુઓ લકવો.

## કરોડના પડનો વરમ

( Spinal Meningitis. )

લક્ષણો—તાવ સખત આવે છે, આખો કરોડ દુઃખે છે. આખું શરીર દુઃખે છે. હાથ, પગ, ડોક અને વાંસાના સ્નાયુઓ ખેંચાય છે. ખોરાક ગળે ઉતરતો નથી, બેશુદ્ધિ થાય છે. **મળમૂત્ર** ઉપરનો કાબુ જતો રહે છે. આનું પરિણામ ઘણું ખરાબ-મૃત્યુ આવે છે.

મુખ્ય દવાઓ **फे-फो.**, **ने-स.**, **का-मु.** અને **कुप्रम आर्स.** છે વધુ ચિકિત્સા માટે જુઓ. મગજના પડનો વરમ. ( મેનીનજાઇટીસ. )

## આંખના વ્યાધિઓ.

( **Eyes Diseases** )

આંખના અનેક રોગો છે તે બધાની માહિતી આપવા માટે આ નાના પુસ્તકમાં સ્થાન નથી. ગમે તે રોગ થયો હોય આ શાસ્ત્ર પ્રમાણે જોઇતા ક્ષારોના લક્ષણો રોગને મળતાં આવતાં હોય તે ક્ષાર દવા સમજવી. આંખના ખાસ ડૉકટરો પાસે નિદાન અને ચિકિત્સા કરાવવાનું કેટલાક રોગોમાં યોગ્ય થઇ પડે છે.

ચિકિત્સા માટે જુઓ આંખના લક્ષણો.

### આંખના કેટલાક રોગો અને દવાઓ.

આંજણી—**के-फ्लो. सि.**

આંખના પોપચાંનો વરમ—**ने-फो**, **का-मु.**, **फे-फो.**

આંખના પોપચાંનો ખેંચાટ—**मेग-फो.**

આંખના પોપચાં બીડાઇ રહેવાં—**का-फो.** અને **आर्सेनिक.**

આંખના પોપચાંની ગ્રંથી—**के-फ्लो.**, **के-फो.**

આંખનું નાસૂર—**सि. १०००. ने-मु. १०००.**

આંખ આવવી—**फे-फो.**, **का-मु.**, **का-स.** વરમની ત્રણે અવસ્થામાં. **ने-फो. सि. ने-स.** લક્ષણાનુસાર.

આંખમાંથી પાણી ઝરવું—**ने-मु.**

નેત્રદર્પણનો વરમ—**फे-फो. का-मु. का-स.** ત્રણે અવસ્થામાં ઉપદંશજન્ય હોય તો **काली आयोड.**

દૃષ્ટિમંદતા ( અંધાપો )—**का-फो. फोस्फरस. आर्सेनिक.**

મોતીઆ—**के-फो. सि.** મુખ્ય દવા. થતો અટકાવવા **के-फो.** અને **ने-मु.** બધા ૩૦ x વાપરવા.

આંખનો થાક—**का-फो.** ૬ x ૩૦ x **ने-मु.** ૨૦૦ x.

આંખનો લકવો—**मेग-फोस.**

ટુંકી નજર—**मेग-फोस.** ૩૦x

ત્રાંસી નજર—**का-फो. ने-फो. मेग-फो.**

લક્ષણો માટે જુઓ આંખના લક્ષણો.

## કાનના વ્યાધિ.

( Ear Diseases. )

આંખની પેઠે કાનના પણ ઘણા વ્યાધિઓ છે. લક્ષણાનુસાર ક્ષાર, શોધી કાઢવાની કોઇપણ રોગમાં જરૂર છે. તે પ્રમાણે દવા આપવાથી કાનનાં કોઇપણ રોગો મટે છે.

**ચિકિત્સા**—લક્ષણાનુસાર. જુઓ કાનનાં લક્ષણો. ક્ષારોનું પાણી બનાવી કાનમાં વારંવાર નાખવું અને ખાવામાં પણ ઉપયોગ કરવો. આંખના રોગો ઉપર પણ એજ પ્રમાણે જે ક્ષારનું સૂચન થાય તેનું પાણી બનાવી આંખ ઉપર પોતાં મૂકવાં અથવા આઇગ્લાસમાં દવાનું પાણી ભરી તે વડે આંખ ધોવી.

## પાચનક્રિયાના અવયવોના રોગો માટે સૂચના.

મોં, જીભ, દાંત, અન્નનળ, જઠર, પેન્ક્રિયાસ ( અગ્ન્યાશય. ), આંતરડા, યકૃત અને બરોળ પાચનક્રિયા ચલાવનાર અવયવો છે. પાચનની સઘળી ક્રિયાઓ આ અવયવો અને તેમાંથી નીકળતા રસો ઉપર આધાર રાખે છે. એ અંગો નિરોગી હોય પોતપોતના રસો બરાબર ઉત્પન્ન કરતાં હોય તો શરીર પુષ્ટ અને નિરોગી રહે છે. એમાંના કેટલાક રસપિંડો અને કેટલાક રસગ્રંથીઓ છે.

શરીરની તન્દુરસ્તીનો સર્વ આધાર પાચનક્રિયા ચલાવનાર અવયવોની નિરોગી હાલત અને કાર્ય કરનારી શકિત ઉપર રહેલો છે. રોગી થઈ દવાઓ ખાવી એના કરતાં આહાર વિહારમાં નિયમિત રહી નિરોગી રહેવું સૌથી ઉત્તમ છે. પ્રભુએ આપેલું આ શરીર રોગી થાય છે તે મુખ્યત્વે આપણાજ દોષોનું પરિણામ છે. વારંવાર ખાવું; ટાઢું ખાવું; ચા, કોફી, ગાંજો, ભાંગ, પાન, તમાકુ, અફીણ વગેરેનું સેવન, અતિ ખાટાં, અતિ તીખાં, અતિ મીઠા ખોરાકોનું સેવન; સોડા, લેમોનેડ, બરફ, આઇસક્રિમ, વગેરે ચીજોનું નિરોગી હોવા છતાં શોખ તરીકે સેવન; ઉજાગરા; અતિ માનસિક શ્રમ; અતિ વિષયભોગ; વારાંગના ગમન; અતિ શારીરિક શ્રમ વગેરે દોષો આપણે કરીએ છીએ. પછી રોગી થઇએ એમાં શું નવાઇ! એવા દોષો તજીએ, એજ સુખી અને તન્દુરસ્ત થવાનો કે રહેવાનો રાજમાર્ગ છે. સમજીએ છીએ પણ તે પ્રમાણે વર્તન થતું નથી, એટલા બધા આપણે મનના નિર્બળ થઇ ગયા છીએ મન વશ રહી શકે તોજ એ સર્વ છોડાય, અને સુખી તથા નિરોગી થવાય. સૌમ્ય મિતાહાર, યોગ્ય વિહાર, નૈતિક આનંદી જીવન, મનોવિકારની અસરથી બચવું, ઝેરી દવાઓનો ત્યાગ, ચોકખી હવા, પાણી, ખોરાક અને પોશાક; દાંત અને શરીરની સ્વચ્છતા, બ્રહ્મચર્ય વગેરે શારીરિક તન્દુરસ્તીના રખેવાળો છે. પાચનક્રિયાના અવયવોનાં તમામ રોગોનાં કારણો ઉપર કહેલાં કારણો છે. તેથી રોગોની ચિકિત્સા લખતાં પહેલાં રોગોનાં કારણો લખવાની જરૂર હોવા છતાં કેટલાક રોગોમાં તે લખ્યાં નથી.

## ગોઇટર–ગાલસુણીઆ.

### ( Mumps. )

બંને જડબાના કાનના મૂળ આગળના થુંક ઉત્પન્ન કરનારા પિંડો–પેરોટીડ ગ્લેન્ડસ્ હોય છે તે સુઝી આવે તેને ગાલસૂણીઆ કહે છે એક અગર બંને બાજુની ગ્રંથીઓ સુઝી આવે છે. તેનું કારણ મુખ્યત્વે ફાઇબ્રિનનો જમાવ હોય છે અને તેને ઉપયોગમાં લેનાર **का–मु**. ની ખોટ પડી હોય છે.

એમાં ચેપી જંતુઓ પણ હોય છે તેનું કારણ તો ફાઇબ્રિન નકામું પડવાથી તેમાં જંતુઓની ઉત્પત્તિ થાય છે એમ આ શાસ્ત્ર માને છે. તેનો ચેપ બીજાં છોકરાંઓને પણ લાગે છે પાંચ વર્ષથી ઉપરનાં બાળકોને થાય છે. એની અસર થાઇરોઇડ અને અંડો નામની રસગ્રંથીઓ ઉપર પણ થાય છે. ચોમાસાની ભીની હવા અને શિઆળામાં એ રોગ થાય છે. લાલ તાવ, ઓરી વગેરે રોગમાં પણ એ થાય છે.

લક્ષણો—જડબાં સજ્જડ થઈ જાય છે તેથી અનાજ ચાવી શકાતું નથી તાવ કોઇને સખત આવે છે. તાવ સાધારણ આવે છે. ત્રણ ચાર દિવસમાં પૂરો સોજો આવી આઠ દશ દિવસમાં મટી જાય છે. જો સોજો શ્વાસનળી સુધી પહોંચે તો ધાસ્તી રાખવી. કેમ કે શ્વાસ લેવાનું મુશ્કેલ થઇ પડે છે.

**ચિકિત્સા—का-मु**. આ રોગની મુખ્ય દવા છે. જામી ગએલા ફાઇબ્રિનને છુટું કરી તેનો શરીરમાં ઉપયોગ કરી લે છે અને સોજો મટી જાય છે. સોજો હોય, દર્દ ફુટી સફેદ પરૂ નીકળતું હોય, **फे-फो**. સાથે શરૂઆતથીજ વારાફરતી આપવાથી ઘણા દર્દીઓ સારાજ થઈ જાય છે. બીજી દવાઓની જરૂર પડતી નથી. બહારથી ચોપડવામાં અને ખાવામાં ઉપયોગ કરવો.

**फे-फो**. તાવ, લાલ સોજો, બળતરા અને ભારે દુખાવો હોય.

**ने-मु**. મોંમાંથી લાળ ગળતી હોય, સાથે અંડમાં પણ સોજો થયો હોય. **का-मु**. અને **फे-फो**. સાથે.

**के-फ्लो**. સોજો બહુ કઠણ હોય. ચોપડવામાં ઉપયોગ કરવો.

**सि**. વેળાસર દવા ન થઈ હોય અને **પરૂ** થવાની તૈયારી હોય. પકવવા માટે ૩ x અને પછીથી ૩૦ x.

**સૂચના**—આ ભયભરેલો રોગ છે. તત્કાળ દવાઓ શરૂ કરવી. ઠંડીથી રક્ષણ કરવું, ખાટી વસ્તુ અને ઘી, તેલ બંધ કરવા. પચે તેવો પ્રવાહી ખોરાક આપવો.

## મોંમાંથી દુર્ગંધ આવવી.

### ( Foetid Breath )

તમાકુ ખાવા પીવાથી, દાંત સાફ નહિ રાખવાથી, દાંતમાં પાયોરીઆ વગેરે રોગો થવાથી, ફેફસાંમાં સડો હોવાથી, ડિપ્થેરીઆ ( કંઠરોહિણી ), ન્યૂમોનિઆ, ટાઇફોઇડ વગેરે ચેપી વરમજન્ય જ્વરોમાં મોં વાસ મારે છે.

**ચિકિત્સા**—ફુટી નીકળતા, ચેપી વરમજન્ય જ્વરો, ચોરીઆ વગેરે ઉપર કહેલા રોગોથી મોં વાસ મારતું હોય તો તે રોગની દવા કરવી મોં અને ગળામાંથી નીકળતા શ્રાવ, જીભના રંગ વગેરે જોઇ તે પ્રમાણે ચિકિત્સા કરવી. મોંમાંથી દુર્ગંધ છુટે ત્યારે તે રોગો ભયંકર દશાએ પહોંચ્યા હોય છે. મોંમાં ચાંદાં, સડો વગેરે હોય તો તેની ચિકિત્સા કરવી.

**का-फो**, સડેલાં મડદાં જેવી વાસ કોઇપણ રોગમાં મારતી હોય, તો **ने-फो**. અને **के-स**, સાથે, સડાની આ મુખ્ય દવાવો છે.

## મોં આવી જવું.—થુલીઓ.

**( Thrush. )**

**ચિકિત્સા—फे-फो.** અને **का-मु**, મુખ્ય દવા. વારાફરતી અથવા સાથે મિશ્ર કરી દર કલાકે દશ ગ્રેન મોંમાં ચૂસવા આપવી. દવા ધીમે ધીમે ઓગળવા દેવી. જરૂર પડે કોગળા એજ દવાના પાણીના કરાવવા.

**ने-फो.** તાળવા ઉપર સોનેરી પીળું પડ હોય.

**का-फो.** મોંમાં બળતરા અને સડો હોય **ने-मु**, સાથે.

**ने-मु.**—મોંમાં પાણી છૂટતું હોય, લાળ વહેતી હોય.

**नेट्रम आर्स**—બળતરાવાળો ચામડી ખવાઇ જાય એવો સડો. **का-फो.** સાથે.

## મોંનો સડો.

**( Cancrum Oris. )**

આ ઘણું ભયંકર દર્દ છે. ઓરી વગેરે ચેપી રોગ થઈ ગયા પછીથી એ રોગ થાય છે. પ્રથમ દાંતના પારાની ધાર ઉપર ચાંદાં પડે છે પછી હોઠ અને ગાલની અંદરના પડ ઉપર ચાંદાં પડે છે અને તે પડ સડવા માંડે છે અને ગાલની અંદરનું પડ સડી માંસ છુટું પડવા માંડે છે. ગાલ દાંત સાથે ચોંટી જાય છે, દાંતની આસપાસની ત્વચાઓ ખવાઇ દાંત પડી જવા માંડે છે અંદરથી પરૂ નીકળે છે. મોં ખુબ વાસ મારે છે સખત તાવ આવે છે મોંની અંદરનાં પડો ખવાઈ જાય છે. પરિણામ ઘણીવાર મૃત્યુમાંજ આવે છે. આ દવાઓ એ રોગ ઉપર અકસિર છે.

**ચિકિત્સા—फे-फो., का-मु.**, ચાંદાં પડવાની શરૂઆતમાંજ મિશ્ર કરી કલાકે કલાકે આપવા. શરૂઆતથીજ ઉપયોગ થાય તો બીજી દવાની જરૂર પડતી નથી. પાક શરૂ થાય ત્યારે **का-फो., ने-फो. के-स.** ૩૦x અને **सि.** ૩૦x મિશ્ર કરી કલાકે કલાકે આપવા. બશેર પાણીમાં ચારે દવાઓ દશ દશ ગ્રેન નાખી તે પાણીથી આખો દિવસ સાત આઠ વખત કોગળા કરવા. જેટલું પાણી મોંમાં લેવામાં આવે તેટલું પાંચ મિનિટ મોંમાં જ રહેવા દેવું. પછી બહાર કાઢી નાખવું. ખાવામાં પણ ઉપયોગ કરવો.

## જીભનો વરમ અને ચાંદાં—જુઓ વ્રણ

**( Ulcer. )**

ચિકિત્સા.-**फे-फो.** વરમની પહેલી અવસ્થા. **का-मु.** વરમની બીજી અવસ્થા. **के-स., सि.** ૨૦૦x વરમની ત્રીજી અવસ્થા. **के-फ्लो.** જીભ ઉપર

ચાંદાં હોય તો **फे-फो**. અને **का-मु**. સાથે. પરૂ નીકળતું હોય તો **के-स**. અને **सि**. ૨૦૦x સાથે.

જીભનું કેન્સર—જુઓ (Cancer) કેન્સર,

પડજીભનો વરમ—**फे-फो**. પડજીભ રતાશ પડતી હોય **ने-मु**. સાથે. **के-फ्लो**. પડજીભ લાંબી વધી ગઇ હોય તો.

ગરમી—ઉપદંશના રોગની અસર પડજીભને થવાથી સોજો હઠીલો બને છે અને પડજીભ ખરી જાય છે તેથી ગુંગણું બોલાય છે. ત્યારે પડજીભ ખરી જાય તે પહેલા **सीफीलीनम** ૨૦૦. અઠવાડીઆમાં એકવાર આપવું. એ એ રોગની હોમીઓપથીની સીરમ છે.

જીભનો લકવો—**प्लम्बम**. જુઓ લકવો.

## દાંતના રોગો (Teeth)

દાંત પાચનક્રિયામાં મુખ્ય ભાગ લે છે. ખોરાકને બારીક કરી જઠર, અને આંતરડાંનું એ કાર્ય ઘણું ઓછું કરે છે તેનાં કાર્યમાં મુખ્ય મદદ કરે છે. જેની હોજરી અને આંતરડાં રોગી હોય તેણે તો ખાસ ખોરાક બહુજ ચાવીને ખાવો જેમ જેમ વધુ ચાવીએ તેમ તેમ પેરોટીડ ગ્રન્થીનો પાચક રસ લાળ તેમાં વધુ પ્રમાણમાં મળે છે તેથી હોજરીમાં જઇ એ તરત પચી જાય છે. દાંતની આ સેવા મનુષ્યની તન્દુરસ્તી સાચવી રાખવા અતિ અગત્યનો ભાગ ભજવે છે એ દાંતનું રક્ષણ કરવાની ઓછી જરૂર નથી. દિવસમાં ચાર પાંચ વખત દાંત સાફ કરવા. સૌ કામોમાં આ કામને મુખ્ય ગણવું. દાંતની સ્વચ્છતા નહિ રાખવાથી જગતમાં આજે દાંતના રોગો વધી પડયા છે તે દાંતના ડાકટરનો અતિ મોટો વધારો સાબીત કરે છે. દાંતના રોગોથી મનુષ્યોને અનેક પ્રકારના રોગો થાય છે જેવા કે—અગ્નિમાંદ્ય, સંધિવા, શરીરમાં જાતજાતના દુખાવા, ચકકર આવવા, માથું દુખવું, પાંડુરોગ, ઝીણો તાવ વગેરે અગણિત રોગો ઉત્પન્ન થાય છે.

ચા, કોફી, તમાકુ ખાવી અને પીવી, પાન ખાવાં, ખાટી મીઠી વસ્તુઓ, ઉપદંશ અને પરમીઓ, બરફ, આઇસક્રિમ વગેરે દાંત બગાડનારાં છે. એ સર્વનો ત્યાગ કરવો અને ઉપદંશ પરમીઆથી નીતિમય જીવન રાખી બચવું. અજીર્ણ અને બંધકોશ થવા દેવા નહિ.

દાંત સાફ રાખવા માટે કાર્બોલિક ઍસિડનું મંજન વાપરવું તે આંગળીથી ઘસવું, બ્રશ વાપરવાં નહિ, બાવળનું દાતણ, વનસ્પતિની રાખ એ સર્વોત્તમ છે. દાંત છોલાવવા નહિ. દાંત છોલાવવાથી દાંતની ઉપરનું પડ (ઇનેમલ) નાશ

પામે છે જે પાછું આવતું નથી તેથી દાંત વહેલા પડી જાય છે. દાંત સ્વચ્છ રાખવા માટેની એ રીત દાંતનો નાશ કરવામાં પરિણામ પામે છે. માટે એ ખોટી રીતનો ત્યાગ કરવો.

દાંતના પેઢા ઉપર અવાળુ થવાં, દાંતમાં કળતર થવી, દાંતમાંથી પરૂ નીકળવું, લોહી નીકળવું, દાંત હાલવા, દાંતનું ઉપલું પડ ઉખડી જવું, દાંતમાં કીડા કે જંતુ થવાં વગેરે દાંતના લક્ષણ કે રોગો છે.

ચિકિત્સા માટે જુઓ દાંતનાં લક્ષણો.

ટુંકી ચિકિત્સા નીચે પ્રમાણે છે.

**फे फो.**—દાંતના પેઢાંનો વરમ, દુખાવો, તાવ, જ્ઞાનતંતુનો દુખાવો. અવાળુ. ઠંડા પાણીથી આરામ લાગવો,

**का–मु.**–અવાળુનો સોજો, સફેદ રસી નીકળવી. ઠંડકથી આરામ લાગે.

**का–स.**–સાંજે અને ગરમ હવામાં, ગરમ ઓરડામાં દુખાવો વધતો હોય.

**मेग–फो**—દાંતનો દુખાવો કે અસહ્ય કળતર. ગરમ પાણીથી અને દાબવાથી સારૂં લાગે. ઠંડી હવાથી વધે. ચરકા જેવો દુખાવો. સાથે સોજા ન હોય. સોજાવાળા દંતશૂળ ઉપર **फे–फो,** દાંત હલાવવાથી દુખાવો વધે.

**का. फो.**—દાંતમાથી લોહી નીકળે. પરૂ નીકળે. ગંધ આવે. પાયોરીઆ **सि.** સાથે. દાંતમાં જંતુ.

**के–फो.** દાંત સડતા હોય. પડી જતા હોયે. હાલતા હોય.

**ने–मु.**—દાંતના દુખાવા સાથે આંખમાંથી પાણી પડવું, લાળ ગળવી, ઉંઘમાં દાંત કચકચાવવા **के–फो** અને **ने–फो.** સાથે.

**ने–फो.**—ઉંઘમાં દાંત કચકચાવવા. દાંતમાં સડો. સૂક્ષ્મજંતુ, **सि.** અને **का–फो.** સાથે.

**के–स**—ઢીલા દાંત. અડકવાથી દુઃખે.

**सि.**–દાંતનો સડો, પેઢાના અવાળુનો સડો. પાયોરીઆ, વૃદ્ધ માણસોના દાંત હાલી ઉઠવા. કળતર. ગરમી કે ઠંડી કશાથી કળતર નરમ પડે નહિ. દાંત પકડીને ખેંચવાથી સારૂં લાગે.

નાનાં છોકરાંઓના દંતરોગ વિષે જુઓ બાળરોગ.

## અન્નનળીનો સંકોચ.

**( Stricture of Oesophagus. )**

મગજ અને કરોડરજ્જુના કોઇ રોગ જેવા કે ધનુર્વા, હિસ્ટિરીઆ વગેરે અગર મજ્જાતંતુની નબળાઇ કે કોઇ અતિ દાહક વસ્તુ ખવાઇ ગઇ હોય ત્યારે

અન્નનળી, શ્વાસનળી વગેરે બીડાઇ જાય છે ત્યારે ખોરાક ગળવાની અને શ્વાસ લેવાની મુશ્કેલી થાય છે.

**ચિકિત્સા—मेग-फो., का-फो., कुप्रम आर्स., प्लम्बम.** છેલ્લો સમય હોય તો બધી મિશ્ર કરી મોંમાં થોડી આપવી. ભય ભરેલી હાલત નહિ હોય તો પહેલા **मे-फो.** અને **का-फो.** તેનાથી ફાયદો ન થાય તો **कुप्रम आर्स,** અને **प्लम्बम.** વારાફરતી.

## જઠરના રોગો.

### (Stomach Diseases)

જઠરના રોગો ઉત્પન્ન થવાનાં કારણો માટે જુઓ પાચનક્રિયાનાં અવયવોના રોગો માટે સૂચના.

આ શાસ્ત્ર પ્રમાણે હોજરી, આંતરડા, લાળ વગેરે પાચક રસોમાં જોઇતા ક્ષારોની તંગીથી જઠરના રોગો અને પાચનક્રિયાના બીજા અવયવોના રોગો ઉત્પન્ન થાય છે. તે તંગી દવારૂપે ભરપાઇ કરવાથી રોગો મટે છે.

### જઠરના રોગોની સામાન્ય ચિકિત્સા.

**फे-फो.** હોજરીના વરમની પ્રથમ અવસ્થા. તાવ, સોજો, વેદના. સ્પર્શ સહન ન થવો વગેરે. ખાધેલા અનાજની ઉલટી અને ઓડકાર પણ ખાધેલા અનાજ-ખોરાકનાજ આવે. હોજરી પર સેક કરવાથી આરામ લાગે. ઠંડું પાણી પીવાથી કે લગાડવાથી દર્દ વધે. અજીર્ણ વિકાર, ખાટી ઉલટી (**ने-फो.** ખાસ ઇલાજ), હોજરીમાં ચાંદાં હોય તેથી કોફીના રંગ જેવી કે લોહીની ઉલટી થતી હોય. જીભ ગુલાબીને બદલે લાલ અને સુઝેલી. હોજરીના સ્નાયુઓ ઢીલા પડ્યા હોય. શરદી લાગવાથી હોજરીવાળા ભાગ પર દુખતું હોય, દાબવાથી દુખતું હોય, પાતળા ઝાડા થતા હોય.

**का-मु.** હોજરીના વરમની બીજી અવસ્થા. ખાસ કરી સવારમાં જીભ ઉપર સફેદ કે રાખોડીઆ રંગની છારી હોય. યકૃતના ભાગ પર દુખતું હોય, તે સાથે અજીર્ણ અને બંધકોશ હોય. કડવા કે ખાટા પિત્તનાં લક્ષણો હોય. તેલ, ઘી જેવા ભારે પદાર્થો પચતાં ન હોય. જે ખોરાક ખાધો હોય તે ખોરાકના ઓડકાર આવતા હોય (**ने-फो.** અને **फे-फो.** સાથે). હોજરીમાં વરમ થયો હોય કે હોજરીની અંદરનું શ્લેષ્મપડ દાઝી ગયું હોય (એકદમ ગરમ પદાર્થ ખવાવાથી કે પીવાવાથી) ત્યારે એકદમ બબ્બે મિનિટે પાણી સાથે આ ક્ષાર **फे-फो.** સાથે આપવો.

**ने–फो**. અજીર્ણ, અમ્લપિત્ત, ખાટા ઓડકાર અને ઉલટી. જીભના પાછલા ભાગ અને ચોરીઆપર અને તાળવા પર ભીની, પીળી સોનેરી છારી હોય. હોજરીમાં ચાંદાં પડ્યાં હોય (**फे–फो**. અને **का–फो**. સાથે.) ખાધા પછી પેટમાં દુખતું હોય. હોજરીથી ગળા સુધી દાઝરો બળતો હોય. હોજરીમાં એટલું બધું ખાટું પિત્ત વધી ગયું હોય કે તેથી મોં અને દાંત પણ ખાટાં થઈ જતાં હોય. બાળકોને લીલા ઝાડા (**के–फो**. સાથે). અમ્લપિત્તથી કે કૃમી થવાથી પેટનો દુખાવો હોય તે ઉપર ખાસ ઇલાજ. હોજરીમાં ક્ષત કે ચાંદું હોવાથી કોફીના રંગ જેવી કાળાશ પડતી કે લોહીની ઉલટી થતી હોય **फे–फो**. અને **का–फो**. સાથે. ખાટા અને ગળ્યા પદાર્થો ખાવાની તિવ્ર ઇચ્છા થવી.

**के–फो**. હોજરીના અને અજીર્ણના બધા રોગોમાં ખાધા પછી આ ક્ષાર આપવો જોઇએ. આ ક્ષાર ખોરાકના રજકણોને છુટા કરી જલદી પચાવે છે માટે અજીર્ણવિકાર ઉપર આ ક્ષાર 1x વાપરવો જોઇએ. જરા પણ ઠંડું પાણી કે થોડામાં થોડો ખોરાક ખાવાથી પણ પેટમાં દુખાવો થતો હોય તો, પણ હોજરીમાં ખટાશ ન હોવી જોઇએ. ખટાશના લક્ષણો સાથેના દુખાવા માટે **ने–फो**. ડૉ. ફ્રેસ્ટર કહે છે કે હોજરીમાં ખૂબ પવન ભરાયો હોય તો આ કિંમતી દવા છે. ચિકિત્સકોનો અભિપ્રાય પણ તેવોજ છે. પણ સાથે **मेग–फो**. આપવો જોઇએ. અજીર્ણથી તાવ આવતો હોય **फे–फो**. અને **का–मु**. સાથે.

**ने–मु**.—અજીર્ણ અને તે સાથે મોંમાં પાણી આવ્યા કરતું હોય. હોજરીમાં દુખાવો હોય તે સાથે પણ મોંમાં પાણી આવતું હોય. અને ખાટું નહિ એવા ચોકખા પાણીની ઉલટી થતી હોય. ખાટી પાણી જેવી ઉલટી થતી હોય તો **ने–फो**. સાથે **ने–स**.

**का–फो**.–મજ્જાતંતુની નબળાઇને લીધે અજીર્ણ થયું હોય. વારંવાર ખાવાનું જોઇતું હોય અને ખૂબ ખવાતું હોય છતાં શરીરની પુષ્ટિ ન થતી હોય (ભસ્મક રોગ). ટાઇફોઇડ તાવ અને બીજા શરીર નબળું કરનારા વ્યાધિઓ થયા પછી કકડીને ભુખ લાગતી હોય. પેટ ફુલી ગયું હોય. પેટના ડાબા ભાગમાં હૃદયની આસપાસ પવન ભેગો થતો હોય. તેથી હૃદયમાં પણ પીડા થતી હોય અને તે નબળું પડયું હોય. હોજરીમાં ક્ષત પડયાં હોય. હોજરીનું કેન્સર (**मेग–फो**. સાથે.) હોજરીનો વરમ **फे–फो**. સાથે.

**का–स**.–ખાધેલા ખોરાકના સ્વાદ જેવા ઓડકાર. ખાધા પછી દુખાવો. અજીર્ણથી થતો દુખવો અને મોંમાં પાણી આવવું. એ લક્ષણો **ने–मु**. અને **का–मु**. નો ઉપયોગ કર્યા છતાં તેવું અજીર્ણ ન મટયું હોય તો. જુનું અજીર્ણ,

પેટમાં પથરો પડયો હોય એવી લાગણી. હોજરીમાં ચૂંક આવવી, **मेग-फो.** સાથે. જમણા આંતરડામાં ડુંટીની આજુબાજુ બહુ દુ:ખતુ હોય. **मेग-फो.** નો ઉપયોગ કર્યા છતાં દુખાવો મટતો ન હોય તો.

**मग-फो.** હોજરીમાં આંકડી અને સખત ખેંચાટ, ચૂંક. તે સાથે જીભ ચોકખી હોય. હોજરીનો અજીર્ણથી થતો દુખાવો ઓડકાર આવતા છતાં નરમ પડતો ન હોય. સેક કરવાથી કે ખૂબ દબાણથી આરામ થવો એ આ દવાનું ખાસ લક્ષણ છે. દબાણથી દુ:ખે તો **फे-फो.** પેટમાં કાંઇ કરડતું હોય એવું દર્દ, હોજરીનું કળતર. કેન્સર. અને હેડકી.

**ने-स.** ખાધા પછી દુખાવો થતો હોય. કડવો સ્વાદ. કાળા પીળા ઝાડા. જીભ ઉપર રાખોડીઓ લીલો થર. પિત્તની કડવી કે લીલી ઉલટી. માથું દુખવું. ચક્કર આવવા. કાળજામાં દર્દ. પેઢુમાં દુખાવો, પગ પેટ ઉપર રાખવાથી સારૂં લાગવું. ખાધા છતાં શરીર પુષ્ટ ન થવું **का-फो.** સાથે.

**सि.** બાળક ધાવે કે તરત ઉલટી કરી નાખે. ખાટા ઓડકાર કે ઉલટી ( **ने-फो.** સાથે ), ખાતાં છતાં પોષણ ન મળતું હોય. **का-फो. ने-स.** સાથે. કાચો ઝાડો થતો હોય **का-मु.** સાથે. જુનું અજીર્ણ હોય **का-स.** સાથે. ગરમ રસોઈ ખાવાનો કંટાળો, માંસાહારનો કંટાળો. ખાધા પછી ઓડકાર આવે.

**के-स.** ફળ, ખાટી ભાજી, લીલોતરી ખાવાની અને ચા પીવાની ઇચ્છા ભૂખ અને તરસ બહુ લાગવી. ખાય કે પેટમાં બળે.

**के-फ्लो.** પેટમાં બહુ વાયુ થવો. હોજરીનું વધી જવું. ખોરાક પચ્યા વિના ઉલટીમાં નીકળી જવો. યકૃતના ભાગમાં દુખવો **मे-फो.** અને **ने-मु.** થી નહિ મટતી હેડકી.

હોજરીના કોઇપણ રોગમાં ઉપર બતાવેલા લક્ષણો જોઇ લાગુ પડતા ક્ષાર દવા તરીકે આપવા.

## હોજરીના કેટલાક રોગો અને ટુંકી ચિકિત્સા.

લક્ષણો માટે સામાન્ય ચિકિત્સા જુઓ.

હોજરીનો વરમ. ( Gestritis. )—**फे-फो., का-मु., का-स., का-फो., ने-मु.**

હોજરીનું ચાંદું ( Ulcer. )—**का-फो., ने-फो., फे-फो.**

હોજરીનું કેન્સર. (Cancer.)-**मेग-फो.**, **का-फो.**, વધુ માટે જુઓ કેન્સર એન્ડ ટયુમર.

અજીર્ણ (Dyspepsia.)-**फे-फो.**, **का-मु.**, **ने-फो**, **ने-मु.**, **के-फो.**, ૧x, **का-फो.**, **का-स.**, **मेग-फो**, **ने-स.**, **सि.**, **के-फ्लो.**

પેટમાં વાયુ થવો (Flatulence.)-**फे-फो.**, **मेग-फो.**, **के-फो.**, **ने-स.**, **का-फो.**, **के-फ्लो.**

ઉલટી થવી. (Vomiting.)-**फे-फो.**, **के-फो.**, **ने-फो.**, **ने-स.**, **का-मु.**, **का-स.**, **ने-मु.**, **का-फो.**, **सि.**

ગોળો ચઢવો. (Cardio-Spasm and Pylorospasm.)—**मेग-फो.**, **के-फो.**, **का-फो.**, **ने-फो.**

અમ્લપિત્ત (Acidity.)- **ने-फो.**, **का-मु.**, **फे-फो.**, **ने-स.**, **सि.**

કૃમિ. (Worms.)- **ने-फो.**, **का-मु.**, **ने-मु.**, **सि.** વિશેષ માટે જુઓ આંતરડાના રોગમાં કૃમિ.

આંકડી, ચૂંક, ખેંચાટ. (Convulsion, Colic, Spasm.)—**मेग-फो.** ૧ x ૨ x. **का-स.**, **का-फो.**, **ने-फो.**, **का-मु.**, **ने-स.**, **सि.**

હોજરીનું વિસ્તૃત્વ. (Dilatation of the Stomach.)-**मेग-फो.**, **का-फो.**, **के-फो.** એથી નહિ મટે તો **के-फ्लो** અને **फे-फो.**

હોજરીનો દુખાવો. (Gastralgia) **फे-फो.**, **का-मु.**, **ने-फो.**, **के-फो.**, **ने-मु.**, **का-फो.**, **का-स.**, **मेग-फो.** ૧x **ने-स.** એથી નહિ મટે તો **कुप्रम आर्स.**

## આંતરડાં અને તેનું કાર્ય.

આંતરડા બે જાતનાં છે નાનું અને મોટું. જઠર (હોજરી) ના નીચલા મોં સાથેથી આંતરડાંની શરૂઆત થાય છે. એનું મુખ્ય કાર્ય ખોરાકના ઘી તેલ જેવા ભારે ખોરાકો પચાવવાનું અને નહિ પચેલા ખોરાકના ભાગનું અને મળનું વિસર્જન કરવાનું છે.

નાનું આંતરડું લગભગ ૨૦ ફીટ લાંબું છે તેનો વ્યાસ ૧ ઇંચનો છે. તેના આડાઅવળા ગુંચળા વળેલા છે તેથી થોડી જગામાં એનો સમાસ થએલો છે. એના ત્રણ ભાગ છે. (૧) ડયુઓડીનમ. (૨) જેજ્યુનમ. (૩) ઇલીઅમ.

હોજરીના નીચેના છેડા (પાઇલોરિક ઑરીફીસ.) **સાથેથી નાના** આંતરડાની શરૂઆત થાય છે ત્યાં આગળ એક પડદો છે. જઠરનો તે પડદો ઉઘડી જઠરમાંનો નહિ પચેલો ખોરાક નાના આંતરડામાં દાખલ થાય છે. એ

છેડામાં ખેંચાટ થઈ તે બંધ થાય છે તેને ગોળો ચઢવાનો વ્યાધિ કહેવામાં આવે છે તેની ચિકિત્સા પાછળ હોજરીના રોગમાં લખાઇ ગઇ છે. આંતરડાના એ ભાગને ડયુઓડીનમ કહેવામાં આવે છે. તેની લંબાઇ આસરે પોણો ફુટ છે. ત્યાર પછીના લગભગ ૧૧ ફીટ જેટલા લાંબા ભાગને જેજયુનમ કહેવામાં આવે છે. નાના આંતરડાનો બાકીનો ભાગ આસરે ૮ ફીટ ઇલીયમ કહેવાય છે. તેના છેવટના ભાગ સાથે મોટું આંતરડું જોડાએલું છે ત્યાં આગળ બે પડદા છે. તેમાંથી નાના આંતરડામાં નહિ પચેલા ખોરાકના પદાર્થો મોટા આંતરડામાં જાય છે. પણ મોટા આંતરડાના પદાર્થો નાના આંતરડામાં જઇ શકતા નથી.

મોટું આંતરડું આસરે ૫ ફીટ લાંબું છે. તેના પણ ત્રણ ભાગ છે. જે ભાગ ઇલીઅમ સાથે જોડાય છે તે સીકમ કહેવાય છે. સીકમથી એ આંતરડું લિવર (યકૃત) ના તળીઆ સુધી ઉભું જઇ ત્યાંથી હોજરીના નીચેના ભાગની સમાન્તરે આડું જઇ ડાબે પડખેથી છેક નીચે બરોળ પાસેથી નીચે ઉતરે છે તેને કોલન કહે છે. પછી ત્યાંથી ગુદા સુધી જાય છે તેને રેકટમ કહે છે. ઉપર જે સીકમ નામનો મોટા આંતરડાનો પ્રથમ ભાગ જણાવી ગયા તે સીકમ યકૃત તરફ જવા ઉભું થાય છે ત્યાં એક બકરીના આંચળ જેવો આંતરડાનો સ્વતંત્ર ભાગ નીકળે છે તેને એપેન્ડીકસ કહે છે.

આંતરડાનું મુખ્ય કાર્ય ખોરાક પચાવવાનું છે. જેવી રીતે જઠરની ઉપરની રસગ્રંથીઓ ગેસ્ટરીક જ્યુસ–ખાટોરસ ઉત્પન્ન કરી જઠરમાં ખોરાક સાથે મેળવી પચાવવાનું કાર્ય કરે છે. તેવીજ રીતે આંતરડા ઉપર રહેલી રસગ્રંથીઓ સીક્રીટીન નામનો રસ આંતરડાંમાં દાખલ કરે છે વળી પેન્ક્રિયાસમાંથી પેન્ક્રિયાટીક રસ અને યકૃતમાંથી પિત્તરસ આંતરડામાં આવે છે એ બધા રસો નાઇટ્રોજનવાળા કઠોળ વગેરે અને ચરબીવાળા ઘી તેલ વગેરે અને સાકરવાળા પદાર્થોને પચાવવાનું કાર્ય કરે છે. જો એ પેન્ક્રિયાટીક રસ અને પિત્તરસ પેન્ક્રિયાસ અને યકૃતની રોગી હાલતને લીધે આંતરડાંને નહિ મળે તો પાચન-ક્રિયામાં ભારે ગરબડ થાય છે, પાચનક્રિયાનો નાશ થાય છે. અને અનેક પ્રકારના રોગ ઉત્પન્ન થાય છે.

## આંતરડાંનો વરમ.

**(Entritis.)**

**કારણ**—ટાઇફોઇડ વગેરે તાવ, આંતરડાંમાં મળનો ભરાવો, શરદી, કઠણ બીવાળાં કાચાં ફળો, કૃમિરોગ વગેરેથી આંતરડામાં વરમ થાય છે. એ આંતરડાંના કોઇપણ ભાગમાં થયો હોય.

**ચિકિત્સા.**—જુઓ વરમ. (Inflammation.)

## આંતરડામાં લોહી પડવું.

**(Haemorrhage from Bowels.)**

**કારણ.**—યકૃતનો સંકોચ થવાથી, નાના કે મોટા આંતરડાના કોઇપણ ભાગમાં ક્ષત (ચાંદી) પડવાથી, ટાઇફોઇડ તાવથી, મરડો થવાથી, આંતરડાના ક્ષય (ટેબીસ મેસેન્ટરીકા.) થી વગેરે કારણો કે રોગોથી લોહી પડે છે.

**ચિકિત્સા.**—જુઓ (Haemorrhage.)

## આંતરડાનું કેન્સર.

**(Instestile Cancer.)**

**લક્ષણો**—આંતરડાના કોઈ એક ભાગમાં દુખાવો હોય છે. ત્યાં સ્પર્શ કરતાં ઘણું દુઃખ થાય છે. પેટ ફૂલી જાય છે. દસ્ત કબજ રહે છે. મળમાં પાછળથી કફ અને લોહી પડે છે, દિવસે દિવસે નબળાઈ થતી જાય છે અને શરીર સુકાતું જાય છે. પહેલાં કેન્સર છે કે નહિ તેની ખબર પડતી નથી પણ પાછળથી ગ્રંથી સ્પર્શ કરતાં જણાય છે. રક્તશ્રાવ, આંતરડાનો વરમ અને આંતરડાનો ક્ષય થઇ દર્દી મૃત્યુ પામે છે.

ચિકિત્સા માટે જુઓ કેન્સર એન્ડ ટયુમર.

## આંતરડામાં ચાંદાં.

**(Ulceration of Bowels.)**

ચિકિત્સા માટે જુઓ—વ્રણ—(Ulcer.)

## પેટનો–આંતરડાંનો દુખાવો.

**(Enteralgia.)**

જે દુખાવામાં વરમ અને તાવ હોતો નથી પણ આંતરડાંના સ્નાયુઓમાં એંચાટ થવાથી દુખાવો થાવ છે તેને ચુંક અથવા પેટનો દુખાવો કહેવામાં આવે છે મરડાનો દુખાવો જુદો છે કેમકે તેમાં વરમનાં લક્ષણો તાવ, દાહ વગેરે અને રક્તશ્રાવ હોય છે.

**કારણો**—રંગનું કામ કરનારાઓને આવો દુખાવો થાય છે, કેમકે રંગો સીસાના બનેલા હોય છે. ધાસ્તીથી પણ દુખાવો થાય છે. અજીર્ણ. પેટમાં વાયુનો વધારો, દસ્તની કબજીઆત કૃમિ વગેરે કારણો છે.

**ચિકિત્સા—मे-फो**. આંતરડાંના સ્નાયુઓના ખેંચાટથી. પેટમાં પવન ભરાવાથી. આંતરડાંમાં ઝ્યાસે ઉત્પન્ન થવાથી. નાભીની આસપાસ થતે ભારે દુખાવે (**का-स**. સાથે.) મુખ્ય દવા. પેટ ફુલ્યું હોય.

**ने-फो**, અજીર્ણ વિકાર **के-फो**. સાથે. કૃમિ હોય, **का-मु**, સાથે.

**के-फो**. અજીર્ણ વિકારથી **ने-फो**. સાથે. પવન ભરાવાથી દુખાવે થતે હોય **मेग-फो**. સાથે.

**ने-स**. સીસાની ધાતુના રજકણે પેટમાં જવાથી, શૂળ મારતી હોય ૨x. પેટમાં વાયુસંચય થવે. યકૃતને દોષ હોય. જમણીબાજુથી શરૂ થઇ આખા આંતરડામાં પ્રસરતે દુખાવે. એ ખાસ લક્ષણ છે. કડવી ઉલટી. બંધકોશ.

**का-फो**. કબજીઆત ઝાડે જવાની ઇચ્છા થાય પણ ઝાડે થાય નહિ. વાયુથી પેટ ફુલ્યું હોય **ने-स**., **मे-फो**., **के-फो**. નિષ્ફળ થાય ત્યારે.

**का-स**. વાયુ છુટે તેમાં ગંધકની વાસ હોય. પેટ ઠંડું હોય. જેમાં **मेग-फो**. નિષ્ફળ જાય તેવા પેટના દુખાવા. નાભીની આસપાસ થતે દુખાવે. પેટ ફુલ્યું હોય.

**સૂચના**— કેટલીક વખત દુખાવે બહુ સખત હોય ત્યારે ૪૦ થી ૫૦ ગ્રેન **मे-फो**. ૩x અર્ધા શેર ગરમ પાણીમાં નાખી પાંચ પાંચ મિનિટે ચમચે ચમચે પાવું. ૩x થી નહિ મટે તે ૩૦x ને ઉપયોગ કરવે. તેથી નહિ મટે તે **का-स**. ને ઉપયોગ કરવે. ગરમ પાણીની પિચકારી અથવા એનિમા આપવે તે પાણીમાં **मे-फो**., **के-फो**. અને **का-स**. દશ દશ ગ્રેન નાખવા. સર્વ દવા નિષ્ફળ જાય તે **कुप्रम आर्स** દર પાંચ પાંચ મિનિટે પાંચ પાંચ ટીપાં અથવા ગ્રેન આપવા.

## બંધકોશ-કબજીઆત.

**(Constipation.)**

ઝાડે સાફ ન આવે. આવેજ નહિ, થોડે આવે. કઠણ મળ મુશ્કેલીથી નીકળે. મળના ગઠ્ઠા નીકળે ત્યારે બંધકોશ થયે હોય છે.

**કારણ**—અફીણનું સેવન, વારંવાર જુલાબ લેવાની ટેવ, ભારે દુર્જરે પદાર્થો ખાવા. ઝાડે જવાને ઇચ્છાને દબાવી રાખવાની ટેવ, બેસી રહેવાની ટેવ, ઉજાગરા. અતિ વિષય વગેરે કારણોથી આંતરડાંની કુદરતી શક્તિ કમી થઇ જાય છે.

આ શાસ્ત્ર પ્રમાણે **ने-स**. અને **ने-फो**. ક્ષાર કમી થવાથી યકૃતનું કાર્ય મંદ પડે છે અને જોઇતું પિત્ત ઉત્પન્ન થતું નથી. અને થતું હોય તે ઘટ્ટ બની જતું હોય છે. **ने-मु**. ની ખોટથી આંતરડાંમાં જોઇતું જલ આવતું નથી તેથી મળના ગઠ્ઠા બંધાય અને કઠણ બની જાય છે અને **के-फ्लो**. કમી થવાથી આંતરડાંની સંકોચ વિકાશ શક્તિ કમી થવાથી બંધકોશ કે કબજીઆત થાય છે.

**ચિકિત્સા—फे-फो**. મળ ઘણા સૂકા અને કરાંજવું પડે તેથી આમળ અથવા આંરડાંનો રેકટમ નામનો ભાગ ગુદા બહાર નીકળે. હરસ, પાંડુરોગ, હાથપગ શરીરના બીજા ભાગ કરતાં ઠંડા **के-फो**. સાથે. હૃદયનો ધબકારો વગેરે. હોય ત્યારે.

**का-मु**. પિત્ત વગરના સફેદ ચળકતા ઝાડા. જીભ ધોળી યા રાખોડીઆ રંગની. તેલ ઘી વગેરે પદાર્થો પાચન ન થવા. બેસી રહેવાથી થતો બંધકોશ.

**ने-मु**. આંતરડાંમાં જોઈતા પાણીનો અભાવ તેથી સખત, સૂકો, કાળો ઝાડો અને ઝાડે ફરતાં પુષ્કળ ત્રાસ પડતો હોય. વારંવાર જુલાબ લેવાથી થતો બંધકોશ.

**ने-स**. કઠણ ગાંઠાવાળા મળ. ઝાડો પ્રવાહી હોવા છતાં પણ નીકળી શકતો ન હોય. ઝાડામાં કોઇ વખત લોહી પડે. ગંધાતો પવન છૂટે. **का-फो**. સાથે. આ ક્ષારનો ઉપયોગ બંધકોશ માટે સારો ઇલાજ છે.

**के-फ्लो**. રેકટમની મળ કાઢવાની શકિતનો થયેલો નાશ. પ્રસુતાનો બંધકોશ. આંતરડાંમાં મળ ચોંટી ગયા હોય. આમળ નીકળતી હોય. **का-फो**. અને **ने-स**. સાથે બંધકોશનો ખાસ ઈલાજ.

**ने-फो**. કોઇ વખત અતિસાર. કોઇ વખત બંધકોશ. વારાફરતી થતા હોય. નાનાં બાળકોનો બંધકોશ. આ ક્ષાર સારક હોવાથી નાનાં બાળકો માટે બહુ સારો ઇલાજ છે. પાંચ પાંચ ગ્રેન દિવસમાં ચાર વખત આપવો.

**सि**. આંતરડાંના રેકટમની મળ કાઢવાની શકિતનો થયેલો નાશ. મળ બહાર નીકળે પણ પાછો અંદર ખેંચાય જાય. ભૂખે મરતા નબળા બાળકોનો બંધકોશ. ગર્ભવતી અને પ્રસુતોના બંધકોશ. ગર્ભવતીને આ ક્ષાર ૩૦ **x** થી ઓછા પાવરના આપવો નહિ. પ્રસુતાને ૬ x .

**के-फो**. અશકત, વૃદ્ધ અને પાંડુરોગીનો બંધકોશ. ઉદાસિનતા, ચક્કર, માથું દુખવું એ લક્ષણો હોય. **का-फो**. અને **ने-मु**. સાથે.

**का-फो.** મળ કાળા, પીળા, ચોખાના ધોવણ જેવા, યા લીલાશ પડતા હોય. ઉજાગરાથી, બેસી રહેવાની ટેવથી, જુલાબ લેવાની ટેવથી, અતિશય વિષયથી અને માનસિક શ્રમ વધારે લેતા હોય તેનો બંધકોશ. રેક્ટમ અને કોલનના સ્નાયુઓ અને મજ્જાતંતુની કમજોરી. **ने-स.** સાથે.

**સૂચના**—લીલાં શાક અને ફળો વધારે ખાવાં, ખુબ ચાવીને ખાવું. માસાહારીએ માંસનો ત્યાગ કરવો. ઇચ્છા નહિ હોય છતાં નિયમિત પાયખાને જવું. વારંવાર જુલાબ લેવા નહિ. જે કારણોથી બંધકોશ થતો હોય તેનો ત્યાગ કરવો. પ્રાત:કાળે ગરમ પાણી પીવું. મીઠાના પાણીની બસ્તી આપવી. (જુના બંધકોશ ઉપર ઊંચા પાવરની દવાઓ વાપરવી ડૉ. વોન્ડર ગોલ્ટઝ.)

## અતિસાર.

**( Diarrhoea. )**

અતિસાર એટલે પાતળા ઝાડા થવા. આમ થવાનું કારણ ખોરાક પાચન થવામાં અને તેનો જે રસ બને છે તેની શોષણ ક્રિયામાં ખામી હોવાથી આ રોગ થાય છે. જઠર અને આંતરડાંમાં તથા અગ્ન્યાશય અને યકૃતમાંથી જે પાચક રસો ઉત્પન્ન થાય છે તેમાં આ નિરિન્દ્રિય ક્ષારોનું કમીપણું હોય છે તેથી ખોરાક પાચન થતો નથી અને તે શોષાઇ લોહીમાં મળી જતો નથી.

ટાઇફોઈડ જેવા ચેપી રોગોમાં અતિસાર થાય છે તેનું કારણ સડેલા સેન્દ્રિય પદાર્થો અને નાશ પામેલા તંતુઓ છે અને કુદરત તેને બહાર કાઢી નાખે છે.

રેચક શાકભાજી કે ખોરાક ખાવાં નહિ, જુલાબની દવાઓ લેવી નહિ.

**ચિકિત્સા—फे-फो.** આંતરડાની દિવાલો ઢીલી પડી ગઈ હોય. આંતરડાં ઉપરની રસચુસણી રસવાહિનીઓ નબળી પડી ગઇ હોય. નહિ પચેલા અનાજના ઝાડા થતા હોય **के-फ्लो.** સાથે પાણી જેવા પુષ્કળ ઝાડા થતા હોય **ने-मु.** સાથે. તેની સાથે તરસ અને તાવનાં લક્ષણો હોય. નાનાં છોકરાંને લીલા કફયુક્ત ઝાડા થતા હોય.

**का-मु.** વિષમજ્વરમાં થતા ઝાડા. ઘી તેલ વગેરે ચરબીવાળા પદાર્થો ખાવાથી થતો અતિસાર, લોહીમિશ્રિત ચીકણા પાતળા મળ.

**ने-फो.** ખાટી વાસવાળા ફેદા જેવા. લીલા ઝાડા છોકરાંઓને દાંત આવતી વખતે થતા ઝાડા. **के-फो.** સાથે. ગ્રિષ્મઋતુના અને કાચા ફળ ખાવાથી થતા ઝાડા. કૃમિરોગથી થતા ઝાડા કે અતિસાર. પરૂવાળા ઝાડા. **सि.** સાથે.

**का–फो**. ગંધાતા, લીલાશ પડતા. ચોખાના ધોવણ જેવા ઝાડા. અશક્તિ લાવનારા ગંધાતા ઝાડા. દુખાવા વગરના પાણી જેવા ઝાડા.

**के–फो**. દાંત આવતી વખતે થતા ઝાડાની મુખ્ય દવા. **ने–फो**. સાથે. સુકતાનવાળા છોકરાંઓને થતા ઝાડા. અનાજ સાથે થતા ઝાડા. આમાતિસાર, છોકરાંઓને થતા લીલા ઝાડા. પણ તે ખાટી વાસવાળાં ન હોય સફેદ પાણીવાળા ઝાડા.

**ने–स**. અતિસારનો જુનો રોગ. સવારમાં થતા પીળા, લીલા, કાળા ઝાડા ચોખાના ધોણ જેવા ઝાડા. વૃદ્ધ લોકોનો અતિસાર. સવારમાં ઉઠતાંની સાથેજ ઝાડે જવું પડેજ એવી ટેવ. જુનો અતિસાર **सि**. અને **के–स**. સાથે. ચોમાસામાં થતા ઝાડા, કોલેરાના ઝાડા. ટાઇફોઇડ તાવમાં થતા ઝાડા.

**ने–मु**. મીઠું વધારે ખાનારને થતા ઝાડા. કોઇ વખત અતિસાર અને કોઇ વખત બંધકોશ. ચીકણા પાણી જેવા ઝાડા પછી ગુદામાં બળતરા થવી. બાળકોના જુના અતિસારમાં ગરદન પાતળી થઇ જાય ત્યારે. **के–फो**. સાથે. વાયુશ્રાવ થતો હોય **ने–स**. સાથે. દિવસે થતો અતિસાર.

**का–स**. પીળા પાણી જેવા પાતળા ઝાડા. કોઈ વખત પેટમાં દુ:ખાને થતા ઝાડા. રાત્રે થતા ઝાડા. પેટ ઠંડું હોય.

**मेग–फो**. પાતળો મળ એકદમ જોરથી છુટે. **के–फो**. સાથે. મરડા સાથે થતો અતિસાર. પગમાં આંકડી આવે ( ગોટલા ધાલે. ) પેટ ફુલેલું હોય અને સેક કરવાથી સારૂં લાગે. અતિસારમાં શ્રાવ સાથે લાગુ પડતી દવાઓ સાથે ઉપરના લક્ષણોમાં આ દવા આપવી.

**सि**. બાળકોનો અતિસાર, શીતળા કઢાવ્યા પછીનો અતિસાર તે સાથે માથા ઉપર ખાટો, ગંધાતો પરસેવો થતો હોય. પેટ કઠણ, ફુલેલું અને ગરમ હોય. જુનો અતિસાર.

**के–स**. ઝાડામાં પરૂ લોહી પડતાં હોય. જુનો અતિસાર.

**आर्स आयोड, फोस आयोड**.—ક્ષયમાં થતા ઝાડા.

**कुप्रम आर्स, आर्सेनिक**. કાળા અને લોહીવાળા, ગંધાતા, ચીકણા ઝાડા જુનો અતિસાર ( સંગ્રહણી. ) કોઇ દવાથી સારો નહિ થતો અતિસાર.

**નોંધ**—કબજીઆત અને અતિસારમાં એકજ પ્રકારની દવાઓ આવે છે છતાં તેઓ એ બંન્ને રોગો મટાડે છે. કેમકે એ દવાઓ કુદરતી કાર્ય કરે છે. આંતરડાને સુધારી શક્તિ આપે છે અને પાચક રસો સુધારે છે તેથી એ બંન્ને રોગો મટાડે છે.

# આંત્રપૂચ્છ વિદ્રધી.

## ( Appendicitis. )

આ રોગ આંતરડા અને યકૃતના ઘણા રોગો સાથે મળતો છે તેથી તેનું નિદાન ( પરીક્ષા ) હોશિયાર ડોકટર પાસે કરાવવું ઉચિત છે, રોગનું નામ નક્કી થાય પછી આ બાયોકેમિક ક્ષારો આપવાથી એ રોગ સંપૂર્ણ સારો થાય છે, લક્ષણો જોઇને પણ દવા આપી શકાય છે રોગના નામ અને નિદાન જાણવાની જરૂર નથી તેમ ઓપરેશર કરવાની પણ જરૂર નથી. આંતરડાના એપેન્ડીકસ નામના આંચળ જેવા ભાગનો એ વરમ છે.

આ રોગ ઘણોખરો જુવાન પુરૂષોનેજ થાય છે. ડુંટીની જમણે પડખે પેઢુમાં વરમ થાય છે. કોઇ વખત સ્પર્શ કરતાં ગ્રંથી જેવું લાગે છે. કાન મૂકી સાંભળવાથી પરપોટા ફુટતા હોય એવું સંભળાય છે. તાવ, ઉલટી, ઝાડા, પરસેવો વગેરે થાય છે.

**ચિકિત્સા**—આ રોગની મુખ્ય દવા **फे-फो.**, **का-मु.**, **मे-फो.**, અને **सि.** છે. વરમની પહેલી અવસ્થાના તાવ, સોજો વગેરે લક્ષણોમા આ દવા ઊના પાણી સાથે વારંવાર આપ્યા કરવી. જ્યારે વરમની બીજી અવસ્થા શરૂ થાય ત્યારે પેઢુના જમણા ભાગમાં યકૃતની નીચે કઠણ ગાંઠ જેવો સોજો થાય છે ત્યારે **फे-फो**. સાથે **का.-मु.** અને **के-फ्लो**. નો ઉપયોગ કરવો. અને એજ ત્રણ ક્ષારો ભેગા કરી પાણીમાં નાખી તે પાણીની પિચકારી યા એનીમા આપવો. એ ત્રણ દવાથીજ રોગ મટી જાય છે. ગાંઠ નરમ હોય ત્યારે **के-फ्लो.** ની જરૂર નથી. એ આપ્યા છતાં વરમની ત્રીજી અવસ્થા શરૂ થાય અને પરૂ અને ગંધાતુ પરૂ ઝાડામાં નીકળતું જણાય ત્યારે **सि.** ૩૦x અને **के-स.** ૩૦x દર કલાકે વારાફરતી આપવા. જો પેટમાં ઘણી વેદના અને વાયુથી પેટ ફુલે તો **मे-फो.** ૧x અથવા ૩x ઊના પાણીમા ઓગળી દર પાંચ મિનિટે નાની ચમચી આપ્યા કરવો. તેથી ન મટે અને સાંજના દર્દમાં વધારો થાય તો **का-स.** આપવા માંડવો બંધકોશ હોય તો **ने-स.** આપવો. આ રોગ ઘણું ખરૂં બંધકોશથી થાય છે. માટે એ રોગને અટકાવવા માટે અને થયો હોય તો મટાડવા માટે **फे-फो.** અને **का-मु.** સાથે આ ક્ષાર વારાફરતી આપવો. રોગી બહુ અશક્ત થયો હોય તો **के-फो.** અને **फे-फो.** આપવા. ઝાડામાં પરૂ કે લોહી પડતું હોય તે ગંધાતું હોય અને શરીરની ગરમી વધી જતી હોય અને જીવનશક્તિનો નાશ થવા માંડયો હોય તો **का-फो.** આપવો. સડો થયો હોય

અને રોગ છેલ્લી કક્ષાએ પહોંચ્યો હોય તો **सि, ने-फो**. અને **का-फो**. વારંવાર આપવા. જુના રોગમાં તાવનાં લક્ષણો રહેતાં નથી તેમાં **का-मु**. ૩૦**x** અને **सि**. ૩૦**x** નો ઉપયોગ કરવો.

## મરડો અને સંગ્રહણી.

**( Dysentery. )**

અતિસાર અને મરડો થવાનાં કારણો એક સરખાં છે. લક્ષણોમાં મરડાનાં લક્ષણોમાં તિવ્ર–સખત વેદના થાય છે. અતિસારમાં કવચિતજ થોડો દુખાવો થાય છે. બીજું આમાં વરમ થાય છે. અતિસારમાં વરમ હોતો નથી. આ રોગ નાનાં આંતરડાંમાં અને મોટા આંતરડાંના રેક્ટમ નામના ભાગમાં થાય છે તેના અંતરાવરણોમાં વરમ થાય છે. અને તાવનાં લક્ષણ જણાય છે. તે **फे-फो**. તત્ત્વની ખામીને લીધે છે. તેમાં આક્ષેપ કે ખેંચાટ થઇ અસહ્ય દુખાવો થાય છે તે **मे-फो**. ની ખામી સૂચવે છે. જો એ બે ખામી તત્કાળ પુરી કરી દેવામાં નથી આવતી તો વરમની બીજી અવસ્થા થાય છે તે **का-मु**. ની ખોટનું સૂચન કરે છે. માટે આ રોગની મુખ્ય દવાઓ **फे--फो. मे-फो**. અને **का-मु**. છે. તે નીચેના લક્ષણોમાં આપવી.

**ચિકિત્સા—मे-फो**. આંતરડામાં અને પેઢુમાં દુખાવો. અને ખેંચાટ અસહ્ય કાપી નાખવા જેવી વેદના. ખૂબ દબાવવાથી દુખાવામાં આરામ લાગે.

**फे-फो**. રોગની શરૂઆતમાં વરમ અને તેનાં લક્ષણો તાવ વગેરે. ઝાડા ગરમ અને પાણીજેવા. **का-मु**. ની સાથે વારાફરતી. ઠંડા પોતાં પેટ ઉપર મૂકવાથી સારૂં લાગે એ ખાસ લક્ષણ છે. ઝાડામાં લોહી પડતું હોય.

**का-मु**. ફેરમ ફોસ સાથે વારાફરતી. રોગની શરૂઆતમાં આપવી. જો એ બે દવાનો ઉપયોગ તત્કાળ કરવામાં આવે તો બીજી દવાની ભાગ્યેજ જરૂર પડે છે. પ્રબળ, કાપી નાખવા જેવું દર્દ ચાલુજ રહેતું હોય. વચમાં વચમાં દુખાવો બંધ થયા કરે તો **मे-फो**. વારંવાર ઝાડે જવું પડતું હોય ત્યારે દુખાવો અને ઝાડો બંને થતા હોય. ઝાડા ઝાંખા પીળા અને ચીકણા હોય. જીભ ઉપર સફેદ પડ હોય.

**का-फो**. ગંધાતા પરૂના ઝાડા થતા હોય. ઝાડામાં પુષ્કળ ગંધાતું ચોકખું લોહી પડતું હોય. સન્નિપાતનાં લક્ષણો હોય. ઝાડા, પિશાબ, પરસેવો વાસ મારતા હોય,

**के-फॉ.** કાલી મુરનો ઉપયોગ કર્યા પછી. જ્યારે ઝાડા પરૂવાળા આવતા હોય અને પરૂ સાથે લોહીમિશ્રિત હોય ત્યારે.

સડો થયો હોય ત્યારે. દર્દ અસાધ્ય રૂપ દેખાડતું હોય ત્યારે **सि.** ૩૦ x **के-स.** ૩૦ x **का-फो.** ૬ x.

**फे-फो. का-मु. का-फो.** અને **मे-फो.** આપ્યા છતાં ફાયદો ન થતો હોય તો **कुप्रम आर्स.**

ઝાડો કેરીના મુરબ્બા જેવા રંગનો થતો હોય તો **काली आयोड.**

જ્યારે મરડો જુનો થાય ત્યારે તે સંગ્રહણી કહેવાય છે તેની ચિકિત્સા અતિસારના રોગમાં લખ્યા પ્રમાણે કરવી.

**સૂચના**—પ્રથમ દર્દીને એરંડીઆનો જુલાબ આપવો તેથી આંતરડામાં રહેલા મળો સહેલાઇથી નીકળી જાય છે. વળી મરડાના જંતુઓ દિવેલથી મરી જાય છે. એથી રોગ સહેલાઇથી બે ત્રણ દિવસમાંજ સારો થાય છે. દવાઓ તો ચાલુજ રાખવી. રોજ એરંડીઆનો જુલાબ આપવો. બીજા કોઇ જાતના જુલાબ આપવા નહિ. દર્દીને તદ્દન આરામ આપવો. શ્રમ કરવા દેવો નહિ. ખોરાક મરડો મટે ત્યાં સુધી બિલકુલ આપવો નહિ. ફક્ત દૂધ અગર તો દૂધનું જમાવેલું બારથી ચોવીસ કલાકનું દહીંજ આપવું. મરડો મટયા પછી દૂધ અને ભાત, દૂધ અને મોળું દહીં આપવું બે ચાર દિવસ એ ખોરાક આપ્યા પછી હલકા ખોરાકો આપવા. એટલે રોગ ફરી ઉથલો મારશે નહિ. રોગનું જોર બહુ હોય તો **फे-फो. का-मु.** અને **मे-फो.** એ ત્રણ ક્ષારો ઉના પાણીમાં નાખી પીચકારી ( ગુદામાં ) મારવી. અને ખાવામાં પણ આપવી એટલે રોગ કાબુમાં આવી જલદી મટશે.

## આમળ નીકળવી.

### ( Prolapsus Rectum. )

ઝાડે જતાં બહુ કરાંજવાથી, કૃમિરોગથી અને આંતરડાના છેલ્લા ભાગ રેકટમનું શ્લેષ્મપડ ઢીલું થઈ જવાથી તે ગુદાની બહાર નીકળે છે તેને આમળ-ણ. નીકળવી કહે છે.

**ચિકિત્સા**—આંગળીને તેલ લગાડી ગુદાદ્વારમાં દાખલ કરવી, અને આમણને અંદર બેસાડી દેવી. એ તેલમાં આ રોગની મુખ્ય દવા **के-फ्लो.** ની થોડી ભુકી નાખવી. આમળ બેસાડયા પછી તે તેલ દર દશ મિનિટે ગુદાની અંદર અને બહાર લગાડયા કરવું. ખાવા માટે પણ એજ દવા દર પંદર

મિનિટે આપવી. એથી રેક્ટમ અંદર સંકોચાઇ જશે. **के-फो. फे-फो.** અને **का-फो.** ની પણ જરૂર પડે છે. લક્ષણાનુસાર જેની જરૂર દેખાતી હોય તે આપવી. મગજની નબળાઇનાં લક્ષણો હોય તો **का-फो.** શરીર બહુ નબળું હોય તો **के-फो., के-फो.** વગેરે. ઘણું કરી **फे-फो.** અને **के.-फ्लो.** એ બેજ બસ થાય છે. સ્ત્રીઓનું ગર્ભાશય બહાર નીકળે તેની પણ એજ ચિકિત્સા છે.

## ભગંદર.

### ( Fistula in ano. )

ગુદાના સફરામાં ગડ થાય છે તે અંદર ફેલાયા કરે છે. તેથી તેને ભગંદર કહે છે. કેટલાંક ભગંદરને એક મોં હોય છે પછી તે બહાર હોય કે અંદર હોય. કેટલાંક ભગંદરને એક મોં બહાર અને એક છિદ્ર અંદર રેકટમમાં હોય છે. કેટલાંક ભગંદરને ઘણાં મોં હોય છે. ભગંદર અંદર લાંબા રસ્તાઓ ફેલાઇને કરે છે કોઇવાર તે જાંગ સુધી પણ ગએલું હોય છે. પ્રથમ સફરા પાસે એક ગાંઠ જેવું નીકળે છે તેમાં ઘણી પીડા થાય છે અને તાવ પણ આવે છે. તે જલદી પાકે છે અને પરૂ નીકળે છે ત્યારે શાન્તિ લાગે છે. ભગંદરને રૂઝાતાં લાંબી મુદ્દત લાગે છે. અને ઓપરેશન કરાવવાની જરૂર પડે છે. જે ભગંદરનું મોં આંતરડાના રેકટમ ભાગમાં ગએલું હોય તે ભગંદર સારૂં થતું નથી. તે ઓપરેશનજ માગે છે કેમકે તેથી ભગંદરના છિદ્રમાંથી ઝાડો આવવા માંડે છે તેથી તે સારૂં થતું નથી. ક્ષયના દર્દીઓને ઘણીવાર ભગંદર થાય છે તેમાં ટયુબર્કલ જંતુ તેનું કારણ હોય છે. સીફીલીઝ ( ગરમી ) કે પરમીઆના રોગીને ભગંદર થવાનો વધુ સંભવ છે. જેથી લોહીમાં કયા જંતુઓ છે તેની પરીક્ષા કરાવવાની આ રોગમા ખાસ જરૂર છે તે સિવાય તેની ખરી ચિકિત્સામાં વાંધો આવે છે. તે રોગો નિર્મૂળ થયા સિવાય ભગંદર સારૂં થતું નથી. મધુપ્રમેહના દર્દીને ભગંદર થયું હોય તો મધુપ્રમેહની દવા કરવાની જરૂર હોય છે.

**ચિકિત્સા—के.-फो.** ભગંદરનું ઓપરેશન કરાવ્યા પછી તેની ખરાબ અસર થઇ હોય. છોતીનાં લક્ષણો હોય. દરેક ઠંડીમાં અને તોફાની ઋતુમાં સાંધાઓ દુખતા હોય. દર્દી પાતળો, દુર્બળ અને ઉંચો હોય. ગુદામાં આગ બળતી હોય અને નસો ધબકતી હોય. સવારે ઉઠે ત્યારે ગુદા આળી થઇ જતી હોય.

**सि**. છાતીનાં લક્ષણો હોય. જ્યારે ચાલે ત્યારે પેઢુમાં ( રેકટમમાં ) તિવ્ર શૂળ મારતું દર્દ થતું હોય. તેમાં ગરમીથી ( સેકથી ) આરામ લાગતો હોય. ગુમડાંમાંથી પરૂ આવતું હોય.

ભગંદરની મુખ્ય દવા **के-फो**. ૧ x અને **सि**. ૩ x છે. પહેલા ભગંદરને પકવવા ઉપર લક્ષ આપવું જેથી અંદરનો વિકાર–કચરો બહાર નીકળી જાય. જ્યારે પરૂ નીકળવું ઓછું થાય અથવા નિકળ્યાજ કરે ત્યારે તેને રૂઝવવા માટે **सि**. ૩૦ x અને **के-स**. ૩૦ x નો ઉપયોગ ખાવામાં કરવો. પકવવા માટે **सि**. ૩ x નો બહારથી અને અંદરથી ઉપયોગ કરવો. પારાનાં રસાયણોનો ઉપયોગ કર્યો હોય તો **सि**. ૩ x ખાવામાં આપવો નહિ. ત્યારે ખાવામાં ૨૦૦ x નો ઉપયોગ કરવો. તાવ અને બળતરા હોય તો **फे-फो**. આપવો. દર્દને લીધે ઊંઘ આવતી નહિ હોય અને પરૂ વાસ મારતું હોય તો **का-फो**. પણ આપવો. દર્દી મધુપ્રમેહથી પીડાતો હોય તો તેથી વ્રણ રૂઝાતાં નથી અંદર રસ્તા થયાં હોય છે. ત્યારે **ने-स**. યાદ કરવા જેવી દવા છે. ક્ષયરોગીને ભગંદર હોય અગર ભગંદરથી ક્ષય થયો હોય તો **के-फो**. **मे-फो**. **ने-फो**. અને **सि**. નો ઉપયોગ કરવો ( જુઓ ક્ષયરોગ. ) પાણી જેવો અગન બળતો શ્રાવ. ઉપદંશનો વ્યાધિ સાથે હોય તો **ने-मु**. ૧૦૦૦. અઠવાડીઆમાં એકવાર. તે ઉપરાંત ઉપદંશ અને પરમીઆની ચિકિત્સામાં બતાવેલી દવાઓનો ઉપયોગ કરવો.

આવીજ રીતે આંખના નાક આગળના ખુણામાં ભગંદર થાય છે તેને અશ્રુપેશીનું ભગંદર થયું હોય તો **सि**., **ने-मु**., **के-फ्लो**. અને **के-फो**. નો ઉપયોગ લક્ષણાનુસાર કરવો.

## કૃમિ.

### (Worms.)

આ રોગ નાનાં મોટાં દરેકને થાય છે. નાનાં છોકરાંઓને વારંવાર થાય છે. કૃમિ ઘણી જાતનાં છે. પણ આંતરડાંમાં મુખ્ય ત્રણ જાતના કૃમિ થાય છે. કેટલાક સુતર જેવા પાતળા અને સફેદ, કેટલાક ગોળ અળસીઆ જેવા, અને કેટલાક લાંબા ચપટા.

સુતર જેવા સફેદ પાતળા કૃમિ થાય ત્યારે ગુદામાં બહુ ચળ આવે છે. ઘણી વખત એ જંતુ સ્ત્રીઓ કે બાલિકાઓના યોનિમાર્ગમાં દાખલ થઇ જાય છે ત્યારે સ્ત્રીઓમાં સંભોગ ઇચ્છા વધી જાય છે અને છોકરીઓ યોની ખજવાળે છે. એ જંતુઓ આંતરડાંના સીકમ નામના ભાગમાં રહે છે.

જ્યારે ગોળ અળસીઆ જેવા કૃમી થાય છે ત્યારે બાળકો નાક, મોં અને કાન ખજવાળે છે. ગુદા અને યોની ઉપર પણ ચળ આવે છે. ઊંઘમાં દાંત કચકચાવે છે, અને ચમકે છે. આંચકી આવે છે. ઉલટી અને ઝાડા થાય છે. ભૂખ કમી થઇ જાય છે. પગ ફાટે છે. જો એ કૃમિ ઉલટી મારફતે અન્નનળીમાં થઇ કંઠમાં આવે છે અને શ્વાસનળીમાં ઉતરે છે તો શ્વાસ રૂંધાઇ તરત મૃત્યુ થાય છે. આ કૃમિ નાનાં આંતરડાંમાં થાય છે. જ્યારે તાવ સાથે સાન્નપાત થાય ત્યારે વધુ સાવધાની રાખવી જોઇએ.

ચપટા કૃમિ મોટા માણસના પેટમાં થાય છે. ખાધા પછી પેટમાં દુખે છે. કોઈ વખત અતિસાર અને કોઇ વખત બંધકોશ થાય છે. આંખે અંધારાં આવે છે. માથું દુખે છે. કાનમાં અવાજ થાય છે ફેફરાના રોગ જેવાં લક્ષણો થાય છે. ડુંટીનો આજુબાજુનો ભાગ ફુલેલો લાગે છે. કોઇ વખત ઘણી ભુખ લાગે છે. હાથ પગમાં ગોટલાં ચાલે છે વગેરે. લક્ષણો થાય છે.

આ શાસ્ત્ર પ્રમાણે લોહીમાં, જઠરમાં અને આંતરડાંમાં લેક્ટિડ ઍસિડ વધી પડે છે. જંતુઓ એ ઍસિડ ઉપર જીવે છે અને વધે છે **ने-फो**. એ ઍસિડનું પૃથકકરણ કરી પાણી અને કાર્બોલિક ઍસિડ જુદા પાડે છે. તેથી જંતુનો ખોરાક લેક્ટિડ ઍસિડનો નાશ થવાથી જંતુઓ જીવી શકતાં નથી. તેથી દરેક પ્રકારના કૃમિરોગની આ અવ્યર્થ રામબાણ દવા છે.

**ચિકિત્સા—ने-फो.** ૨x અથવા ૩x દરેક પ્રકારના કૃમિની રામબાણ દવા કેટલાક દિવસ સુધી ચાલુ રાખવી.

**का-मु.** દોરા જેવા કરમીઆં-ગુદામાં ચળ આવતી હોય. સફેદ જીભ હોય મુખ્ય દવા **ने-फो**. સાથે.

**ने-म.** ગોળ કરમ હોય, તરસ અને ઘેન બહુ હોય **ने-फो**. સાથે.

**फे-फो.** ખોરાક પાચન થઇ શકતો હોય, તાવ હોય **ने-फो**. સાથે.

**ने-फो.** ૨x અથવા ૩x આ રોગની કદી નિષ્ફળ ન થાય એવી દવા છે પેટમાં એ દવા લગભગ ૩૦ ગ્રેન પાશેર ઊના પાણીમાં નાખી ઓગાળી ચમચો ચમચો દર અર્ધા કલાકે પાવી. કરમનું જોર બહુ હોય તો ૧ ડ્રામ મીઠું આઠ ઔંસ ગરમ પાણીમાં નાખી ઓગાળી તેની ગુદામાં પીચકારી આપવી મોટા માણસને વધારે પ્રમાણમાં મીઠું અને પાણી લઈ એનિમા આપવો એટલે સઘળા કૃમિનો નાશ થશે અને બહાર આવશે. ખટાશ, મેવા, મિઠાઇ આપવાં નહિ. ગુદામાર્ગ ઉપર તેલ લગાડવું તેથી કરમના ઇંડાંનો નાશ થશે અને યોનીમાર્ગમાં કરમ દાખલ થઇ શકશે નહિ.

# પેટના અંતરાવરણનો વરમ.

## ( Peritonitis. )

પેટના અવયવો જઠર, યકૃત, આંતરડાં, મૂત્રપિંડ, ગર્ભાશય વગેરે અવયવો ઉપર સળંગ રસપડ આવેલું છે તે તે અવયવોનો ઘસારો અટકાવે છે. તેને ઉદરાવરણ કે પેટનું અંતરાવરણ કહે છે, તેમાં વરમ થાય છે તે આ રોગનું નામ છે.

આ વરમ બે પ્રકારથી થાય છે પેટ ઉપર ઇજા થવાથી અને પેટના અવયવોના રોગોથી. પેટ ઉપર જરાપણ સ્પર્શ સહન થઇ શકતો નથી. પગ વાળેલાજ રાખે, લાંબા કરે તો પેટમાં અતિશય દૂ:ખે. ઉભા થવું પડે તો ટટાર ઊભું રહેવાય નહિ. ઉધરસ ખાતાં અતિ દુ:ખ થાય. તાવ ૧૦૪–૧૦૫ સુધી રહે એ મુખ્ય લક્ષણો છે.

આ શાસ્ત્ર પ્રમાણે પેટના ઉપર કહેલાં અવયવોના રસપડમાં **का–मु.** અને **फे–फो**. ક્ષારની તંગી ખાસ કારણ છે. એ બંને ક્ષારોનો સાથે ઉપયોગ પંદર પંદર મિનિટે કરવો. લક્ષણો નરમ પડતાં જાય તેમ અંતર વધારવો. શક્તિ જાળવી રાખવા માટે **के–फो.** દિવસમાં ચાર વખત પાંચ પાંચ ગ્રેન આપવો શરીર ઠંડું પડી જાય. ઉલટી થયાજ કરે. પરસેવો ખુબ થાય તો **कुप्रम आर्स**. દશ દશ મિનિટે પાંચ ટીપાં પ્રમાણે આપવો. દર્દીને સન્નિપાત થાય તો **का–फो**. 3x અને **आर्सेनिक** 3x વારાફરતી જલદી જલદી આપવા. બાળકનો પ્રસવ થયા પછી પ્રસૂતાને આ રોગ થાય તો **फे–फो**. **का–मु**., **का–स**., અને **का–फो**. વારાફરતી અથવા ભેગા કરી વારંવાર આપવા. **आर्सेनिक** ની જરૂર પડે તે પણ આપવો.

**સૂચના**—કેટલીક વાર આ રોગનું કારણ ટયુબર્કલ, ન્યુમોકોકસ, સ્ટ્રેપ્ટોકોકસ જંતુઓ હોય છે. પ્રસુતા સ્ત્રીના આ રોગમાં સ્ટ્રેપ્ટોકોકસ જંતુ હોય છે તે માટે હોમીઓપથીની સ્ટ્રેપ્ટોકોકસીન ૩૦ દર ચાર કલાકે પાંચ પાંચ ટીપાં કે ગોળી આપવી. બાળકોના અને નબળા માણસોને થતા આ રોગમાં ટયુબર્કલ કારણ હોય છે તેમાં ટયુબરકયુલીનમ ૧૦૦૦. અઠવાડીએ પાંચ ટીપાં અથવા ગોળી આપવી. આ રોગ સાથે ન્યૂમોનિઆ હોય તો ન્યૂમોકોકસીન ૩૦. દર ચાર કલાકે પાચ ટીપાં અથવા ગોળી આપવી. સાથે ઉપરની બાયોકેમિક દવાઓ તો ચાલુજ રાખવી.

આખા પેટ ઉપર ગરમ પોટીસ રાખવી ઠંડી થાય ત્યારે બદલી નાખવી. બરફની કોથળી સોજો ઓછો કરવા માટે મુકયા કરવી. **फे–फो**. અને **का–मु**.

વીસ વીસ ગ્રેન લઇ અર્ધો શેર ગરમ પાણીમાં નાખી પીચકારી આપવી. એથી રેકટમ સાફ થશે. જુલાબ કદીપણ આપવો નહિ. પેટ વાયુથી ફૂલી જાય તો ટરપેન્ટાઇન અને ગ્લીસરીન સરખે ભાગે મેળવી પેટ ઉપર ચોપડવું. સૌ કરતાં ઉત્તમ **फे-फो.** અને **का-मु.** ગ્લીસરીન સાથે મેળવી આખા પેટ ઉપર ચોપડવા. એથી ચમત્કારિક રીતે સોજા ઉતરશે. તાવ કમી થશે. એ બે ક્ષારોને જરા પાણી નાખી ઓગાળવા પછી ગ્લીસરીન મેળવવું.

આ રોગ આઠ દશ દિવસમાં સારો થાય છે અગર મૃત્યુ થાય છે એ ઘણો ભયભરેલો રોગ છે. હોશિયાર બાયોકેમિક અને હોમીઓપથીક ડૉકટરની સલાહ લેવી અને ચિકિત્સા કરાવવી.

## સારણ ગાંઠ. (Hernia)

આંતરડાનો થોડો ભાગ પેટના અંતરાવરણના છિદ્રોમાંથી નીચે ઉતરે અને ઉતરીને સૂઝી જાય ત્યારે સારણ થઈ કહેવાય છે.

(૧) બચ્ચાંને ડુંટીની સારણ થાય છે. (૨) અંડમાં આંતરડું ઉતરે તે અંડકોશની સારણ. (૩) જાંગ અને ઇંદ્રિયની વચ્ચે. (૪) પેટ અને જાંગની સંધીમાં થાય છે.

**ચિકિત્સા—के-फ्लो.** સારણની મુખ્ય દવા. આંતરડાની દિવાલો ઢીલી પડી ગઇ હોય તેને મજબુત કરે છે તેથી આંતરડું મજબુત થઇ ઉપર ચઢી જાય છે. **फे-फो.** સાથે.

**के-फो.** અંડકોશની સારણ **के-फ्लो.** સાથે.

**फे-फो.** ઘણો દુખાવો, સોજો, તાવ હોય **के-फ्लो.** સાથે. આ ક્ષાર પણ અવયવોને મજબુત કરે છે.

**प्लम्बम.** જાંગ અને પેટની સંધીમાં થએલી સારણ.

આ દવાઓનો બહારથી ચોપડવામાં અને ખાવામાં ઉપયોગ કરવો. સારણ નો પટો કરાવી પહેરવો. જ્યારે સારણનો ફાંસો આવે ત્યારે દર્દી બહુ રિબાય છે અને જલદી ઇલાજ લેવામાં નહિ આવે તો મૃત્યુ પણ થાય છે. એમ થવાનું કારણ આંતરડું પેટના અંતરાવરણના છિદ્રમાંથી બહાર આવ્યા પછી સૂઝી જાય છે અને છિદ્ર સંકોચાઇ જાય છે તેથી આંતરડું ઉપર ચઢી શકતું નથી. તે વખતે **मे-फो.** નો ખાવા અને ચોપડવામાં ઉપયોગ કરવો તે સાથે સોજો માટે **फे-फो.** પણ ખાવા અને ચોપડવાના ઉપયોગમાં લેવો. જરૂર જેવું હોય તો ઓપરેશન કરાવવું. પછી આ દવાઓનું સેવન કરવું તેથી સારણ ફરી થશે નહિ. થતી સારણની જો ઉપર મુજબ ચિકિત્સા કરવામાં આવે તો વિના ઓપરેશને રોગ સારો થાય છે.

# પેટનું જલોદર.

## ( Ascites )

ચિકિત્સા માટે જુઓ જલોદર ( Dropsy )

દર્દીને એક ખુરસીપર બેસાડવો તેની નીચે ગરમ, વરાળ નીકળતું પાણી ભરેલું વાસણ મૂકવું અને દર્દીના માથાથી **ભોંયસુધી** ગરમ ધાબળો ઓઢાડી દેવો કે જેથી વરાળ બહાર જાય નહિ. એવી રીતે અઠવાડીઆમાં બે ત્રણ વખત વરાળનો બાફ આપી પરસેવો કાઢવો.

# પેન્ક્રિયાસ ( અગ્ન્યાશય ) નો વરમ.

## ( Pancreatitis )

હોજરીની પાછળ વાંસા તરફના ભાગમાં પેન્ક્રિયાસ ( અગ્ન્યાશય ) હોય છે. તેથી એના રોગોની પરીક્ષા કરવી મુશ્કેલ છે એમાં જાત જાતના રોગ થાય છે એ એક રસપિંડછે અને તેમાં પેન્ક્રિયાટિક જ્યુસ ઉત્પન્ન થાય છે તે એક નળી મારફતે આંતરડાના શરૂઆતના ભાગ ડ્યુઓડીનમમાં ઉતરે છે અને સાકર જેવા પદાર્થોને પચાવે છે. આ અવયવ રોગી થાય છે તો એ રસ બગડે છે અને મધુપ્રમેહ થાય છે.

**ચિકિત્સા**—વરમ માટે જુઓ વરમની ચિકિત્સા.

બીજા રોગોમાં લક્ષણાનુસાર દવાઓ પસંદ કરવી.

# બરોળના રોગો.

## (Diseases of the Spleen.)

બરોળ એક રસપિંડ છે. તે ડાબે પડખે યકૃતના છેડાની નીચે આઠમી પાંસળીથી શરૂ થઈ દશમી પાંસળી સુધી તેની નીચે છે. તે મોટો થાય ત્યારે સ્પર્શથી જાણી શકાય છે. તેનું કાર્ય લોહીના લાલ રજકણો અને જીવનરક્ષક સફેદ કણોનો વધારો કરવાનું છે. કોઇ કોઈ વખત તે એટલી બધી વધી જાય છે કે આખા શરીર ઉપર તે ફરી વળે છે તેથી આખું પેટ જલોદર જેવું મોટું દેખાય છે પણ આ પ્લીહોદર કહેણુ હોય છે.

**કારણો**—મેલેરીઆ ( ટાઢીઓ ) તાવ તિક્ષ્ણ કે જુનો. ટાઇફોઇડ, ટાઇફસ, ન્યુમોનિઆ, મગજના પડનો વરમ, ડિપ્થેરીઆ, રતવા, ક્ષય, પાઇમીઆ, ઉપદંશ યકૃત સંકોચ, પાંડુરોગ વગેરેથી બરોળની વૃદ્ધિ થાય છે. કેટલીક વખત એમ ને એમ પણ બરોળની વૃદ્ધિ થાય છે.

**ચિકિત્સા**—પ્લીહા ( બરોળ ) માં સોજો થાય અને તાવ આવે તો વરમની ચિકિત્સા કરવી. બરોળના રોગોની મુખ્ય દવા **फे-फो. का-मु.** અને **ने-स.** છે. મેલેરીઆ તાવથી બરોળ વધે તો **ने-मु. ने-स.** અને **का-मु.**, વારાફરતી આપવા. પાંડુરોગીની બરોળ વધે તો **के-फो. ने-मु. फे-फो.** અને **का-फो.** આપવા. બરોળમાં વેદના થાય તો **फे-फो. का-मु. का-फो.** અને **ने-स.** આપવા. બરોળની વૃદ્ધિ બીજા રોગોથી હોય તો તે રોગની ચિકિત્સા કરવી.

## અર્શ, હરસ, બવાસીર.

### ( Hemorrhoids. )

અર્શ થવાનાં કારણોના ત્રણ ભાગ છે. (૧) યકૃતના રસોમાં **ने स.** અને **का-मु.** કમી થવાથી પિત્ત ઓછું ઉત્પન્ન થાય છે કે જામી જાય છે. (૨) ઉપર બતાવેલા ક્ષારના કમીપણાથી પિત્તની અવ્યવસ્થા થાય છે તેથી નહિ પચેલો ખોરાક અને એકઠો થએલો ખરાબ મળ આંતરડા ( કોલન ભાગ ) ના છેડા ( સીગમોઇડ ફ્લેકસર ) આગળ ભેગો થાય છે. (૩) આ ભેગો થએલો ખરાબ, સડતો અને દાહક મળ આંતરડાના સ્થિતિસ્થાપક તંતુઓમાં **के-फ्लो.** ની તંગીથી આંતરડાં શીથીલ થઇ જાય છે તેથી આંતરડામાં આગળ ધકેલાતો નથી. પરંતુ મળના પોતાના વજનથી અને અંદર ગ્યાસો ઉત્પન્ન થવાથી તેના દબાણથીજ નીચે ઉતરે છે. અને રેકટમમાં ભરાઇ રહે છે. તેથી તે ભાગમાં વરમ થાય છે અને પછીથી ક્ષત થાય છે. સફરાના શ્લેષ્મપડો અને લોહીની નળીઓ પણ શીથીલ થઈ જાય છે. તેમાં પુષ્કળ લોહી ભરાય છે અને તે પડો અને નસો ઝાડા સાથે બહાર નીકળે છે તેને હરસ થયા કહીએ છીએ.

**ચિકિત્સા**—ઉપરના બાયોકેમિક નિદાનથી સ્પષ્ટ થાય છે કે **के-फ्लो. का-मु. ने-स.** તથા **फे-फो.** આ રોગની મુખ્ય દવા છે.

**के-फ्लो.** આ રોગમાં એ મુખ્ય દવા છે આની સાથે લોહીના અને જીભના રંગ ઉપરથી જે ક્ષારો દવા તરીકે નકકી કરવામાં આવે તે ક્ષારો આપવા. અર્શમાંથી લોહી પડતું હોય તે સાથે માથા તરફ લોહીનો ધસારો હોય. અંદરના ( આંધળા અર્શ. ) અર્શ થયા હોય તેની સાથે કેડમાં દુખાવો થતો હોય. જીભ ઉપર કાતરા પડયા હોય. અર્શની સાથે જુનો બંધકોશ હોય. દુઃખ દેતા અર્શ હોય. આ ક્ષાર વેસેલાઇનમાં મેળવી ગુદાની અંદર અને બહાર તે મલમ લગા-

ડવો. અથવા પાણી બનાવી તેનાં પોતાં મૂકવાં **के-फो.** સાથે મિશ્ર કરી ઉપયોગ કરવો. રેકટમનું બહાર નીકળવું.

**फे-फो.** અર્શમાંથી ચોકખું લાલ લોહી નીકળવું અને તે તરત જામી જવું **के-फ्लो.** સાથે. ઉપર મુજબ મલમ અને પોતાનો ઉપયોગ કરવાથી વરમ, દુખાવો અને લોહી પડવું મટે છે.

**का-मु.** અર્શમાંથી નીકળતું લોહી કાળું અને જાડું હોય. સ્થિતિસ્થાપક તંતુઓ શીથીલ ( કમજોર ) થયા હોય. **के-फ्लो.** સાથે.

**का-स.** જીભ ઉપર પીળી ચીકણી છારી ( પડ ) હોય. **के-फ्लो.** સાથે. વારાફરતી આપવો. સાંજથી મધરાત સુધી દુખાવો વધતો હોય.

**ने-स.** આંતરડાંના છેલ્લા ભાગ રેકટમમાં ગરમી લાગતી હોય અને પિત્તના લક્ષણો બળતરા વગેરે હોય. જીભનો રંગ જોવો. **के-फ्लो.** સાથે. બંધકોશ રહેતો હોય.

**का-फो.** રેકટમનું બહાર નીકળવું ( આમળ નીકળવી ). આંતરડાં કમજોર હોય. **के-फ्लो.** સાથે.

**के-फो.** પાંડુરોગીને અર્શ થયા હોય. ત્યારે **के-फ्लो.** સાથે. આ ક્ષાર આંતરડાંની માંસપેશીઓને મજબૂત બનાવી-શકિત આપી કાર્ય કરાવવા સમર્થ કરે છે.

**ने-मु.** ઝાડો કઠણ, સૂકો અને થોડો આવતો હોય. મોંમાં બહુ થુંક આવતું હોય. જુનો બંધકોશ હોય. **के-फ्लो.** સાથે.

**मे-फो.** કાપી નાખ્યા જેવું, બરછી ભોકયા જેવું, વીજળીના જેવું ઘણું તિક્ષ્ણ દર્દ અર્શમાં થતું હોય. પણ સોજો નહિ હોય. યકૃત, હોજરી અને આંતરડાંની પાચનશકિત કમી થઈ ગઇ હોય ત્યારે.

આંધળા હરસ ( અંદરના ) હોય તો **फे-फो. का-मु. के-फ्लो. नैं-मु.** અને **का-फो.**

વૃદ્ધ માણસોના હરસ—**के-फ्लो., बेरीअम फोस.**

**સૂચના**—બધી જાતના આલ્કોહોલ, દારૂ વગેરે ઉત્તેજક પીણાં ભારે ખોરાક, ચા, કોફી, એકદમ બંધ કરવા. ઘણી મહેનત કરવી નહિ. આંતરડાંને સારૂ રાખવાં પરંતુ કોઇપણ જાતના જુલાબો લેવા નહિ એનીમાથી મળ સાફ કરવા–ગરમ અને ઝેરી દવાઓ ખાવી પીવી નહિ. ઘણું ઊનું ખાવું નહિ.

## મળદ્વારના સ્નાયુનો લકવો. ઝાડો નીકળ્યા કરવો.

(Paresis ani.)

મળદ્વારના સ્નાયુઓનો લકવો થાય છે ત્યારે જ્ઞાનતંતુઓનો કાબુ તેના પરથી જતો રહે છે ત્યારે ઝાડો ઇચ્છા સિવાય વહ્યાજ કરે છે. તેથી દર્દી ઘણો હેરાન થાય છે. કેટલીકવાર માંદગીના છેવટના રૂપમાં એજ કારણથી ઝાડો પિશાબ છૂટી જાય છે.

**का–फो. प्लम्बम., कुप्रम आर्स, काली आयोड** એની મુખ્ય દવાઓ છે. મજ્જાતંતુ બનાવનારા ક્ષાર આપવા. લક્ષણો માટે જુઓ લકવો.

## યકૃતના રોગો.

(Diseases of the Liver.)

### —યકૃતમાં લોહીનો જમાવ.—

(Congestion of the Liver.)

**લક્ષણો**—યકૃત (કલેજું) ઉપર હાથ મૂકતાં અગર શ્વાસ લેતાં દુખાવો થાય છે તેથી શ્વાસ લેતાં ત્રાસ થાય. યકૃતની વૃદ્ધિ થાય. માથું દુઃખે, અતિસાર થાય. અથવા બંધકોશ થાય. પિત્તના અને લોહીના ઝાડા થાય. વગેરે. લોહીનો જમાવ થયા પછી વરમ થાય છે. એ રોગ જુનો થાય ત્યારે યકૃતનું ગડ, યકૃતનો સંકોચ, યકૃતની કઠીનતા વગેરે વિકાર પણ થાય છે.

**કારણ**—ચરબીવાળા, ખાંડ સાકરવાળા પદાર્થો વધારે ખાવા, દારૂ પીવો રજોદર્શને અથવા અર્શનું લોહી એકાએક બંધ થવું વગેરે રોગ ઉત્પન્ન થવાનાં કારણો છે.

આ શાસ્ત્ર પ્રમાણે વરમ થવાનાં જે કારણો છે તે કારણો ક્ષારોની ખોટ. હોય છે.

**ચિકિત્સા**— જુઓ યકૃતનો વરમ. મુઝારાનો રોગ.

## યકૃતનો વરમ. મુઝારાનો રોગ.

(Inflammation of Liver. Hepatitis.)

કારણો અને લક્ષણો યકૃતમાં લોહીનો જમાવ પ્રમાણે

**ચિકિત્સા—फे–फो.** વરમની પહેલી અવસ્થા તાવ, સોજો શૂળ.

**का–मु.** કમળો, જીભ ઉપર સફેદ થર, સફેદ ઝાડા, યકૃતની મંદક્રિયા મળાવરોધ. વરમની બીજી અવસ્થા.

**ने-स.** યકૃતના વરમની (મુઝારાની) મુખ્ય દવા. વરમની બીજી દવાઓ સાથે વારાફરતી આપવી કડવી ઉલટી, પીળા પાતળા ઝાડા. ચામડી પીળી. આખા યકૃતમાં અતિ પીડા (શૂળ). **फे–फो.** અને **का–मु.** સાથે.

**का–स**, **सि.** વરમની ત્રીજી અવસ્થા. સાંજથી મધરાતસુધી પીડા વધતી હોય. પરૂ થવા માંડયું હોય.

**ने.–मु.** મોં સુકું અમી વિનાનું થઇ જતું હોય. અતિ તરસ.

**मेग–मुर.** વરમની અસર રહી જઇ જુનું રૂપ ધારણ કરે. પેટ ફૂલેલું રહે. કાળા પીળા ઝાડા થાય. પગ પર સોજા આવે, હૃદય ધબકે.

**प्लम्बम.** જુનો વરમ. સખત બંધકોશ. યકૃતમાં ખેંચાટ.

**का–फो.** સન્નિપાતનાં લક્ષણો હોય ત્યારે.

ખોરાકમાં ફક્ત દુધજ આપવું. દર્દીને ઉઠવા, બેસવા દેવો નહિ.

## કલેજાનું પાકવું. મુઝારાની ગાંઠ.
### (Abcess of the Liver.)

યકૃત વરમનાં ત્રીજી અવસ્થામાં કલેજામાં પાક શરૂ થાય છે. વરમ ઓછો થતો નથી તેથી લોહીનું ફરતું બંધ થવાથી તેની ગાંઠ બંધાય છે કે ગુમડું થાય છે. લિવરમાં ગડ થવાનાં બીજાં પણ કારણો છે. જેવાં કે–ટાઇફોઇડ જેવા કોઇ-પણ વ્યાધિમાં આંતરડામાં ક્ષત પડયાં હોય, તે ક્ષતનો ચેપ યકૃતમા ગયો હોય. મેલેરીઆનો સખત તાવ આવ્યો હોય. યકૃત ઉપર કાંઇ વાગ્યું હોય, પાઇમી-આનો રક્તવિકાર લાગુ પડયો હોય. તેથી પણ ગડ થઇ આવે છે. લોકો તેને મુંઝરાની ગાંઠ કહે છે.

આ રોગથી ઘણે ભાગે દર્દી મરી જાય છે. ગડ ફેફસાંમાં કે પેટમાં ફાટે છે જો ફેફસાંમાં ફાટે તો કફ મારફતે પરૂ બહાર નીકળે છે પણ પેટમાં ફૂટે તો પેટના અંતરાવરણમાં વરમ થઇ દર્દી થોડા કલાકમાં મરી જાય છે.

**લક્ષણો**—ટાઢ ભરાઈ તાવ આવે છે. શ્વાસ લેવાની મુશ્કેલી થાય છે. યકૃત વધી જાય છે. પીપડી (હોજરીનો ખાડો) ના ભાગમાં અને પાંસળીની નીચે યકૃત સુઝી જાય છે. ગડ સપાટી ઉપર સ્પષ્ટ દેખી શકાય ત્યારે દુખાવો અને તાવ સખત આવે છે. ગડ ઉંડું હોય ત્યારે દુખાવો અને તાવ ઓછા હોય છે. ઉલટી, ઝાડો કે મરડો થાય છે વગેરે.

**ચિકિત્સા—फे-फो.** તાવના લક્ષણમાં **का-मु.** અને **ने-स.** સાથે. જલદી જલદી વારાફરતી ખાવા આપવા. ગડ ઉપર મલમ બનાવી લગાડવો. અથવા પોતાં મૂકવા.

**ने-स.** યકૃતના દરેક રોગ ઉપર આપવાની દવા. મેલેરીઆ તાવ હોય.

**का-फो.** મજ્જાતંતુની અવ્યવસ્થા સન્નિપાત, બડબડ, નિદ્રાનાશ વગેરે **आर्सेनिक** સાથે.

**के-स.** ૩૦x **सि.** ૩૦x–ગડ પાકતું અટકાવવા. વરમની ત્રીજી અવસ્થા. **सि.** ૩x પાવર વાપરવો નહિ. કેમકે તેથી ગડ પાકે છે. **सि. के-स.** આપતાં છતાં ગડ પાકતું ન અટકે તો મૃત્યુ ચોકસ છે. તેવે પ્રસંગે જલદી પકવવા માટે **सि.** ૩x ચોપડવા અને ખાવા આપવો. જો ગડ ફેફસાંમાં ફાટે તો દર્દી બચવાની આશા છે. કમનસીબે પેટમાં ફાટે તો પરિણામ ખરાબ આવે છે.

હોશિયાર ડોકટર પાસે આની ચિકિત્સા કરાવવી.

## યકૃતનો સંકોચ-દીર્ઘ વરમ.

## (Cirrhosis of the Liver.)

**કારણ**—દારૂના સેવનથી, હૃદય ફેફસાં અને ઉપદંશના રોગથી યકૃત વૃદ્ધિ પામે છે. વૃદ્ધિ થયા પછી સંકોચ થાય છે ત્યારે જલોદર થાય છે. વૃદ્ધિ પામે ત્યારે કમળો થાય છે. પુરૂષને આ રોગ વધારે થાય છે.

**લક્ષણો**—લોહીની ઉલટી અને ઝાડા થાય છે. જલોદર થાય છે. પગ ઉપર સોજા ચઢે છે વગેરે.

**ચિકિત્સા**—જલોદર, કમળો થાય તો તેની ચિકિત્સા જોવી. તે ઉપરાંત લોહીના ઝાડા ઉલટી બંધ કરવા માટે **फे-फो.** અને **ने-स.** આપવા. તાવ માટે પણ એ આપવા.

**आयोड**—યકૃતની વૃદ્ધિ અને સંકોચ મટાડવા. કમળો મટાડવા. **का-मु.** સાથે. **फोस्फरस** ૬ આ રોગની મહાન દવા છે. તે દર કલાકે પાંચ ટીપાં પ્રમાણે આપવી. ગોળી હોય તો તે પણ પાંચ પ્રમાણે આપવી.

## દુષ્ટ કમળો યકૃતનું સુકાઇ જવું.

## (Malignant Jaundice or Atropy of the Lever.)

**કારણ**—દારૂનું વ્યસન, ઉપદંશ, અતિ ચિંતા ધાસ્તી, ટાઇફસ અને મેલેરીઆ તાવ. પારો સોમલ અને ફોસ્ફરસના મૂળ રૂપવાળી દવાઓનું સેવન વગેરે.

**લક્ષણો**—કમળો, યકૃત નાનું થાય છે પણ તેમાં દુખાવો હોતો નથી. બરોળની વૃદ્ધિ. બગડેલા લોહીની ઉલટી. માથું સખત દુઃખે છે. સન્નિપાત અને ખેંચાટ થઈ દર્દી એક અઠવાડીઆમાં મૃત્યુ પામે છે.

આ રોગ સ્ત્રીઓને ઘણે ભાગે થાય છે તેણીની ગર્ભાવસ્થામાં એ રોગ થાય છે.

**ચિકિત્સા**—જે રોગોના કારણોથી આ રોગ થયો હોય તે રોગોની દવા કરવી. તે માટે તે રોગની ચિકિત્સા જોવી. પારાનું બહુ સેવન થયું હોય તો **काली आयोड**. ઉપદંશ રોગનું કારણ હોય તો **काली आयोड**. વગેરે ઉપદંશ રોગની દવા કરવી. સોમલના ઝેરથી થયો હોય તો **आर्सेनिक** ૩૦x અથવા ૨૦૦xનું સેવન કરવું, ફોસ્ફરસના ઝેરથી થયો હોય તો **फोस्फरस** ૩૦ નું સેવન કરવું. આ રોગની મુખ્ય દવાઓ **का. मु.**, **ने. स.**, **फे-फो.**, અને **का-फो.** છે. લક્ષણાનુસાર જેની જેની જરૂર હોય તે આપવા.

## કમળો.

### ( Jaundice. Ictarus. )

આંખો ચામડી અને નખ પીળાં થાય. પિશાબ પીળો થાય. અને ઝાડો તદ્દન સફેદ થાય એ કમળો થયાની ખાસ નિશાનીઓ છે. ઝીણો ઝીણો તાવ અને પુષ્કળ અશક્તિ એ રોગમાં થાય છે.

**કારણ**—અનાજ પચાવનારૂં પિત્ત કાળજમાં ઉત્પન્ન થાય છે ત્યાંથી પિત્તવાહક નળીમાં થઇ આંતરડાના ઉપલા ભાગ ડ્યુઓડીનમમાં જાય છે તે ખોરાક પચાવવાનું કાર્ય કરે છે. પરંતુ પિત્ત આંતરડામાં પિત્તનળીને હરકત થવાથી જાય નહિ ત્યારે તે પિત્ત લોહીમાં મળી જાય છે અને તે શરીરમાં બધે ફરી વળે છે. તેથી આખું શરીર આંખો નખ વગેરે પીળાં થાય છે લોહીમાં ભળેલું એ પિત્ત પિશાબ મારફતે બહાર નીકળે છે તેથી પિશાબ પીળો થાય છે. એ પિત્ત આંતરડામાં જતું નથી તેથી ઝાડો સફેદ થાય છે. એને કમળો કહેવામાં આવે છે. દર્દીને બધી વસ્તુઓ પીળી દેખાય છે.

**ચિકિત્સા—का–मु.** કમળાની ખાસ દવા. યકૃતનું કાર્ય ધીમું હોય યકૃતમાં અને જમણા ખભામાં વેદના થાય. જીભ સફેદ થરવાળી, કઠણ સફેદ અથવા ઝાંખા પીળા ઝાડા, આ દવા પિત્તને સુધારે છે.

**ने–स.** પીળી ચામડી, આંખ, નખ વગેરે. જામી ગએલા પિત્તને પાતળું કરે છે. પિશાબ હળદર જેવો પીળો. ઝીણો મેલેરીઆ તાવ મુખ્ય દવા **का–मु.** સાથે. કમળાની એ બે મુખ્ય દવાઓ છે.

**ने–मु.** અને **का–स.** ની પણ લક્ષણાનુસાર જરૂર પડે છે.

**आयोड**—યકૃતના સંકોચથી કમળો થયો હોય,

**સૂચના**—ઇંડા, માંસ, ઘી તેલવાલા પદાર્થો, સાકર, ખાંડ, દરેક જાતના દારૂ અને કેફી પદાર્થોનો ત્યાગ કરવો.

## પથરીનું દર્દ.

## ( Gall-Stone. )

પિત્તાશય ( ગોલ્બ્લેડર ) માં ચુનાના ક્ષાર જમા થાય છે અને તે બગડેલા કે જામી ગએલા પિત્ત સાથે મળી પથરી બંધાય છે તેનું કારણ પિત્તને ઘટ્ટ થતું અટકાવનાર **ने–स.** ની અને જઠર રસમાં **के–फो.** ક્ષારની ખામી હોવાથી આલ્બ્યુમીનનો વધારો થાય તેથી ચુનો, આલ્બ્યુમીન અને પિત્ત ભેગા મળી પથરી બને છે. તેને પિત્તપથરી કહેવામાં આવે છે. પિત્તાશય, યકૃતવાહિની અને પિત્તવાહક નળીમા પથરી બંધાય છે.

**કારણો**—ચરબીવાળા અને ગળ્યા પદાર્થો ખાવાથી, મીઠા પરમીઆથી, બંધકોશ અને ચિંતાથી, ચુનો ખાવાની ટેવથી પથરીનો રોગ થાય છે.

**લક્ષણો**—જમણા પડખામાં યકૃતની ઉપર દુખાવો થાય તે જમણા ખભા સુધી પહોંચે. પેટ ફુલે, કબજીઆત થાય. અસહ્ય ચૂંક જેવું દર્દ થાય. ઉલટી કે ઉબકા થાય. શ્વાસની મુશ્કેલી. અંતે મૃત્યુ.

**ચિકિત્સા—ने–स.** પથરી બંધાતી અટકાવવા માટે આ દવાની સૌથી વધારે જરૂર છે. લોહીમાં એ ક્ષાર પૂરતા પ્રમાણમાં હોય તો પિત્ત જામી પથરી બંધાય નહિ. પેટ ઉપર તાણીને કપડું પહેરી શકાય નહિ. પાદાંગુષ્ટવાત (ગાઉટ) થયો હોય **के–फो.** સાથે.

**के–फो.** પથરી બંધાતી અટકાવવા માટે આ પણ **ने–स.** ની પેઠે ઉપયોગી છે **ने–स.** સાથે વારાફરતી. પિત્તના અને ગાઉટના લક્ષણોમાં જઠરરસ અને પિત્તરસમાં આ બે ક્ષારની ન્યૂનતાથીજ પથરી બંધાય છે તેથી એ બે ક્ષાર પથરીની મહાન દવા છે. ૩૦ x અને ૨૦૦ x પાવરમાં એ દવાઓ નો ઉપયોગ કરવો.

**मे–फो.** અતિશય ચૂંક જેવી પીડામાં આનો ઉપયોગ વખાણવા લાયક છે. એ પથરી ઓગાળવામાં ઉપયોગી નથી પણ જે નળીઓમાં પથરી થાય છે અથવા અટકી રહે છે અને તેથી તેમાં ચુંક જેવું દર્દ થાય છે. આ ક્ષાર તે નળીઓનો

સંકોચ ઓછો કરી તેનો વિસ્તાર કરે છે તેથી પથરી સહેલાઇથી બહાર આંતરડાંમાં આવે છે. ત્યાંથી ઝાડા વાટે પથરીઓ નીકળી જાય છે. નાની નાની પથરીઓ થતી હોય તે તો ઝાડામાં કુદરતી નીકળીજ જાય છે પણ પથરી બહુ મોટી થઇ હોય ત્યારેજ આવી મુશ્કેલી આવે છે. આ દવાથી નળીઓ વિસ્તૃત થાય તે કરતાં પથરી મોટી હોય તો ઓપરેશનની જરૂર છે.

**ने–फो**. પણ પથરી થતી અટકાવવા માટે ઉપયોગી છે.

**के–स**. ૩૦ X અને **सि**. ૩૦ X પથરીના રોગની લાંબો વખત દવા ન થઇ હોય તેમાં ઉપયોગી છે. પિત્તવાહક નળી અને પિત્તાશય અને યકૃતનો પાક ન થવા દેવા માટે.

**का–मु**. શુદ્ધ પિત્ત ઉત્પન્ન કરવા માટે અને યકૃતના કાર્યની મંદતા ઉપર.

મૂત્રમાર્ગમાં જે પથરીનો રોગ થાય છે તે માટે જુઓ મૂત્રાવયવોના રોગોમાં પથરી. (Gravel).

## યકૃતનો કેન્સર.

### (Cancer of the Liver)

આ એક અસાધ્ય રોગ છે. તેમાં લિવર એટલું બધું મોટું થાય છે કે ઠેઠ કેડના હાડકા સુધી પહોંચે છે. કમળો અને જલોદર થાય છે. બરોળ વધતી નથી. દુઃખ ઓછું કરવા માટે **प्लम्बम, झींकम,** અને **कुप्रम आर्स**. નો ઉપયોગ કરવો બરફથી આરામ લાગે તો બરફ અને સેકથી આરામ લાગે તો સેક કર્યા કરવો. લોહી શુદ્ધ કરવા ઉપર ધ્યાન આપવું.

ચિકિત્સા માટે જુવો કેન્સર એન્ડ ટયુમર.

## મૂત્રાવયવો.

મૂત્ર ઉત્પન્ન કરનારા પિંડો મૂત્રપિંડો કહેવાય છે. મૂત્રપિંડ (Kidny) બે છે. જમણી બાજુએ એક અને ડાબી બાજુએ એક. એ અગિઆરમી પાંસળીની નીચે ચાર પાંચ ઇંચ લંબાઇમાં છે. પહોળાઇ બે ઇંચ છે. દરેક મૂત્રપિંડ (ગુરદા) ની ઉપર એક એક ગ્રંથી છે તેને સુપ્રારિનલ ગ્લેન્ડ કહે છે એ રસગ્રંથી કહેવાય છે. વળી તે રસવિસર્જન ગ્રંથી પણ કહેવાય છે કેમકે લોહીમાંનો કચરો-ઝેર એ પોતે ઉત્પન્ન કરેલા રસની મદદ વડે મૂત્રપિંડ મારફતે કાઢી નાખે છે. દરેક મૂત્રપિંડમાંથી એક એક નળ નીકળે છે. તેને યુરિટર્સ કહે છે તે

પેઢુની નીચે હાડકાની બખોલમાં મૂત્રાશય ( Bladder ) છે તેને મળે છે. મૂત્ર-પિંડોએ સુપ્રારિનલ ગ્લેન્ડસની મદદ વડે ઉત્પન્ન કરેલું મૂત્ર એ નળો મારફતે બ્લેડર-મૂત્રાશયમાં એકઠું થાય છે ત્યાંથી પુરૂષ અને સ્ત્રીઓની જનનેન્દ્રિય મારફતે પિશાબ થઇ બહાર નીકળી જાય છે. લોહીમાંનું સર્વ ઝેર એ રીતે આ મૂત્રાવયવો હંમેશાં બહાર કાઢયાજ કરે છે. પિશાબ એ લોહીમાંનું કાતીલ ઝેર છે તેનો નિકાલ નહિ થાય તો તે ઝેર જેને પિશાબનું ઝેર કહેવામાં આવે છે તે લોહીમાંજ રહેવાથી યૂરેમીઆનો રોગ થઇ માણસ એક બે દિવસમાં મૃત્યુ પામે છે. ઘણાં કારણોથી મૂત્ર પેદા થતું નથી. થાય છે તો બરાબર નીકળવું નથી. કોઇ વખત બંધ થઇ જાય છે ત્યારે જે જે રોગો થાય છે તેનું વર્ણન હવે પછી કરવામાં આવ્યું છે.

## મૂત્રપિંડનો સોજો તરતનો.

### ( Nephritis. )

## મૂત્રપિંડનો સોજો જુનો.

### ( Bright's Disease. )

પિશાબના અવયવોના રોગોનો નિર્ણય કરવા માટે મૂત્રની શાસ્ત્રીય પરીક્ષા કરાવવાની ખાસ જરૂર છે. આ શાસ્ત્ર પ્રમાણે રોગોનાં લક્ષણો ઉપરથી અને પિશાબના રૂપરંગ ઉપરથી પિશાબમાં નિકળતા પદાર્થોના રંગ ઉપરથી દવાની પસંદગી કરવાની છે અને રોગનું નિદાન કરવાનું છે.

ગુરદા (મૂત્રપિંડ) ને વરમ થાય છે તે તરતનો હોય છે તો તાવ ૧૦૩-૧૦૪ સુધી આવે છે. વરમ દીર્ઘ ( જુનો ) થાય છે ત્યારે તાવ ઓછો આવે છે.

શરીર પર સોજા ચઢવા, શરીર પાંડુરોગી જેવું દેખાવું, પિશાબમાં આલ્બ્યુમીન જવું. મૂત્રનું ઓછું અગર બિલકુલ ઉત્પન્ન ન થવું એ આ વ્યાધિના મુખ્ય લક્ષણો છે. વરમ દીર્ઘ હોય છે તો એ રોગને લોકોમાં નાળકોટનો વ્યાધિ કહેવામાં આવે છે. એ ઘણું ખરૂં નાનાં બાળકોને અને જુવાંન માણસોને થાય છે. નાળકોટમાં વિશેષ લક્ષણો થાય છે કોઇ વખત લોહી પડે છે. પિશાબ થોડાં ટીપાંજ પડે. હાથ, પગ, પેટ, ચહેરો એ સર્વ ઠેકાણે સોજા ચઢે છે પેટ મોટું ફૂલેલું દેખાય છે. છોકરાંઓને કોઇ વખત આંકડી આવે છે. પિશાબનો યૂરીઆ નામનો પદાર્થ લોહીમાં વધી પડે છે ત્યારે

દર્દીનો શ્વાસ, આખું શરીર અને પરસેવામાં મૂત્રની વાસ મારે છે. મગજ-શક્તિનો નાશ થઇ જાય છે. છેવટે બેભાન થઇ દર્દી મૃત્યુ પામે છે.

**ચિકિત્સા—के-फो.** નામનો ક્ષાર કમી થવાથી લોહીમાં આલ્બ્યુમીન ભેગું થાય છે તે પિશાબમાં જાય છે પણ પિશાબ કમી થવાથી બધું બહાર નીકળતું નથી. તે જામી જઈ વરમ પેદા કરે છે તેથી આ રોગમાં એ મુખ્ય દવા છે. ૩૦x અને ૨૦૦x પાવર વાપરવા. તરતના રોગમાં ૬x, ૧૨x.

**फे-फो.** મૂત્રપિંડના તમામ વ્યાધિઓમાં વરમ, તાવ, દાહ અને પીડા હોય. મૂત્રપિંડ તરફ લોહીનો ધસારો હોય મુખ્ય દવા **के-फो.** સાથે ક્રમવાર.

**के-फो.** આ રોગ અને આલ્બ્યુમિન્યુરીઆની ખાસ દવા. અશક્તિ શરીર પાંડુરોગી જેવું દેખાવું **फे-फो.** અને **का-फो.** સાથે. ફોસ્ફેટસ જતા હોય.

**का-मु.** વરમની બીજી અવસ્થામાં.

**का-फो.** મગજ અને મજ્જાતંતુની નબળાઇ, નિદ્રાનાશ, ચીડીઓ સ્વભાવ, ક્રોધી સ્વભાવ.

**ने-फो.** પિશાબ બંધ થયો હોય. મૂત્રપથરી થઇ હોય. **ने-स.** સાથે.

**ने-स.** મૂત્ર રચાંતુંજ નહિ હોય તો આ દવાથી મૂત્રપિંડનું કાર્ય સતેજ થઇ મૂત્ર રચાય છે. પથરી થઇ હોય. **ने-फो.** સાથે.

**ने-मु.** આલ્બ્યુમીન વધુ જતું હોય **के-फो.** સાથે. પિશાબમાં લોહી પડતું હોય. **के-फो.** અને **का-फो.** સાથે. શરીરે સોજા ચઢયા હોય **के-फो.** અને **ने-स.** સાથે..

**आर्सेनिक—**મેલેરીઆ કે કોઈ બીજા તાવોથી ગુરદાનો વરમ થયો હોય. શરીરે સોજા ચઢ્યા હોય. રકતાશય ( હૃદય ) નો વ્યાધિ થયો હોય અશક્તિ બહુ રહેતી હોય.

## મૂત્રાશયનો વરમ.

### ( Cystitis. )

**કારણ**-પરમીઆનો રોગ, મૂત્રનું બંધ થવું, મૂત્રશલાકા નાખવાથી થએલું નુકશાન કે ક્ષત, શરદી, પથરી વગેરેથી આ વરમ થાય છે.

**લક્ષણો**-વારંવાર પિશાબ કરવાની ઇચ્છા થાય પણ પિશાબ ટીપે ટીપે આવે. પિશાબ કર્યા પછી દુઃખ થાય. પેઢુમાં દુખાવો, કમરનો દુખાવો. પિશાબમાં લોહી, પરૂ અને કફનું નીકળવું. તાવ આવવો વગેરે લક્ષણો થાય છે.

**ચિકિત્સા—के–फो.** તાવ, અગન, વેદના વગેરે વરમની પ્રથમ અવસ્થાનાં લક્ષણો. વારંવાર પિશાબ થવો, પિશાબ બંધ થવો, લાલ પિશાબ થવો.

**का–मु.** વરમની બીજી સ્થિતિ. પિશાબમાં સફેદ, ચીકણો, ગંધાતો શ્રાવ નીકળવો. સોજો જુનો વરમ. કાળો પિશાબ.

**के–स.** વરમની ત્રીજી અવસ્થા. પરૂ કે લોહીમિશ્રિત પરૂ નીકળવું.

**का–फो.** અતિ અશક્તિ, પિશાબમાં ફક્ત લોહીજ પડવું પછી તે ગુરદામાંથી આવતું હોય કે મૂત્રાશયમાંથી આવતું હોય.

**मे–फो.** દરેક વેદના સેક કરવાથી ઓછી થતી હોય. પિશાબ કરવાની ઇચ્છા કાયમ રહેતી હોય પણ પિશાબ કરતાં કષ્ટથી થોડાં ટીપાં પિશાબ થતો હોય. પેઢુમાં ખેંચાટ થતો હોય.

**ने–मु.** પિશાબ કર્યા પછી કાપી નાખવા જેવી પીડા થતી હોય. જીભ સૂકી તરસ, પીશાબ કર્યા પછી બળતરા. પીશાબમાં યૂરિઆ જતો હોય.

**के–फो.** જ્યારે **मे–फो.** નિષ્ફળ જાય ત્યારે આનાથી આરામ થાય છે.

**का–स.** પિશાબમાં પીળું ચીકણું પરૂ નીકળતું હોય. પિશાબમાં આલ્બ્યુમીન જતું હોય મુખ્ય દવા છે. **के–फो.** સાથે.

**आर्सेनिक.** જુનો મૂત્રપિંડનો વરમ. પિશાબ થોડો અને ગરમ હોય. આખા શરીરપર સોજા. જલોદર થયું હોય. જઠર અને આંતરડાની ફરિઆદો હોય બહુ તરસ લાગે પણ થોડું પાણી પીવાય. દાહ બળતી પીડા.

**सि.** પિશાબમાં પરૂ નીકળતું હોય. પથરીથી વરમ થયો હોય. તો **मे–फो.** સાથે.

## મૂત્રપિંડની ઉપરની રસગ્રંથીનો વરમ.

### (Addison's Disease.)

આ વ્યાધિમાં શરીરનો રંગ કાંસાની ધાતુ જેવા રંગનો થાય છે. એ પિંડો લોહીમાંથી મૂત્ર જૂદું પાડી તેને શુદ્ધ કરવાનું છે.

**લક્ષણો.**—શરીર ઉપર ચરબી જામે છે પણ શરીર સુકાએલું દેખાતું નથી ચાલતાં હાંફ ચઢે છે. શરીરનો રંગ બદલાઇ કાંસા જેવો થતો જાય છે. એ મુખ્ય લક્ષણો છે.

**ચિકિત્સા**—આ રોગની મુખ્ય દવા **ने–स.** અને **केलकर आर्स.** છે.

**ને-મુ.** કિડની મૂત્રપિંડનો પ્રદેશ ( જગા ) જકડાએલી અને ગરમ લાગે. ચહેરાનો રંગ ફીક્કો પીળાશ પડતો હોય. હાથ અને પીઠ ઉપર ભુરા ડાઘ પડે. મગજ અને શરીર વધારે મંદ અને ઢીલું પડી જાય તે સાથે નીચલા અવયવો ધ્રુજતા હોય. ઉલટી, ઉબકા, દબાણ કરતો દુખાવો જઠરમાં હોય. ભૂખ મંદ પડી હોય. પ્રાણીજન્ય ખોરાકો અનુકૂળ ન થતા હોય. બંધકોશ. પેટમાં દુખાવો. ચાલવું અને શ્રમ લેવો ઠીક પડતો ન હોય. બગાસાં બહુ આવતા હોય અને પગ લાંબા કર્યા સિવાય ઊંઘ ન આવતી હોય. શરીર ઠંડું હોય ઉભા થવા જાય કે ચાલવા જાય તો આડા પડી જવાય **का–फो. के–फो.** અને **का–स.** લક્ષણાનુસાર આપવાની જરૂર પડે છે.

## મધુ પ્રમેહ.

**( Diabetis Mellitus. )**

ખાસ કરી પેન્ક્રિયાસ અને કાળજાના રોગથી મધુપ્રમેહ એટલે મીઠો પરમીઓ થાય છે. ફેફસાંના, મગજના, સંધિવા અને ગાઉટના વ્યાધિથી પણ મધુપ્રમેહ થાય છે. સાકર અને ખાંડ તથા દારૂના સેવનથી પણ આ રોગ થાય છે અને વધુ બળવાન બને છે. આ રોગમાં પિશાબમાં સાકર જાય છે. એ દર્દીના પિશાબમાં કપડું બોળી રાખીએ તો અકકડ થઇ જાય છે. કોઇ વાસણમાં પિશાબ ઝીલી રાખ્યો હોય તો ઉપર કીડી મંકોડા ચઢે છે. તે ઉપરથી એ રોગ જલદી ઓળખાય છે. ડૉકટર પાસે પિશાબ તપાસાવી રોગનો નિર્ણય કરવો અને આ શાસ્ત્રના ક્ષારો દવા તરીકે આપવા. આ ક્ષારોના સેવનથી આ કષ્ટસાધ્ય રોગ પણ સહેલાઇથી મટે છે.

**લક્ષણો**—તરસ બહુ લાગે છે. પિશાબ પુષ્કળ થાય છે. દિવસે દિવસે શરીર સુકાતું જતું લાગે છે. ચાલવાની મુસ્કેલી થાય છે. ઝાડો કઠણ. સૂકો, ઝાંખો પીળો અને કબજ રહે છે. કમરનો દુખાવો, હાથ પગ ઠંડા, ગરમી ૯૭ થી ઓછી, હાથપગમાં કળતર, પગે સોજા. વગેરે લક્ષણો હોય છે.

રોગ લાંબો વખત ચાલે તો પછી પાઠાં, ગુમડાં, હથેલીમાં સાતપડો, સડો, સખત બંધકોશ. દર્દીની આંખ અડધી ઉઘાડી રહે છે પણ ભાન હોય નહિ. શ્વાસની ભૂખ લાગી હોય એમ ઉંડા શ્વાસ લે છે છેવટે બેભાન અવસ્થા પ્રાપ્ત થઇ દર્દી મરણ પામે છે.

આ રોગમાં ક્ષય પણ થાય છે છતાં શરીરની ગરમી ૯૭ થી વધતી નથી, ગુરદાનો વરમ, ન્યૂમોનિઆ, અને મગજમાં રક્તશ્રાવ ( એપોપ્લેકસી ) પણ થાય છે તેમાંથી દર્દી બચતો નથી.

આ રોગવાળાનો પિશાબ તપાસાવી તેમાં સાકર જાય છે કે નહિ તે નક્કી કરાવવું અને આ ક્ષારોની ચિકિત્સા ચાલુ કરવાથી પરિણામ ઘણું સારૂં આવે છે અને રોગ મટી ગયા વગર રહેતો નથી.

**ચિકિત્સા—ने–स.** પેન્ક્રિયાસ, યકૃત અને મૂત્રપિંડોના રોગોની મુખ્ય દવા. આ રોગ પેન્ક્રિયાસ અને યકૃતની ખરાબ હાલત અને અવ્યવસ્થાથી થાય છે. આ રોગમાં સાકર લોહીમાં વધી પડે છે અને તે પિશાબ મારફતે બહાર નીકળે છે, આ ક્ષાર સાકરને ઓછી કરે છે. અને પાણીના જથાને નિયમિત કરે છે. પેન્ક્રિયાસ યકૃત વગેરે અવયવોને સુધારે છે.

**का–फो.** આ ક્ષાર કરોડના મૂળ સાથે જોડાએલા મગજના ભાગ મેડયુલા ઓબ્લોન્ગેટા અને તેમાંથી નીકળતા મજ્જાતંતુઓની શકિત જાળવી રાખે છે અને વધારે છે અને જઠર, ફેફસાં વગેરે અવયવોના કાર્યમાં હરકત આવતી હોય તેને દૂર કરે છે તેઓને કાર્ય કરવા શકિત આપે છે આ રોગમાં એટલા માટે એની પણ ખાસ જરૂર છે આ રોગના ઘણાં લક્ષણો આ ક્ષારને સૂચવે છે કડકડતી ખોટી ભૂખ, નિદ્રાનાશ વગેરે. ડૉ. સુસ્લર આ રોગની **का–स.** અને **के–स.** અગત્યની દવા જણાવે છે એ મીઠા પરમીઆની સારી દવા છે તે આ રોગમાં આપવી જોઇએ. ખરેખર આ રોગમાં એ બે ક્ષારો પણ અગત્યનો ભાગ ભજવે છે. ગુમડાં, પાઠું, સાતપડો વગેરે ઉપર આ ક્ષારો સારૂં કામ કરે છે. ડૉ. વૉલ્કર **फे–फो.** અને **ने–फो.** થી સારૂં પરિણામ આવે છે માટે મુખ્ય દવા **ने–स.** સાથે દરેક દર્દીમાં આપવા ભલામણ કરે છે. દવાઓના અને રોગનાં લક્ષણો સરખાવી ઉપયોગ કરવો.

**फे–फो.** મધુપ્રમેહમાં ઝડપી નાડી, દુખાવો, રકતસંચય, ગરમી વગેરે લક્ષણો શરીરના કોઇપણ ભાગમાં હોય. **ने–स.** સાથે.

**के–फो.** ઘણી તરસ, મોં અને જીભ શુષ્ક, પોચું ફુલેલું પેટ. દર્દી મીઠું અને ડુક્કરનું માંસ ખાવા વલખાં મારે એ લક્ષણોમાં **ने–मु.** સાથે.

**का–मु.** પિશાબ પુષ્કળ થતો હોય તેમાં સાકર જતી હોય. દર્દીને ઘણી નબળાઈ થાય અને ઉંઘ્યા કરે. આ ક્ષારના બીજાં લક્ષણો હોય. **ने–स.** સાથે.

**ने–मु.** ન છીપે એવી તરસ, શરીર સુકાતું જવું. ઊંઘ અને ભૂખ ઓછી થઈ જવી. પુષ્કળ અશકિત અને મન ભંગ થઇ જવું.

**का–स.** હવાની ભુખ લાગી હોય તેમ ઉતાવળા ઉંડા શ્વાસ, પરસેવામાં મીઠી વાસ, ગુમડાં, પાઠું, ત્વચારોગો. વગેરેમાં **फे–फो.** અને **के–स.** સાથે.

**સૂચના**—આ રોગમાં ખોરાક ઉપર બહુજ ધ્યાન આપવું. ખોરાકમાં એકલું દૂધજ આપવું. ભૂલેચૂકે પણ સાકરવાળા અને ગળ્યા પદાર્થો ખાવા નહિ. માંસ ખાનારાઓને તેની મનાઇ નથી. કોબીજ, તાંદળજાની ભાજી. તેલ, ઘી અને માખણ ખાવાની છૂટ છે. ડુંગળી, ટામેટાં, બદામ અને ઇંડાં ખાઇ શકાય. મગ, અડદ, તુવર વગેરે કઠોળ પણ ખવાય. ચોખા બટાટા ઘઉં થોડા ખાવા. ખોરાકને ગળ્યો કરવાની જરૂર પડે તો સેકેરીનનો ઉપયોગ કરવો.

## બહુમૂત્રતા.

### (Diabetes Insipidus)

**લક્ષણો**—પિશાબ વારે વારે અને પુષ્કળ થાય તેથી દર્દીનું શરીર ઘણું નબળું પડી જાય છે કેમકે તે સાથે શરીરના અવયવોને જોઇતું પાણી પણ બહાર નિકળી જાય છે તેથી તે અવયવોનું કાર્ય મંદ પડે છે તેના શ્લેષ્મપડો અને રસપડોમાં પાણીની ખોટ પડવાથી તે ભીનાં રહેતાં નથી. ત્વચા, મોં વગેરે શુષ્ક રહે છે. પિશાબ ચોકખો પાણી જેવો ઉતરે છે. તેમાં સાકર હોતી નથી. પેટ વધી જાય છે.

**ચિકિત્સા—ને-મુ**. મુખ્ય દવા છે તે સાથે **કે-ફો.** અને **કા-ફો.** વારાફરતી આપવા.

## મૂત્રનો અટકાવ.

### (Retention of Urine)

આ રોગમાં પિશાબ બંધ થઇ જાય છે. પિશાબ બ્લેડરમાં હોય છે ખરો પણ બહાર નીકળી શકતો નથી. સંકોચન થવાથી (મૂત્રાશય) પિશાબ નીકળી શકતો નથી. **મેગ-ફો.** અને **કુપ્રમ આર્સ**. મુખ્ય દવાઓ છે. હિસ્ટિરીઆના સંકોચથી હોય તો ઉપલા બે ક્ષારો આપવા પણ જો તે નિષ્ફળ જાય તો **ઝીંકમ ફોસ.** નો ઉપયોગ કરવો. પેઢુ ઉપર સેક કરવો જો વરમ હોય તો **ફે-ફો.** થી તે મટશે અને પિશાબ ઉતરશે.

## મૂત્રનષ્ટતા.

### (Suppression of Urine.)

આ રોગમાં મૂત્રપિંડો પિશાબ ઉત્પન્ન કરી શકતા નથી. મૂત્રપિંડના કાર્યની મંદતા અથવા રોગી સ્થિતિ કારણ હોય છે.

મુખ્ય દવાઓ **ને-સ**. અને **ને-ફો.** છે એ બેનું લાંબો વખત સેવન કરવું. પિશાબ ઉત્પન્ન કરવામાં એ ક્ષારો સારો ભાગ ભજવે છે.

## પિશાબમાં ફોસ્ફેટ જવા.

**( Phosphaturia )**

પિશાબ કરતાં ઉનવા બળે છે ( **Dysuria** ) પિશાબ કર્યા પહેલા અને પછીથી અગન બળે છે. મુખ્ય દવાઓ **के-फो. ने-मु. ने-स.** અને **फे-फो.** એ ક્ષારો વારાફરતી અથવા મિશ્ર કરી દશ દશ મિનિટે આપવા.

## મૂત્રપિંડનું પાકવું.

**( Suppurative Nephritis )**

મૂત્રપિંડનો વરમ થયા પછી તેની ત્રીજી અવસ્થામાં તે પાક ઉપર ચડે છે. તેમાં પરૂ થાય છે. તે પરૂ પિશાબમાં નીકળે છે. ગુરદામાં પથરી થવાથી, લોહીમાં યુરિઆ અને બીજા ઝેરી પદાર્થો ભળવાથી, મૂત્રાશયમાં મૂત્ર ભરાઇ રહેવાથી આવું પરિણામ આવે છે.

**ચિકિત્સા—के-स.** ૩૦ x **सि.** ૩૦ x **के-फो.** ૩૦ x વારાફરતી દર કલાકે આપવા. હલકા પાવર વાપરવા નહિ. જો મૂત્રપિંડનું ગડ આંતરડામાં ફાટે તો ખરાબ પરિણામ આવે છે. મૂત્રાશયના દરેક રોગમાં **ने-स.** વાપરવાનું અગાઉ લખ્યું છે. તે પ્રમાણે આમાં પણ એનો ઉપયોગ કરવો.

## મૂત્રાશયનો લકવો.

**( Paralysis of the Bladder. )**

આ રોગમાં પણ પિશાબ બંધ થઇ જાય છે. એ પિશાબ બંધ થઈ જવાનો રોગ નથી પણ મૂત્રાશયનો લકવો થવાથી તેની ગતિ અને શકિતનો નાશ થાય છે તેથી પિશાબ થતો નથી. ઘડપણ સંધિવા અને ગાઉટના વ્યાધિ અને પ્રસુતા સ્ત્રીને કોઇ વખત આ લકવાનો રોગ થાય છે.

**કારણ—**મૂત્રાશય મૂત્ર ભરાઇ રહેવાથી વૃદ્ધિ પામે છે તેથી, કરોડરજજુના વ્યાધિથી કે ઇજાથી, મગજ ઉપર લોહી ચઢી જવાથી અને ઉપર બતાવ્યા તે રોગો કે કારણોથી મૂત્રાશયનો લકવો થાય છે. પિશાબ બંધ થઇ દર્દી મૃત્યુ પામે છે. મૂત્રાશયની ડોક ( ગ્રિવા ) ને લકવો થાય તો પિશાબ ટપકયા કરે છે.

**ચિકિત્સા— का-फो., मेग-फो., फे-फो. कुप्रम आर्स, झींकम फोस.** મુખ્ય દવાઓ છે. વારાફરતી આપવી. જલદી જલદી આ ક્ષારો આપવા. વિશેષ માટે જુઓ—લકલો. (Paralysis.)

# મુત્રકૃચ્છ,–માર્ગનો સંકોચ.

## ( Stricture of the Urethra. )

**કારણ**—પરમીઆના રોગથી, તે રોગ દબાઇ જવાથી, પિશાબમાં ખટા-શની વૃદ્ધિથી. હિસ્ટિરીઆથી. મૂત્રમાર્ગના વરમથી. પ્રોસ્ટેટ ગ્લેન્ડના વરમથી, શસ્ત્રક્રિયાથી, ઘોડેસ્વારથી, બસ્તિ ઉપર વાગવાથી વગેરે કારણોથી આ રોગ થાય છે.

**લક્ષણો**—પિશાબ થોડી થોડી વારે થાય છે. પિશાબની ધાર પાતળી અને વળખાતી દૂર પડે છે. બહુ સંકોચ થાય તો ટીપે ટીપે પિશાબ થાય છે. પિશાબ કરતાં દુખાવો થાય છે. તે દુખાવો કમર અને જાંગ સુધી જાય છે. બંધકોશ થાય છે.

**ચિકિત્સા**—જે રોગથી આ રોગ થયો હોય તે રોગની દવા કરવી પણ તે ઉંચા પાવરની વાપરવી. કેમકે તે રોગો શરીરમાં જીર્ણરૂપે હોય છે. તિક્ષ્ણરૂપ હોય તો હલકા પાવરની વાપરવી. આ રોગની મુખ્ય દવા **मेग–फो. ने–फो. के-फो.** અને **कुप्रम आर्स.** છે.

# ઊંઘમાં પથારીમાં મુતરવું. પિશાબનું વહી જવું.

## ( Enuresis )

આ રોગ અથવા ટેવ નાનાં બાળકોમાં હોય છે. આ ટેવવાળા બાળકો ગાંડા ઘણીવાર નીકળે છે. મૂત્રાશય કે મૂત્રમાર્ગના સ્નાયુઓની શિથિલતા મુખ્ય કારણ હોય છે. કૃમીરોગ, વૃદ્ધાવસ્થા, નબળું શરીર, મજ્જાતંતુની નબળાઇ વગેરે કારણો પણ હોય છે. વૃદ્ધ માણસોને પણ એજ કારણોથી આવો રોગ થાય છે.

**ચિકિત્સા—फे–फो.** મૂત્રાશયની ગ્રિવા આગળ વરમ હોય. મૂત્રાશયની શિથિલતા હોય. સ્ત્રીઓને અને જુવાન છોકરીઓને ઉધરસ ખાતાં પિશાબ નીકળી પડતો હોય. મૂત્રાશયનો સંકોચ કરનારા સ્નાયુઓ નબળા પડ્યા હોય. તે કારણથી પિશાબ ટપકી જતો હોય. છોકરાંઓ ઉંઘમાં પથારીમાં મૂતરતા હોય. મુખ્ય દવા.

**के–फो.** નબળા બાંધાના છોકરાંઓને અને વૃદ્ધ માણસોને પિશાબ છૂટી જતો હોય. **फे–फो.** સાથે.

**का-फो.** મજ્જાતંતુની અને મૂત્રાશયની માંસપેશીઓની નબળાઇથી પિશાબ છૂટી જતો હોય. લકવાના દર્દીને પિશાબ છૂટી જતો હોય.

**ने-फो.** કૃમિરોગને લીધે કે લોહીમાં ખટાશની વૃદ્ધિથી નાનાં છોકરાંઓને ઇચ્છા વગર પથારીમાં પિશાબ થઇ જતો હોય.

## પથરી. અશ્મરી.

**( Gravel. )**

મૂત્રાશયમાં પથરી ત્રણ જાતની બંધાય છે (૧) ફોસ્ફેટસની પથરી. (૨) યૂરેટસની પથરી. (૩) ઓકઝેલેટની પથરી.

**લક્ષણો**—પિશાબ કર્યા પહેલા અને પછી પુરૂષલિંગમાં વેદના થાય છે. પેઢુમાં દુખાવો થાય છે. પિશાબમાં પરૂ અને ફોસ્ફેટ વગેરે આવે છે. પિશાબ છાશ જેવો કે ડહોળો આવે છે. પથરી મોટી હોય તો વખતે લોહી પડે છે. અને ચૂંક આવે છે તેનું ન ખમાય એવું દુ:ખ હોય છે. મૂત્રપિંડ, પેઢું અને પેટમાં સખત દુખાવો થાય છે. દુખાવો વૃષણુ અને જાંગમાં પણ પહોંચે છે બહુ દુ:ખથી દર્દી તરફડીઆ મારે છે. મૂત્રનળમાંથી પથરી પાછી મૂત્રાશયમાં ચાલી જાય તો દુ:ખ એકદમ બંધ પડે છે. ડૉકટરપાસે પરીક્ષા કરાવવી.

**ચિકિત્સા—के-फो.** ૩૦ x અથવા ૨૦૦ x **ने-स.** ૬ x **का-स.** ૬ x **मे-फो.** ૩ x મુખ્ય દવાઓ છે. વધુ માટે જુઓ યકૃતની પથરીનું દર્દ.

## યૂરિમીઆ-પિશાબનું ઝેર.

**( Uremia. )**

યકૃત, મૂત્રપિંડ, અને મૂત્રમાર્ગના વ્યાધિઓને લીધે લોહીમાંથી મૂત્ર છૂટું પડતું નથી. સુપ્રારિનલ ગ્લેન્ડસની શકિત પણ કમી થઇ જાય છે કે રોગી થાય છે તેથી લોહીમાંથી મૂત્ર છૂટું પડતું નથી. અને લોહીમાંજ રહે છે. આથી લોહીમાં રહેલા તમામ ઝેરી પદાર્થોથી લોહી બગડી જાય છે તેથી શરીરમાંથી મૂત્રની વાસ આવવા માંડે છે. માથાનો દુખાવો, ચક્કર, ખેંચાટ, સન્નિપાત, આંખની કીકી મોટી થવી, ગાઢ જાગી ન શકે તેવી ઉંઘ ( કોમા ) વગેરે લક્ષણો થઇ દર્દી મૃત્યુ પામે છે. આ પિશાબના ઝેરને મૂત્રવિષ કે યુરિમીઆ કહેવામાં આવે છે.

યુરિમીઆના સખત હુમલામાં એકાએક તાણ આવે છે. ઘેન ચઢે છે. ઉલટી થાય છે. સન્નિપાત થાય છે અને ઘણા જોરથી શ્વાસ ચાલે છે.

આ રોગમાં ઝેર કાઢવા માટે ત્વરાથી ઇલાજો કરવા જોઇએ. કેમકે એક બે દિવસમાંજ દર્દી મૃત્યુ પામે છે.

**ચિકિત્સા—ने-स**. અને **ने-फो**. પિશાબ લોહીમાંથી છૂટો પાડવાની સુપ્રારિનલ ગ્લેન્ડસની અશક્તિ માટે જલદી જલદી મિશ્ર કરી આપવા એથી લોહીમાંથી મૂત્ર રચાવાની ક્રિયા ચાલુ થાય છે. યકૃત પોતાનું કાર્ય કરવા માંડે છે.

**मेग-फो** અને **कुप्रम आर्स**. પિશાબ બંધ થઇ ગયો હોય તેથી આંકડી, ખેંચાટ વગેરે લક્ષણો થતા હોય. મૂત્રાશય અને તેની ગ્રિવા સંકોચાઇ મૂત્ર બહાર આવી શકતું ન હોય, મૂત્રમાર્ગનું પણ સંકોચન થયું હોય તો ઉપરની દવાઓ સાથે વારંવાર મિશ્ર કરી આપવા.

**का-फो**. સન્નિપાત, આંકડી, મૃત્યુની દશા, એકદમ ઘેન ( કોમા ) **ने-मु**. સાથે વારંવાર આપવા.

દર્દી બેભાન હોય દવા ખાઇ શકે એમ ન હોય તો **का-फो**., **मे-फो**. અને **ने-मु**. ત્રણે ક્ષારો ભેગા કરી દિવેલમાં પાતળો મલમ કરી બોચીથી આખી કરોડ ઉપર પાંચ પાંચ મિનિટે લગાવ્યા કરવો. એથી સન્નિપાત અને ઘેન મટી ભાન આવે ત્યારે બધી દવાઓ ખાવા માટે જલદી જલદી થોડા પ્રમાણમાં આપ્યા કરવી.

દરેક રોગની બેભાન અવસ્થામાં દવાઓનો ઉપર પ્રમાણે પ્રયોગ કરવો. તેલ, દિવેલ, ઓલીવ ઓઇલ, ગ્લીસરીન, વેસેલીન વગેરે સાથે મલમ બનાવી શકાય છે. અગર પાણી સાથે લોશન બનાવી શકાય છે લોશનનો ઉપયોગ પણ વારંવાર કરી શકાય છે અને દવાઓના અણુઓ જલદીથી લોહીમાં દાખલ થઇ શકે છે. મલમ બનાવતાં એ ધ્યાનમાં રાખવું કે જે દવાઓનો મલમ બનાવવો હોય તે દવાઓને સહેજ પાણી નાખી સફેદ પ્રવાહી બનાવવું એટલે ખાંડના અણુઓ ઓગળી જશે પછી તેમાં ઉપરના કોઇપણ તેલ મેળવવા.

## શ્વસનયંત્ર.

### ( The Respiratory System. )

નાકથી શ્વાસ લઇએ છીએ તે પ્રથમ ગળામાં થઇ ફેફસાંમાં જાય છે. ગળાનો પ્રથમ ભાગ લેરિંકસ ( Larynx. ) કહેવાય છે તેને ગુજરાતી ભાષામાં હડીઓ કહે છે ( જે ગળામાં બહારથી ટેકરો દેખાય છે તે ) એ સ્વર ઉત્પન્ન કરનારી નળી છે એ નળી કુર્ચાની બનેલી છે. કુર્ચામાં મુખ્યત્વે **के-फलो**, તત્વ છે. એમાં કંઠદ્વાર છે તેને Glottis. કહે છે.

લેરિંક્સની સાથે નીચેના ભાગમાં વાયુનળ શરૂ થાય છે તેને Trachea-ટ્રૅકિયા કહે છે અહીં છાતી અને ગળાનો સંયોગ થાય છે. અહીંથી તેની બે શાખા જમણી અને ડાબી બાજુએ જાય છે. આ વાયુનળ પણ કુર્ચાની સ્થિતિસ્થાપક ગોળ કડીઓનો બનેલો છે. અને તે સંયોજક તંતુઓથી જોડાએલી છે. એ નળ ચાર પાંચ ઇંચ લાંબો છે.

આ વાયુનળમાંથી જે બે શાખાઓ એક જમણી અને એક ડાબી બાજુએ જાય છે તે વાયુનળીઓ ( Bronchi ) કહેવાય છે. તે દરેક શાખામાંથી અનેક શાખાઓ નીકળે છે તે વાયુનળીકાઓ ( Bronchial Tubes-બ્રોંકીઅલ ટયુબ્સ ) કહેવાય છે. તેમાંથી પણ બારીક શાખાઓ નીકળે છે તેને વાયુ-વાહિનીઓ ( Capillaries-કૅપીલરીઝ્ ) કહેવાય છે તેની સૂક્ષ્મમાં સૂક્ષ્મ નળીઓ વાયુકોષો ( Air Cells-ઍર સેલ્સ ) કહેવાય છે. એવા અસંખ્ય વાયુકોષો એક બીજા સાથે જોડાઇ સમુહ બને છે તેને ફેફસાં ( Lungs ) લંગ્સ કહેવામાં આવે છે. એ સૂક્ષ્મ વાયુકોષો પણ સૂક્ષ્મ સંયોજક તંતુઓથી જોડાએલા છે. ફેફસાંની બહારની બાજુએ રસપડનું બાહ્યાવરણ છે. એ આવરણ પેટના અંદરના બધા અવયવો ઉપર છે. ફેફસાં ઉપરના એ આવરણને પ્લુરા (Pleura.) કહે છે. ફેફસાંની અંદરનું આવરણ એપીથેલીઅમ ત્વચાનું બનેલું છે.

ફેફસાં એટલે અસંખ્ય વાયુકોષોનો સમુહ. તેમાં બારીક રક્તવાહિનીઓ જેને કેશવાહિનીઓ કહેવામાં આવે છે તે હોય છે. અહીં શ્વાસ મારફતે લીધેલી હવામાંથી ઓકસીજન વાયુ લોહીને મળે છે અને લોહીમાંનો કાર્બોનિક ઍસિડ છૂટો પડી ઉચ્છ્વાસ વાટે બહાર નીકળી જાય છે. આવી રીતે કાયમ લોહી શુદ્ધિ થયા કરે છે.

ફેફસાંની અંદરની બાજુએ વાયુનળિકાઓ, ધમનીઓ, શીરાઓ અને મજ્જાતંતુઓ ફેફસાંમાં ફરી વળેલાં છે.

શ્વાસાવયવોના રોગોમાં આ ઉપયોગી થશે.

## શ્વાસાવયવોના રોગ થવાનાં કારણો.

શરદી, થાક ચઢે એટલી મહેનત, ત્વચાની ગંદી હાલત, ભેજવાળી હવા, ઋતુઓની સંધી, ઠંડો પવન, તમાકુ અને પાનનું સેવન, દારૂનું સેવન, અજીર્ણ, ઝાડાની કબજીઆત, વાસી ખોરૂં તેલ મરચાં અને મિઠાઇનો વધુ ઉપયોગ તે ઉપરાંત પાચન અવયવોના રોગ થવાનાં કારણોમાં બતાવેલા કારણોથી નાક,

ગળું, શ્વાસનળી, શ્વાસનળીકાઓ, ફેફ્સાં વગેરેના અનેક રોગો થાય છે તેઓનું વર્ણન હવે પછી કરવામાં આવ્યું છે.

## નાકના વ્યાધિ

### (Diseases of the Nose)

આ વ્યાધિઓના વિશેષ લક્ષણો માટે જુઓ નાકનાં લક્ષણો.

## સળેખમ.

### (Catarrh. Cold)

**કારણો**—સળેખમમાં નાકમાંથી જુદી જુદી જાતના રસોનો શ્રાવ થાય છે. તે શરીરમાં કયા ક્ષારની ન્યુનતા છે તે બતાવે છે અને તે ન્યુનતા પૂરી પાડવામાં આવે છે ત્યારે તે શ્રાવ બંધ થાય છે તેને સળેખમ મટી ગયું કહીએ છીએ. જો પાણીજેવો શ્રાવ થાય તો તે **ने-मु**. ની ન્યૂનતા સૂચવે છે સફેદ, ચીકણો ફાઇબ્રિનનો શ્રાવ થાય તો તે **का-मु**. ની ન્યૂનતા સૂચવે છે. તેલ જેવો શ્રાવ થાય તે **का-स**. ની ખામીનું સૂચન કરે છે. વગેરે. પછી એવા શ્રાવો નાક કે કોઇપણ અવયવમાંથી નીકળતા હોય. જે જે અવયવ માંથી નીકળતા હોય તે તે અવયવોના રોગના જુદા જુદા નામથી ઓળખાય છે. સ્ત્રીઓના યોનીમાર્ગમાંથી નીકળે તો તેને પ્રદર કહેવામાં આવે છે. ફેફસાંમાં રોગ થઇ મોં વાટે નીકળે તો તે કફ ન્યૂમોનિઆ બ્રોંકાઇટીસ વગેરે રોગથી નીકળે છે એમ કહીએ છીએ. જઠરમાંથી નીકળે તો તેને જઠરનો કોઇ રોગ ઉલટી વગેરે કહીએ છીએ. શરીરમાં રહેલા બધા રસો, સાકર, તેલ વગેરે ઉપર આ ક્ષારોનો કાબુ છે. પણ કાબુ રાખનાર નથી હોતા તો તે શરીરમાં જાતજાતની ઉપાધિ કરે છે.

એ ક્ષારો શા શા કારણથી કમી થાય છે તે ઇન્ફ્લ્યુએન્ઝા-દુષ્ટ સળેખમ રોગમાં જણાવેલું છે.

**ચિકિત્સા—ने-मु**. આ રોગની મુખ્ય દવા. નાકમાંથી પાણી વહેતું હોય. છીંકો બહુ આવતી હોય. શ્વાસનળીમાં વરમ થયો હોય, સૂકું કે ભીનું સળેખમ થયું હોય. જુનું સળેખમ હોય.

**का-मु**. સફેદ, ચીકણો. ફાઇબ્રિનનો શ્રાવ. વરમની બીજી અવસ્થા.

**का-स**. સળેખમની ત્રીજી અવસ્થા. નાકમાંથી સહેજ પિળાશ પડતો પાતળો, તેલ જેવો, ચીકણો રસ નીકળતો હોય. સાંજથી સવાર સુધી

સળેખમ વધતું હોય. **का–मु.** આપ્યા પછી સળેખમ મટવા આવ્યું હોય પણ તદ્દન મટતું નહિ હોય.

**फे–फो** વરમની પ્રથમ અવસ્થા. નાકમાં દાહ, અને શુષ્કતા.

**के–फो.** નાકમાંથી ઇંડાની સફેદી જેવો આલ્બ્યુમીન રસ નીકળતો હોય. નબળા બાંધાવાળાને સળેખમ થયું હોય.

**ने–मु.** ભેજવાળી હવામાં કે પાણીમાં રહેવાથી સળેખમ થયું હોય **ने–स.** સાથે.

**ने–स.** બહુજ પાણી પડતું હોય. ઇન્ફ્લ્યુએન્ઝાની આ ખાસ દવા છે. **का–मु.** આપ્યા છતાં સળેખમ મટતું નહિ હોય. કડવા પિત્તનાં લક્ષણો હોય.

**का–फो.** નીકળતા શ્રાવો ગંધતા હોય.

**ने–फो.** શરીરમાં ખટાશનાં લક્ષણો હોય સોનેરી પીળો શ્રાવ હોય.

**के–फ्लो.** નાકમાં કફ સુકાઇ-બંધાઇ જવાથી શ્વાસ લઇ શકાતો નહિ હોય. સૂકું સળેખમ હોય.

**मे–फो.** નાક બંધાઇ જતું હોય. તેથી શ્વાસ લઇ શકતો નહિ હોય. **सि.** જાડો પીળો રસ નીકળતો હોય.

## પીનસ–નાકમાં છોડ.

**( Ozaena. )**

**ચિકિત્સા—का–मु., ने–फो., का––फो., ने–स., मेग–फो.** મુખ્ય દવા **मे–फो.** અને **ने–फो.** બીજી દવાઓ શ્રાવ ઉપરથી પસંદ કરવી. પીનસની અસરથી હાડકું સડવા માંડયું હોય ત્યારે **सि.** અને **के–फ्लो.**

## નાકના મસા.

**( Polypus. )**

**ચિકિત્સા**—મુખ્ય દવા **ने–मु.** અને **के–फो.** લોહી નીકળે તો **का–फो.** **फे–फो.** અને **का–मु.** લક્ષણાનુસાર. જુઓ રકતશ્રાવ.

## નસ્કોરી ફુટવી.

**( Epislaxis. )**

**કારણ**—નાક ઉપર કે માથા ઉપર વાગવાથી, મગજ ઉપર લોહીનો ધસારો થવાથી, સ્રીઓને ઋતુશ્રાવ અનિયમિત આવતો હોય કે બંધ થયો હોય

તેથી, અતિક્રોધ ચઢવાથી, ઉપદંશ કે ગરમીના રોગથી, ઘડપણથી અને પિત્ત-પ્રકૃતિથી નસ્કોરી ફુટે છે. લોહીઆળ અને જાડા માણસને નસ્કોરી ફુટે છે તે બંધ કરવી નહિ. કેમ કે તેમના શરીરમાં લોહી વધી પડવાથી મગજ ઉપર લોહીનો ધસારો કે દબાણ થાય છે તે લોહી નીકળી જવાથી ઓછું થાય છે. તેથી મગજને નુકશાન થતું અટકે છે. એવા બ્લડપ્રેશરના દર્દીને નસ્કોરી ફુટી લોહી નીકળે તે સારી નિશાની છે. બીજાઓની નસ્કોરી ફુટે તે બંધ કરવાના ઉપાયો લેવા.

**ચિકિત્સા—फे-फो**. નસ્કોરી ફુટે ત્યારે આ દવા તપખીરની માફક સુંઘવા આપવી. અને ખાવા માટે પણ આપવી. લોહી લાલ હોય અને જલદી થીજી જતું હોય.

**का-मु**. લોહી કાળું અને જામી જતું હોય **फे-फो**. સાથે.

**का-फो**. નસ્કોરી ફુટવાની આદત હોય. શરીર નબળું હોય. નીકળતું લોહી કાળાશ પડતું ગંધાતું અને જામી જતું ન હોય અને પાતળું હોય. ફીકી રંગનું.

**ने-फो**. પાતળું લાલ લોહી નીકળતું હોય પણ તે જામી જતું નહિ હોય.

**ने-स**. પિત્તપ્રકૃતિ હોય **फे-फो**. સાથે.

**સૂચના**—માથા ઉપર બરફ મૂકવો અથવા ઠંડા પાણીની ધાર રેડયા કરવી. બંને હાથ માથા ઉપર ઊંચા રખાવવા. જે નાકના છિદ્રમાંથી લોહી આવતું હોય તે નસ્કોરાનો ઉપરનો ભાગ દબાવી રાખવો. બંને છિદ્રો દબાવવા નહિ. નસ્કોરી ફુટવાની આદત હોય તો **फोस्फरस** ६ થોડા દિવસ ખવડાવવું.

## અવાજ બેસી જવો.

### ( Horseness. Aphonia )

શરદી લાગવાથી. બહુ બોલવાથી કે વરમ થવાના કારણોથી ગળામાં વરમ થાય છે. ત્યારે સ્વરનળી વગેરેમાં રક્તસંચય થાય છે. અવાજ ઘોઘરો થાય છે. બહુ ગરમ પદાર્થો મરચાં વગેરેના સેવનથી પણ ગળામાં ક્ષોભ થઈ અવાજ બેસી જાય છે. ક્ષયરોગમાં પણ ગળાનો વરમ થઇ કંઠ બેસી જાય છે. શ્વાસ નળીમાં વરમ થવાથી પણ અવાજ બેસી જાય છે.

**फे-फो**. ગવૈયા અને ભાષણકર્ત્તાઓને અને બહુ બોલ બોલ કરનારા શિક્ષકો વગેરેને ગળામાં રક્તસંચય થઇ અવાજ બેસી જાય છે તેમાં. શરદી લાગવાથી ગરમ થયો હોય.

**का-मु.** શરદી, સળેખમથી વરમ થયો હોય અને સાદ બેસી ગયો હોય અથવા ઘોઘરો બોલતો હોય.

**का-फो.** માનસિક શ્રમ, નબળાઈથી અવાજ બેસી જતો હોય.

**का-स.** કાલી મુરથી ફાયદો ન થતો હોય ત્યારે.

**के. फो.** લાંબા વખતથી અવાજ બેસી ગયો હોય. ખૂબ ખોખારવું પડે અને ગળું છોલાય **के-स.** સાથે.

**केल्कर आयोड.** ક્ષયરોગથી અવાજ બેસી ગયો હોય.

**સૂચના**—વિશેષ માટે જુઓ ગળાનાં લક્ષણો.

## મોટી ઉધરસ–ખોંખલી.

### (Whooping Cough.)

આ રોગ થવાનું કારણ ફાઇબ્રિન અને બીજા સેન્દ્રિય પદાર્થો શ્વાસનળીઓ અને શ્વાસનળિકાઓમાં અને તેની આસપાસના સંયોજક તંતુઓમાં જામે છે તેથી તેઓની શ્લેષ્મત્વચામાં ક્ષોભ ઉત્પન્ન થાય છે તે તેને ઉપયોગમાં લેનારા **का-मु.** વગેરે નિરિંન્દ્રિય ક્ષારોના કમીપણાથી થાય છે. પછીથી **मे-फो.** અને **के-फो.** ઓછા થાય છે તેથી શ્વાસનળીઓના સ્નાયુઓમાં સંકોચન થાય છે અને પુષ્કળ આલ્બ્યુમીનનો શ્રાવ થાય છે.

**ચિકિત્સા—का-मु.** આ રોગની મુખ્ય દવા છે. જીભ ઉપર સફેદ થર અને સફેદ જાડો, કફ નીકળતો હોય. હુપ જેવો અવાજ ખાંસીમાં ન થતો હોય પણ ખેંચાટ થતો હોય. તે ખોંખલી ઉધરસ જેવોજ હોય.

**मे-फो.** જ્યારે ખોંખલી ઉધરસ ગળાના સ્નાયુઓનો ખેંચાટ થઈ ઉપરાઉપરી આવતી હોય અને તેથી બાળકો મુંઝાઇ જતા હોય, ચેહેરો વાદળી રંગનો થઇ જતો હોય. ઘણા વખતની જુની ખોંખલી ઉધરસ હોય. **का-मु.** સાથે. જ્યારે ઉધરસનો સખત હુમલો હોય ત્યારે આ ક્ષાર ગરમ પાણીમાં ઓગાળી જલદી જલદી આપ્યા કરવો એટલે ખેંચાટ અને ઉધરસ નરમ પડશે.

**के-फो. मेग-फोस.** આપ્યા પછી આ ક્ષાર આપવો કેમ કે એ ઉધરસમાં આલ્બ્યુમીનનો પુષ્કળ શ્રાવ થાય છે. **मे-फो.** ની સાથે આપવાથી ઘણું સારૂં પરિણામ આવે છે. તદ્દન સફેદ કફ હોય. ખોરાક પચતો ન હોય.

**का-फो.** આ ઉધરસમાં આ વચ્ચે વચ્ચે આપવી જોઇએ કેમ કે તેથી આ ઉધરસથી શરીર ક્ષીણ થતું જાય છે અને મગજની અવ્યવસ્થાઓ થતી હોય છે તે મટાડવા માટે. કફ વાસ મારતો હોય.

**फे-फो.** જ્યારે તાવનાં લક્ષણો જણાતાં હોય અને સખત ઉધરસથી ઉલટીમાં લોહી પડતું હોય. ખાધેલા ખોરાકની ઉલટી થતી હોય.

**ने-मु.** ચોકખો પાણી જેવો પારદર્શક કફ પડતો હોય, ખારો કફ હોય. શિઆળામાં આ ઉધરસ થતી હોય. **का-मु.** સાથે.

**का-स.** પીળો, ચીકણો કફ પડતો હોય, ગળામાં ઘરઘર બોલતું હોય. સંધ્યાકાળ પછી તાવ ઉધરસ વગેરે ચિહ્નો વધતાં હોય. ઠંડી ખુલ્લી હવાથી સારૂં લાગતું હોય.

**ने-फो.** ખોરાક પાચન થતો ન હોય. **फे-फो.** સાથે. ખાટી ઉલટી, લીલા ઝાડા.

**कुप्रम आर्स, कार्ली आर्स.**—મેગ-ફોસ, કેલ્કર ફોસ અને કાલી મુર આપતાં છતાં ઉધરસ મટતી ન હોય ત્યારે આ બહુ ઉપયોગી છે.

## ચોરીઆનો વરમ.

### ( Tonsilitis. )

ગળામાં બંને બાજુએ જડબાના કાન આગળના છેડા આગળ બે નાની બોર જેવડી ગ્રંથીઓ હોય છે તેને ટૉન્સીલ ( ચોરીઆ ) કહે છે. તેમાં પ્રથમ અવસ્થામાં વરમ થાય છે બીજી અવસ્થામાં શ્રાવ થાય છે અને ત્રીજી અવસ્થામાં પરૂ થાયે છે. વરમની ત્રણે અવસ્થાઓ આ રોગમાં થાય છે તેથી એની ચિકિત્સા વરમ પ્રમાણેજ કરવાની છે. કેટલીક વખત એ ચોરીઆ વૃદ્ધિ પામે છે ત્યારે ખોરાક ગળવામાં મુશ્કેલી પડે છે વળી તે સાથે પડજીભ ( કાકડો ) પણ વધી જાય છે અને તે જીભને અડકે છે ત્યારે ગળામાં સળવળાટ થાય છે.

ચોરીઆમાં પ્રથમ સોજો આવે ત્યારે દાહ બળે અને સણકા મારતું દર્દ થાય છે ખોરાક ખાતાં અને ઉધરસ આવતાં બહુ દુખાવો થાય છે. સાધારણ તાવ આવે છે. ચોરીઆ પાકે ત્યારે કાનમાં સણકા મારે છે.

ચિકિત્સા—વરમની પ્રથમ અવસ્થામાં **फे-फो.** બીજી અવસ્થામાં **का-मु.** અને ત્રીજી અવસ્થામાં **के-स.** અને **सि.** મુખ્ય દવાઓ છે. વરમની ચિકિત્સા લખી છે તે પ્રમાણે એ દવાઓનાં લક્ષણો જોવાં.

શરૂઆતમાંજ **फे–फो.** અને **का–मु.** સાથે વારાફરતી દર કલાકે આપવાથી ઘણો આરામ થાય છે. બીજી અવસ્થા ભાગ્યેજ આવે છે. એ બે દવાઓ ૩ x ની ભેગી કરી તેનું લોશન બનાવી તેના કોગળા કરવા.

**ने–मु.** મોંમાંથી પાણી નીકળ્યા કરતું હોય. કાકડો મોટો થયો હોય.

**ने–फो.** ચોરીઆ ઉપર સોનેરી પીળું પડ હોય. જઠરમાં ખટાશની વૃદ્ધિ હોય. ચોરીઆ સૂઝી તેના ઉપર ઉપર પ્રમાણે પડ હોય.

**का–फो.** શરીર ઘણું નબળું પડી ગયું હોય, ખેંચાટના લક્ષણો (ગળામાં) હોય. ગંધાતું પરૂ નીકળતું હોય. બીજી લાગુ પડતી દવાઓ સાથે વારાફરતી. સન્નિપાતનાં લક્ષણો હોય.

**के–फो.** ઘણા લાંબા વખતથી ચોરીઆ સૂઝી ગયા હોય, મોં ઉઘાડતાં પણ દુખાવો થતો હોય. અવાજ ઘોઘરો થઇ ગયો હોય. નાનાં છોકરાંઓના લાંબી મુદ્દતના ચોરીઆ માટે ૩ x પાવરની દવા ઘણા દિવસ ચાલુ રાખવી; આઠ દશ દિવસ આપ્યા બાદ બે ચાર દિવસ જવા દઇ પાછી દવા ચાલુ કરવી. એમ આ દવા બાળકોને આપવી. આ સાથે વરમની લાગુ પડતી દવાઓ આપવી.

**ने–मु.** ૩૦ x થી ઘણો જુનો ચોરીઆનો રોગ મટયાના દાખલા નોંધાએલા છે. પડજીભ વધી ગઇ હોય તે પણ મટે છે.

## કંઠનળી–સ્વરનળીનો વરમ.

### (Laryngitis.)

શ્વાસનળીનો ગળામાં રહેલો પ્રથમ ભાગ જેને લેરિંક્સ કે નરગોટો કે હડીઓ કહે છે તેનો વરમ થાય છે ત્યારે ઉધરસ ગળામાંથી આવે છે તાવ સાધારણ આવે છે, ગળામાં સોજો આવે છે, લાળ ગળે છે.

**ચિકિત્સા**—વરમમાં લખ્યા પ્રમાણે જુઓ—વરમ.

વરમ જુનો થાય ત્યારે **काली आयोड**, **प्लम्बम.** અને **फोस.** ગરમીનો રોગ કારણભૂત હોય તો અને ગળાની આજુબાજુ ગ્રંથીઓ હોય તો **काली आयोड**. અવાજ બેસી ગયો હોય તો **फोस्फरस**. પાણી પણ ઉતરી શકતું નહિ હોય તો **प्लम्बम.** કંઠનળીનો ક્ષય થયો હોય તો **आर्स आयोड** ૩X ૩૦X ઘણા લાંબા વખતથી વરમ મટતો નહિ હોય **आर्स आयोड** ૩૦X.

## કંઠનળીનો સંકોચ.

**( Glotidis. )**

કંઠનળીમાં સોજો થવાથી કેટલીક વાર ગળે કાંઇ ઉતરતું નથી અને શ્વાસ મુશ્કેલીથી ચાલે છે. કોઇપણ રોગમાં મૃત્યુનો વખત નજીક આવે છે ત્યારે પણ કંઠનળીના મજ્જાતંતુના ખેંચાટથી નળી બંધ થઈ જાય છે. સન્નિપાત થાય છે અને દર્દી મરી જાય છે. દર્દીને શ્વાસ લેવાની પણ મુશ્કેલી થાય છે તેથી હવા વિના અકળાય છે તેને ચેન પડતું નથી. મૃત્યુ થોડા કલાકોમાં કે બે ચાર દિવસમાંજ થઇ જાય છે.

**फे-फो.** ગળામાં સોજો થવાથી, ડિપ્થેરીઆના રોગથી કે બીજા વરમ-જન્ય રોગોથી ગળું સૂઝી આવી સ્થિતિ થાય ત્યારે. આ ક્ષાર પાંચ પાંચ મિનિટે ખાવા માટે આપવો અને મલમ કે લોશન બનાવી બહારથી ગળા ઉપર લગાડવું.

**मेग-फो.** મજ્જાતંતુની નબળાઇથી કંઠનળીમાં ખેંચાટ થઇ ગળું બંધ થઇ જાય, વરમનાં લક્ષણો હોય કે નહિ હોય તોપણ આ ક્ષારથી ખેંચાટ બંધ થઈ નળી ખુલ્લી થાય છે અને દર્દી બચી જાય છે.

**कुप्रम आर्स**. જ્યારે મેગ-ફોસ, કાલી ફોસ અને **के-फो**. નિષ્ફળ થાય ત્યારે આ સારૂં કામ કરે છે.

આ દર્દમાં શ્વાસ રૂંધાઇ જશે એમ લાગે તો શસ્ત્રક્રિયા કરાવવી.

ગળાની અંદરના ભાગમાં પાણી ભરાવાથી સોજો થાય તો **ने-मु**. નો ઉપયોગ કરવો.

## હેડકી.

**( Hiccough. )**

**ચિકિત્સા**—મુખ્ય દવાઓ **मे-फो**. અને **के-फो**. છે. એ નિષ્ફળ જાય તો **का-फो**. અને **का-स**. નો ઉપયોગ કરવો. હેડકી ગમે તે કારણથી થઇ હોય તોપણ ક્વિનાઇનના અતિ ઉપયોગથી હેડકી આવતી હોય તો **ने-मु**. ૩૦X થી તે જરૂર મટે છે. મુખ્ય દવાઓ તેની સાથે આપવાની છે. મગજની નબળાઇ અને હિસ્ટિરીઆ તથા ટાઇફોઇડના દર્દીને હેડકી આવતી હોય તો **का-फो**. અને **मेग-फो**. અથવા ટાઇફોઇડના દર્દીની હઠીલી હેડકી **मेग-फो**. થી મટયાના દાખલ નોંધાએલા છે.

# દમ રોગ.

## ( Asthma. )

આ રોગ થવાનાં આ શાસ્ત્ર પ્રમાણે નીચેનાં કારણો છે.

અમૂક સેન્દ્રિય પદાર્થો જેવા કે આલ્બ્યુમીન, ફાઇબ્રિન અને બીજા નકામા પદાર્થો અમૂક નિરિન્દ્રિય ક્ષારો જેવા કે **का-मु. के-फो. का-स.** વગેરેની ન્યૂનતાથી નકામા બની જાય છે તેને ફેફસાં કફરૂપે બહાર કાઢી નાખે છે.

કેટલીક વાર શ્વાસનળીઓના સ્નાયુઓના સંયોજક તંતુઓ ઢીલા પડી જાય છે અને તેના ઉપર અમલ ચલાવનાર મજ્જાતંતુઓ નબળા પડી જાય છે તેથી શ્વાસનળીઓ બંધ થઈ જાય છે અને શ્વાસ લેવામાં અડચણ પડે છે સંયોજક તંતુઓ બનાવનાર **के-फ्लो.** અને મજ્જાતંતુની રચના કરનાર **का-फो.** અને **मेग-फोस.** ની ન્યૂનતાથી એ પ્રમાણે સ્થિતિ થાય છે.

આ રોગથી ભાગ્યેજ કોઇ અજાણ હશે. સાધારણ માણસ પણ આને દમ ચઢ્યો છે એમ તરત કહી દે છે. સસણીમાં પણ દમ ચઢે છે અને નબળાઇથી પણ દમ ચઢે છે. પણ તેને દમ રોગ કહી શકાય નહિ.

**લક્ષણો**—દર્દીને ઓચીંતી શ્વાસની એટલી બધી મુઝવણ થાય છે કે તે બીજા સાથે વાત પણ કરી શકતો નથી. છાતી એટલી જકડાઇ જાય છે કે શ્વાસ લેતાં અને બહાર કાઢતાં મુશ્કેલી પડે છે આંખોના ડોળા બહાર નીકળી જાય છે. મોં ઉઘાડુંજ રહે છે તેનો ચહેરો દયાજનક દેખાય છે. દર્દી પરસેવાથી તરબોળ થઇ જાય છે અને હમણાંજ શ્વાસ બંધ થઇ દર્દી મરી જશે એમ લાગે છે. હાથ પગ ઠંડા પડે છે. બળખા નીકળતા જાય તેમ દર્દીને આરામ થતો જાય છે. પછી કેટલોક વખત કે દિવસો સુધી દર્દ મટી ગયું દેખાય છે.

સસણીમાં દમ ચાલુ રહે છે. સસણી મટે ત્યારેજ દમ મટે છે.

**ચિકિત્સા—का-फो.** દમ રોગની આ મુખ્ય દવા છે. 3X પાવરની થોડી થોડી વારે મોટા પ્રમાણમાં આપવી ( દશ દશ ગ્રેન ) એટલે શ્વાસની મુશ્કેલી અને ગુંગળામણ બંધ થશે. **सि.** સાથે. થોડો ખોરાક ખાય છતાં દમ ચઢે. મજ્જાતંતુની અવ્યવસ્થા અને નબળાઇ હોય. ગંધાતો કફ નીકળતો હોય **ने-फो.** અને **सि.** સાથે.

**के.-फ्लो.** ફેફસાં, શ્વાસનળી વગેરે અવયવોના સ્નાયુઓના સ્થિતિસ્થાપક સંયોજક તંતુઓ નબળાં ( ઢીલા ) પડી ગયા હોય. વૃદ્ધ માણસનો દમ,

ગડફામાં પીળા નાના નાના લચકા નીકળતા હોય તેને ઉપર લાવવામાં બહુ મુશ્કેલી પડતી હોય. શ્વાસ લઈ શકાતો નહિ હોય. મુખ્ય દવા **का-फो.** સાથે.

**ने-स.** ભેજવાળી હવામાં અને ચોમાસામાં દમ વધારે થતો હોય. જુવાન માણસોના આ રોગમાં આ કીંમતી દવા છે. મળસ્કે ૪ થી ૬ સુધી પુષ્કળ કફ નીકળતો હોય અને દમ ચઢતો હોય અને તે સાથે પાતળા ઝાડા થતા હોય. આ રોગમાં આ ઘણી ઉપયોગી દવા છે એવો અનેક ડૉકટરોનો મત છે. **का-फो.** સાથે.

**ने-मु.** પાણી જેવો ફીણ વળતો કફ નીકળતો હોય, નાકમાંથી અને આંખમાંથી પાણી નીકળી પડતું હોય, સવારે દમ ચઢતો હોય. **का-फो.** સાથે.

**का-मु.** જીભ ઉપર સફેદ પડ હોય. જઠરની અવ્યવસ્થા હોય તેથી અજીર્ણ, ભૂખ ન લાગવી. ભારે ખોરાક પાચન ન થવા વગેરે. દસ્તની કબજીઆત સફેદ, ચીકણો કફ, હોય તે જલદી નીકળી શકતો નહિ હોય. મુખ્ય દવા **का-फो.** સાથે.

**का-स.** ઉનાળામાં દમ ચઢતો હોય ખુલ્લી ઠંડી હવાથી સારૂં લાગતું હોય. કફનો શ્રાવ પીળાશ પડતો, પાતળો હોય અને તે જલદી છૂટતો હોય.

**मे-फो.** ઠંડી હવામાં કે શિઆળામાં દમ વધારે ચઢતો હોવ. ગરમીથી સારૂં લાગતું હોય. છાતીમાં દબાણ લાગતું હોય, ચહેરો ભૂરો થઇ જતો હોય દમ રોગ સાથે મુશ્કેલીથી મટે એવું પેટ ફૂલતું હોય.

**के-फो.** ચીકણો, જાડો, પીળો કફ નીકળતો હોય. બાળકોનો દમ રોગ **ने-फो.** સાથે.

**ने-फो.** સોનેરી પીળો કફ અને અમ્લપિત્તનાં લક્ષણો છાતીમાં દાહ બળવી. એ લક્ષણો સાથે દમ હોય.

**सि.** શ્વાસ લેવામાં બહુજ મુશ્કેલી હોય. માથા ઉપર પુષ્કળ પરસેવો છુટી જતો હોય. **का-फो.** સાથે. દર્દી ખુલ્લી હવા માગતો હોય. આ રોગનો નાશ કરવા માટે **सि.** સાથે **ने-स.** નો ઉપયોગ કરવાથી સારૂં પરિણામ આવે છે. ઘરડાં માણસોનો દમ **के-फ्लो.** અને **बेरीअम फोस.** સાથે વારાફરતી. પત્થરની ખાણમાં કામ કરનારાઓનો દમ. કફમાં પરૂ પડતું હોય.

**आर्सेनिक.** મધરાત પછી દમ ચઢતો હોય અથવા વધતો હોય.

આ રોગમાં **का-फो. ने-स. आर्सेनिक** અને **काली आयोड.** ઘણી કીંમતી દવાઓ છે. **मे-फो.** થી આરામ ન થતા દમમાં **कुप्रम आर्स.** અને **झींकम फोस** નો ઉપયોગ વખાણવા લાયક છે.

## ઉધરસનાં સામાન્ય લક્ષણો.

## (Cough)

સ્વરનળીનો વરમ, (Laryngitis.) શ્વાસનલિકાનો વરમ, (Bronchitis.) ફેફસાંનો વરમ, (Pneumonia.) અને ફેફસાંના પડનો વરમ (Pleurisy.) એ રોગમાં ઉધરસ મુખ્ય હોય છે. એ બધા રોગોમાં નીકળતા શ્રાવ ઉપરથી દવાની પસંદગી કરવાની છે. નિરિન્દ્રિય ક્ષારોના કમી પણાથી સેન્દ્રિય પદાર્થો નકામા પડે છે તે કફરૂપે બહાર કાઢવા માટે ઉધરસ એક કુદરતી પ્રયત્ન છે. એ રોગોમાં દેખાતાં લક્ષણો. કફ (શ્રાવ) ના રૂપરંગ વગેરે આમાં લખવામાં આવ્યાં છે એ દરેક રોગોની ચિકિત્સા કરવા માટે આ લક્ષણો જોવાં. એ વરમજન્ય રોગો છે.

**फे-फो.** વરમની પહેલી અવસ્થામાં ગરમી, તાવ, દુખાવો, બળતરા. અને સોજો હોય છે તેમાં. આ દવાનો જલદી જલદી ઉપયોગ કરવો લક્ષણો નરમ પડે ત્યારે અંતર વધારવો. અને વરમની બીજી અવસ્થા શરૂ થાય ત્યારે તે અવસ્થામાં આપવાના ક્ષારની સાથે વારાફરતી આપવો શ્વાસ ટૂંકો અને કષ્ટદાયક. સૂકો કફ વગરની કષ્ટદાયક ઉધરસ. જીભ લાલચોળ હોય. વગેરે લક્ષણોમાં.

**का-मु.** વરમની બીજી અવસ્થામાં બહુ ચીકણો છુટે નહિ તેવો, જાડો, સફેદ અગર ભૂરાશ પડતો સફેદ કફ નીકળે ત્યારે. તે સાથે જીભ ઉપર સફેદ થર હોય. **फे-फो.** સાથે. સવારમાં ગળફો જામી જાય અને શ્વાસ રૂંધાય ત્યારે **फे-फो.** સાથે.

**का-स.** વરમની ત્રીજી અવસ્થામાં કફ સહેજ પીળો, પાણી જેવો પાતળો અને પુષ્કળ નીકળતો હોય, અથવા લીલાશ પડતો ચીકણો પીળો હોય તે સાથે તાવ હોય તો **फे-फो.** સાથે વારાફરતી. સાંજે ઉધરસ વગેરે ચિન્હો વધતાં હોય. સસણી બોલતી હોય. પરસેવો નીકળતો ન હોય. કફ ગળામાં પાછો સરકી જતો હોય વગેરે લક્ષણોમાં.

**सि.** વરમની ત્રીજી અવસ્થામાં બળખો જાડો, પીળો પરૂ જેવો, અને વજનદાર નીકળતો હોય ઠંડું પાણી પીવાથી રોગવૃદ્ધિ અને ગરમ પાણી

પીવાથી ઘણું સારું લાગતું હોય. ત્યારે આની પસંદગી કરવી. પાણીમાં કફનો બળખો નાખવાથી ડુબી જાય અને રાતે પરસેવો થતો હોય. સુકતાનવાળા બાળકની ઉધરસ.

**के–स**. વરમની ત્રીજી અવસ્થામાં વજનદાર પરૂ અને લોહીમિશ્રિત પરૂ નીકળતું હોય ત્યારે **सि**. સાથે.

**ने–मु**. વરમની શરૂઆતમાં જ્યારે કફ ચોકખા પાણી જેવો પારદર્શક, ચીકણો, અને **ફીણ વળતો** નીકળતો હોય. જુના રોગમાં શિઆળામાં ઉપર પ્રમાણે લક્ષણોવાળો કફ હોય તે ખખડતો હોય અને બહાર કાઢવામાં બહુ અડચણ પડતી હોય દરિઆ કિનારાની હવાથી રોગ વધતો હોય. જીભ ઉપર લાળના પરપોટા હોય. ટૂંકી, સૂકી, ખાલી ઉધરસ જ્યારે **फे–फो**. થી નહિ મટે ત્યારે આ ક્ષાર આરામ કરે છે. ઉધરસ સાથે આંખમાંથી પાણી ગળતું હોય.

**के–फो**. એકદમ સફેદ કફ પડતો હોય તે પાણી જેવો પાતળો નહિ હોય. પાંડુરોગીને વધુ ઉપયોગી. ઝીણો તાવ હોય ત્યારે અને રોગ ફરી ઉથલો મારે ત્યારે તાવનાં લક્ષણો સાથે હોય **फे–फो. સાથે.**

**ने–फो**. સોનેરી પીળો, પરૂ જેવો કફ હોય, મલાઈ જેવો કફ હોય, ન્યૂમોનિયામાં કે ક્ષયમાં ફેફસાંમાં સડો હોય **सि**. સાથે.

**के–फ्लो**. ગાંઠ બંધાએલો પીળો તોડયો તૂટે નહિ તેવો કફ. ગળામાં બહુ દુખતું હોય. પીઠ ઉપર સૂઇ જવાથી ઉધરસ આવે તેથી ઉઠીને બેસવું પડતું હોય.

**का–फो**. ગળું છોલી નાખે તેવો કફ **ने–मु**. સાથે. વાસ મારતો પરૂ વાળો કફ. એકલું લોહી પડતું હોય. હૃદય મંદ કે ઘણું જલદી ચાલતું હોય. કફમાં પરૂ નીકળે ત્યારે **सि**. સાથે અને **ने–फो**. સાથે.

**ने–स**. કફ કાઢતી વખતે ગળું દુ:ખે અને ઉધરસ ખાતાં દર્દીને છાતી પકડી રાખવી પડે. ઠંડી, ભીની, વરસાદની હવા અને સવારમાં રોગ વધે પાણી જેવો કફ નીકળે. મોંમાં કડવો સ્વાદ. કફમાં પરૂ આવે. તે જાડું હોય. ગળામાંથી કફ નીકળે તે દોરડા જેવો લાંબો લટકતો નીકળતો હોય. વગેરે લક્ષણોમાં. જમણી બાજુએ સુવાથી સારૂં લાગે.

**मग–फो**. ખોંખલી ઉધરસ. સાથે ખેંચાટનાં લક્ષણો હોય **का–मु. સાથે.** ફેફસાંમાં શૂળ મારતું હોય. તેથી ઉધરસ ખાતાં બહુ દુ:ખ થતું હોય. ઉધરસ આવ્યાજ કરે પણ કફ છૂટે નહિ. ઉનું પાણી પીવાથી અને બેસી રહેવાથી સારૂં લાગે. સુવાથી ત્રાસ થાય.

## વાયુનળીનો વરમ.

### ( Bronchitis )

## વાયુનળીકાઓનો વરમ.

### ( Branco-Pneumonia )

વાયુનળીના બે વિભાગ એક જમણી અને બીજો ડાબી બાજુએ જાય છે તેમાં વરમ થાય છે તેને બ્રોંકાઇટીસ–કે હલકો સસણીનો રોગ કહે છે. પણ જયારે તેની સૂક્ષ્મ નળીકાઓ જે ફેફસાંમાં જાય છે તેનો વરમ થાય છે તેને ખરેખરી ભયકારક સસણીનો રોગ બ્રાંકોન્યૂમોનિઆ કહે છે. લોકો તેને વરાધ ભુંડી વગેરે નામથી ઓળખે છે. બાળકોને આ રોગ ઘણો થાય છે જો કે મોટાંઓ પણ તેમાંથી મૂક્ત નથી. એ વરમ મટી ગયા પછી જરા અસર રહી જાય અને તે લાંબા વખત સુધી ચાલ્યા કરે તેને જુની સસણી કહે છે.

**કારણો**—જુઓ શ્વસનયંત્રના રોગ થવાનાં કારણો.

**લક્ષણો**—પ્રથમ સળેખમ અને સૂકી ખાંસી થાય છે પછી છાતીમાં દુખાવો થાય છે શ્વાસની મુશ્કેલીથી મુંઝવણ થાય છે તાવ ૧૦૦–૧૦૧ સુધી રહે છે પણ સૂક્ષ્મ વાયુનળીકાઓમાં વરમ આગળ વધે તો તાવ ૧૦૩–૧૦૪ સુધી જાય છે. ઉધરસ વારંવાર આવે છે. તરસ ઘણી લાગે છે. શ્વાસની મુંઝવણ વધી પડે છે. ઘણીવાર ઝાડા ઉલટી થાય છે. કફ નીકળવા માંડે છે તે ધોળો, પીળો વગેરે રંગનો હોય છે. નાનાં બાળકો કફ ગળી જાય છે.

**ચિકિત્સા**—જુઓ ઉધરસનાં સામાન્ય લક્ષણો.

કષ્ટસાધ્ય અને અસાધ્ય દશામાં **आर्स आयोड ३ x काली आयोड. का–फो. के–स.** શરીર ઠંડું પડી જાય. માથા ઉપર ઠંડો પરસેવો આવે તો **कुप्रम आर्स.**

## ફેફસાંનો વરમ.

### ( Pneumonia )

ફેફસાંના વાયુકોષો ( Air Cells ) માં વરમ થાય છે તેને ન્યૂમોનિઆ કહેવામાં આવે છે. આ ઘણો ભયંકર રોગ છે. પૂરતી સાવચેતી અને તાત્કાળિક ચિકિત્સાની જરૂર છે.

**કારણો**—જુઓ શ્વસનયંત્રના રોગ થવાનાં કારણો.

**લક્ષણો**—પ્રથમ એક બે દિવસ સળેખમ થાય છે. ડોક અને કમર દુખે છે. પછી અચાનક ટાઢ વાઇને આ રોગ થાય છે. નાનાં છોકરાંઓને આંચકી પણ આવે છે. મોટાંને ટાઢ વાય છે. પછી એકદમ જોરમાં ૧૦૫ ડીગ્રી સુધી તાવ આવે છે. શ્વાસ લેતાં બહુ મુશ્કેલી પડે છે. શ્વાસ ફુંફાડા મારતો ચાલે છે તે સાંભળી શકાય છે પ્રથમ થોડી થોડી વારે સૂકી ખાંસી આવે છે. છાતીમાં દુખાવો થાય છે. પછી બે ત્રણ દિવસે કફનો શ્રાવ શરૂ થાય છે. તે ઘણો ચીકણો, છુટે નહિ એવો, અને સફેદ હોય છે. તે ફાઇબ્રિન છે. કોઇ વાર તે રક્તમિશ્રિત હોય છે તે ભયંકર રોગની નિશાની છે. પાછળથી તે પીળો કે તપખીરીઆ રંગનો થાય છે. તપખીરીઆ રંગ પણ ભયની નિશાની છે. તરસ બહુ લાગે છે. દર્દી તદ્દન અશક્ત થઇ જાય છે. સન્નિપાત થાય. કોઇને ઓળખી શકે નહિ. બેશુદ્ધિ થાય, પરસેવાથી ઝેબ ઝેબ થાય તે અંતકાળની નિશાની છે. બળખા ધોળા કે પીળા હોય તે જલદી છુટતા હોય અને ઘણા પ્રમાણમાં નીકળતા હોય તે સારી નિશાની છે.

પ્લેગ, ટાઇફોઇડ, શીતળા, ઓરી વગેરે રોગોમાંથી પણ ન્યુમોનિઆ કે બ્રાંકો ન્યુમોનિઆ કે પ્લુરો ન્યૂમોનિઆ થવાનો સંભવ છે. ન્યુમોનિઆને આપણા વૈદ્યો ત્રિદોષ નામથી ઓળખે છે. ત્રિદોષના પણ ઘણા પ્રકાર છે.

**ચિકિત્સા**—**फे-फो**. વરમની પ્રથમ અવસ્થાનાં લક્ષણોમાં **का-स**. સાથે વારાફરતી પાંચ પાંચ ગ્રેન દર પંદર મિનિટે આપવા. જેમ જેમ તાવ વગેરેમાં સુધારો થતો જાય તેમ તેમ દવા આપવાનો અંતર વધારવો. ચોવીસ કલાકમાં એથી સુધારો નહિ દેખાય તો **फे-फो**. અને **ने-मु**. ઉપર પ્રમાણે આપવા. વરમની બીજી અવસ્થા શરૂ થઇ સફેદ, જાડો અને ચીકણો કફ નીકળવા માંડે ત્યારે **फे-फो**. અને **का-मु**. ઉપર પ્રમાણે વારંવાર આપવા. ફક્ત ત્રણજ દિવસમાં આ પ્રમાણે દવા આપવાથી આ રોગ મટી જાય છે કે ઘણો હલકો થઈ જાય છે. છતાં પણ ત્રીજી અવસ્થા શરૂ થાય એટલે પીળો, પિળાશ પડતો, કફ પડવા માંડે ત્યારે **फे-फो**. અને **का-स**. ઉપર પ્રમાણે આપવા. પરૂમય કફ, કે પરૂ લોહી મિશ્રિત કફ પડવા માંડે તો **के-स**. ૩૦x અને **सि**. ૩૦x દર કલાકે કલાકે વારાફરતી આપવા. માનસિક લક્ષણો સન્નિપાત, બેચેની વગેરે દેખાય તો **का-फो**. જે અવસ્થામાં તે અવસ્થાની દવા સાથે આપવો. કફમાં લોહી પડવા માંડે તો **फे-फो**., **का-फो**. અને **आर्सेनिक** વારાફરતી પાંચ પાંચ ગ્રેન દર પંદર મિનિટે આપવા. આ રોગમાં ફેફસાંમાં જલસંચય થાય તો અગર કોઇ

દવાને રોગ મચક આપતો નહિ હોય ત્યારે **काली आयोड** અમૂલ્ય ઇલાજ છે. તેની સાથે **काली आर्स** આપવો.

દવાઓનાં લક્ષણો અને વિશેષ ચિકિત્સા માટે જુઓ ઉધરસનાં સામાન્ય લક્ષણો.

આ રોગ નવમે દિવસે સુધારો દેખાડે ત્યારે સમજવું કે આ રોગના ન્યૂમેકોકસ જંતુઓ સામે ફેફસાંમાં તેનું ટોક્ષિન ઉત્પન્ન થયું છે. તેથી રોગ સપાટાબંધ સારો થવા માંડે છે. પણ નવમે દિવસે રોગની વૃદ્ધિ દેખાય તો એ જંતુઓનું જોર વધી ગયું છે અંદરના ફાઇબ્રિન, આલ્બ્યુમીન અને બીજો કચરો સડવા માંડ્યાં છે. જો આ માટે યોગ્ય ઇલાજ ન લેવામાં આવે તો પરિણામ ખરાબ આવવાનું છે. એવે વખતે **के-स.**, **सि.**, **ने-फो.** અને **का-फो.** વારાફરતી પંદર પંદર મિનિટે આપવા. અને હોમીઓપથીની ન્યુમોકોકસીન ૩૦. દિવસમાં બે વાર આઠ આઠ કલાકે આપવી. રોગની બીજી અવસ્થામાં પણ એ દવાનો ઉપયોગ થાય તો પરિણામ ઘણું સારૂં આવે છે તે સાથે રોગની દવાઓ પણ ચાલુજ રાખવાની છે. બ્રાંકોન્યુમોનિઆ–સસણીમાં પણ ઉપર ભલામણ કર્યા મુજબ દવાઓ આપવાથી સારૂં ફળ આવે છે.

જ્યાં સુધી દર્દીને ભૂખ ન લાગે અને તે જાતે ખાવાનું ન માગે ત્યાં સુધી કોઇ ખોરાક આપવો નહિ ફક્ત દૂધ કે દૂધની નરમ ચા આપવી. દૂધમાં સાકરને બદલે ગ્લુકોઝનો ઉપયોગ કરવો. મોસંબી નારંગી વગેરે ફળો આપવાનો રિવાજ છે તે ઠીક નથી. જરૂર પડે તો પોપૈઉં ખાવા આપી શકાય છે તેથી અગ્નિ પ્રદિપ્ત થાય છે. પાચનક્રિયા સુધરે છે. કાળી દ્રાક્ષ ખાવા માટે આપવી. દર્દીને આપવાના પાણીમાં જે દવાઓ ચાલુ હોય તે દવા શેર પાણીમાં પાંચ દશ ગ્રેન નાખી તે પાણી પીવા માટે આપવું. સોડા લેમન આપવાં નહિ. આ શાસ્ત્ર પ્રમાણે આ ભલામણ કરવામાં આવી છે બીજાં શાસ્ત્રો પ્રમાણે આ અનુકૂળ કે પ્રતિકૂળ હોય શકે. ઘી અને તેલનો જરાપણ ઉપયોગ કરવો નહિ.

દવાને મદદ કરવા માટે આ દવાનો મલમ બનાવી છાતી ઉપર લગાડવો જોઇએ. **फे-फो.** અને **का-मु.** એ બે ક્ષારો વીસ વીસ ગ્રેન લેવા તેમાં તે ઓગળી ઘોળું પાણી થાય તેટલું પાણી નાખવું પછી તે વેસેલીનમાં મેળવી છાતી ઉપર ચોપડવું ઉપર લીન્ટના કાપડને વીંટી લેવું. દર બે કલાકે એ પ્રમાણે ઉપયોગ કરવો. ત્રીજી અવસ્થા હોય તો **फे-फो. का-स.** અને **के-स.** નો એજ પ્રમાણે મલમ બનાવી ઉપયોગ કરવો.

## ફેફસાંના ઉપલા રસપડનો વરમ.

**( Pleurisy. )**

ફેફસાંનું બહારનું ( ઉપરનું ) આવરણ જેને પ્લુરા કહેવામાં આવે છે તેનો વરમ થાય છે તેને પ્લુરીસી કહેવામાં આવે છે વૈદ્યકમાં તેને તાવ સાથેનું છાતીનું શળ કહેવામાં આવે છે. રસપડનો એ વરમ જ્યારે સારો ન થતાં ફેફસાંની અંદરના શ્લેષ્મપડમાં ઉતરે છે ત્યારે પ્લુરો ન્યુમોનિઆ કહેવાય છે.

આ રોગમાં શળની પીડાથી શ્વાસ લેતાં દર્દીને બહુ દુઃખ થાય છે. તેથી શ્વાસ પણ લઇ શકાતો નથી. બીજાં લક્ષણો ન્યુમોનિઆ પ્રમાણે હોય છે.

**ચિકિત્સા**—વરમની પ્રથમ અવસ્થામાં **फे-फो**. બીજી અવસ્થામાં **का-मु**. અને ત્રીજી અવસ્થામાં **के-स**. દરેક અવસ્થાની દવા સાથે **फे-फो**. વધુ ચિકિત્સા માટે જુઓ ફેફસાંનો વરમ. ( Pneumonia ).

## ફેફસાંનું જલોદર.

**( Oedima of the Lungs. )**

ગુરદાના, ફેફસાંનો કે તેના આવરણનો વરમ, રક્તાશયના પડદાના વ્યાધિથી આ રોગ થાય છે. ગુરદાના કોઈ રોગથી આખા શરીરે સોજા ચઢે છે ત્યારે ફેફસાંમાં પણ પાણીનો જમાવ થાય છે. ફેફસાંના રસપડના વરમમાં અને ન્યૂમોનિઆમાં પણ ફેફસાંમાં પાણીનો જમાવ થાય છે.

**લક્ષણો**—છાતી જકડાઇ જાય છે તેથી શ્વાસ લેવામાં બહુ મુશ્કેલી પડે છે. લોહી સ્વચ્છ થઇ શકતું નથી તેથી ચહેરો કાળો પડવા માંડે છે. ફેફસાંની કોઈ નસ તૂટી જાય છે તો દર્દી થોડા કલાકમાં મૃત્યુ પામે છે.

**ચિકિત્સા**—**ने-मु**. **का-मु**. **ने-स**. અને **काली आयोड** મુખ્ય દવાઓ છે. વધુ માટે જુઓ જલોદર.

## ફેફસાંમાંથી લોહી પડવું.

**(Hoemoptisis.)**

**ચિકિત્સા**— જુઓ રક્તશ્રાવ—( Hemorrhage.)

## ફેફસાંનો સડો.

### ( Gangrene of the Lungs. )

ન્યૂમોનિઆ અને ક્ષયરોગમાં ફેફસાંમાં સડો થાય છે. ફેફસાંમાં ગડ થઇને પણ સડો થાય છે. જો પ્રથમથીજ ક્ષય અને ન્યૂમોનિઆની સારી ચિકિત્સા થઇ હોય તો આ રોગ થવાનો સંભવ રહેતો નથી.

**ચિકિત્સા**—સડો દૂર કરવા માટે **के-स.** ૩૦X **सि.** ૩૦X ૨૦૦X **ने-फो.** ૬X **का-फो.** ૬X નો ઉપયોગ કરવો. **के-स.** **થી** નવું પરૂ થતું અટકે છે. **के-स.** અને **सि.** નકામા પરૂનો નાશ કરી સડો દૂર કરે છે. **ने-फो.** અને **का-फो.** સડો. દુર્ગંધ દૂર કરે છે એ ચારે દવાઓ વારાફરતી દર અર્ધા કલાકે આપવી. વચમાં વચમાં **आर्स आयोड** ૩X દિવસમાં ત્રણ વાર અને **केलकर आयोड** ૩X દિવસમાં ત્રણ વાર આપવા.

હોમીઓપથીમાં સડાના જંતુઓ દૂર કરવા તેનો નાશ કરવા સડાની ટોકસીન **पायरोजीनीअम** ૩૦ અથવા **स्ट्रेप्टोकोकसीन** ૩૦ દિવસમાં એક એક વાર આપવી. સડો જુનો હોય તો ૨૦૦. દર અઠવાડીએ એક વાર આપવી. ક્ષયરોગથી સડો હોય તો **टयुबरक्युलीनम** ૨૦૦. અથવા **बेसीलीनम** ૨૦૦ અઠવાડીઆમાં એક વાર આપવી. ન્યૂમોનિઆથી સડો થયો હોય તો **न्यूमो-कोकसीन** ૩૦. દિવસમાં એક વાર આપવી.

## ક્ષય.

### (Phthisis, Consumption, Tuberculosis.)

અસાધ્ય મનાતો આ રોગ બાયોકેમિક દવાઓથી સાધ્ય થઈ શકે છે. આ રોગમાં હોમીઓપથીક દવાઓ પણ સારી મદદ કરી શકે છે.

ક્ષયનો અર્થ નાશ થાય છે. ખરેખર આ રોગમાં આખા શરીરના સ્નાયુઓનો નાશ થાય છે. તેથી એ નામ યોગ્ય છે.

ન્યુમોનિઆ અને બ્રોંકોન્યૂમોનિયામાંથી ક્ષય થાય છે તેને થાઇસીસ. કહે છે. તે સિવાય ફેફસાંનો ક્ષય થાય છે તેને કંઝંશન કહે છે અને ફેફસાં અને તે સિવાય આંતરડાં, મગજ, મૂત્રપિંડ, ગર્ભાશય, હાડકાં કરોડરજ્જુ વગેરેમાં ક્ષય થાય છે તેના જુદાં જુદાં નામો છે પણ તે બધાનો સમાવેશ ટયુબર-કયુલોસિસમાં થઈ જાય છે. એક જાતનાં ટયુબર્કલ જંતુને લીધે આ રોગ થાય છે. પણ એ જંતુઓ ઉત્પન્ન થવાનું કારણ અથવા બહારથી એ જંતુઓ

શ્વાસ વગેરે મારફતે દાખલ થાય છે તેને વધવાનું કારણ—ફેફસાંમાં અને બીજા અવયવોમાં ફાઇબ્રિન, આલ્બ્યુમીન, લેસીથીન અને બીજો નકામો કચરો ભેગા થઇ સડે છે તે સડો તેનો ખોરાક છે તેથી તે વૃદ્ધિ પામે છે. જો એ સડો તેને ઉપયોગમાં લેનારા ક્ષારો પૂરા પાડવામાં આવે છે તો દૂર થાય છે અને જંતુનો ખોરાક દૂર થવાથી તેઓ ભૂખે મરી જાય છે. એવો આ શાસ્ત્રનો મત છે. એ વિષે વિસ્તારથી ઇન્ફ્લ્યુએન્ઝા રોગમાં લખવામાં આવ્યું છે. એ રીતે આ શાસ્ત્રમાં બધા જંતુજન્ય રોગોમાં અને સડામાં એકજ પ્રકારના ક્ષારો આપવાના હોય છે તેથી બધાની જુદી ચિકિત્સાની જરૂર નથી. ફાઇબ્રિન વગેરે જે સેન્દ્રિય પદાર્થો તેને ઉપયોગમાં લેનાર ક્ષારની ખામીને લીધે નકામા પડીને સડે છે તેને કુદરત કફ રૂપે બહાર કાઢી નાખે છે તે કફના રૂપરંગ ઉપરથી કયા ક્ષારની જરૂર છે તે સમજાય છે. તે આપવાથી કફના રૂપ રંગમાં ફેર પડે છે અને શ્રાવ બંધ થાય છે એટલે તે રોગ મટી ગયા કહેવાય છે.

**ચિકિત્સા—फे–फो.** તાવ, સૂકી ખાંસી. છાતીનો દુખાવો. શ્વાસ લેતાં મૂકતાં તાંત બોલવી. લોહીમિશ્રિત ગળફો. શુદ્ધ લાલ લોહી પડવું. રોગની પ્રથમ અવસ્થા. **का–मु**. સાથે.

**का–मु.** સફેદ છૂટે નહિ એવો ચીકણો કફ, જીભ ઉપર સફેદ યા આસમાની છાયા લેતી સફેદ જીભ. **के–फो**. સાથે.

**के–फो.** ૩x ક્ષયની શરૂઆતથીજ શક્તિ કમી થવા માંડે છે માટે આ ક્ષાર હંમેશાં આપવાનો હોય છે. પાચનશક્તિ મંદ અથવા નષ્ટ થવી ઇંડાની સફેદી જેવો બહુ સફેદ કફ. રાતનો અતિશય પરસેવો, રાતે રોગની વૃદ્ધિ. હાથ પગ ઠંડા. જુની સસણી. અતિસાર. ક્ષયથી થયેલું ગુદાનું ભગંદર દિવસે દિવસે સુકાઈ જવું વગેરે લક્ષણો હોય.

**के–स.** રોગની કોઇપણ સ્થિતિમાં પરૂ ન થવા દેવા માટે. કફમાં પરૂ કે પરૂમિશ્રિત લોહી. **सि**. ૩૦ x અથવા ૨૦૦ x સાથે વારાફરતી.

**सि.** ક્ષયરોગની મુખ્ય અને રામબાણ દવા. રાતે અતિશય પરસેવો. **के–फो.** ૩૦ x સાથે. પાછલી રાતે રોગની વૃદ્ધિ **केलकर आर्सेनिक** સાથે. ગંધાતા પરૂના બળખા જે પાણીમાં નાખતાં ડુબી જાય. મોંમાં ગળ્યો સ્વાદ **के–स**. ૩૦ x સાથે. ઝીણો તાવ **केलकर आर्स** સાથે ભૂખનો નાશ. **के–फो**. ૩ x અને **ने–फो**. ૬ x સાથે. આખો દિવસ ટાઢ વાય તેથી કપડાં પહેરી રાખવા પડે. પગને તળીએ આગ **ने–फो**. સાથે. સખત બંધકોશ. ઘણો ગંધાતો પગનો પરસેવો. વગેરે લક્ષણો હોય.

રોગની શરૂઆતથીજ આ દવા ૩૦ x ની શરૂ કરવી. આ રોગમાં એ દવા ૩ x, ૬ x કે ૧૨ x પાવરની કદી વાપરવી નહિ. **सि.** ૨૦૦ x આ રોગની અવ્યર્થ રામબાણ દવા છે. રોગ જુનો થએ ૨૦૦ x કે તે ઉપરના પાવરની આ દવાનો ઉપયોગ કરવો.

**का-स.** છાતીમાં બહુ કફ બોલતો હોય. સડ સડ થતું હોય. બળખો ગળામાં આવી પાછો સરકી જતો હોય. શરીરની ચામડી સૂકી અને બરછટ હોય. સાંજથી મધરાત સુધી તાવ ભરાતો હોય.

**ने-मु.** કફ ચોકખા પાણી જેવો, ફીણવાળો. કફમાં લોહી આવતું હોય તો **फे-फो.** સાથે મોટા પ્રમાણમાં આ દવાનો ઉપયોગ કરવો. દરિઆની હવા માફક આવતી ન હોય. કોઇ વસ્તુનો સ્વાદ અને વાસ આવે નહિ. જુનો કફ આ ક્ષાર ૩૦ x **के-फो.** ૩૦ x સાથે હંમેશાં શરીરના નવા તંતુ બનાવવા અને તેની વૃદ્ધિ કરવા માટે વાપરવો.

**का-फो.** હૃદયનો ધબકારો અને નબળાઇ. મજ્જાતંત્રની નિર્બળતા. શરીરના સ્નાયુઓનો નાશ થઇ હાડપિંજર બનતા જવું. **मे-फो. के-फो.** અને **ने-फो.** સાથે. ટુંકો શ્વાસ લેવાય. ઊંઘનો નાશ. ગંધાતા બળખા.

**ने-स.** પરૂવાળો બળખો. પરૂ પાતળું હોય. ભેજવાળી હવાથી દમ ચઢતો હોય. લીલાશ પડતા પરૂ જેવો કફ. ડાબી બાજુના ફેફસાંની નીચેનો ભાગ બગડેલો હોય.

આ રોગની મુખ્ય દવા **ने-फो. मे-फो.** અને **सि.** છે. શરૂઆતથી એનો ઉપયોગ કરવો. રોગ વધે તો ઉપર પ્રમાણે લક્ષણાનુસાર બીજી દવાઓ આપવી.

**आर्स आयोड** ૩ x, ૩૦ x ક્ષયરોગની બહુ સારી દવા છે. ઝીણો તાવ શરીરનું સુકાતા જવું. વારંવાર શરદી લાગવી. છાતીના (ફેફસાંના) રોગ થયા પછી ક્ષય થયો હોય દિવસમાં ત્રણ વાર જમ્યા પછી આ ક્ષાર આપવો. એવીજ રીતે **काली आयोड.** પણ ફેફસાંના રોગો થયા પછી ક્ષયરોગ થયો હોય તો આપવી. **केल्कर आयोड** અને **केल्कर आर्स** શરીર બહુજ સુકાઇ હાડપિંજર થવા માંડયું હોય ત્યારે અને લોહીમાં હેમોગ્લોબીન અને લાલ અણુઓ વધારવા **का-फो.** સાથે આપતી.

હોમીઓપથીની ટયુબરકયુલીનમ ૧૦૦૦. અને બેસીલીનમ ૧૦૦૦. દર અઠવાડીએ એક વાર વારાફરતી આપવી. એથી ક્ષયરોગના જંતુઓનો નાશ કરવામાં આ ક્ષારોને મદદ થશે.

**સૂચના**—દર્દીને રાત દિવસ ચોકખી હવા મળે એવી સુવાની વ્યવસ્થા કરવી. શરીર ઉપર ગરમ કપડાં પહેરાવી રાખવાં સવારના ૮ થી ૧૦ તથા સાંજના ૪ થી ૭ સુધી સૂર્યનો તાપ આખા શરીર પર પડવા દેવો. ફક્ત માથા ઉપર તડકો પડવા દેવો નહિ તે માટે માથા ઉપર ગરમ ઊનના કાપડનું ઢાંકણુ રાખવું. એવી રીતે હંમેશાં સુર્યસ્નાન કરવું. એથી ક્ષયના જંતુઓનો નાશ થાય છે. ઊંડા શ્વાસ લેવા કાળજી રાખવી તે શ્વાસને ધીમે ધીમે બહાર કાઢવો. શરીરની શક્તિ પ્રમાણે ચાલવાની કસરત કરવી બીજી કસરત કરવી નહિ. એથી ઉંડા શ્વાસ કુદરતી લેવાશે. જમીને તરત પાણી પીવું નહિ બે કલાક કે કલાક પછી પીવું. પૌષ્ટિક અને હલકો ખોરાક આપવો. અજીર્ણ થવા દેવું નહિ. મધ, માખણ, ઘી અને શેરડીના રસનું સેવન કરવું.

આ બહુ ચેપી રોગ છે. દર્દીના શ્વાસની હવા સીધી નાકમાં ન આવે તેવી રીતે તેની પાસે બાજુમાં બેસવું. દર્દીનાં કપડાં ખુબ ગરમ પાણીમાં બાફી પછી ધોવાં. ખાવાના વાસણો માંજી પોટાસ પરમેંગેનેટ કે ફીનાએલના પાણીમાં ધોઇ સુકવી દેવાં. તે ઘરના બીજા માણસોએ ઉપયોગમાં લેવાં નહિ. કફ જમીન પર ન પડે તેવી વ્યવસ્થા કરવી. દર્દીના મળ અને કફ ઉપર માખો બેસવા દેવી નહિ. દર્દીની પાસે સ્વચ્છતા રાખવી. ઘરનાં અને મુલાકાતે આવનારા માણસોને એ રોગનો ચેપ ન લાગે અને દર્દીનો રોગ પણ જલદી સારો થવા માટે ઉપરની સૂચનાઓનું પાલન બહુ જરૂરી છે.

## રૂધિરાભિસરણ યંત્ર અને રોગો.

### (Circulatory System and Diseases)

રૂધિરાભિસરણ યંત્રમાં મુખ્ય અવયવ હૃદય (Heart) હોય છે. એ લોહીનો ભંડાર છે. દરેક માણસનું હૃદય તેની મુઠી જેવડું હોય છે. હૃદયમાંથી શુદ્ધ લોહી લઇ જનારી ધમની અને અશુદ્ધ લોહી લાવવારી શિરાઓ હોય છે. ધમની (આર્ટરી) અને શિરાઓ (વેઇન્સ) આખા શરીરમાં વ્યાપી ગએલી છે. મોટી નસોમાંથી નાની નસો. તેમાંથી નાની નસો એ પ્રમાણે થતાં થતાં છેવટે વાળ જેવી ઝીણી અને પાતળી નસો થએલી છે તેને કેશવાહીનીઓ (કેપીલરીઝ) કહેવામાં આવે છે. ધમની અને તેની શાખાઓની લગોલગજ શિરાઓ અને તેની શાખાઓ આવેલી છે. શુદ્ધ લોહી ધમની અને તેની શાખાઓમાં ફરતાં ફરતાં અશુદ્ધ થતું જાય છે તે શિરાઓ અને તેની શાખા શોષી લે છે છેવટે એ અશુદ્ધ લોહી હૃદયમાં આવે છે. ત્યાંથી ફેફસામાં જઇ શુદ્ધ થઇ

પાછું હૃદયમાં આવે છે હૃદયમાંથી શુદ્ધ લોહી શરીરના અવયવોના પોષણ માટે અને ઘસારાની ખોટ પૂરી કરવા માટે નિરંતર ફર્યા કરે છે અને તે અશુદ્ધ થઇ ફેફસાંમાં આવી શુદ્ધ થઈ પાછું શરીરમાં ફરવા નીકળે છે.

દરેક અવયવ ઉપર શુદ્ધ અને અશુદ્ધ લોહીની કેશવાહિનીઓ હોય છે. તેઓ અસંખ્ય હોય છે તેઓના ઉપર છેક પાતળું પારદર્શક પડ હોય છે તે પડ મારફત અવયવો પોતાને જોઇતા શરીર પોષણના રસ અને ક્ષારો ચૂસી લે છે અને જે સેલ્સ વપરાઇને નકામા થાય છે અને બીજો કોઇ કચરો હોય છે તેને શિરાઓની કેશવાહિનીઓ શોષી લે છે. શરીર પોષણના એ જીવનપ્રવાહી રસો શરીરની રસગ્રંથીઓ પેન્ક્રિયાસ, બરોળ, આંતરડા વગેરેના રસપિંડો અને ગ્રંથીઓ પોતે ઉત્પન્ન કરી ધમનીની કેશવાહિનીઓ અને ધમનીને આપે છે તે દરેક અવયવના પોષણ માટે તેની કેશવાહિનીઓ શોષી તે અવયવોને પાછું આપે છે. તેની સાથે આ જીવન ક્ષારો પણ દરેક અવયવોને મળે છે. એ ધમની, તેની શાખા અને ઉપશાખાઓની મધ્યમાં લાલ રક્તકણો વહે છે અને તેના પારદર્શક પડમાં રક્તાજળ ( પ્લાઝમા ) અને સફેદ રજકણો ( લ્યુકોસાઇટસ ) નો પ્રવાહ ચાલુ રહે છે, અવયવો પોતાને જોઇતાં તત્ત્વો ધમનીની કેશવાહિનીઓમાંથી શોષી લે છે આવી રીતે શરીરસંવર્ધન અને પોષણનું કામ અને નકામા થએલા સેલ્સ અને બીજો કચરો બહાર કાઢી નાંખવાનું કામ રાતદિવસ ચાલ્યા કરે છે. આ જીવન ક્ષારો આ રીતે શરીરને લોહીમાંથી સતત મળ્યા કરે છે તેનો વપરાશ થયા કરે છે તેથી તે ક્ષારો કમી થાય છે. જેટલી ઝડપથી એ ક્ષારો વપરાઇ જાય છે, તેટલી ઝડપથી તે પાછા ખોરાકમાંથી ઉત્પન્ન થવા જોઇએ નહિ તો એ ઘટ વધતી જાય છે અને કોઇપણ અવયવ રોગમાં પકડાઈ જાય છે.

આ ક્ષારો પડેલી ખોટ પૂરવા માટે દવારૂપે મોંમાં આપીએ છીએ. તે જીભમાં રહેલી સૂક્ષ્મ શોષકનલિકાઓ ચૂસી લઇ તરત લોહીમાં મોકલી દે છે લોહી થોડી સેકન્ડમાં આખા શરીરમાં ફરી વળે છે. તેની સાથે આ ક્ષારો પણ તરતજ જે અવયવને જોઈતા હોય તેને મળી જાય છે. બહુજ તિક્ષ્ણ દર્દોમાં એકેક મિનિટે દવા આપવાનું કારણ પણ એજ છે. જેવી રીતે ઈજંકશનથી લોહીમાં તે દવા તરત દાખલ થઈ રોગ સ્થાનમાં પહોંચી જાય છે તેમ આ દવાઓ પણ તત્કાળ રોગસ્થાનને મળી જાય છે. કેટલાક કહે છે કે આ દવાઓ ધીમે ધીમે કામ કરે છે. તે કેટલું ખોટું છે તે આ ઉપરથી જણાશે. આ દવા જે અવયવ રોગી હોય તેના ઉપર બહારથી લોશન યા મલમ બનાવી ઉપયોગ કરવાથી ચામડીનાં છિદ્રો મારફત કેશવાહિનીઓમાં થઈ તે અવયવમાં

તરત દાખલ થઇ કાર્ય કરવા માંડે છે. કેમકે આ દવાઓના પરમાણુઓ ચામડીનાં છિદ્ર કરતાં પણ અતિ સૂક્ષ્મ છે. દવામાં જે સફેદાઇ અને મિઠાશ છે તે તો ખાંડજ છે (દૂધની) પણ એમાં જે દવાઓનાં પરમાણુ છે તે તો સૂક્ષ્મદર્શક યંત્રથી પણ ન દેખાય એટલા બધા સૂક્ષ્મ છે. તે અંદર દાખલ થઈ જાય છે અને ઉપર તો સુગર ઑફ મિલ્કજ પડી રહે છે.

હૃદય તેની રચના તેના આંતર બાહ્ય પડો અને ભાગો, તેમાંથી નીકળનારી ધમનીઓ અને વેઈન્સ (શિરાઓ) તેઓના રોગો, વગેરે સંબંધી વિશેષ જ્ઞાનની સમજણ પ્રત્યક્ષ જોયા સિવાય થવી મુશ્કેલ છે તે રોગોની પરીક્ષા ઊંચામાં ઊંચી ડિગ્રી ધરાવનારા ડૉક્ટરો પણ એક્સ રે ની મદદ વગર બરાબર કરી શકતા નથી. લક્ષણો ઉપરથી પણ એની પરીક્ષા થઇ શકતી નથી. કેમકે ઘણા રોગોના લક્ષણો સમાન હોય છે. અને દર્દી પોતે એ સંબંધી કાંઇ મદદગાર થઇ શકતો નથી. તેથી આ પુસ્તકમાં તે બધા રોગો તેના લક્ષણો વગેરે ગહન બાબતો પડતી મૂકી સામાન્ય લક્ષણો અને તે ઉપર આપવાની દવાજ ફક્ત લખવામાં આવી છે. કોઇપણ રોગ હોય પછી તે હૃદયના, તેના આંતર બાહ્ય પડાનો, ધમનીના શિરાઓના કે કોઇપણ રોગ હોય લક્ષણો ઉપરથી દવા પસંદ કરી આપતાં તે રોગો આપણી જાણ બહાર ખબર પાડ્યા સિવાય સારા થશે.

## હૃદયના ભયંકર રોગોનાં સામાન્ય લક્ષણો.

હૃદયના ભયંકર રોગોનાં શ્વાસની ગુંગણામણ, ત્વચાનો ખાસ કરી મોંનો રંગ કાળો કે ભૂરો થઈ જવો. આખા શરીર પર કે કોઈ ભાગ પર ભૂરી નસો ફૂલવી અને દેખાવી. શિરાઓ વાંકી ચૂંકી દેખાવી. પગ પરથી શરૂ થતા સોજા. કે જલોદર, પિશાબનું કમીપણું, છાતીમાં ખાસ કરી હૃદયના ભાગ પર જાત જાતની વેદનાઓ જેવી કે વાઢકાપ જેવી, સોય ભોંક્યા જેવી, ભાળો ઘોંચ્યા જેવી વગેરે. મગજની અવ્યવસ્થા અને આખા શરીરની નબળાઇ વગેરે લક્ષણો હોય છે.

હૃદયમાં થતી જાત જાતની વેદનાઓ, ઉપર **मेग-फो. का-फो**. અને **के-फो**. મુખ્ય દવાઓ છે. મોંની ચામડી, હોઠ અને ચહેરો કાળો કે ભૂરો થઇ ગયો હોય તો **मेग-फो. का-फो**. મુખ્ય દવાઓ છે. શરીરની નસો સર્પાકાર વાંકી ચૂંકી થઇ ગઇ હોય કે ઢીલી પડી ગઇ હોય તો **के-फ्लो**. અને **के-फो**. મુખ્ય દવાઓ છે. ચહેરો મડદા જેવો, વૃદ્ધ જેવો કે બેસી ગએલો દેખાતો હોય

તો **का-फो.** અને **प्लम्बम.** મુખ્ય દવાઓ છે. શ્વાસની ગુંગણામણ **मे-फो. का-स.** અને **फे-फो.** મુખ્ય દવાઓ છે.

હૃદયના રોગોનું નિદાન સામાન્ય માણસથી થઇ શકે એવું નથી. બહુજ અનુભવી હોશિયાર ડૉક્ટરો પણ કેટલીક વખત બરાબર નિદાન કરી શકતા નથી. પરંતુ તેઓ પાસે નિદાન કરાવવું જરૂરનું છે. ચિકિત્સા માટે તો આ દવાઓ સર્વોત્તમ છે.

## હૃદયના રોગોની સામાન્ય ચિકિત્સા.

**फे-फो.** હૃદયની વૃદ્ધિ. ધમની અને શિરાઓનું ફુલવું. **के-फ्लो.** સાથે મુખ્ય ઇલાજ છે. હૃદયનો વરમ, હૃદયના અંતઃપડનો વરમ, હૃદયના બાહ્યપડનો વરમ. (કાર્ડાઇટીઝ, એન્ડોકાર્ડાઇટીઝ, પેરીકાર્ડાઇટીઝ.) **का-मु.** સાથે. રક્તાશયનો દુઃખ દેતો ધબકારો **मेग-फो.** કે **का-फो.** સાથે.

**का-मु.** લોહીમાં નિરૂપયોગી પદાર્થોના કે જામી ગએલા લોહીના છુટા છુટા લચકા ફરતા હોય તે હૃદયમાં આવી રૂધિરાભિસરણમાં અટકાવ કરતા હોય ( એમ્બોલીઝમ. ) વરમની બીજી અવસ્થાના લક્ષણો. હૃદયનો ધબકારો. નાડીની મંદતા. હૃદયની વૃદ્ધિ **के-फ्लो.** અને **फे-फो.** સાથે.

**का-फो.** હૃદય જોરથી ચાલતું હોય. અગર મંદ હોય અગર અનિયમિત ધબકારા હોય. શરીર બહુજ ક્ષીણ અને કમજોર થઇ ગયું હોય. નાડી બહુ પાતળી અને નબળી હોય. સંધિવાનો કે બીજો કોઇ તાવ આવ્યો હોય ત્યારે હૃદય બહુ જોરમાં ચાલતું હોય. ઉંઘ આવતી નહિ હોય. દરદી બેભાન થઇ ગયો હોય. અગર બેભાન થશે એવી સ્થિતિ હોય. ત્યારે આ અમૂલ્ય ઇલાજ છે. એલોપથીની ડિઝીટેલીસ દવા કરતાં પણ આ સારૂં કામ કરે છે. હૃદયની ગતિ કમજોર થઈ ગઇ હોય તો આ ક્ષાર ૨x અથવા ૩x ઉત્તમ ઇલાજ છે. ગતિ બહુજ હોય તો ૩૦x વાપરવો. ભયભરેલી સ્થિતિમાં દર મિનિટે પાંચ પાંચ ગ્રેન ખાવા આપવી.

**मे-फो.** રક્તાશયનો ધબકારો (તાવ ન હોય તો.) જ્ઞાનતંતુની નબળાઇથી થતો હોય. શ્વાસની મુંઝવણ. વાઢકાપ જેવું તિક્ષ્ણ દર્દ. ચેન ન પડવું, હૃદય ઉપર સેક કરવાથી સારૂં લાગવું. **के-फो.** સાથે. વારંવાર ઉના પાણીમાં આપવો.

**के-फ्लो.** હૃદયના સ્નાયુઓ ઢીલા અને કમજોર થયા હોય. તેથી રક્તાશયની વૃદ્ધિ થઇ હોય. રક્તવાહિનીઓની વૃદ્ધિ. અને ફૂલવું તથા સર્પાકાર

થવું. (વેરીકોઝ વેઇન.) લોહી ફરવામાં અટકાવ થતો હોય (એમ્બોલીઝમ) **का–मु.** સાથે. અને **फे–फो.** સાથે વારાફરતી.

**के–फो.** હૃદયના દરેક રોગોમાં **फे–फो. मे–फो. का–फो.** અને **के–फ्लो.** સાથે આપવાની દવા છે.

**का–स.** લોહીની મંદ ગતિથી તેને જોઇતો પ્રાણવાયુ ન મળતો હોય તેથી થતી ગુંગળામણ કે મુંઝવણ **फे–फो. साथे.** નાડી જલદ હોય. નાભીની આજુબાજુ દુખાવો હોય ત્યારે પેટ ઠંડું હોય. હૃદય, તેના પડો, અને રક્તવાહિનીઓના વરમની ત્રીજી અવસ્થાના લક્ષણો. ઠંડી અને ખુલ્લી હવાથી સારૂં લાગે. દર્દીને પવનની ભૂખ લાગે એટલે પંખો નાખવા વારંવાર કહે. **फे–फो. સાથે** વારંવાર આપવો.

**मे–मु.** પાંડુરોગીના હૃદયના રોગો. જલોદર, ધબકારો તરસ બહુ હોય. મોં જીભ સુકાં અમી વગરનાં.

## પુરૂષની જનનેંદ્રિયો.

જનનેંદ્રિય સંબંધી થોડું જ્ઞાન આવશ્યક છે. કેમકે મનુષ્યની ઉત્પત્તિનું એ કેન્દ્ર છે. મનુષ્યની ઉત્પત્તિ વીર્ય જેને ધાતુ કે બીજ પણ કહેવામાં આવે છે તેના ઉપર છે. એ વીર્યનું ઉત્પત્તિસ્થાન અંડો (Testicles ટેસ્ટીકલ્સ.) છે. અંડોમાંથી વીર્ય (Semen.–સીમન) વીર્યનળીઓ મારફતે વિર્યાશય (Seminal Vesicles–સેમીનલ વેસીકલ્સ) માં આવે છે અને તેમાંથી તે કુદરતી કે અકુદરતી ક્રિયાઓથી પુરૂષલિંગ (Penis–પેનીસ) મારફતે બહાર નીકળે છે. એ અવયવો સંબંધી ટુંકું વર્ણન નીચે લખ્યું છે.

અંડ (વૃષણ)–એ બે છે. તે એક કોથળીમાં વૃષણરજ્જુ વડે લટકી રહે છે. એ વૃષણરજ્જુને સ્પર્મેટિક કોર્ડ કહે છે. એ કોથળી (Scrotam) ના બે ભાગ છે. દરેક ભાગમાં એકેક અંડ રહે છે. એ અંડોમાં વીર્ય ઉત્પન્ન થાય છે. વીર્યમાં વીર્યજંતુઓ (Spermatozoon–સ્પર્મેટોઝુન) હોય છે તે ઉત્પાદક જંતુઓ કહેવાય છે, કેમકે તેના વગર મનુષ્યની ઉત્પત્તિ થતી નથી. જેના વીર્યમાં એ જંતુઓ નથી હોતા તેના વીર્યથી સંતાન ઉત્પત્તિ થતી નથી. એ જંતુઓને ગોળ માથું, વચલું શરીર અને છેડે પૂછડી હોય છે. તે પૂછડીની મદદથી તેઓ વીર્યના પ્રવાહીમાં તરે છે. તેઓ એટલા સૂક્ષ્મ છે કે પ્રબળ સૂક્ષ્મદર્શકયંત્રની મદદ વગર તેઓ દેખી શકાતા નથી.

વીર્યનળીઓ—અંડોમાં ઉત્પન્ન થએલું વીર્ય નળીઓ મારફતે એમાં આવે છે. વીર્યાશય–એ બે કોથળીઓ છે. તે પેઢુ અને મળાશયની વચ્ચે અંદરના ભાગમાં છે એમાં વીર્ય એકઠું થાય છે. લિંગ (શિશ્ન) એના બહારના સૌથી આગળના ભાગને મણિ કહેવામાં આવે છે. તે સોપારી જેવા આકારનો છે. વચલું શરીર ત્રણ નળીઓનું બનેલું છે એ નળીઓમાં અસંખ્ય પડદા છે તેમાં લોહી ભરાય છે ત્યારે શિશ્ન જાગૃત થાય છે. શિશ્નનું સતેજ થવું અને શિથિલ થવું માનસિક વિચારો પર અવલંબે છે.

પ્રોસ્ટેટ પિંડ (અષ્ઠિલા ગ્રંથી) એ ગુદા અને મૂત્રાશય વચ્ચે લિંગના મૂળ પાસે છે. એ પિંડ રસોત્પાદક પિંડ છે તેમાં ઉત્પન્ન થતા રસની સાથે વીર્ય મળવાથી વીર્યની તાકાદ અને ગુણમાં વૃદ્ધિ થાય છે. એ વૃદ્ધિ પામેલા વીર્યથી શરીરનું ઓજસ અને તેજસ તથા શક્તિ વધી જાય છે.

વીર્યમાં–એલ્બ્યુમીન મિશ્રિત ચીકણો રસ, નિરિંન્દ્રિય ક્ષારો, અને વીર્ય-જંતુઓ હોય છે. વીર્યમાં मेग-फो. [illegible]ર વધુ છે. દરેક વીર્યપાત વખતે તેમાં લાખો જંતુઓ હોય છે. છતાં સ્ત્રીઓના ઓવમ જંતુ સાથે તો ફક્ત એકજ વીર્યજંતુનો સંયોગ થાય છે. પ્રવાહીમાં તેઓ જીવી શકતા નથી. ઘણી ગરમીમાં પણ તેઓ જીવી શકતા નથી. ખાટા રસથી પણ તેનો નાશ થાય છે. તેથી જે સ્ત્રીઓને જલપ્રદર, ગરમી કે અમ્લપિત્તનો રોગ હોય તેને સંતાન ઉત્પત્તિ થતી નથી. જો કે બીજાં કારણો પણ હોય છે તે સ્ત્રીઓના રોગમાં લખવામાં આવ્યા છે.

મનુષ્ય શરીરના જીવનનો આધાર વીર્ય ઉપર છે. નાની ઉમરમાં હસ્તકુટેવ કે અતિવિષયોપભોગથી વીર્યનો વધુ વપરાશ કરવામાં આવે તો ઘડપણ આવતાં પહેલાંજ તે યમસદન જાય છે. અથવા થોડી મુદ્દતમાંજ નપુંસક બની જાય છે. મજ્જાતંતુ કમજોર થવાથી હિસ્ટિરીઆ, ગાંડપણ, ફેફરું, લકવો વગેરે મજ્જા-તંત્રના વ્યાધિઓ થાય છે. બ્રહ્મચર્યની મહત્તા કેટલી બધી છે તે આથી સમજાશે.

## પુરૂષની જનનેંદ્રિયના રોગો.

### (Diseases of the Genital Organs of the Male.)

### અંડ–(વૃષણ) નો વરમ.

### (Orchitis.)

**કારણ**—ઉપદંશ, પરમીઓ, ગાલસૂણીઆ, અતિ વિષયભોગ, પથરી, હસ્તકુટેવ, માર લાગવો વગેરે કારણો હોય છે. આ શાસ્ત્ર પ્રમાણે વરમ થવાનાં જે કારણો હોય છે તે હોય છે.

**फे-फो**. વરમની પહેલી અવસ્થા—તાવ, સોજો, વેદના, અગન **का-मु**. સાથે.

**का-मु**. વરમની બીજી અવસ્થાના લક્ષણો—સોજો, દબાઈ ગયેલા પરમી-આના રોગથી વરમ થયો હોય તો મુખ્ય દવા **फे-फो**. સાથે.

**के-फो**. રોગ જુનો થાય ત્યારે. મુખ્ય દવાઓ સાથે.

**के-फ्लो**. વૃષણ પત્થર જેવા કઠણ થાય ત્યારે.

પેટમાં જે દવાઓ આપવાની હોય તેજ દવાનું લોશન અંડાશય ઉપર મૂકવું. પથરીથી વરમ થયો હોય તો **ने-फो**., **मे-फो**. અને **का-स**. મુખ્ય દવા સાથે.

## વૃષણમાં જલવૃદ્ધિ.

### ( Hydrocele. )

વૃષણની આજુબાજુ રસપડ છે તેમાં પાણી અને રસ ભરાવાથી કોથળી વૃદ્ધિ પામે છે. જે કારણોથી જલોદર થાય છે તે કારણોથી આ રોગ થાય છે. કોઇ કોઇ સ્થાનમાં એવાં પાણી પીવાનાં હોય છે કે ઘણા જણને આ રોગ થાય છે. એને વધરાવળ પણ કહે છે. તે દીર્ઘરૂપ ધારણ કરે ત્યારે ઉપદંશ તેનું કારણ હોય છે.

વધરાવળ અને વૃષણની જલવૃદ્ધિ બંને એક પ્રકારના રોગ દેખાય છે પણ તેમાં ભેદ છે. આંતરડું ગોળી ( અંડ ) માં ઉતરે તેને વધરાવળ કહે છે. સુએ ત્યારે આંતરડું ઉપર ચઢે છે અને કોથળી નાની થાય છે. જલવૃદ્ધિમાં પાણી ભરાય છે અને સૂએ ત્યારે પણ કોથળી નાની થતી નથી. તેમજ રહેછે.

આ રોગમાં શસ્ત્રક્રિયાથી પાણી કઢાવી નાખવાની કે બિલકુલ બંધ કરાવવાની પ્રથા છે. જલવૃદ્ધિ બહુ હોય તો તેમ કરાવી આ દવાઓનો ઉપયોગ કરવો. રોગ થતાંજ આ ક્ષારો વાપરવામાં આવે છે તો શસ્ત્રક્રિયા કરાવવાની ભાગ્યેજ જરૂર પડે છે.

**ચિકિત્સા—के-फो , ने-मु**., **ने-स**., **के-फ्लो**. મુખ્ય દવાઓ છે. **सि**. જુનું વૃષણનું જલોદર. તરતના થએલા રોગ ઉપર પણ ઉપયોગી છે. નબળા બાંધાના બાળકોને થતા વૃષણના જલોદર ઉપર મુખ્ય દવાઓ **के-फो**. અને **ने-मु**. અને **ने-फो**. સાથે આ દવાનો ઉપયોગ કરવાની જરૂર પડે છે. **कार्ली आयोड** ૧x હંમેશાં ચાર વાર પાંચ ગ્રેન પ્રમાણથી ખાવા આપવાથી

અને મલમ બનાવી ચોપડવાથી આ રોગ મટવામાં ઉપરની દવાઓને ઘણી મદદ મળે છે. **के-फ्लो**. નો ઉપયોગ થયો હોય તો આ દવાનો ઉપયોગ કરવો નહિ.

વિશેષ માટે જુઓ. જલોદર (Dropsy.)

## વૃષણની કઠણ વૃદ્ધિ.

### (Sarcocele.)

ઉપદંશથી, વરમથી, કંઠમાળથી વૃષણની કઠણ વૃદ્ધિ થાય છે. ઉપદંશથી જે વૃદ્ધિ થાય છે તે કઠણ પત્થર જેવી હોય છે. કંઠમાળથી અંદર નાની નાની ગ્રંથી થાય છે તે પાકે છે અને ફુટે છે. જલદી રૂઝાતી નથી. વરમથી જે વૃદ્ધિ થાય છે તે બહુ કઠણ હોતી નથી.

**ચિકિત્સા**—જે રોગથી વૃદ્ધિ થઇ હોય તે રોગની દવા કરવી. કઠણ પત્થર જેવી વૃદ્ધિ ઉપર **के-फ्लो**. ખાસ દવા છે. ખાવામાં અને બહારથી લગાડવામાં પણ ઉપયોગ કરવો. પોચી વૃદ્ધિ ઉપર **का-मु**. વરમથી થયેલી વૃદ્ધિ ઉપર **फे-फो**. અને **का-मु**. કંઠમાળથી થયેલી વૃદ્ધિ માટે **ने-फो**. **के-फो**. ૩૦x **ने-मु**. અને **सि**. ૩૦x ૨૦૦x

## વૃષણનું ઉંચે ચઢી જવું.

### (Retraction of the Testicles.)

**ચિકિત્સા—मेग-फो**. અને **प्लम्बम**. મેગ-ફોસનો ઉપયોગ કર્યા છતાં વૃષણ નીચે ન ઉતરે તો પ્લમ્બમનો ઉપયોગ કરવો.

## વૃષણની શિરાઓનું ફૂલવું

### (Varicocele.)

**ચિકિત્સા—फे-फो**. અને **के-फ्लो**. સાથે વારાફરતી આપવા.

## વૃષણમાં દુખાવો ( જ્ઞાનતંતુઓ ).

### (Neuralgia of Testis.)

વીર્યનાશ અને તેથી થતી જ્ઞાનતંતુ-મજ્જાતંતુ પર અસરને લીધે વૃષણમાં ચસ્કા આવે છે. એમાં વરમ હોતો નથી.

**ચિકિત્સા**—જુઓ ચસ્કા, દુખાવા (Neuralgia).

## વૃષણની કોથળીનો વરમ અને રતવા.

**(Inflammation of the Scrotam and Erysipalas.)**

ચિકિત્સા માટે જુઓ વરમ અને રતવા.

## પ્રોસ્ટેટ પિંડ (અષ્ઠિલા ગ્રંથી.) નો વરમ અને ગડ.

પરમીઓ એ રોગનું મુખ્ય કારણ છે. એમાં મળમૂત્રનો અટકાવ થાય છે. મળમૂત્ર વિસર્જન કરતાં અતિ કષ્ટ થાય છે. કોઇવાર પથરી પણ એનું કારણ હોય છે. એ રોગોથી થએલો વરમ મટતો નથી તો છેલ્લે એ પિંડનું ગડ થાય છે.

**ચિકિત્સા**—જુઓ વરમ અને ત્વચા રોગમાં ગડ.

વિશેષમાં **काली आयोड** એ રોગમાં સારી દવા છે.

## શિશ્નના મણિનો વરમ.

**(Balanitis)**

શિશ્નનો આગળનો સોપારી આકારનો ભાગ જેને મણિ કહેવામાં આવે છે તેની ગોળ ખાડાવાળી કિનારીનો વરમ થાય છે.

**કારણ**—ઉપદંશ કે પરમીઆનો ચેપ લાગવો. રજોદર્શનના લોહીનો સ્પર્શ થવો. સ્ત્રીઓના પ્રદરનો સ્પર્શ થવો. એ આ રોગનાં કારણો છે.

**ચિકિત્સા—का–स**. અને **का–फो**. મિશ્ર કરી તેનો મલમ બનાવી ચોપડવો. વધુ માટે જુઓ. ઉપદંશ અને પરમીઆની ચિકિત્સા.

## વીર્યનાશ, નપુસકત્વ નામર્દાઇ.

**(Impotency.)**

કરોડરજ્જુમાંથી જે જ્ઞાનતંતુઓ—મજ્જાતંતુઓ શિશ્નમાં દાખલ થાય છે તે તંતુઓની તન્દુરસ્ત હાલત રહે ત્યાં સુધી પુરૂષો નામર્દ થતા નથી. પરંતુ જ્યારે કરોડરજ્જુના, કરોડના અને મગજના કોઇ રોગોને લીધે તેના મજ્જાતંતુઓ નબળા પડ્યા હોય, અતિ વિષયોપભોગ અને હસ્તકુટેવના કારણથી પણ તે તંતુઓ ઘણા નબળા પડે છે. નવું વીર્ય ઉત્પન્ન થઇ શકતું નથી અને પુરૂષો નામર્દ–નપુંસક બને છે. જે મજ્જાતંતુઓ કરોડરજ્જુ મારફતે મગજ સાથે સંબંધ રાખે છે તે નિરોગી અને સમર્થ હોય તો શિશ્ન પણ સમર્થ રહે છે. તે તંતુઓની કમજોરી કે નાશ એટલે શિશ્નની પણ કમજોરી કે નપુંસકત્વ.

ઘણી ચિંતા, ઘણો અભ્યાસ, ઘણો માનસિક અને શારીરિક શ્રમ, વૈરાગ્ય-વૃત્તિ એ પણ નામર્દ બનવાનાં કારણો છે. કેમકે તેથી પણ મજ્જાતંતુઓ નબળા પડે છે અને કાર્યમાં પ્રવૃત્ત થઇ શકતા નથી.

મધુપ્રમેહ, પરમીઓ, ઉપદંશ, લકવો, મગજ ઉપર માર કે પડી જવાથી થતી ઇજાઓ, હલકો અપૌષ્ટિક ખોરાક, પાચનશકિતનો નાશ કે કમીપણું, ભૂખમરો એ પણ એનાં કારણો છે કેમકે તેથી મજ્જાતંતુનું પોષણ થઇ શકતું નથી.

જે જે કારણો કે રોગથી નામર્દાઇ આવે છે તે તે કારણો કે રોગો દૂર કરવાની પહેલી અને ખાસ જરૂર છે તે વગર નપુંસકત્વના બીજા ઇલાજો વધુ કારગત નીવડતા નથી. એકદમ પુરૂષત્વ લાવનારી જાહેરખબરોની દવાઓથી ચેતવું. શરીર સુધાર્યા વગર મર્દાઇ કદી આવતી નથી.

**ચિકિત્સા—का-फो., मेग-फो., के-फो., नें-मु., ने-फो.** આ રોગની મહાન દવાઓ છે. એથી કોઇપણ કારણથી થએલી મજ્જાતંતુની નબળાઈ દૂર થાય છે. નવા તંતુઓ બને છે. ખોરાકનો પૌષ્ટિક રસ બને છે. પાચનક્રિયા તેજ થાય છે તેથી ભારે પૌષ્ટિક ખોરાકો લઇ શકાય છે માનસિક અને શારીરિક શ્રમનો ઘસારો પૂરે છે. નાશ પામતા તંતુઓનું સમારકામ કરે છે વગેરે. આથી શરીર સુધરી મર્દાઇ આવે છે. લાંબા વખત સુધી બ્રહ્મચર્ય પાળી, શરીર સુધારવા કાળજી રાખી આ ક્ષારોનું સેવન કરવું એટલે કોઇપણ કારણથી આવેલું નપુંસકત્વ દૂર થશે. આમાં **के-फो.** અને **ने-मु.** નવા તંતુઓ રચે છે. **ने-फो.** ૩૦X પાતળું પડી ગએલું વીર્ય ઘટ્ટ બનાવે છે. **ने-मु.** ૩૦X પણ તેને મદદ કરે છે. શરીર પાંડુરોગી જેવું થઈ ગયું હોય તો પાંડુરોગની મુખ્ય દવા **फे-फो. के-फो.** અને **ने-मु.** શરીરને લાલ બનાવશે. ટૂંકામાં પાંચ ફોસ્ફેટસ (**फे-फो., का-फो., मे-फो., के-फो., ने-फो.**) અને **ने-मु.** એ ૭ ક્ષારો આખા શરીરનું નવેસરથી બંધારણ કરે છે. શકિત આપે છે, ભૂખ વધારી પાચન કરે છે. એ જનરલ ટૉનિક બને છે. એ બધા ક્ષાર સમપ્રમાણમાં ભેગા કરી લઇ શકાય છે. **आयोड** ૬X અથવા **काली आयोड.** ૬X ઉપદંશ અને પરમીઆની ખરાબ અસરો અંડોની કઠણાશ, વૃદ્ધિ અને શુષ્કતા દૂર કરે છે, અંડો એથી નિરોગી થઇ વીર્ય ઉત્પન્ન કરવા સમર્થ બને છે. **काली ब्रोमेटम.** અંડો સુકાઈ ગયા હોય મગજ અને મજ્જાતંતુઓની નિર્બળતા થઇ હોય તેને દૂર કરે છે. હસ્તમૈથુનથી નામર્દાઈ થઈ હોય તો **बेरीअम फोस.** અને

**काली फोस**. તે દૂર કરે છે. શરીર તદ્દન પાયમાલ થઇ ગયું હોય તો ઉપર બતાવેલું જનરલ ટૉનિક અને **आर्स**, અને **फोस आयोड**. સારૂં બનાવે છે. **सि**. ૨૦૦x ક્ષય હોય, ગાઉટ હોય, કંઠમાળ હોય, ત્વચારોગ હોય તે સાથે નપુંસકત્વ હોય તો અઠવાડીઆમાં બે વાર આ ક્ષાર આપ્યા કરવો. જનરલ ટૉનિક તો કાયમ આપવાનુંજ હોય છે. જનરલ ટૉનિકના ક્ષારો હલકી પાવરના કામ ન કરે તો ૩૦x અને પછીથી ૨૦૦x પાવરમાં વાપરવા. ઊંચા પાવર હોય તો અઠવાડીઆમાં બે કે ત્રણ વાર એકજ માત્રા આપવી.

## વીર્યશ્રાવ ( ધાત જવી. )

( Spermatorrhea. )

વીર્યશ્રાવ રાતે સ્વપ્નામાં અગર રાત દિવસ સ્વપ્ના વગર પણ થાય છે. પિશાબમાં અને ઝાડો કરતાં પણ વીર્ય જાય છે એ પ્રમાણે હંમેશાં અથવા બે ત્રણ દિવસે જતું હોય તો દવાની જરૂર છે. પણ જો દશ પંદર દિવસે એકાદ વાર સ્વપ્નામાં ધાત જતી હોય તે રોગ નથી પણ તેવા પૌષ્ટિક ખાનપાન અને મગજના વિષયી વિચારો કે વિકારોજ એનું કારણ હોય છે. એની દવા કરવાની નથી કેમકે દવાથી તો શરીર ઉલટું વધારે સુદૃઢ બને છે અને વીર્યવૃદ્ધિ થાય છે અને મન પર કાબુ ન હોય તો પછી વારંવાર વીર્યશ્રાવ થયા કરે છે.

**ચિકિત્સા**—જે દવાઓ-ક્ષારો નપુંસકત્વ મટાડે છે તેજ દવાઓ વિર્યશ્રાવ પણ બંધ કરે છે. હસ્તમૈથુન અને અતિ વિષયભોગથી વીર્ય પાતળું પડી વારંવાર વીર્યશ્રાવ થાય છે માટે તે ટેવ છોડી દઇ આ દવાઓનું સેવન કરવું. **ने-फो**. ૩૦x **ने-मु**. ૩૦x **का-फो**. ૩૦x અને **के-फो**. ૩૦x મુખ્ય દવાઓ છે તે વારાફરતી અથવા ભેગી કરી દિવસમાં છ વખત દર ત્રણ કલાકે ખાવી. પહેલાં **ने-फो**. ૩૦x અને **ने-मु**. ૩૦x નું સેવન કરવું.

## બાળરોગો.

( Diseases of the Infant and Child. )

મોટા માણસોને જેટલા રોગો થાય છે તે બધા રોગો નાનાં બાળકોને પણ થાય છે. તે રોગોની ચિકિત્સા પાછળ લખાઇ ગઇ છે આ સ્થાને ફક્ત ધાવણાં અને નાનાં બાળકોને જન્મ થતી વખતે અને દાંત આવતી વખતે થતાં દર્દોની અને કેટલાક ખાસ દર્દોની ચિકિત્સા લખવામાં આવી છે.

## માથાના તાળવા ઉપર સોજો.

એ સોજો ઇંડાં જેવડો કે તેથી પણ મોટો થાય છે **के-फ्लो**. ૩ x નો વેસેલીનમાં મલમ બનાવી દિવસમાં પાંચ છ વાર ચોપડવો.

## નાભીના રોગો.

**(Diseases of the Naval.)**

બાળકનો નાળ જ્યારે કાપવામાં આવે છે ત્યારે ભૂલ થવાથી લોહી નીકળે છે **फे-फो**. અને **का-मु**. નો મલમ બનાવી લગાડવાથી કે સૂકી ભુકી લગાડવાથી તરત લોહી બંધ થઇ જાય છે. જરૂર જણાય તો ખાવા પણ એ ક્ષારોનો ઉપયોગ કરવો. ખાવાની માત્રા–૧ ગ્રેન. બાળકોને માટે.

ડુંટી પાકે તો **सि**. અને **के-स**. નો ઉપયોગ કરવો. ચોપડવામાં અને ખાવામાં.

**ડુંટીની સારણ—** જેને લોકો ડુંટો નીકળ્યો કહે છે તે ઉપર **के-फ्लो**. નો મલમ બનાવી લગાડવો અને દિવસમાં ચાર વખત એક એક ગ્રેન એ ક્ષાર ખાવા માટે આપવો. થોડા દિવસ દવા ખવરાવવાની જરૂર પડે છે.

**બાળકનું પેટ પવનથી ફુલી જાય—**તો **मे-फो**. ૩x અને **के-फो**. ૩ x ખાવા આપવા અને તેલમાં મેળવી પેટ ઉપર ચોપડવા. નવટાંક તેલમાં ૧૦ ગ્રેન દવા મેળવવી. એથી નહિ મટે તો **के-फ्लो**. ૬x નો ઉપયોગ કરવો. એથી પણ આરામ ન થાય તો **के-फो, ने-फो**. અને **का-फो**. એ ત્રણે ભેગાં કરી બે બે ગ્રેન ખાવા માટે આપવા અને પેટ ઉપર તેલમાં મલમ બનાવી ચોપડવાથી ગમે તેટલું પેટ ફુલેલું હશે તે બેસશે.

બાળકોને જન્મ્યા પછી ચાર પાંચ દિવસે ત્વચા ઉપર લાલ ફોલ્લીઓ નીકળે છે–તે ઉપર **ने-फो**. નો મલમ બનાવી ચોપડવો અને ખાવા માટે પણ આપવો. એ ઘણું ખરૂં ખટાશને લીધેજ થાય છે.

## સુકતાન.

**(Rickets)**

બાળકોને આ રોગથી હાડકાં મૃદુ–પોચા થાય છે. તે વળી જાય છે. માથું મોટું હોય છે તાળવું જલદી પુરાતું નથી ઊંડો ખાડો પડે છે. ચામડીની કરચલી

પડી જાય છે. સોજા આવે છે હાડકાં વળી જવાથી બેડોળ દેખાય છે રો રો કર્યા કરે છે વગેરે લક્ષણો જણાય છે.

આ શાસ્ત્ર પ્રમાણે આ રોગ થવાનું કારણ ચુનાના ક્ષારની તંગી છે. ચુનાનો ક્ષાર અલ્બ્યુમીન સાથે મળી હાડકાંનું બંધારણ કરે છે. આલ્બ્યુમીનનો સીમેંટ તરીકે આ ક્ષાર ઉપયોગ કરે છે. પણ **के–फो**. ની ખામી હોવાથી હાડકાંનું બંધારણ અપૂર્ણ રહે છે તે વાદળી જેવા થઇ જાય છે. નરમ રહે છે અને જલદી વળી જાય છે. કરોડના હાડકાંની આ ક્ષારના કમીપણાથી અનિયમિત વૃદ્ધિ થાય છે તેથી તે બેડોળ બને છે અને કરોડમાં વરમ થાય છે કેમકે તેમાં આલ્બ્યુમીનની ન વપરાવાથી વૃદ્ધિ થાય છે આને સુકતાન કહેવામાં આવે છે. કરોડરજ્જુને પણ એની ખરાબ અસર થાય છે કેમકે **के–फो**. ની ગેરહાજરીમાં **का–फो**. અને **मेग–फो**. ક્ષાર આલ્બ્યુમીનનો ઉપયોગ કરવા માટે વપરાવા માંડે છે તેથી કરોડરજ્જુ કે મજ્જાતંતુ પણ નબળા થઈ જાય છે તેથી બાળક ચીડીઉં બની જાય છે. આ રોગ એ ત્રણ ક્ષારના કમી થવાથી મુખ્યત્વે થાય છે.

**ચિકિત્સા—के–फो**. ૩x આ રોગની સૌથી મુખ્ય દવા અને બાળકના સર્વ રોગોની પણ મુખ્ય દવા છે. કોઇપણ રોગમાં આપવી. ભુલ કરવી નહિ. આની સાથે આ રોગમાં **का–फो.** અને **मेग–फो**. પણ વારાફરતી આપવા. **के–फो**. નું પ્રમાણ ૫ ગ્રેનથી ઓછું વાપરવું નહિ. તાળવાનો ખાડો પૂરાતો નહિ હોય. બાળકની વૃદ્ધિ થતી ન હોય, તે સુકાઇ જતું હોય. ખોપરીનાં હાડકાં નરમ અને પાતળાં હોય. દાંત મોડા આવતા હોય. લીલા ઝાડા થતા હોય. આ દવા સાથે લાઇમ વૉટર આપવાથી સારૂં પરિણામ આવે છે. બાળકને પાવાના દૂધમાં અગર પાણીમાં એક બે ચમચી નાખી પાવું. બાળકોના અપચાના રોગમાં ખાસ આપવું. જે માતાને સુકતાનવાળા છોકરા જનમતા હોય તેણે આ ક્ષારનું છેલ્લા મહીના સુધી સગર્ભાવસ્થામાં સેવન કરવું એટલે જન્મનાર બચ્ચાંને એ રોગ થશે નહિ.

**ने–फो**.જ્યારે સુકતાનવાળા બાળકને ખોરાક પાચન થતો ન હોય કે તેથી કાંઇ પુષ્ટિ થતી ન હોય તો આ ઘણી ઉપયોગી દવા છે. મુખ્ય દવા **के–फो.** સાથે વારાફરતી આપવી. લીલા ઝાડા, કૃમિ, ખાટી વાસ મારતા ઝાડા, ગંધાતા ઝાડા. વગેરે લક્ષણોમાં. આ પણ બાળકો માટે મહાન દવા છે. મુખ્ય દવા **के–फो**. સાથે.

**सि.** આ રોગમાં કે બીજા રોગમાં બાળકોને માથા ઉપર પુષ્કળ પરસેવો થતો હોય. માથું ઘણું મોટું અને બેડોળ હોય. તાળવું ઉઘાડું રહેતું હોય. પેટ ફૂલેલું અને ગરમ હોય. ટાઢની કમકમી આવ્યાજ કરે તેથી કપડાં પહેરવાથી અને ઓઢવાથી સારૂં લાગે. મુખ્ય દવા **कें-फो**. સાથે.

**काली फोस** અને **मेग-फो**. શરીર સુકાઈ ગયું હોય, ચીડીઓ સ્વભાવ થઈ ગયો હોય. આંકડી, માથાના વાળ, શરીરના કપડાં વગેરે તોડીફાડી નાખવાં વગેરે લક્ષણોમાં મુખ્ય દવા **के-फो**. સાથે.

**ने-मु**. રોગની શરૂઆતથીજ આ દવાનો **के-फो**. સાથે ઉપયોગ કરવો. હાડકાં પોચાં હોય જલદી વળી જતાં હોય. ગરદન અને ગળું એકદમ પાતળાં થઈ ગયાં હોય. પાણી જેવા ઝાડા હોય. દાંત જલદી ઉગતા ન હોય. તરસ બહુ લાગતી હોય કે બિલકુલ નહિ લાગતી હોય.

**के-फ्लो**. હાડકાં દાબે દુખતાં હોય. હાડકાંની અનિયમિત વૃદ્ધિ થતી હોય. હાડકાં ઉપર ટેકરા થતા હોય. દાંત ઉગતાં બહુ વિલંબ થતો હોય.

રોગ ઘણો જુનો હોય તો **केलकर आयोड, काली फो.** અને **मैं-फो**. નો પહેલા ઉપયોગ કરવો. સુધારો થયા પછી બીજી જોઇતી દવાઓ આપવી.

## કુકડીઆ ખાંસી.

### (Croup.)

આ રોગમાં સ્વરનળી અને શ્વાસનળીમાં વરમ થાય છે તેથી શ્વાસ લેવાની તકલીફ થાય છે. એકાએક ગળામાં સળવળાટ પેદા થઇ ઊંઘ ઉડી જાય છે. ગળામાં સું સું અને ઘરઘર અવાજ થાય છે. શ્વાસનું રોકાણ થાય છે અને તેથી બાળક બહુ મુંઝાય છે. ગળામાં ખેંચાટ થાય છે એમાં એક બીજો પ્રકાર હોય છે તેમાં કુતરીના બચ્ચાંની બોલી સરખો અવાજ થાય છે. અવાજ બેસી જાય છે. વચમાં વચમાં શ્વાસ અટકી જાય છે આ રોગ ડિપ્થેરીઆને બધી રીતે મળતો આવે છે.

આ શાસ્ત્ર પ્રમાણે **का-मु**. ની તંગીથી ફાઇબ્રિન સ્વરનળી અને શ્વાસનળીમાં એકઠો થઇ શ્વાસમાં રોકાણ કરે છે અને તેને ઉપયોગમાં લેવા લોહી ત્યાં વધારે જથામાં ભેગું થાય છે તેથી રક્તસંચય થાય છે. એ નળીઓ સાથેના મજ્જાતંતુઓના ક્ષાર **का-फो**. અને **मे-फो**. ની ઘટ પડે છે તેથી આક્ષેપ થઇ સ્વરનળી અને શ્વાસનળી બિડાઇ જાય છે.

**ચિકિત્સા—का–मु.** આ રોગની મુખ્ય દવા છે. **फे–फो.** સાથે વારંવાર આપવો. દવાઓ જલદી જલદી આપવી.

**फे–फो.** તાવ, ગળાનો દુખવો.

**के–फ्लो.** જો **फे–फो.** અને **का–मु.** અસર ન કરે તો આ ક્ષાર **के–फो.** સાથે વારંવાર આપવો.

**के–स.** પરૂમય કે પરૂલોહી મિશ્રિત શ્રાવ હોય.

**का–फो.** દર્દી બાળક ભય ભરેલી છેલ્લી દશામાં હોય. દવા આપવામાં વિલંબ થયો હોય. ગળામાં આક્ષેપ હોય. શ્વાસ બંધ થઇ ગયા કરતો હોય **का–मु.** સાથે વારાફરતી.

**के–फो.** મુખ્ય દવા સાથે આપવાની દવા આની સાથે **केलकर आयोड** ૩x આપવો.

## ખેંચાટ, આંકડી, તાણ વગેરે.

### (Spasms, Convulsions Etc.)

આ શાસ્ત્ર પ્રમાણે દરેક પ્રકારના ખેંચાટનું કારણ સફેદ મજ્જાતંતુ અને સ્નાયુઓ ઉપર કાબુ રાખનારા નિરિન્દ્રિય ક્ષાર **मेग–फो.** અને **के–फो.** ની તંગી હોય છે. દુરાચારી ટેવો, કૃમિ, પુષ્કળ બીક અને મજ્જાતંતુ તથા સ્નાયુઓનો હદ ઉપરાંતનો વપરાશ એ કારણોથી નિરિન્દ્રિય ક્ષારોની જે ખોટ પડે છે તે જેટલી ઝડપથી ખોરાકમાંથી ઉત્પન્ન થવા જોઇએ તેટલી ઝડપથી ઉત્પન્ન થતા નથી. માટે ખેંચાટ, આંકડી, ધનુર્વા, ફેફરૂં, હિસ્ટિરીઆ વગેરે જે જે રોગોમાં સ્નાયુઓ ખેંચાય છે તે બધા રોગોમાં **मेग–फो.** અને **के–फो.** મિશ્ર કરીનેજ આપવા જોઇએ અને તે પણ જલદી જલદી.

**ચિકિત્સા—मेग–फो.** શરીરના કોઇ પણ ભાગમાં અને દરેક પ્રકારના ખેંચાટમાં આનો ઉપયોગ વખાણવા લાયક છે. તાણ, અમળાટ, સંકોચન, ગોટલા ચઢવા કે વંઠ આવવા, આવેશ વગેરેમાં એ ક્ષાર ગરમ પાણીમાં જલદી જલદી આપવો જોઇએ. દાંત બંધાઇ ગયા હોય તો અવાળુ ઉપર ઘસવો. જીભ ખેંચાવી. લહીઆના હાથમાં વંઠ આવવા. કોઇપણ વસ્તુ ગળવાનો પ્રયત્ન કરતાં ગળામાં ખેંચાટ થવો. મોઢાના ખુણા અને ચહેરાના સ્નાયુઓ ખેંચાય (લકવો.) કંપવા. ધનુર્વા.

**के–फो.** આવેશ અને ખેંચાટ. **मेग–फो.** આપ્યા પછી. બાળકને દાંત આવતાં આંકડી, તાણ વગેરે થતું હોય. ખેંચાટ વગેરે અટકાવવા માટે. ફીકા

ચહેરાવાળો અને પાંડુરોગી દર્દી હોય તેનો ખેંચાટ. પગની પીંડીનો ખેંચાટ. સુકતાનમાં ખેંચાટ.

**का-फो**. બીવાથી આવેશ થયો હોય. ચહેરાનો દેખાવ ફીકો, કાળો કે લીલો હોય. ખેંચાટને માટે **मेग-फो**. સાથે વારાફરતી.

**का-मु**. ફેફરાને માટે આ ઘણું કરીને રામબાણ દવા છે. જ્યારે ખેંચાટ હોય ત્યારે તે મટાડવા માટે **मेग-फो**. ફેફરાનો રોગ મટાડવા માટે **का-मु**. કૃમિ હોય.

**फे-फो**. દાંત આવતાં બાળકોને તાવ આવતો હોય.

આ રોગ ઘણું કરી બાળકોને થાય છે. મોટાંઓને પણ થાય છે.

**ने-फो**. કૃમિને લીધે આંકડી આવતી હોય.

**कुप्रम आर्स**. હાથ પગ અને શરીરનો ખેંચાટ સાથે પરસેવો થતો હોય.

**झांकम फोस**. અવયવો ધ્રુજે અને અમળાય.

## મોટી ઉધરસ ( ખોંખલી. )

### ( Whooping Cough )

જુઓ શ્વાસાવયવોના રોગમાં–મોટી ઉધરસ.

## દાંત ઉગવા.

### ( Dentition. )

શરીરમાં ચૂનાનો ક્ષાર **के-फो**. પુરતા પ્રમાણમાં હોય તો તે હાડકાંને બનાવનાર હોવાથી દાંત જલદી કુદરતી રીતે આવે છે. એ ક્ષારની તંગીથી દાંત ઉગતાં અડચણ પડે છે અને નબળા દાંત આવે છે અને દાંત આવતાં જાત જાતના ઉપદ્રવો થાય છે. તેવીજ રીતે **के-फ्लो**. ની તંગીથી દાંતનું ઉપલું પડ નબળું આવે છે.

**ચિકિત્સા—के-फो**. હાડકાંને ચૂનાનો ક્ષાર પૂરો પાડવા માટે આ મુખ્ય ક્ષાર છે. દાંત ઉગતાં વિલંબ થતો હોય. દાંત આવતી વખતે બાળકને લીલા ઝાડા. અતિસાર, ત્વચાના રોગ, સસણી, ઉલટી, અપચો વગેરે જાત જાતના વ્યાધિઓ થતા હોય. બાળક ચાલતાં મોડું શીખતું હોય. ખોરાકથી શરીર પુષ્ટ ન થતું હોય. ગર્ભિણી સ્ત્રીઓએ સગર્ભાવસ્થામાં આ ક્ષારનું સેવન કરે તો બાળક

મજબૂત બાંધાનું જન્મે છે અને દાંત આવતી વખતે તેને કાંઇ હરકત આવતી નથી. કોઇ ઉપદ્રવ થતા નથી.

**मेग-फो**. દાંત આવતી વખતે બાળકને આંકડી અને તાણુ આવતી હોય તો આ ક્ષાર **के-फो**. સાથે વારંવાર ઊના પાણીમાં આપવો.

**फे-फो**. જ્યારે તાવ પણ હાજર હોય અને અવાળુ ગરમ અને સૂઝેલા હોય.

**के-फ्लो**. જ્યારે દાંતની ઉપરનું પડ બરાબર ન આવતું હોય. દાંતનું ઉપલું પડ નબળું અને ખરી જતું હોય ત્યારે આ ક્ષાર ઉપયોગી છે.

**सि**. દાંત આવતાં દુ:ખ થતું હોય તે સાથે માથામાં પુષ્કળ પરસેવો થતો હોય. હઠીલો બંધકોશ હોય. બાળક ધાવણુ ઓકી કાઢતું હોય. ગુમડાં થતાં હોય આંકડી આવતી હોય. **के-फो**. સાથે.

**ने-मु**. ઊંઘમાં અથવા જાગ્રત અવસ્થામાં મોંમાંથી લાળ ગળતી હોય.

**સૂચના**—દાંત આવતી વખતે જે રોગો થતા હોય તેની ચિકિત્સાની સાથે દાંત જલદી ઉગવા માટે આંમાંથી લાગુ પડતી દવાઓ પણ આંપવી.. તે વગર તે રોગો મટશે નહિ. દાખલા તરીકે દાંત આવતી વખતે બાળકને સસણી થઇ હોય તો તેની મુખ્ય દવા **फे-फो**. અને **का-मु**. સાથે દાંત જલદી ઉગવાની **के-फो**. સાથે આપવી જોઇએ તેથી દાંત જલદી ફુટશે અને સસણી મટશે.

દાંત ઉગતી વખતે બાળકોને ત્વચારોગો, લીલા, કાળા, ફેદા જેવા ઝાડા થવા. સસણી, પેટ ફુલવું, કાન પાકવા, કૃમિ થવા વગેરે ઉપદ્રવો થાય છે. તે ઉપદ્રવો દાંત જલદી બહાર ફુટે તો સારા થાય છે. તે રોગોમાં લાગુ પડતા ક્ષારો પણ આપવા.

## સ્ત્રીઓની જનન ઇંદ્રિયો.

### ( Genital Organs of the Female. )

સ્ત્રીઓના ગુપ્ત અવયવો અને તેની રચનાનું થોડુંક જ્ઞાન આ દવાઓનો ઉપયોગ કરવા માટે જરૂરનું છે.

સ્ત્રીઓના એ ગુપ્ત અવયવના બહારના ભાગને યોની ( Vulva-વલ્વા ) કહે છે. યોનીની બહારની બાજુએ ચામડીના બનેલા બે મોટા હોઠ છે તેની નીચે શ્લેષ્મપડના બનેલા બે નાના હોઠ છે તે બંને હોઠોની વચ્ચે યોનીના ઉપરના ભાગમાં એક માંસનો ગોળ ટેકરો છે તેને સ્રીલિંગ ( Clitoris-કલીટોરીસ )

કહે છે. તેની નીચે યોનીમાર્ગમાં મૂત્રદ્વાર છે તેના ઉપર શ્લેષ્મત્વચાનો પડદો છે. તેને યોનીપટલ ( Hymen–હાઇમેન ) કહેવામાં આવે છે. તે પડદા વડે યોની-માર્ગ ઢંકાએલો રહે છે. ઇજા થવાથી, કોઈ રોગથી, અટકાવ આવતી વખતે અને પુરૂષ સંબંધથી એ પડદો તૂટી જાય છે. છતાં પણુ કોઇને એ પડદો કાયમ રહે છે. તે પ્રસવ વખતે તૂટી જાય છે. યોની છિદ્રથી અંદર યોનીમાર્ગ (Vagina–વેજાએના ) ચાર થી ૬ ઇંચ લાંબો હોય છે તે માર્ગના અંદરના છેડે ગર્ભાશય ( Uterus–યુટરસ ) છે. મૂત્રમાર્ગનું છિદ્ર બહારથી દેખી શકાય એમ નથી. કેમકે તેનું મુખ યોનીમાર્ગમાં અંદર આવેલું છે. આ ઉપરથી સમજાશે કે યોનીમાર્ગ અને મૂત્રમાર્ગ જુદા જુદા છે. ફક્ત મૂત્રમાર્ગનું છિદ્ર યોનીમાર્ગના આગળના બહારના છેડા તરફ છે. મૂત્રમાર્ગ ફક્ત દોઢ ઇંચ લાંબો છે. ગુદા અને યોનીના નીચલા છેડાની વચ્ચેનો ભાગ શીવણી કહેવાય છે. યોનીમાર્ગના અંદરના છેડા પર ગર્ભાશય છે તેની ઉપર મૂત્રાશય અને નીચે મળાશય ( રેકટમ ) છે. ગર્ભાશય બહુ મોટું નથી. ફક્ત ૩ ઇંચ લાંબું, ૧½ ઇંચ પહોળું અને ૧ ઇંચ જાડું છે. ગર્ભ રહ્યા પછી તે ૧ ફુટ લાંબું, અને ¾ ફુટ પહોળાઇનો દડો થાય છે એટલું બધું તે વિસ્તૃત થઈ શકે છે. ગર્ભાશયનો નીચલો ભાગ જે યોનીમાર્ગ સાથે જોડાએલો છે તેને કમળ કે ગર્ભાશયની ગ્રિવા ( Cervix )

કહેવામાં આવે છે. યોનીમાર્ગ બહારથી સાંકડો છે પણ અંદરથી તે બહુ પહોળો છે. એ કમળમુખને એક હોઠના આકારનું છિદ્ર છે. તેમાં થઇને સ્ત્રીઓનું રજસ અટકાવ વખતનું લોહી બહાર નીકળે છે. ગર્ભાશયમાંથી બાળક પણ એમાંથીજ યોનીમાર્ગમાં આવે છે. એ છિદ્ર બહુ નાનું હોય તો પિડિતાર્તવનો રોગ થાય છે.

ગર્ભાશયમાં બાળક આસરે ૨૮૦ દિવસ રહી મોટું થાય છે અને પોષણ મેળવે છે.

**ફળવાહિની**—બીજવાહિની ( Fellopian Tubes ) ફેલોપ્યુન ટયુબ્સ ગર્ભાશયની બંને બાજુએ ઉપરના ભાગમાંથી આસરે ચચ્ચાર ઇંચ લંબાઇની એક એક નળી હોય છે તેને ફલવાહિની કહેવામાં આવે છે. તેનો બીજો છેડો છુટો છે. ગર્ભાશયના ઉપરના ભાગને Fundus–ફંડસ કહેવામાં આવે છે ત્યાંથી આ ફેલોપ્યુન ટયુબો–ફલવાહિનીઓ નીકળે છે. તેના છેડા પર ફુલના જેવી પાંખડીઓ હોય છે એ પાંખડીઓ અંડાશય ( ઓવરીઝ ) ની અંદર જે સ્ત્રીબીજ–અંડ ( Ovum–ઓવમ્ ) પકવ થાય છે તેને ફલવાહિની મારફતે ગર્ભાશયમાં લાવવાનું કાર્ય કરે છે. પુરૂષના વીર્યજંતુઓનો એ અંડ–સ્ત્રીજ–ઓવમ્ સાથે ગર્ભાશયમાં સંયોગ થાય છે અને ગર્ભ બંધાય છે. કેટલાક

શોધકો કહે છે કે ફલવાહિની ટયુબમાંજ પુરૂષવીર્યજંતુનો ઓવમ્ સાથે સંયોગ થાય છે. કમળમુખમાં દાખલ થઇ ગર્ભાશયમાં થઇ ત્યાંથી ફલવાહિનીમાં પકવ ઓવમ્ સાથે વીર્યજંતુ મળે છે અને ગર્ભ રહે છે પછી એ ગર્ભ ગર્ભાશયમાં આવે છે. ત્યાં વૃદ્ધિ પામી બાળકરૂપે જન્મ લે છે. કેટલાક એમ કહે છે કે અંડાશયમાંજ વીર્યજંતુઓ પકવ ઓવમ્ સાથે મળી ગર્ભ રહે છે ત્યાંથી ફેલોપ્યુન ટયુબ મારફતે ગર્ભાશયમાં આવે છે.

## અંડાશયો.

### (Overies.)

સ્ત્રીઓના અંડાશયને ઓવરીઝ કહે છે તે સ્ત્રીઓને અંદર ફલવાહિનીના ફૂલની પાંખડી આકારના છેડાની નીચે તેની સાથે છે. પુરૂષોના અંડો બહાર એક કોથળીમાં છે. પુરૂષનું વીર્ય પુરૂષના અંડોમાં ઉત્પન્ન થાય છે તેને ટેસ્ટીકલ્સ્ કહેવામાં આવે છે અને સ્ત્રીઓનું ઓવમ્—સ્ત્રીઅંડ તેની ઓવરીઝમાં ઉત્પન્ન થાય છે. સ્ત્રીઓને જમણી ફલવાહિનીના છેડે એક અને ડાબી ફલ-વાહિનીના છેડે એક એમ બે અંડાશયો—ઓવરીઝ છે. દરેક અંડાશયોમાં અસંખ્ય સ્ત્રી-બીજ છે. તે સૂક્ષ્મ હોવાથી ગણાતા નથી પણ જે ઓવમ્ પકવ થયાં હોય છે તેટલાં ગણી શકાય છે. દરેક મહીને આવું એકજ ઓવમ્ પકવ થઇને ગર્ભાશયમાં આવે છે ત્યારે જે જે કુદરતી ક્રિયાઓ ચાલે છે તેને લીધે સ્ત્રીઓને રજોદર્શન આવે છે. પકવ થએલું ઓવમ્ ઓવરીઝમાંથી બહાર આવે છે એટલે તરત ફલવાહિની તેને શોષી લઇ ગર્ભાશયમાં દાખલ કરે છે એ વખતે ગર્ભાશય અને તેની આસપાસના ફલવાહિની વગેરે અવયવોમાં લોહીનો જમાવ થાય છે અને તેથી તે અવયવો અને તેના મજ્જાતંતુઓ એટલા બધા ઉત્તેજન પામે છે કે પુષ્કળ લોહી જમા થાય છે અને તે એ અવયવોમાંથી ઝરવા માંડે છે અને કમળમુખ મારફતે બહાર નીકળે છે તેને રજોદર્શન થયું કે અટકાવ આવ્યો કે સ્ત્રી દૂર બેઠી એમ કહેવામાં આવે છે.

રજોદર્શન થયા પછીજ સ્ત્રી પુરૂષના સાંસારિક વ્યવહારથી વીર્યજંતુનો ઓવમ્ સાથે સંબંધ થાય છે તો ગર્ભ રહે છે અને ગર્ભાશયના કોઇ દોષના કારણથી એ બે સૂક્ષ્મ જીવોનો—જંતુઓનો સંબંધ ન થઇ શકે તો ગર્ભ રહેતો નથી. એ હકીકત વાંઝીઆપણું, નામના રોગમાં વિસ્તારથી લખવામા આવ્યું છે.

આ અવયવો આવી રીતે પ્રજોત્પત્તિ માટે અતિ અગત્યના છે. જો અંડાશયો કાપી કાઢવામાં આવે તો રજોદર્શન થતું નથી. પ્રજાની ઉત્પત્તિ બંધ પડે છે અને સ્ત્રી પુરૂષના જેવા લક્ષણવાળી થતી જાય છે.

## સ્ત્રીઓની જનનેંદ્રિયોના વરમ.

**( Infammation of the Female Genital Organs. )**

યોની મૂખનો વરમ ( Vulvitis. ), યોની માર્ગનો વરમ ( Veginitis. ), ગર્ભાશયનો વરમ. ( Metritis. ), ગર્ભાશયના શ્લેષ્મપડનો વરમ. ( Endometritis. ), અંડાશયનો વરમ ( Ovar.tis. ), ગર્ભાશયના બંધનનો વરમ. ( Pelvic Cellulitis. ) વગેરે સ્ત્રીઓના જનન અવયવોના વરમને ઉપર મુજબ જુદા જુદા નામથી ઓળખવામાં આવે છે. પણ તે સર્વની ચિકિત્સા જુદી નથી. દરેક વરમજન્ય રોગોમાં વરમની ત્રણ અવસ્થાઓ હોય છે તેમ આમાં પણ હોય છે. અને વરમજન્ય રોગોમાં જે ચિકિત્સા કરવામાં આવે છે તેમ આમાં પણ તેવીજ ચિકિત્સા કરવાની છે. યોની માર્ગમાંથી જુદા જુદા પ્રકારના શ્રાવ વરમજન્ય રોગો પ્રમાણેજ થાય છે તે શ્રાવ આલ્બ્યુમીન, ફાઇબ્રિન, અને બીજા સેન્દ્રિય પદાર્થો જે તેમને ઉપયોગમાં લેનાર ક્ષારોની ન્યૂનતાને લીધે બહાર નીકળે છે તેના રૂપ રંગ ઉપરથીજ આમાં પણ ક્ષારોની પસંદગી કરવી તે સાથે જીભનો રંગ પણ જોવો. જુઓ વરમની ચિકિત્સા અને દવાઓ પસંદ કરવાની રીતોમાં શ્રાવ ઉપરથી દવા પસંદ કરવાની રીત.

એવીજ રીતે અંદરના અવયવોમાં ગડ અને ગ્રંથીઓ થાય છે. તેની ચિકિત્સા ગડ અને ગ્રંથીરોગની ચિકિત્સા પ્રમાણે કરવાની છે. તે માટે તે ચિકિત્સાઓ જુઓ. એ અવયવોમાં કેન્સર થાય તે માટે જુઓ કેન્સર એન્ડ ટયુમર.

સ્ત્રીઓની જનનેંદ્રિયોના ઉપર લખેલા વરમની નીચે પ્રમાણે ચિકિત્સા કરવી.

વરમની પહેલી, બીજી અને ત્રીજી અવસ્થામાં **फे–फो. का–मु.** અને **का–स.** ત્રણે દવાઓનો સાથે વારાફરતી ઉપયોગ કરવો. ત્રણે અવસ્થામાં ત્રણે દવા વાપરવી એટલે બીજી દવાઓની જરૂર રહેશે નહિ. છતાં પણ વરમ પાકે અને યોનીમાર્ગમાંથી પરૂ, પરૂ અને લોહી મિશ્રિત શ્રાવ શરૂ થાય તો **के–स.** ૩x અને **सि.** ૩૦x નો ઉપયોગ વારાફરતી કરવો. લક્ષણો માટે વરમનાં લક્ષણો જોવાં. વિશેષ હકીકત માટે સ્ત્રીઓની જનનેંદ્રિયોનાં લક્ષણો જોવાં.

## ગર્ભાશયમાંથી થતો રક્તશ્રાવ.

### (Metrorrhagia.)

સ્ત્રીઓ દૂર બેસે છે તે રકતશ્રાવ આ નથી. તે સિવાય ગમે તે વખતે જ્યારે ગર્ભાશયમાંથી યોનીમાર્ગે લોહી નીકળે છે તેને સ્ત્રીઓ લોહીવા કહે છે તે આ રોગ છે.

ચિકિત્સા. જુઓ રકતશ્રાવ.

## જનનેંદ્રિયના રોગો થવાનાં કારણો.

ગર્ભાશય અને તેના અવયવોના અને શરીરના બીજા રોગોમાંના ઘણાખરા રોગોમાં ઉપદંશ કે પરમીઆનું વિષ કે રોગ કારણ હોય છે. જેવા કે વરમ થવા, ધાત જવી, ગર્ભપાત કે ગર્ભશ્રાવ થવો, ગ્રંથીઓ થવી, મસા થવા, કેન્સર થવા, ક્ષય થવો વગેરે.

ગંદી, અભણ સુયાણીઓ પાસે સુવાવડો કરાવવાથી સુવાવડમાં સુતિકા-સન્નિપાતજ્વર જેવો જીવલેણ રોગ ઉત્પન્ન થાય છે. સુવાવડમાં ચોકખાઇ નહિ રાખવાથી. સુવાવડીને મેલાં ફાટેલાં કપડાં, ગંદાં બિછાનાં આપવામાં આવે છે તેથી પણ એ ભયંકર તાવ આવી ઘણી સ્ત્રીઓ મૃત્યુ પામે છે.

સુવાવડો આવ્યા પછી તેની ઑર અંદર રહી જવાથી, બગાડ બરાબર નહિ નીકળવાથી, ગર્ભાશય સંકુચિત નહિ થવાથી પણ લોહી દુષિત થઇ વરમ સુતિકાસન્નિપાતજ્વર, પ્રદર, સુવારોગ, ગ્રંથીઓ વગેરે રોગો થાય છે.

પુરૂષોની બેહદ વિષયવૃત્તિને સંતોષ્યા કરવી અગર સ્ત્રીઓએ બેહદ વિષયમાં મચ્યા રહેવું એ પણ પ્રથમ કહેલા રોગોનું કારણ છે.

અયોગ્ય ખાનપાન; પાન અને તમાકુ, સોપારીનું વ્યસન; શરદીમાં કામ કરવું; પારો સોમલ અને ટંકણખારવાળી દવાઓના ઉપચાર કરાવવા એ પણ એ રોગોનાં કારણો છે.

આ શૃંગારિક અને વિષયી જમાનામાં ઉપદંશ અને પરમીઆના રોગો આખી દુનિઆમાં ફેલાઇ ગએલા છે. અને એ ચેપી રોગો હોવાથી તેના સંસર્ગમાં રહેનારા સારામાં સારાં ઉચ્ચ ચારિત્ર્યવાળાં પુરૂષ સ્ત્રીઓ પણ ઘણાખરા એ રોગથી મુકત હશે કે કેમ તે શંકા છે. જે રોગો મટતાં નથી અને લાંબો વખત ચાલ્યા કરે છે તેવા જુના રોગોમાં આ બે દર્દોનું ઝેર હોવાથી તેઓ મટતાં નથી.

માટે જે દર્દો જુનાં થાય તેમાં એ રોગોની શંકા ધરવી અને તેની પણ ચિકિત્સા કરવી એટલે બીજી દવાઓ લાગુ પડશે અને રોગ મટશે. મૂળ રોગો નષ્ટ થતાં તેનાથી ઉત્પન્ન થએલા અસંખ્ય દર્દો મટશે. જે દર્દો હઠીલાં અને જુનાં હોય તેની ચિકિત્સા પ્રાવણ્ હોમીઓપથી ડૉક્ટરો પાસે કરાવવી ઉચિત છે કેમકે શરીરનાં જુનાં ઝેરો વારસામાં મળેલાં ચેપી દર્દો વગેરેમાં સોરા, સીફીલીઝ અને સાઇકોસીસ નામના ઝેરો-વિકારો જેને માયાઝમ કહેવામાં આવે છે તે હોય છે અને તે માટે હોમી-ઓપથીમાં તે વિષો દૂર કરનારાં નોસોડઝ અને એન્ટીસૅારિક દવાઓ છે.

સ્ત્રીઓના રોગોમાં તેમની જાંગ અને સાથળના મૂળમાં ગ્રંથીઓ વૃદ્ધિ પામેલી હોય તો ઉપદંશ કે પરમીઆનું વિષ હશે એવી શંકા ધરી તેની ચિકિત્સા હોમીઓપથી નોસોડઝ અને આ ક્ષારોથી કરવી. પુરૂષોને પણ એજ જગાએ ગ્રંથીઓ વધે છે તેને બદ કહે છે તે પણ એજ રોગથી થાય છે.

ઉપદંશ માટે હોમીઓપથીની **સીફીલીનમ** અને પરમીઆ માટે **મેડોહિંનમ** નોસોડઝ છે. તે તે રોગના જંતુઓની સીરમ છે તે ૨૦૦ કે તે ઉપરના પાવરની વાપરવી. દર અઠવાડીએ એક વાર પાંચ ટીપાં દવા સુગર ઓફ મિલ્કમાં નાખી ખાવામાં આપવી. અથવા ગોળીઓ આવે છે તે આપવી. એ રોગ વારસામાં મળ્યો હોય તો સી. એમ. પાવરની પંદર દિવસે એક વાર આપવી. તેવીજ રીતે ટાઇફોઈડ, ન્યૂમોનિઆ, ડિપ્થેરીઆ વગેરે ચેપી જંતુઓથી થતા બધા રોગો માટે હોમીઓપથીની સીરમ અઠવાડીઆમાં એક વાર આપવી અને ચિકિત્સા તરીકે આ ક્ષાર દવાઓ વાપરવી એટલે જલદી રોગ મટશે. આ પુસ્તકમાં આ આત ઉપયોગી સીરમ તેવા રોગો નીચે લખવામાં આવી છે જેનો ઉપયોગ ચિકિ-ત્સકો તે રોગને જલદી મટાડવા માટે આ દવાઓ સાથે કરશે તો દર્દીઓ ઉપર ઉપકાર થશે.

## અતિ આર્તવ.

### ( Menorrhagia )

સ્ત્રીઓને જ્યારે આર્તવ ( અટકાવ ) આવે છે ત્યારે તે વહેલો આવે કે મેડો આવે પણ જ્યારે આવે ત્યારે હદ ઉપરાંત લોહી વહે છે તે આ રોગ છે.

આ શાસ્ત્ર પ્રમાણે એ રોગ થવાનાં બે કારણો છે. પહેલું. લોહીમાં **કા-મ્યુ.** નામનો ક્ષાર ઓછો થવાથી ફાઇબ્રિન લોહી સાથે જામી જાય છે. બીજું. **ફે-ફો.** નામનો ક્ષાર ઓછો થવાથી કમળમૂખના સ્નાયુઓ બરાબર મજબૂત

હોતા નથી અને તેની સ્થિતિસ્થાપકતા કમી થવાથી કમળમુખ ખુલ્લું રહે છે એટલે એ રોગમાં એ મુખ્ય દવા છે.

ગર્ભાશયમાં રક્તસંચય થવાથી, કમળ ઉપર ક્ષત પડવાથી, ઑાર વગેરે અંદર રહી જવાથી, ગર્ભાશય વળી જવાથી, ગર્ભાશયમાં મસા કે ગ્રંથી થવાથી, ગર્ભાશય પ્રસવ પછી બરાબર સંકુચિત નહિ થવાથી, રક્તાશય કે યકૃતના રોગો થવાથી, મેલેરીઆ, ન્યુમોનિઆ, રતવા વગેરે કારણોથી આ રોગ થાય છે. જે રોગો એ સાથે દેખાય તેની ચિકિત્સા તે રોગોમાં કહેલી ચિકિત્સા પ્રમાણે કરવી.

**ચિકિત્સા—के-फ्लो**, આ રોગની મુખ્ય દવા. પેઢુમાં ભાર અને સખત દુખાવો, ગર્ભાશય અને કમળમુખ ઢીલા પડી ગયા હોય તો સંકોચન કરવા માટે. કમળમુખ ખુલ્લું હોવાથી રજસ્રાવ વધારે આવતો હોય. **का-फो.** સાથે. ગર્ભાશયનું સ્થળાંતર થયું હોય ( ખસી ગયું હોય ).

**फे-फो.** ચોકખું લાલ લોહી નીકળતું હોય તે તરત જામી જતું હોય. માસિક અટકાવ આવતા અગાઉ થોડા દિવસ આ ક્ષાર આપવાથી અતિ આર્તવ અટકે છે. જનન અવયવોની શિથિલતા. ઘણો રકતસંચય અને વરમ હોય.

**का-मु.** કાળું, પાતળું અને ડામર જેવું બંધાએલું લોહી નીકળતું હોય. થોડે થોડે દિવસે અતિ આર્તવ થતો હોય.

**के-फो.** દુખાવો સખત થતો હોય. જનન અવયવોના બધા રોગોમાં વચમાં આપવાની દવા. બીજી દવાઓની સાથે.

**का-फो.** પુષ્કળ લોહી ગર્ભાશયના મજ્જાતંતુની કમજોરીથી જતું હોય તે કાળાશ પડતું લાલ હોય. કોઇ વખત ગંધાતું હોય.

## ન્યનાર્તવ.-થોડો અટકાવ.—નષ્ટાર્તવ.

**( Amenorrhia. )**

જ્યારે આ રોગ થાય છે. ત્યારે આર્તવ ધીમે ધીમે બંધ થાય છે અથવા એકદમ બંધ થઇ જાય છે તેના કારણો—ભેજ, શરદી, શરીરની નબળાઇ, ભય, અતિ ચિંતા, અતિ માનસિક શ્રમ, એકાએક મગજને ધક્કો લાગવો જખમ, માર વગેરેથી, ક્ષયરોગ, પાંડુરોગ, અંડાશયનો કે ગર્ભાશયનો જીર્ણ વરમ, ગર્ભાશયની ગ્રંથી, છોડ બાઝવું, ભારે રોગોથી શરીર નખાઇ જવું. વગેરે કારણેથી એવું બને છે.

**લક્ષણો**—હિસ્ટરીઆ, બેચેની, ઉલટી, જહેર, મગજ અને ફેફસાંના રોગો, માથાના દુખાવાનો રોગ, નાક, મોં અને ફેફસાં વગેરેમાંથી લોહી પડે છે. જો લોહી કોઈપણ ઠેકાણેથી નીકળી શકે નહિ તો મૂર્છા, શરીર રહી જવું વગેરે ઉપદ્રવો થાય છે.

**का–फो**. અધિક માનસિક શ્રમ, શારીરિક શ્રમ, એકાએક મગજને ધક્કો, શરીરની નબળાઇ, અશક્તિ વગેરે કારણોથી અટકાવ બંધ થઇ ગયો હોય. માસિક અટકાવ થોડો થોડો આવતો હોય. છાતીના અને મગજના રોગો થયા હોય. મોંમાં ખરાબ સ્વાદ અને વાસ. બીકણ સ્વભાવ. માનસિક ત્રાસ જીભ ઉપર કાચી રંગની છારી. આ રોગની મુખ્ય દવા છે. આની પછી **आर्सेनिक**. આવાની જરૂર પડે છે.

**का–मु**. શરદીથી અથવા પાણીમાં કામ કરવાથી. સફેદ પડવાળી જીભ જોવી. શરીરમાં ચરબીનું વધવું. ગર્ભાશય, અંડાશય વગેરેની ચંચળતા કમી થઇ હોય તેથી રજોદર્શનનું લોહી ઓછું આવતું હોય અગર બંધ થઇ જતું હોય.

**का–स**. આર્તવ ઘણો મોડો અને ઘણો થોડો આવતો હોય. તેથી પેઢુંમાં ભાર લાગતો હોય. જીભનો કલર-રંગ જોવાની જરૂર નથી.

**के–फो**. પાંડુરોગી જેવી હલતને લીધે આર્તવ થોડો આવતો હોય કે બંધ થઈ ગયો હોય આની સાથે **कल्कर आर्स**. આપવો. સુસ્તી, ઉદાસિનતા. શરીર રચના કોમળ હોય **ने–मु**. અને **फे–फो**. સાથે. આથી શરીરની પાંડુતા મટી લોહીની વૃદ્ધિ થવાથી અટકાવ આવે છે.

**ने–मु**. શરીરમાં લોહીની ન્યૂનતાને લીધે અટકાવ બંધ થઇ ગયો હોય. માથાનો દુખાવો, સુસ્તી, ઉદાસિનતા વગેરે લક્ષણો હોય.

**मेग–फो**. અટકાવ બંધ થવાથી હિસ્ટિરીઆ, આંકડી અને મગજની અવ્યવસ્થા હોય તો **का–फो**. સાથે. જનન અવયવો સંકોચાઇ ગયા હોય ત્યારે.

**फे–फो**. આર્તવ બંધ થવાથી નાક, મોં, વગેરે ઠેકાણેથી લોહી પડતું હોય ત્યારે.

## રજોદર્શનુ મોડું આવવું–શરૂ ન થવું.

### (Delayed Menstruation.)

આપણા દેશમાં છોકરીઓ ૧૨-૧૩ વર્ષની થાય ત્યારે તેને રજોદર્શન થાય છે અને ૪૦-૪૫ વર્ષ સુધી તે રહે છે. દર મહીને આર્તવ આવે છે. પણ

કેટલીક જુવાન છોકરીઓને ૧૫–૧૬ વરસની ઉંમર થયા છતાં રજોદર્શન શરૂ થતું નથી. અથવા એકાદ વાર રજો દર્શન થઇ પછી તે બંધ થઇ જાય છે. આને વિલંબિત રજોદર્શન કહેવામાં આવે છે.

**કારણો**—જનન અવયવોની અપકવતા. અંડાશય ન હોવા. કમળમુખમાં છિદ્ર હોવું જોઇએ તે ન હોવુ. અખંડ યોનીપટલ (હાઇમેન) યોનીમાર્ગ, ગર્ભાશય વગેરેનો સંકોચ, ભારે રોગોથી શરીરની પાયમાલી થવી. શરીરનો નબળો બાંધો વગેરે કારણોથી રજોદર્શનનો વિલંબ થાય છે.

કમળમુખમાં છિદ્ર ન હોય તો કોઇપણ રીતે રજોદર્શન થતું નથી. તે માટે શસ્ત્રક્રિયા જરૂરની છે. હાઇમેન બહુ સખત હોય તે માટે પણ શસ્ત્રક્રિયા જરૂરની છે બીજાં કારણો દવાઓથી દુર થઇ રજોદર્શન થાય છે.

કેટલીક વખત મજબૂત બાંધાની છોકરીઓને પણ રજોદર્શન થતું નથી પણ તેનું કારણ ખાઇ પી સુઇ રહેવાની અને જરાપણ શ્રમ ન લેવાની તેઓને આદત હોય છે તેથી એમ બને છે.

**ચિકિત્સા— के-फो. ने-मु.** અને **फे-फो** નબળા બાંધાની, પાંડુરોગી કંઠમાળ પ્રકૃતિવાળી, કબજીઆત રહેતી હોય એવી છોકરીઓને અટકાવ શરૂ થતો નહિ હોય. પગ ઠંડા રહેતા હોય અને લોહીની ન્યૂનતા હોય જનન અવયવો પકવ થયા નહિ હોય.

**मेग-फो , के-फो.** ગર્ભાશય, કમળમુખ, યોનીમાર્ગ વગેરેમાં સંકોચ રહેતો હોય. પેઢુમાં સખત દર્દ થતું હોય ત્યારે. આ ક્ષારો નિષ્ફળ જાય ત્યારે **कुप्रम आर्स.** અને **झींकम फोस.**

**आर्स आयोड, केल्कर आयोड, केल्कर आर्स,** ક્ષયરોગ કે નબળું શરીર હોય તેથી અટકાવ શરૂ થતો ન હોય તો. સાથે એ રોગમાં લાગુ પડતી બાર દવાઓ–ક્ષારોમાંથી પસંદ કરી તે આપવી. જુઓ ક્ષયરોગ.

## અનિયમિત આર્તવ.

( Irregular Menstruatino )

ખરી રીતે દર અઠ્ઠાવીશ દિવસે સ્ત્રીઓ ઋતુમતિ થવી જોઇએ. એટલે અટકાવ આવવો જોઇએ. એ કુદરતી નિયમ ચૂકીને જ્યારે રજોદર્શન થાય છે ત્યારે અનિયમિત આર્તવ કહેવાય છે. કોઇવાર પાંચ દશ દિવસ વહેલો મોડો આવે કોઇને દોઢ બે મહીને, કોઇને અઢી ત્રણ મહીને એમ અનિયમિત

રજોદર્શન થાય છે. કોઇને અટકાવ આવીને થોડીવારમાં બંધ થાય છે. કોઇને નિયમ કરતાં વધારે આવે છે. કોઇને એકાદ બે દિવસ દેખાય છે કોઇને સાત આઠ દિવસ આવે છે આવી રીતે રજોદર્શનની અનિયમિતતા હોય છે.

**કારણો**—નષ્ટાર્તવમાં લખ્યા પ્રમાણે હોય છે.

**ચિકિત્સા–का. फो.** અનિયમિત આર્તવનું કારણ મજ્જાતંતુનો દોષ હોય. બહુ મોડો આવતો હોય. આવે ત્યારે બહુ પ્રમાણમાં કે અલ્પ પ્રમાણમાં હોય. આર્તવ કાળાશ પડતો ઘેરો લાલ હોય. શરીરનું બંધારણ નબળું હોય. **सि. સાથે.** આર્તવ દુખાવા સાથે આવતો હોય **मे–फो. સાથે** અટકાવ આવતો નહિ હોય ત્યારે જીવ ઉદાસ અને બેચેની હોય. સ્વભાવ પોચો કે ચીઢીઓ હોય. હિસ્ટિરીઆ હોય **ने–मु. સાથે.**

**का–मु.** શરદીથી અને પાણીમાં કામ કરનાર સ્ત્રીઓને મોડો અટકાવ આવતો હોય કે બંધ થઈ જતો હોય. કાળો ડામર જેવો બંધાએલો હોય. રજોદર્શન ઘણા દિવસ સુધી ચાલતું હોય **फे–फो.** સાથે.

**ने–मु.** આર્તવ પાણી જેવો આવતો હોય. શરીર નબળું હોય **के–फो. સાથે.** માથું દુખતું હોય. ઘેન રહેતું હોય **के–फो.** સાથે.

**मेग–फो.** આર્તવ બરાબર વખતે ન આવતાં મોડો આવતો હોય. પેઢુમાં દુખાવો થતો હોય **का–फो. સાથે.**

**का–स.** રજોદર્શન બહુ મોડું અને થોડું થતું હોય. મોં ફીકું રહેતું હોય શરીરપર પરસેવો થતો ન હોય.

**ने–फो.** આર્તવ ખાટી વાસવાળો અને યોનીમાં દાહ બાળતો હોય તેથી યોની આળી આળી થઇ જતી હોય.

**सि.** આર્તવમાં ઘણી ખરાબ વાસ આવતી હોય, બંધકોશ રહેતો હોય શરીરનો બાંધો નબળો હોય. ક્ષયરોગ હોય. ઝાડો ઉપર ચઢી જતો હોય તે સાથે બંધકોશ હોય.

વિશેષ માટે જુઓ આર્તવના સામાન્ય રોગો કે લક્ષણો.

## પિડિતાર્તવ.–કષ્ટદાયક આર્તવ–આર્તવશૂળ.

**( Dysmenorrhia. )**

આર્તવ આવતી વખતે પેઢુમાં બહુ દુખાવો થાય પછી અટકાવ આવે તેને પિડિતાર્તવ કહે છે. આથી કોઇ વખતે બહુ લોહી પડી જાય છે પણ ઘણી વખત

થોડુંજ લોહી પડે છે. બહુ લોહી પડી જાય તો દુખાવો ઓછો થઇ જાય છે. આ રોગના મુખ્ય ત્રણ કારણો છે. પહેલું-લોહીને આવવાના રસ્તા ગર્ભાશય કે કમળમૂખ સંકોચાઇ જાય છે. તેમ થવાના કારણોમાં કમળમૂખ ઉપર ઉપદંશ રોગની અસર હોય. કેન્સર હોય. કમળમાં મસા કે ગ્રંથીઓ થઇ હોય. ગર્ભાશયનું નમન થયું હોય છે. બીજું—ગર્ભાશયના સ્નાયુઓનો ખેંચાટ અને ગર્ભાશયનું કઠણ થઇ જવું હોય છે. ત્રીજું-ગર્ભાશયમાં ઉપદંશ, પરમીઓ, મજ્જાતંતુઓની વધુ પડતી ઉત્તેજના વગેરે કારણોથી. રક્તસંચય થયો હોય છે.

**मेग–फो**. આ રોગમાં જે કાપવા જેવી, પ્રસુતી જેવી વેદના થાય છે તેની મુખ્ય દવા છે. જ્યારે હદ ઉપરાંત દુખાવો થાય ત્યારે આ ચમત્કારિક ઇલાજ છે. ગર્ભાશયમાંથી કંઇ બહાર આવે છે એવી લાગણી. અટકાવ આવતા પહેલા અને શરૂ થતા થતો દુખાવો. તે ખેંચાટ કરતો વાઢકાપ જેવો હોય. પેઢુ ઉપર સેક કરવાથી આરામ લાગતો હોય ત્યારે આ દવા ખાવા આપવાથી અને પેઢા ઉપર આ દવાના ૩**x** નું લોશન મૂકવાથી તત્કાળ આરામ થાય છે. આ દવાના ૧૫–૨૦ ગ્રેન એક ટંબલર ગરમ પાણીમાં નાખી તે લોશન પેઢા ઉપર મૂકવું અથવા સ્વચ્છ કપડાનો કટકો તેમાં ભીંજાવી યોનીમાર્ગમાં મૂકવો. વારંવાર ઉપયોગ કરવો

**का–फो**. જે સ્ત્રીઓ કમજોર મગજની હોય. ફીકા ચહેરાની હોય સહેજ વાતમાં ચીડાઇ જતી હોય યા રડી પડતી હોય. જરા પણ ત્રાસ સહન થઈ શકતો ન હોય. આર્તવનું લોહી એકદમ લાલ કે કાળાશ પડતું લાલ હોય. **फे–फो**. સાથે. આ કામ ન કરે તો **काली ब्रोम**.

**फे–फो**. આર્તવ વખતે પ્રસુતિ જેવી પીડા હોય **मे–फो**. સાથે. લોહી તદ્દન લાલ, ગરમ અને બહુજ પ્રમાણમાં નીકળતું હોય. ચહેરો લાલ, ઝડપી નાડી. ખાધેલા ખોરાકની ઉલટી. આર્તવનો વખત થાવ એટલે ગર્ભાશયમાં રક્તસંચય કે વરમ થતો હોય. અંદરથી શ્લેષ્મપડના કટકા નીકળતા હોય **का–मु**. સાથે. યોનીમાર્ગ સૂકો અને સ્પર્શથી બહુ દુખતો હોય. **ने–मु**. સાથે. જો દર્દ જુનું હોય તો અટકાવ આવવાના થોડા દિવસ અગાઉથી આ દવા **का–फो**. અને **के–फो**. સાથે ચાલુ કરવી એ આ રોગની રામબાણ દવા છે. જો દર્દ આંકડીની માફક થતું હોય કે અસહ્ય દર્દ થતું હોય તો **मेग–फो**. નો પણ સાથે ઉપયોગ કરવો.

**સિ.** પગનો પરસેવો બંધ થવાથી ગર્ભાશયમાં ગ્રંથીઓ થવાથી આ રોગ થયો હોય. ઉલટીની ઇચ્છા. ટાઢની કમકમી અને શ્રાવનો અટકાવ હોય ત્યારે.

**સૂચના—મે-फो.** થી દુઃખ દુર ન થાય તો અને રોગ ન મટે તો **कुप्रम आर्स, झींकम** અને **ब्रोमेटम** નો ઉપયોગ કરવો. ખેંચાટના દુઃખને લીધે દર્દી સ્ત્રી બાળકની માફક ચીસો પાડતી હોય તો **ब्रोमेटम** ૩x નો ઉપયોગ કરવો. શરીરમાં બીજા જે રોગો હોય તેની દવાઓ કરવી તે માટે તે તે રોગની ચિકિત્સા જુઓ. ગર્ભાશય યોનીની બહાર નીકળવાથી અને ગર્ભાશયની કઠીનતા થવાથી પિડિતાર્તવ હોય તો **के-फ्लो.** નો ઉપયોગ કરવો. આ રોગથી સ્ત્રીઓને વંધ્યત્વ પ્રાપ્ત થાય છે. આ દવાઓના લાંબા વખતના સેવનથી બધા દોષો દુર થઇ આ રોગ મટી વંધ્યત્વ દુર થયાના દાખલાઓ નોંધાએલા છે.

## રજોદર્શન. (સામાન્ય લક્ષણો.)

**फे-फो.** દુખાવા સાથનો આર્તવ. તે સાથે ચહેરો લાલ, ઝડપી નાડી ચોકખું લાલ લોહી હોય તે જલદી જામી જતું હોય. આર્તવ વખતે ખાધેલા ખોરાકની ઉલટીઓ થતી હોય. આ લક્ષણોમાં ગર્ભાશયમાં લોહીનો વધારે જથો ભેગો થયો હોય છે આ ક્ષાર તેને નિયમિત કરે છે. દરેક આર્તવ વખતે દુખાવો થતો હોય તે અટકાવવા માટે. આર્તવ આવવાના કેટલાક દિવસ પહેલા અગાઉથી શરૂ કરવામાં આવે છે તો દુખાવો બંધ પડે છે. જોસભેર ગરમ આર્તવ આવતો હોય. ઠંડીને લીધે રજોદર્શનનું બંધ થવું. વાંસામાં ફાટ ચાલવી વગેરે લક્ષણોમાં.

**का-फो.** અનિયમિત આર્તવ માટે આ બહુ અગત્યનો ક્ષાર છે. ખાસ કરીને નબળા શરીરની, કોમળ મનની, ચીડીઅન સ્ત્રીઓને અનિયમિત આર્તવ હોય. આર્તવ ઘણો મોડો, ઘણો થોડો અગર બહુજ વધારે પ્રમાણમાં ઘેરો લાલ અગર કાળાશ પડતો લાલ અને જામી જાય નહિ એવો હોય. કોઇ વખતે તે ઘણો ગંધાતો ( હંમેશાં નહિ. ) હોય. ફીકા ચહેરાવાળી ચીડીઅણ સ્ત્રીઓને આર્તવ વખતે દુખાવો થતો હોય. અટકાવ શરૂજ થતો નહિ હોય અગર જરાક આવીને બંધ થઇ ગયો હોય. સામાન્ય મજ્જાતંતુની નબળાઇ અને શક્તિ કમી હોય. આર્તવ આવી ગયા પછી પ્રબળ વિષય ઇચ્છા થતી હોય તેથી સ્ત્રી ગાંડા જેવી થઇ જતી હોય. હિસ્ટિરીઆની પ્રકૃતિ રાત્રે ઉંઘમાં દબાઇ જવું. વગેરે લક્ષણોમાં.

**का-मु.** શરદી લાગવાથી કે ઠંડા પાણીમાં કામ કર્યા કરવાથી આર્તવ બંધ થઇ ગયો હોય. અથવા બહુ મોડો આવતો હોય. તે સાથે જીભ ઉપર સફેદ અથવા ભૂરાશ પડતો સફેદ થર હોય. આર્તવ બહુ વહેલો, થોડે થોડે દિવસે વારંવાર આવતો હોય તે ઘણો કાળો, જામી ગએલો, ડામર જેવો આવતો હોય. આર્તવ બહુ મોડો અથવા બહુ વહેલો આવતો હોય **का-फो.** સાથે. અવાજ બેસી ગયો હોય વગેરે લક્ષણોમાં.

**ने-मु.** પાતળો પાણી જેવો આર્તવ **का-फो.** સાથે વારાફરતી. જુવાન અને પાંડુરોગી છોકરીઓને આર્તવ આવતો હોય ત્યારે સુસ્તી, ઉદાસિનતા, માથાનો દુખાવો અને શુન મારી જવું એ લક્ષણો હોય. ઉંઘમાં ચોર વગેરેના ભયકારક સ્વપ્નાંઓ આવતાં હોય. ખાટું ખાવાની ઇચ્છા અને ઉલટી થતી હોય તે પાણી જેવી હોય, રજોદર્શન નાશ પામ્યું હોય અગર દર મહીને ઓછુ થતું જતું હોય.

**मेग-फो.** આર્તવ વખતે આવતી સખત ચુંક માટે મુખ્ય દવા. આર્તવ આવતા પહેલા અને આર્તવ આવે તે વખતે સખત દુખાવો થોડી વાર આવે થોડી વાર બંધ પડે એમ રહી રહીને આવતો હોય પેઢુમાં જમણી બાજુએ વધુ વેદના હોય. આર્તવ થોડો પણ કષ્ટદાયક. આ ક્ષારથી ચુંક મટી આર્તવ પુષ્કળ પ્રમાણમાં આવે છે. ડાબા સ્ત્રીઅંડમાં પીડા હોય. આર્તવશૂળમાં ગરમીથી અને બેવડા વળવાથી ફાયદો જણાય. આનાથી નહિ મટે તો **कुप्रम आर्स.** ચુંક રાત્રેજ થાય થાક બહુ લાગે અને સખત માથું દુખે તો **झींकम फोस.**

**के-फो.** જ્યારે મેગ-ફોસથી આર્તવશૂળ બંધ ન થાય ત્યારે. જુવાન અને પાંડુરોગી છોકરીઓને અનિયમિત આર્તવ હોય. ત્યારે બધાં લક્ષણોમાં આ દવા તે લક્ષણોને લાગુ પડતી દવાઓ સાથે વારાફરતી આપવી. જુવાન છોકરીઓને બહુ વહેલો આર્તવ આવતો હોય અને મોટી સ્ત્રીઓને મોડો આવતો હોય. પ્રબળ મદનોન્માદ ( તીવ્ર વિષય ઇચ્છા. ) અને તે પછી અશક્તતા, રાત્રે વેદના વધવી, **सि.** સાથે. અવાજ બેસી ગયો હોય, દાંતનો દુખાવો હોય. આર્તવશૂળ રાતે વધે. વગેરે લક્ષણોમાં આ ક્ષારની સાથે **केल्कर आर्स** આપવાથી સારો ફાયદો થાય છે.

**ने-फो.** આર્તવ ખાટો, ( ખાટી વાસ ) દુર્ગંધ મારતો અને બળતરા કરતો હોય. આર્તવ જ્યાં અડકે ત્યાં બળતરા થાય. તે સાથે જીભ ઉપર મલાઇ જેવો થર કે જઠરમાં ખટાશનાં લક્ષણો હોય. જનન અવયવોમાં સડો હોય. કંઠમાળ પ્રકૃતિ **के-फो.** સાથે. બરડામાં ફાટ ચાલે.

**का-स.** આર્તવ બહુ લાંબી મુદતે આવે અને થોડોજ આવે. પેઢુ ભરેલું અને અંદર ભાર લાગવો જીભ ઉપર પીળો થર. સ્ત્રીઅંડની પીડા સુવાથી સારૂં લાગે.

**सि.** દુર્ગંધ મારતો અટકાવ તે સાથે દુખાવો અને બંધકોશ. **ने-फो.** સાથે. આર્તવ વખતે બરફ જેવી ઠંડી લાગણી થવી. ઠંડા પાણીમાં કામ કરનારને આર્તવ વધારે આવે મટાડી શકાય નહિ એવી તીવ્ર વિષયેચ્છા. **के-फो.** સાથે. અવાજ બેસી ગયો હોય શ્રાવ–આર્તવ ચચરતો હોય. ઉલટીની ઇચ્છા થવી. રજોદર્શન થયા પહેલા ખેંચાટ. સ્ત્રીઅંડની પીડા સૂવાથી વધે. બહુજ ભયંકર સ્વપ્નાં આવે.

**के-स.** આર્તવ મોડો આવે અને ઘણા દિવસ રહે. માથાનો દુખાવો. અંદરના અવયવોમાં સડો હોય. **ने-फो. सि.** સાથે. અતિ ગરમી આપવાથી બહુ સારૂં લાગે.

**के-फलो.** આર્તવ પુષ્કળ આવે તે સાથે અસહ્ય વેદના. ગર્ભાશયની સંકોચનશક્તિ કમી થવાથી આર્તવ વધારે આવતો હોય **का-फो.** સાથે. ગર્ભાશયમાંથી કાંઇક નીકળી પડશે એવી લાગણી.

**ने-स.** પિત્તપ્રકૃતિ. જમણા સ્ત્રીઅંડમાં પીડા. અતિસારના લક્ષણોમાં.

**प्लम्बम.** ખોરાકની ઉલટી ચાલુજ રહે પગ ઉપર સોજા ચડે. કબજીઆત. બકરાની લીંડી જેવો ગાંઠાવાળો મળ એ લક્ષણોમાં.

## પ્રદર–ધાત જવી.

**( Leucorrhoea. )**

આ રોગ સ્ત્રીઓમાં ઘણો છે. અતિશય વિષયભોગ, હસ્તમૈથુન. ઉપદંશ અને પરમીઆનો રોગ, ગર્ભાશયનું નમન અને વૃદ્ધિ, મસા, અર્બુદ, ગર્ભાશયમાં છોડ ( Mole. ) થવું વગેરે કારણોથી આં રોગની ઉત્પત્તિ થાય છે.

ખાઈ પીને બેસી રહેવાની ટેવ, ભેજ અને શરદીમાં રહેવું, નાની ઉમરમાં સંતાન થવાં, બચ્ચાંને લાંબો વખત સુધી ધવરાવવાં, શરીરનો નબળો બાંધો, કજોડું વગેરે બાબતોથી સ્ત્રીઓ આ રોગમાં સપડાવાને લાયક થાય છે.

**ચિકિત્સા**—યોનીમાર્ગમાંથી નીકળતા શ્રાવના રૂપ રંગ ઉપરથી દવાની પસંદગી ખાસ કરવાની છે તે માટે દવા પસંદ કરવાની રીતોમાં શ્રાવ ઉપરથી દવા પસંદ કરવાની રીત જોવી.

**के–फो.** યોનીમાર્ગમાંથી ઇંડાં જેવી સફેદ, ચીકણી, પ્રવાહી ધાત જતી હોય રજોદર્શન થયા પછી ધાત જતી હોય, કંઠમાળના દર્દીને ધાત જતી હોય, જનન અવયવો નબળાં હોય તેથી ધાત જતી હોય તો તેને મજબુતી આપવા કોઇપણ પ્રકારની ધાત જતી હોય તેમાં બીજી દવાઓ સાથે આ ક્ષાર વારાફરતી આપવો.

**का–मु.** દૂધ જેવો સફેદ શ્રાવ પણ તે ચળ કે બળતરા કરતો નહિ હોય. કોઇ વખત વાદળી છાયાવાળો સફેદ શ્રાવ. પ્રદરની મુખ્ય દવા.

**का–फो.** નીકળતી ધાત ( શ્રાવ ) જ્યાં જ્યાં અડકે ત્યાં ત્યાં બળતરા કે ચળ થતી હોય. તે ગંધાતી હોય. દર્દી કમજોર મગજની હોય. **ने–मु.** સાથે.

**ने–मु.** પાતળો પાણી જેવો અને દાહ બાળતો પ્રદર. યોની ઉપર ચળ. માંથાનો દુખાવો. ચાંદી બાળવા માટે નાઇટ્રેટ ઑફ સિલ્વરનો ઉપયોગ કર્યો હોય તેની ખરાબ અસર થઇ હોય.

**का–स.** પિળાશ પડતી, ચીકણી અને પાણી જેવી ધાત જતી હોય.

**ने–फो.** સોનેરી પીળી, ખાટી વાસવાળી, મલાઇ જેવી, મધના રંગ જેવી પાતળી ધાત જતી હોય. પરૂવાળી ધાત જતી હોય.

**फे–फो.** જનન અવયવોના વરમને લીધે ધાત જતી હોય તાવ વગેરે વરમનાં લક્ષણો હોય.

**के–स.** પરૂવાળી ધાત જતી હોય, સાથે લોહી પણ મળેલું હોય.

**सि.** જનન અવયવોમાં ગ્રંથીઓ હોય. પરૂ નીકળતું હોય ૩૦x અને ૨૦૦x વાપરવા **ने–फो.** સાથે.

**के–फ्लो.** ગર્ભાશયનું નમન, પતન, વળીજવું વગેરે કારણોથી ધાત જતી હોય. પરૂના ગાંદા નીકળતા હોય,

**ने–स.** લીલાશ પડતા પાણી જેવી ધાત જતી હોય.

ઉપદંશ કે પરમીઆના રોગથી આ રોગ થયો હોય તો જાંગના મૂળની ગાંઠો કઠણ અને મોટી થએલી હોય છે. ગળામાં કે બગલમાં પણ ગાંઠો હોય છે કે યોનીના નાના હોઠો ઉપર ચાંદી પડેલી હોય છે એમાંના કોઇ પણ ચિન્હો જણાતાં સીફીલીનમ કે મેડોર્હિનમનો ઉપયોગ કરવો. તે સાથે આ રોગની લક્ષણોનુસાર લાગુ પડતી દવાઓનો ઉપયોગ ચાલુ રાખવો. ઉપરની હોમીઓપથી દવા ઉંચા પાવરની અઠવાડીઆમાં એકજ વાર આપવી. જુઓ ઉપદંશ અને પરમીઆની ચિકિત્સા.

## અંડાશયનો દીર્ઘ વરમ.

**( Cronic Overitis. )**

ગમે તે કારણથી અંડાશયનો તિક્ષ્ણ વરમ હોય તો વરમજન્ય જ્વરોની ચકિત્સા કરવી. પણ એ વરમ જ્યારે દીર્ઘ (જુનું) રૂપ ધારણ કરે છે ત્યારે અંડાશયો કઠણ થાય છે તે વૃદ્ધિ પામે છે તેમાં પીડા થાય છે અને બહારથી હસ્તસ્પર્શથી કે જોવાથી જાણી શકાય છે.

ચિકિત્સા—વરમ જુનો હોય તો **फे-फो.** ૩૦**x** **का-मु.** ૩૦**X** અને **सि.** ૩૦**X.** અંડાશય કઠણ થઇ ગયા હોય તો **आयोडम** અથવા **काली आयोड**, અંડાશયની વૃદ્ધિ અને કઠણાશ બંને હોય **के-फ्लो.** અને **सि.** ૩૦**X.** જમણા અંડાશયમાં દુખાવો હોય તો **फे-फो., मेग-फो., ने-स.,** અને **आयोड.** ડાબા અંડાશયમાં દુખાવો હોય તો **फे-फो., का-फो., झींकम** અને **आयोड.** ઉંડા શ્વાસ લેવાથી દુખાવો વધતો હોય તો **का-मु.** અને **काली आयोड.** સખત પાટો પેટ ઉપર બાંધવાથી સારૂં લાગે તો **मेग-फो.** આરામ વખતે દુખાવો થતો હોય તો **झींकम** અને **का-ब्रोम.** અગન બળતી હોય તો **आर्सेनिक.**

## મદનોન્માદ.

**( Nymphomania. )**

જ્યારે સ્ત્રીઓને વિષયની અતિ ઇચ્છા થાય છે ત્યારે તે લાજ શરમ મૂકી કોઇપણ પ્રકારે પોતાની કામના પૂરી પાડવા તૈયાર થાય છે અને ગાંડા જેવી થઇને પોતાના મનની ઇચ્છા સુદ્ધાં જાહેર કરવા માંડે છે ત્યારે સ્ત્રીને મદનોન્માદ થયો કહેવાય છે. એ કાંઈ ખરેખરી ગાંડી થઇ જતી નથી. કેટલીક સ્ત્રીઓને એ વખતે હિસ્ટિરીઆ કે આંકડી થઇ આવે છે.

સ્તનમાં ભાર લાગે તો **आयोड.** વિષયની ઇચ્છા સાથે યોનીમાંથી પાણી જેવો શ્રાવ ઝર્યા કરે તો **आर्सेनिक.** આખી રાત વિષયની ઇચ્છા થયા કરે, તેથી હસ્તમૈથુન કરે, ડાબા સ્ત્રીઅંડમાં દુખાવો અને બળતરા થાય ત્યારે **झींकम फोस.** મદનોન્માદની આ સૌથી અગત્યની દવા છે. **के-फो., का-फो., मे-फो., सि., ने-मु.** લક્ષણાનુસાર આપવાની જરૂર પડે છે.

## યોનીકંડુ.

**( Pruritis )**

યોનીના બહારના કે અંદરના ભાગમાં ચળ આવે તો **मे-फो.** અને **का-फो.** વારાફરતી કે સાથે આપવા. સગર્ભાવસ્થામાં ચળ આવે તો **ने-मु.**

અને **का–फो.** યોનીઓષ્ઠ કે યોનીમાર્ગમાં ચળ આવે ચાંદા કે વરમ હોય તો **ने–मु.** સાથે **सि.** અને **के–स.** લક્ષણાનુસાર. ઉપદંશ કે પરમીઆના રોગને લીધે હોય તો **ने–मु.** ૧૦૦૦. અઠવાડીઆમાં એક વાર **ने–फो.** ૨૦૦x અને **ने–स.** ૨૦૦ x પહેલા અઠવાડીઆમાં દરરોજ એક વાર બીજા અઠવાડીઆમાં દર ત્રીજે દિવસે એક વાર અને પછી દર અઠવાડીએ એક વાર આપવા. ચળ સાથે વિષય ઇચ્છા હોય તો **काली ब्रोम.**

## યોનીહર્ષ-સ્પર્શાસહ્ય યોની.

### (Vaginismus)

પુરૂષ સાથેના સંબંધ વખતે યોની સંકોચાઇ જાય છે એટલે સંબંધ દુ:ખદાયક થઇ પડે છે કે થઈ શકતો નથી તેને યોનીહર્ષ રોગ કહે છે.

**मेग–फो.** અને **ने–मु.** મુખ્ય દવાઓ છે. તે વારાફરતી આપવી. તેથી નહિ મટે તો **कुप्रम आर्स. झींकम फोस** અને **प्लम्बम** ની અજમાયશ કરવી. દરેક દવાની એક અઠવાડીઉં પૃથક પૃથક અજમાયશ કરવી. આ રોગ મટી ગયા-સિવાય રહેતો નથી.

## યોનીભ્રંશ.

### (Prolapsus of the Vagina)

## ગર્ભાશય ભ્રંશ.

### (Prolapsus of the Uterus)

## ગર્ભાશયનું પતન.

### (Displacements of the Uterus)

આ બધા રોગોની નજરે જોવાથી કે આંગળી વડે પરીક્ષા થાય છે. યોની-ભ્રંશમાં અંદરનું શ્લેષ્મપડ બહાર આવે છે. ગર્ભાશય ભ્રંશમાં કમળમુખ બહાર આવે છે તે બહારથી જોઇ શકાય છે. ગર્ભાશયનું પતન કે સ્થળાંતરમાં ગર્ભાશય આગળ, પાછળ, કે બાજુએ ખસી જાય છે યા વળી જાય છે. એમ થવાનું કારણ ગર્ભાશયના અને યોનીમાર્ગના સ્નાયુ કમજોર–શિથિલ થઇ જાય છે અને તેની સ્થિતિસ્થાપકતા રહેતી નથી.

આ શાસ્ત્ર પ્રમાણે સ્નાયુઓના સ્થિતિસ્થાપક તંતુઓમાંથી **के–फ्लो.** ક્ષાર કમી થાય છે. એ અવયવોની દિવાલો કમજોર થઇ જાય છે તે **फे–फो.** ની ખામીને લીધે છે.

ચિકિત્સા—**के-फलो. फे-फो.** અને **के-फो.** એ ત્રણ ક્ષારો ભેગા કરી અથવા વારાફરતી દર કલાકે આપવા. એનો મલમ કે લોશન બનાવી યોની ઉપર કે યોનીમાર્ગમાં ઉપયોગ કરવો. આ દવાઓથી એ એટલે સુધી મટી જાય છે કે કમળમૂખને પેસરી પહેરાવવાની જરૂર પડતી નથી. આ રોગને લીધે સ્ત્રીને વંધ્યત્વ આવે છે માટે જલદી ચિકિત્સા કરાવવી.

## અંડાશય-ગર્ભાશયની ગ્રંથી.

### (Fibroid Tumors)

અંડાશય અને ગર્ભાશયમાં ગ્રંથીઓ થાય છે તેની મુખ્ય દવા **कॅलकर आयोड** ૩x પછીથી **काली आयोड** અને **केल्कर आर्स.** અંડાશય બહુ કઠણ હોય તો **के-फलो.** ૧૨ x **सि.** ૩૦ x અને **काली आयोड** ૩૦. કોઈ-પણ સ્થાનની ગ્રંથી બહુ કઠણ હોય તો **के-फलो.** પોચી થયા પછી **का-मु.** અને **के-फो.**

## ગર્ભાશયનું ગુમડું.

ચિકિત્સા—**केल्कर आर्स. काली आयोड** અને **आर्सेनिक** ખાસ ચિકિત્સા માટે જુઓ ગડ (Abcess-)

## ગર્ભાશયનું કેન્સર.

ચિકિત્સા—**मेग-मुर.** ખાસ ચિકિત્સા જુઓ કેન્સર અને ટયુમર.

## ઓવરી-ગર્ભાશયનું જલોદર.

### (Overian Dropsy.)

પેટના જલોદર અને આ જલોદરમાં ફેરફાર ધ્યાનમાં રાખવો. આ જલોદર પેઢુના નીચેના ભાગથી વધે છે. પેટનું જલોદર ડુંટી ઉપરથી વધે છે. આ જલોદર સૂઈ જવાથી કોઇ બાજુએ નમી જતું નથી. પેટનું જલોદર જે પડખે સૂએ તે પડખે ઝુલી જાય છે. પેટના જલોદરમાં હાથે પગે સોજા ચઢે છે. આ જલોદરમાં ઘણે ભાગે સોજા ચઢતા નથી. ચઢે છે તો નબળાઇથી ચઢે છે. વધુ પરીક્ષા ડૉક્ટર પાસે કરાવી નિર્ણય કરવો. આ હઠીલો કષ્ટસાધ્ય રોગ છે ઘણા મહીના સુધી દવા કરવાની જરૂર રહે છે.

ચિકિત્સા—**काली आयोड** અને **काली ब्रोमेटम.** લાંબો વખત આપવા વધુ ચિકિત્સા જુવો જલોદર (Dropsy.)

# વાઝીઆપણું.

## ( Sterility. )

આ રોગ નથી. પણ બીજા રોગોનું પરિણામ છે. જે જે શારીરરોગોથી સ્ત્રીનું શરીર બગડી જાય છે તેને લીધે સ્ત્રીઓને સંતાન થતાં નથી. તેથી સ્ત્રીને વાંઝણી કહેવી એ મૂર્ખાઈ છે. તે તે રોગોને નિર્મૂળ કરવા અને સ્ત્રીઓનાં શરીરો સુધારવાનો પ્રયત્ન કરવો જોઇએ. સ્ત્રીનું શરીર સર્વ રીતે સારૂં હોય અને તેના જનન અવયવોમાં કોઈ પણ કુદરતી ખામી ન હોય તો તે દોષ પુરૂષનો પણ હોઇ શકે. આ દેશની સાસુઓ વહુને છોકરાં ન થાય તો છોકરાને બીજી વહુ પરણાવે છે. પણ તપાસ કરાવી તે ખામી વહુમાં છે કે છોકરામાં છે તે નક્કી કરવું જોઇએ. સારા એ વિષયના નિષ્ણાત ડૉકટર પાસે તપાસ કરાવી જેનો દોષ હોય તેની તે દોષની દવા કરાવવી જોઇએ. સ્ત્રીઓને વંધ્યત્વ લાવનારા રોગો અને કારણો નીચે પ્રમાણે છે.

યોની સ્પર્શાસહ્ય હોય. યોનીમાર્ગ ન હોય કે ટુંકો હોય કે લાંબો હોય. કમળમુખ હોય નહિ કે નાના છિદ્રવાળું હોય. કમળ અને ગર્ભાશયની વૃદ્ધિ કે કઠણાશ હોય. ગર્ભાશયનું સ્થળાંતર થયું હોય. ગર્ભાશયમાં ગ્રંથી, મસા કે અર્બુદ હોય. ગર્ભાશયનો જુનો વરમ હોય. અંડાશયની વૃદ્ધિ, કઠણાશ વગેરે રોગોને લીધે સ્ત્રીબીજ પકવ થતાં ન હોય. અંડાશયજ ન હોય. ગર્ભાશય શિથિલ હોય. પ્રદર રોગ હોય. ઉપદંશ કે પરમીઆનો રોગ હોય. યોનીમાર્ગમાંથી નીકળતા રસો અતિ ખાટા, પાણી જેવાં, કે પરૂવાળા હોય. પાંડુરોગ હોય. શરીરનો બાંધો નબળો હોય. શરીર ચરબીથી ફુલી ગયું હોય. પિડિતાર્તવ હોય. અનિયમિત આર્તવ હોય વગેરે કારણોથી સ્ત્રીઓને સંતાન થતાં નથી.

કેટલીકવાર સ્ત્રીનું શરીર સંતાન થવાને પૂરતું લાયક હોય છે તો પુરૂષનું શરીર સંતાન પેદા કરવા નાલાયક હોય છે.

સંતાન ઉત્પન્ન થવાને માટે સ્ત્રીનું સ્ત્રીબીજ પકવ થવાની જરૂર છે. અને પુરૂષના વીર્યમાં વીર્યજંતુઓ હોવાની જરૂર છે. જો પુરૂષના વીર્યમાં વીર્યજંતુઓ ન હોય તો તેવા વીર્યથી સંતાન ઉત્પત્તિ થતી નથી. એ માટે સ્ત્રીને ઋતુદાન દીધા પછી તે વીર્ય એક કાચની સ્વચ્છ પ્યાલીમાં ઝીલી લઇ તેનાપર ઢાંકણુ મૂકી ખાસ તેનીજ પરીક્ષા કરનારા ડૉકટરને ત્યાં તેની તપાસ કરાવવી જોઇએ કે તે વીર્યમાં વીર્યજંતુઓ છે કે નહિ. તે ઉપરાંત પુરૂષને ઉપદંશ કે પરમીઆનો રોગ છે કે નહિ તેની પણ પરીક્ષા કરાવવી જોઇએ.

પુરૂષ અને સ્ત્રીને બંને તન્દુરસ્ત અને સંતાન ઉત્પન્ન કરવાની લાયકાત ધરાવતા હોય તો સ્ત્રી ગર્ભધારણ કરે છે. પણ જો ઉપદંશ અને પરમીઆનું દીર્ઘ વિષ તેઓમાંથી કોઇને હોય તો બે ત્રણ માસમાં ગર્ભસ્રાવ થઈ જાય છે.

કેટલીક સ્ત્રીઓ ૨૦–૨૫ વર્ષેજ ગર્ભ ધારણ કરવાને લાયક બને છે. તેનાં સ્ત્રીબીજ ત્યારેજ પકવ થાય છે. લગભગ ૪૦–૪૫ વર્ષ સુધી ગર્ભ ધારણ કરી શકે છે. જો સ્ત્રી ૧૨ વર્ષે રજસ્વલા થાય તો ૩૫ વર્ષની ઉંમર સુધીજ ગર્ભ ધારણને માટે લાયક રહે છે. ૧૪ વર્ષ પછી રજસ્વલા થાય તો ૪૫ થી ૫૦ વર્ષ સુધી ગર્ભધારણને માટે લાયક રહે છે.

**ચિકિત્સા**—ઉપર કહેલા રોગમાંથી કોઇ પણ રોગ હોય તો તેની પહેલી ચિકિત્સા તે રોગમાં લખ્યા પ્રમાણે કરવી.

સ્ત્રીનાં સ્તન ઢીલા, ગાંઠાગાંઠાવાળા અને નાનાં હોય તો **आयोड** નું સેવન બે ત્રણ મહીના સુધી કરવું. સફેદ પ્રદર હોય તો **का–मु.** જલપ્રદર હોય તો અને તેમાં અગન બળતો શ્રાવ હોય તો **ने–मु.** અને **ने–स.** પરૂવાળો પ્રદર હોય તો **सि.** યોનીમાર્ગમાંથી નીકળતી ધાત ખાટી વાસવાળો હોય. સોનેરી પીળો હોય તો **ने–फो.** ગર્ભાશયની શિથિલતા અને વૃદ્ધિ હોય તો **फे-फो.** ગર્ભાશયનું કે યોનીમાર્ગનું બહાર નીકળવું હોય તો **के–फ्लो.** અને **फे–फो.** વગેરે. જુઓ પ્રદર–ધાત જવી.

જે જે રોગોથી વંધ્યત્વ આવે છે તે તે રોગોની ચિકિત્સા આ પુસ્તકમાં પાછળ લખ્યા પ્રમાણે કરવી. તે દવાઓ ગર્ભ સ્થાપક પણ છે.

વંધ્યત્વ મટાડવા માટે આ દવાઓ અસરકારક છે તેઓ રોગ નિવારક અને ગર્ભસ્થાપક છે. હોમીઓપથીમાં પણ કેટલીક સારી દવાઓ છે તે માટે હોમીઓપથી ડૉકટરોની સલાહ લેવી લંબાણ ભયથી અત્રે આપી નથી.

## ઋતુકાળ સમાપ્ત થતાં ઉદ્ભવતાં દર્દો.

### ( Menopause. )

વંધ્યત્વની ચિકિત્સામાં લખ્યા પ્રમાણે ઋતુકાળ ૪૦–૪૫ વર્ષે સમાપ્ત થાય છે તે વખતે સ્ત્રીઓને એકદમ પુષ્કળ પ્રમાણમાં રજોદર્શનનું લોહી વહે છે અને અગાઉ જે રોગોથી તે પિડાતી હોય છે તે રોગો મટી જાય છે અને બીજા ધાસ્તી ભર્યા રોગો ઉત્પન્ન થાય છે. તેની જલદી ચિકિત્સા કરવી જોઇએ. કેટલીક સ્ત્રીઓને ધીમે ધીમે આર્તવ બંધ થતા એકદમ બંધ થાય છે તે ફરી દેખાતો નથી.

એ વખતે નીચે લખ્યાપ્રમાણે લક્ષણો અને દર્દો થાય છે.

અર્શ, પુષ્કળ રક્તશ્રાવ, રક્તશ્રાવ એકદમ બંધ. પિશાબમાં લોહી પડતું. સ્તન અને ગર્ભાશયમાં ક્ષત, મસા. અર્બુદ. હિસ્ટિરીઆ, મદનોન્માદ, ઉન્માદ .( ગાંડપણુ ) હૃદયનું ફડફડવું. અને માનાસક બિમારીઓ થાય છે. ત્વચા કાળી કે લિલાશ પડતી. આંખની આજુબાજુ કાળી કિનારી મગજ ઉપર લોહીનો ધસારો. સખત, માથાનો દુખાવો. હૃદયમાં દુખ:દાયક ધબકારા. ગાલ બેસી જવા. અને નાકમાંથી કે ફેફસાંમાંથી રક્તશ્રાવ વગેરે થાય છે.

**ચિકિત્સા—फे-फो. का-फो.** અને **मेग-फो.** મુખ્ય દવાઓ છે એ રોગનાં ઘણાં લક્ષણો આ ત્રણ ક્ષારોનું સૂચન કરે છે. બીજી દવાઓમાં **ने-स. के-फो. आर्सेनिक. झींकम. केलकर आर्स काली ब्रोम. प्लम्बम** વગેરે દવાઓમાંથી જેની જરૂર લાગે તે આપવી. એ દવાઓનાં લક્ષણો પાછળ અનેક રોગોમાં જણાવેલા છે તેજ લક્ષણો આ રોગમાં પણ હોય છે. તે જોઇને એ દવાઓમાંથી જરૂર જણાય તે આપવી.

## ગર્ભસ્રાવ. ગર્ભપાત.

**( Abortion. Miscarriage. )**

ત્રણ ચાર મહીનાનો ગર્ભ પડી જાય ત્યારે તે નક્કર હોતો નથી તેને ગર્ભસ્રાવ કહે છે. સાતથી આઠ મહીનાનો ગર્ભ પડી જાય તેને ગર્ભપાત કહે છે. સ્ત્રીઓ તેને અધુરે ગયું કહે છે.

ગર્ભસ્રાવ કે ગર્ભપાત થવાનાં કારણો પાછળ કહેલા કેટલાક રોગોમાં લખવામાં આવેલાં છે. તે સિવાય ભારે ચેપી તાવો, અતિસાર બંધકોશ, અતિશય ચિંતા, ખુશાલી અને ક્રોધ. પડી જવું, માર વાગવો ભારે વજન ઉંચકવું. અતિ શારીરિક અને માનસિક મહેનત ગાડાની થથરાટવાળી મુસાફરી, ખોદવાનું કામ કરવું. પાણી કાઢવાનું કામ વગેરે હોય છે.

ચાર પાંચ મહીનાનો ગર્ભ શરીરમાં હોય તે વખતે સ્ત્રી પુરૂષનો ઉશ્કેરાટ ભર્યો સંબંધ કે સંભોગ પણ ગર્ભપાત થવાનું મોટું કારણ છે. સ્ત્રી ગર્ભિણી થયા પછી પુરૂષ સહવાસ ( સંભોગ ) નો ત્યાગ કરવો જોઇએ.

ઉલટી અને રેચની સખત દવાઓથી અને કેટલીક ઝેરી દવાઓના સેવનથી પણ ગર્ભસ્રાવ કે ગર્ભપાત થઇ જાય છે.

આર્તવ કે રજોદર્શનમાં જેમ જેમ લોહી નીકળે છે તેમ તેમ દુખાવો ઓછો થતો જાય છે પણ ગર્ભપાતમાં જેમ જેમ લોહી નીકળતું જાય છે તેમ

તેમ દુખાવો વધતો જાય છે. દુખાવો વેણુ જેવો હોય છે. પેડુમાંથી કાંઇ નીકળી પડશે એમ લાગે છે.

**ચિકિત્સા—फे-फो.** અને **के-फलो.** એ બે દવાઓ પાંચ પાંચ મિનિટને અંતરે આપવી અને થંડું લોશન બનાવી તેમાં કપડું બોળી પેડુ ઉપર વારંવાર મૂકવું. **का-फो.** ૬x અને **के-फो.** ૬x વચ્ચે વચ્ચે મિશ્ર કરી આપવા. એથી કમળમૂખ બંધ થશે અને ગર્ભપાત થતો અટકશે.

જો આ ઉપાય કર્યા છતાં ગર્ભપાત થતો ન અટકે અને દુખાવો વધતોજ જાય તો **मेग-फो.** ૬x ત્રીસ ચાલીસ ગ્રેન એક ગ્લાસ ઉના પાણીમાં ઓગાળી દર મિનિટે નાની ચમચી પાયા કરવું અને લોશન બનાવી પેડુ ઉપર લૂગડાના કટકા બોળીને મૂકવા. તેમ છતાં પણ ગર્ભપાત થતો નજ અટકે અને દર્દી જોખમમાં આવે એમ લાગે તો **मेग-फो.** ૩x નો ઉપરની રીતેજ ઉપયોગ કરવો. જેથી ગર્ભપાત થવામાં સરળતા થાય અને ઓર વગેરે રહી જવા પામે નાહ. ઑર વગેરે નીકળી ગયા પછી સુવાવડમાં આપવાની દવાઓ આપવી. ગર્ભશ્રાવ વખતે ખાટી ઉલટી થતી હોય તો **ने-फो.** પાણી જેવી ઉલટી થતી હોય તો **ने-मु.** અને કડવી ઉલટી થતી હોય તો **ने-स.** આપવો. લોહી લાલ જતું હોય તો **फे-फो.** અને કાળું જતું હોય તો **का-मु.** આપવો.

## સગર્ભાવસ્થામાં થતા રોગો.

ગર્ભવતીના મગજ ઉપર એ સમયમાં વધારે બોજો આવે છે. આખા શરીરમાં મજ્જાતંતુનો વ્યાપાર ચાલી રહેલો છે તેથી **का-फो.** ક્ષાર વધારે વપરાવાથી તેની તંગી પડે છે. તેથી બેચેની અને મગજના રોગો-મજ્જાતંત્રના રોગો ઉત્પન્ન થાય છે. ગર્ભમાં રહેલા બાળકના પોષણ માટે, તેના બંધારણ માટે **ने-मु. के-फो.** વગેરે ક્ષારો ગર્ભિણીના લોહીમાંથી વપરાય છે તેથી ગર્ભિણીના શરીરમાં એ ક્ષારોની તંગી પડે છે તેથી ઉલટી, અશક્તિ, વગેરે અનેક લક્ષણો એ ક્ષારોની તંગી જણાવવા માટે ઉત્પન્ન થાય છે. આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે ગર્ભાધાન સમયે બાળકનો જન્મ થાય ત્યાં સુધી **का-फो.** ૬x **ने-मु.** ૬x **के-फो.** ૬x **फे-फो.** ૬x અને **ने-फो.** ૬x નું સેવન કરવાથી ગર્ભાવસ્થા દરમ્યાનના અનેક ઉપદ્રવોથી બચી જવાય છે. મજ્જાતંત્રની સર્વ અવ્યવસ્થાઓ દૂર થઈ તેણી સશકત રહે છે અને બાળકના જન્મ સમયે તેને કષ્ટ પડતું નથી. જે સ્ત્રીઓનાં બાળકો નબળા બાંધાના જન્મે છે તેઓને સુકતાન વગેરે

થાય છે. તેમાંથી બાળક બચે છે. એ પાંચ દવાઓ ગર્ભિણીનું જીવન અને રક્ષક છે. અને ભાવી બચ્ચાંના શરીરબંધારણ માટે ઘણી ઉપયોગી છે.

ગર્ભાવસ્થા દરમ્યાન અરૂચી, ઉલટી વગેરે જઠરના ઉપદ્રવો. હિસ્ટિરીઆ, આંકડી, બેચેની વગેરે મજ્જાતંત્રના ઉપદ્રવો, પાણીના સોજા ચઢવા વગેરે યકૃત અને મૂત્રાવયવોનાં લક્ષણો કે ઉપદ્રવો. શરીર સુકાઈ જવું. નાક વગેરેમાંથી લોહી નીકળવું, નબળાઇ વગેરે રૂધિરાભિસરણનાં ઉપદ્રવો થાય છે તે સર્વ ઉપરની ગર્ભજીવન-રક્ષક દવાઓથી મટી જાય છે. હંમેશાં એ બધી દવાઓનું મિશ્રણ દશ પંદર ગ્રેન ખાવું જોઇએ. રોગ હોય તો વધારે પ્રમાણમાં (ઘણી વખત) લેવું જોઇએ.

ગર્ભાધાન સમયે દવાઓ ન ખાવી જોઇએ એ વાત કદાચ બીજાં શાસ્ત્રોની દવાઓ માટે ખરી હશે પણ આ બાયોકેમિક દવાઓ તો શરીરનાં તત્વો હોવાથી હંમેશાં લેવી એમાં સંશય રાખવો નહિ. એમાં ગરમ પડવાનો કાંઇ ગુણ નથી. જેઓ અનુભવ કરશે તે જાણશે કે આ દવાઓ તો ગર્ભવતીનું અમૃત છે.

ગર્ભ જેમ જેમ વૃદ્ધિ પામતો જાય તેમ તેમ ઉપર ચઢતો જાય છે પણ ગર્ભાશયની નબળાઇથી તેમ થઇ શકતું નથી તેથી પેઢુમાં ભાર લાગે છે. ગર્ભ નીકળી પડશે એવું લાગે છે. ગર્ભાશય ગર્ભના વજનથી નમી જાય મૂત્રાશય ઉપર ગર્ભનું દબાણ થઇ મૂત્ર ટીપે ટીપે થાય કે બંધજ થઇ જાય તે સમયે **फे-फो.** અને **के-फलो.** નો ઉપયોગ ખાવામાં અને પેઢુ ઉપર ચોપડવામાં કે લોશન મૂકવામાં કરવો એટલે તત્કાળ તે સ્થિતિનું નિવારણ થવા માંડશે અને ગર્ભપાત થતો અટકશે. જુઓ ગર્ભપાતના રોગો.

ગર્ભવતીને ધાત-પ્રદર જાય તે માટે પ્રદરની ચિકિત્સા કરવી. જુઓ-પ્રદરની ચિકિત્સા.

## પ્રસવકાળ.

### (Labour.)

પ્રસવકાળ ગર્ભ રહ્યા પછી ૨૮૦ દિવસે એટલે નવ મહીના અને દશ દિવસે આવે છે. કોઇને પાંચ દશ દિવસ વહેલા મોડું થાય છે.

**ચિકિત્સા—का-फो.** ૬ x હંમેશાં વાપરવામાં આવે તો તેથી શરીર. અને ગર્ભાવયવો મજબુત રહે છે અને પ્રસવ સહેલાઇથી થાય છે. કાંઈ પીડા થતી નથી. ફક્ત વેણ આવવા પુરતી પીડા થાય છે. આ ક્ષારનું સેવન ન કર્યું

હોય અને ગર્ભાવયવો સશક્ત ન હોય તો પ્રસવકાળે વેણ બરાબર આવતી નથી ત્યારે का-फो. ૨ x અથવા ૩ x દશ દશ એન દર દશ દશ મિનિટે આપવાથી વેણ શરૂ થાય છે. ધીમી હોય તો વધે છે અને સુખથી પ્રસવ થાય છે. આથી વેણ બરાબર ન આવે તો के-फ्लो. ની મદદ લેવી.

જો વેણ ઘણી સખત આવતી હોય. ગર્ભિણી બુમો પાડતી હોય વાઢકાપ જેવું ન ખમાય તેવું દુઃખ થતું હોય અંદર ખેંચાટ થતો હોય તો मेग-फो. ૬ x અથવા ૩ x દર પાંચ મિનિટે વારંવાર આપવો તેથી વેણ ઓછી થઇ દુઃખમાંથી મુક્ત થશે. કમળમૂખ બરાબર પૂરેપૂરૂં ખીલ્યું ન હોય તે ખુલશે. અને સરળતાથી પ્રસવ થશે. વેણ ઓછી આવતી હોય. કમળમૂખ વિસ્તૃત થઇ ગર્ભાશય અને યોનીમાર્ગ એક થઇ ગયો હોય ત્યારે આ ક્ષાર આપવો નહિ. ગર્ભ વિસ્તૃત થયા સિવાય का-फो. ૩ x આપવો નહિ. વિસ્તૃત થાય અને વેણ ઓછી થાય ત્યારે આપવો.

के-फ्लो. જ્યારે કાલી ફોસ ૩ x આપતા છતાં વેણ પૂરતી ન આવતી હોય તો સ્થિતિસ્થાપક તંતુઓની નિર્બળતા આ ક્ષારથી મટે છે અને का-फो. ૩ x ને મદદ મળે છે. વળી मेग-फो. નો દુરૂપયોગ થવાથી વેણ જરાપણ ન આવતી હોય ત્યારે આ ક્ષાર આપવો. આથી વધારે દવાની જરૂર પડતી નથી.

પ્રસવકાળના ત્રણ ભાગ છે. પ્રથમકાળ—કમળમૂખ સંપૂર્ણ વિસ્તૃત થઈ ગર્ભાશય અને યોનીમાર્ગ સળંગ એક થઇ જાય ત્યાં સુધીનો પ્રથમ પ્રસવકાળ ગણાય છે. मे-फो. ની તંગી હોય તો કમળ વિસ્તૃત થતું નથી તેથી ગર્ભિણી દુઃખી થાય છે તે વખતે એ આપવાથી કમળ વિસ્તૃત થાય છે. ત્યાર પછી વેણ ઓછી હોય તો का-फो. ૩ x આપવો. દુખણું શરૂ થયા પછી કમળમૂખ સંપૂર્ણ ખીલતાં પાંચ ૭ કલાક લાગે છે.

બીજો કાળ—ગર્ભજળ વહેવા માંડે, વેણ વધારે જોરથી આવવા માંડે અને સ્ત્રી જોર કરવા માંડે છે. ધીમે ધીમે બાળકનું માથું નીચે આવવા લાગે છે. તે દેહ સીવણી સુધી આવે છે ત્યારે યોનીદ્વાર વધારે ખુલ્લું થવા માંડે છે તે વખતે અંદરથી વધારે જોરથી હડસેલો વાગે છે અને બાળકનો જન્મ થાય છે. આ કાળમાં વેણ વધારે ન હોય તો का-फो. ૩ x ની જરૂર પડે છે.

ત્રીજો કાળ—જન્મ થયા પછી ગર્ભાશય થોડો આરામ લે છે. પછી પાછી વેણ શરૂ થાય છે અને ઑર બહાર પડે છે. પછી થોડો રક્તશ્રાવ થાય છે. એટલે ત્રીજો કાળ સમાપ્ત થાય છે. ૭ થી બાર કલાક સુધીમાં જન્મ થઇ

જાય છે. બાળકને આવતાં જો અંદર રસોળી કે ગ્રંથી હોય. બાળકનો પગથી જન્મ થતો હોય. બાળક આડું અવળું થઇ ગયું હોય ત્યારે શસ્ત્રક્રિયા માટે ડોકટરની જરૂર પડે છે.

## પ્રસવ પછી થનારા રોગોની ચિકિત્સા.

### પ્રસવ પછી થતો રક્તશ્રાવ.

### (Post-Partum Hemorrhage.)

**ચિકિત્સા—के-फो.** અને **के-फ्लो.** પ્રસવ પછી અતિ રકતશ્રાવ થતો હોય તેની મુખ્ય દવા. એથી ગર્ભાશય સંકોચાઇ તેના મૂળ સ્થાને જાય છે અને ઓર વગેરેનો બગાડ રહી ગયો હોય તે કાઢી નાખવા ગર્ભાશય ને શકિત મળે છે. પ્રસવ થતાં વિલંબ થયો હોય ગર્ભાશયના શ્લેષ્મપડોને હરકત થઇ હોય. ઘા પડ્યા હોય તે દુરસ્ત થાય છે. અને રકતશ્રાવ બંધ થાય છે.

**ઓરનું અંદર રહી જવું—का-मु.** અને **के-फ्लो.** વારાફરતી.

પ્રસવ પછી ઓર કાઢવામા માટે વેણ બરાબર ન આવતી હોય તો **के-फ्लो.** અને **का-फो.** ૩ x વારાફરતી.

સુવાવડીને બહુ તરસ લાગતી હોય જીભ, મોં સુકાઇ જતાં હોય તો **ने-मु.** સ્રીઓ સુવાવડી સ્રીને પાણી પીવા આપતી નથી તે ભૂલ છે. આ ક્ષાર આપવાથી કુદરતી તરસ રહેશે. વધારે તરસ બંધ થશે.

**આંકડી**—તાણ. **का-फो. मेग-फो. ने-मु.** અને **के-फो.** લક્ષણાનુસાર જરૂર પડે તે આપવી. જુઓ આંકડી.

**સુતિકા જ્વર.** જુઓ સુતિકાજ્વર.

**સુતિકા સન્નિપાત. का-फो. मे-फो. ने-मु.** અને **के-फो. झींकम. प्लम्बम, आर्सेनिक. काली ब्रोम.** લક્ષણાનુસાર જુઓ માનસિક લક્ષણો અને મજ્જાતંત્રનાં લક્ષણો.

## સુવાવડમાં થતો પગનો રોગ. શ્વેતઝંઘા.

### (White Leg.)

કેટલીક વાર સુવાવડીનો પગ બહુ જાડો અને સફેદ થઇ જાય છે. તેમાં દુખાવો અને કળતર થાય છે. તાવ આવે છે. વેળાસર ચિકિત્સા ન થાય તો પાઇમીઆનો દુષ્ટ રકતવિકાર થાય છે. પગ સડે છે. આથી કોઇ વખત મૃત્યુ થાય છે.

**ચિકિત્સા—फे-फो**. દુખાવા કળતર અને તાવ માટે. **का-मु**. અંદર ફાઇબ્રિન જામે છે તેનો નિકાલ કરવા માટે. **ने-स**. અંદરનું પાણી ઓછું કરવા. **के-फ्लो**. સંયોજક અને સ્થિતિસ્થાપક તંતુઓ સુધારવા અને રસનું જલદી શોષણ કરવા ઉપયોગ કરવો. પાક ઉપર ચઢે તો **सि**. અને **ने-फो**. વધુ માટે પાઇમીઆ ( દુષ્ટ રક્તવિકાર. )

## સુવારોગ.

આ રોગ થવાનું કારણ ગર્ભાશયનું સ્થળાંતર થવાથી કે કોઇ કારણથી પ્રસવ પછી આવતો શ્રાવ લોકીઆ ( Lochia ) બરાબર બહાર નીકળતો નથી તેથી ઓરના કટકા અંદર રહી જાય છે તે નીકળી શકતા નથી અંદર સડે છે તેથી ગર્ભાશયમાંથી પરૂવાળો પ્રદર નીકળે છે. જે સ્ત્રીઓને દુ:ખદાયક પ્રસવ થયો હોય તેને આ રોગ થવાનો વધુ સંભવ છે.

**ચિકિત્સા—फे-फो**. અને **के-फ्लो**. મુખ્ય દવાઓ છે. આ બે દવાઓથી ગર્ભાશય મજબૂત થઈ તેનું નમન, સ્થળાંતર વગેરે મટી ગર્ભાશય પોતાને સ્થાને રહેશે. અંદરનો વરમ મટશે. અને ઑરના કટકા બગાડ વગેરે બહાર કાઢી નાખવા શક્તિમાન થશે. ત્યાર પછી **का-फो**. **का-स**. **का-मु**. **के-फो**. **सि**. ૩૦x અથવા ૨૦૦x અને **ने-मु**. આ દવાઓમાંથી લક્ષણાનુસાર આપવી. **का-फो**. અને **सि**. સડો દૂર કરશે અને સડાની બીજી અસરો પણ તેથી દૂર થશે. **का-स**. **का-मु**. અને **सि**. પ્રદરનું પરૂ અને શ્લેષ્મ બંધ કરશે. **के-फो**. ૩૦x અને **ने-मु**. ૩૦x અને **फे-फो**. ૬x તાવ, ઝીણો તાવ, પાંડુતા વગેરે મટાડી નવા સેલ્સ બનાવી શરીર આરોગ્ય અને સશક્ત બનાવશે. વગેરે આ જગાએ ફક્ત દિશાસૂચન કર્યું છે. જે રોગો દેખાય તેની ચિકિત્સા તે રોગોમાં લખ્યા પ્રમાણે કરવી. આપણા દેશની અજ્ઞાન સ્ત્રીઓ આ રોગથી મરણ પામે છે તેનું બહુ મોટું પ્રમાણ છે. સુવા રોગની શંકા જાય કે તરત આ ક્ષારોનો બુદ્ધિપૂર્વક ઉપયોગ દર્દીની સ્થિતિ અને લક્ષણો ઉપરથી કરવો. હોમીઓપથીની સીરમ દવાઓની જરૂર જણાતાં હોમીઓપથી ડોકટરની સલાહ લેવી.

## સ્તન પાકવા.

સુવાવડમાં ઘણુંખરૂં સ્તન પાકે છે સુવાવડ સિવાય પણ આ રોગ થતો જોવામાં આવે છે.

પ્રથમ વરમ થઇ દુખાવો, તાવ, દાહ, સોજો વગેરે લક્ષણો થાય છે. તેમાં **फे-फो**. અને **का-मु**. વારાફરતી કલાકે કલાકે પાંચ ગ્રેન પ્રમાણે ખાવા

આપવા અને બંને મિશ્ર કરી વેસેલાઇનમાં મલમ બનાવી તે દર અર્ધા કલાકે ચોપડવો. દુખાવો બહુ હોય અને ચોપડી શકાય નહિ તો પાણીમાં લોશન બનાવી તેમાં કપડાંના ટુકડા પલાળીને મુકયા કરવા. શરૂઆતથીજ આ બે દવાનો ઉપયોગ થાય તો પાક પર ચઢતો નથી. જો પાક ઉપર ચઢે તો **सि.** ૩ x નું લોશન અથવા દિવેલમાં બનાવેલા મલમનો ઉપયોગ કરવો. વારંવાર સ્તન ઉપર લોશન યા મલમ મૂકયા કરવો એથી પરૂ જલદી થઇ સોજો વગેરે ઉતરશે. બધાં દુ:ખદાયક લક્ષણો દૂર થયા પછી **सि.** ૩૦x ખાવામાં આપવો. પહેલેથી છેલ્લે સુધી **फ–फो.**, અને **का–मु.** ખાવામાં ચાલુજ રાખવાના છે. એથી સ્તન રૂઝાઇ જશે. લોહી અને પરૂ બંને નીકળતાં હોય તો **सि.** સાથે **के–स.** નો ઉપયોગ કરવો. ઓપરેશન કરાવવાની જરૂર રહેશે નહિ. ઓપરેશન કરતાં ઘણી ઝડપથી આ ક્ષારો વડે આ રોગનું નિવારણ થાય છે.

## દૂધ નહિ આવવું.

દૂધ ન આવવાનું કારણ શરીરની નબળાઇ છે. અને સ્તનમાંના સંયોજક તંતુઓ અને સ્થિતિસ્થાપક તંતુઓની નિર્બળતા હોય છે. **ने–मु. के–फो.** અને **के–फ्लो.** ત્રણે દવાઓનો વારાફરતી કલાકે કલાકે ઉપયોગ કરવો. આથી દૂધ ભરપૂર આવશે અને સુધરશે. દૂધ ઓછું કરવા કે જરૂર પડે બંધ કરવા **ने–स.** નો ઉપયોગ કરવો,

## દૂધ વધારે આવવું.

દૂધ ઓછું કરવાની જરૂર પડે ત્યારે **ने–स.** ૧૨X દર અર્ધા કલાકે આપવો. એથી દૂધ સૂકાઇ જશે. મસુરની દાળનો લોટ સ્તન ઉપર લગાવવાથી દૂધ ઘણું જલદી સુકાઇ જાય છે.

## દૂધનો તાવ.

**( Milk Fever )**

પ્રસવ પછી દૂધ એકદમ વધારે પેદા થઇ જામી જાય છે ત્યારે તાવ આવે છે. તે માટે **फ–फो.** અને **ने–स.** નો ઉપયોગ કરવો.

## શસ્ત્રક્રિયાનું દુષ્પરિણામ.

કેટલીકવાર બાળકનો જન્મ ન થવાથી શસ્ત્રક્રિયા કરાવી જન્મ કરાવવો પડે છે. ત્યાર પછી સ્ત્રીઓનું શરીર નબળું પડી જાય છે ત્યારે **फेरम फो.** ૨૦૦x **का–फो.** ૨૦૦X અને **मेग–फो.** ૨૦૦X નું દરરોજ એક એક વાર સેવન કરાવવું. લક્ષણાનુસાર બીજી દવાઓ આપવી.

# વિટામીન્સ્.

એ ખોરાકમાં રહેલું (અદૃષ્ય) પોષક, રક્ષક અને સર્જક તત્ત્વ છે. એ પાંચ જાતનાં શોધાયા છે તેમાંના ચાર જાતનાં વિટામીન તાજાં ફળ અને શાકભાજીમાં રહેલાં છે તેથી તેનું નિયમિત સેવન ઘણું લાભકારક અને આરોગ્યવર્ધક છે.

**વિટામીન 'એ'**,—એ વૃદ્ધિ કરનાર અને પોષક છે. એ મોટા પ્રમાણમાં ઘી, માખણ, દૂધ, દહીં, છાશ, ટામેટા, ટાંકાની ભાજી, શકરીઆં, ગાજર, કોબી, પપૈયું, લીલા વટાણા, ભાજીપાલો, ખાંડેલા ચોખાનું ભુસું, કોડલિવર ઓઇલ વગેરેમાં છે. આ વિટામીન ન મળે તો શરીરની વૃદ્ધિ અટકી પડે છે. પુષ્ટ માણસો કરતાં બાળકોને દૂધ ઘીની વધારે જરૂર છે કેમકે તેને વૃદ્ધિ અને પોષણ માટે એ બહુ જરૂરના છે. આ વિટામીન શરીરમાં ઓછું હોય તો અશ્રુપ્રવાહ બંધ થઇ આંખ આવવાનો રોગ થાય છે. ઘી ખાવાથી આંખનું તેજ વધે છે એ આપણા વડીલોનું કહેવું સત્ય છે. આવેલી આંખ ઉપર દૂધનું લોશન મૂકવાથી તે સારી થાય છે. કેમકે તેમાં વિટામીન 'એ,' છે. આ વિટામીનના અભાવથી અતિસાર, સર્દી, ઇન્ફ્લ્યુએન્ઝા, રતાંધળો, આંખ કાનમાં વરમ, ઉધરસ, ન્યૂમોનિઆ વગેરે જંતુજન્ય બિમારીઓ ઉત્પન્ન થાય છે.

આ પાણી આસપાસ હવામાં અનેક જાતના રોગનાં જંતુ (બેકિટરીઆ) ભરેલાં હોય છે પણ આપણા શરીરની રક્ષકશક્તિ તે બધાંની સામે થઈ આપણું રક્ષણ કરે છે પણ જો રક્ષકશકિત કમી હોય તો ન્યૂમોનિઆ ક્ષય વગેરે ચેપી દર્દોના જંતુઓને ઘર કરવાનું સ્થાન મળે છે. એ રક્ષકશક્તિ વિટામીન 'એ,' થી આપણા શરીરને મળે છે. સામાન્ય નિરોગી માણસને એક રતલ દૂધ કે છાશ અને બે ત્રણ તોલા ઘી તે ઉણપ પૂરવાને બસ છે.

ઘણી ગરમીથી આ વીટામીન નાશ પામે છે. ખુલ્લા વાસણમાં હવા પેસે તેવી રીતે લાંબા વખત સુધી દૂધ, ઘી વગેરે ગરમ કરવાથી તેનો નાશ થાય છે. ઘીને ત્રણ વખત ગરમ કરવાથી તે વિષતુલ્ય છે એમ આપણા શાસ્ત્રમાં કહેલું છે તેનું કારણ આજ છે., તે આપણા પૂર્વજો સારી રીતે જાણતા હોવા જોઇએ. **पयेन वर्धते तनुः घृतेन वर्धते वीर्यम्।** દૂધ વડે શરીર અને ઘી વડે વીર્ય બને છે.. તે ખરૂં જ છે. ઘી અને દૂધ વારંવાર ગરમ કરવા જોઇએ નહિ. બહુ ગરમ કરવા જોઇએ નહિ. તરતનું દોહેલું દૂધ અમૃતતુલ્ય એટલાજ માટે ગણાયું છે. શહેરોમાં દૂધને ગરમ કરી વાપરવાનો રિવાજ દૂધના જંતુઓનો નાશ કરવા માટે યોગ્ય હશે. પણ પોષણ માટે તેવું દૂધ જરા પણ ઉપયોગનું નથી.

આપણી સ્ત્રીઓ ઘીને વારંવાર ગરમ કરે છે તે એમ સમજે છે કે ઘી સ્વચ્છ બને. પણ તે શરીરપોષણ અને વર્ધન માટે કાંઇ ઉપયોગનું નથી. દૂધપાક, માવો અને બાસુંદી તથા ખીર એટલા માટે સત્વહિન છે. માખણનું ઘી કરવાથી વિટામિનનો નાશ થતો નથી પણ ઘીને કકડાવી ગરમ કરવાથી તેમાંના વિટામીનનો નાશ થાય છે.

**વિટામીન 'બી,'**—આ વિટામીનને જ્ઞાનતંતુના પોષક તરીકે ગણવામાં આવે છે. એના તદ્દન અભાવથી ત્રણ ચાર માસમાં બેરીબેરીનો રોગ ઉત્પન્ન થાય છે. એના ઓછાપણાથી ભૂખનો અભાવ, કબજીઆત, અપચો, પેટ અને આંતરડાના દરદો, હાથપગમાં ખાલી ચઢવી, શરીરનું રહી જવું (લકવો) વગેરે જ્ઞાતતંતુના દરદો થાય છે. વધુ ખોરાક ખાનારને વધુ અને ઓછો ખોરાક ખાનારને ઓછા વિટામીત **બી** ની જરૂર છે.

થુલાવાળાં અનાજ, ફોતરાવાળાં કઠોળ, બદામ, પિસ્તાં, અખરોટ વગેરે સૂકો મેવો, ભાજીપાલો, મીઠાં ફળો. દરેક જાતના અનાજ અને દૂધમાં આ વિટામિન પુષ્કળ પ્રમાણમાં છે.

ઘઉંની કણક એક બે કલાક અગાઉ બાંધી રાખી હોય તો તેની અંદરનું થુલું પલળીને કણકની સાથે એકરસ થઈ જાય છે. અને જોઇએ તેવી પાતળી રોટલી વણી શકાય છે. આ પ્રમાણે પલાળી રાખવાથી તેમાં યીસ્ટ પેદા થાય છે. તે પાચનશક્તિને મદદ કરે છે. દળેલા લોટને ગરમી ન લાગે તેવા સ્થાનમાં સારી રીતે ઢાંકીને મૂકી રાખે તો દશ પંદર દિવસ સુધી તેમાં જીવાત પડતી નથી.

લોહીને શુદ્ધ રાખવા માટે તથા બીજી શારીરિક રસાયનક્રિયા માટે મોટા પ્રમાણમાં કેલ્શ્યમ, મેગ્નીશીઅમ, સોડીઅમ, પોટાશ્યમ, ફોસ્ફરસ, ક્લોરિન, સલ્ફર અને આયર્ન વગેર ક્ષારોની જરૂર છે. તે થુલા અને ફોતરામાં પુષ્કળ હોવાથી તે મારફત પૂરા પડે છે. થુલું કબજીઆત અટકાવવામાં ઘણી મદદ કરે છે. અનાજ અને કઠોળમાં તે ઉપરાંત વિટામીન 'બી' તેના છોડામાં પુષ્કળ પ્રમાણમાં છે. ઘણી સખત ગરમીમાં પણ વિટામીન 'બી,' નો નાશ થતો નથી. પણ પાણીમાં ઓગળી જાય છે માટે શાક કે કઠોળ પાણીમાં રાંધી ઉપયોગમાં લેવાના હોય તો તેનું પાણી કે રસો કે ઓસામણ ફેંકી દેવા નહિ. માંદાઓને એનો રસો, ભાતનું ઓસામણ અતિ શક્તિદાયક અને પાચક છે. તો સારી તન્દુરસ્તીવાળાઓને તે ઓછા ઉપયોગી કેમ હોય? ચોખા હાથની છડના અને લોટ હાથથી ઘંટીમાં દળેલો હોવાની જરૂર વિટામીન 'બી,' ના રક્ષણ માટે છે. આજે શું સ્થિતિ છે? વિટામીન 'બી,' નું રક્ષણ એટલે આપણું રક્ષણ.

**વિટામીન 'સી',**—રક્તશોધક છે. સંતરા, મોસંબી, કેરી, ટામેટાં, વગેરે મધુરાં ફળોમાં મોટા પ્રમાણમાં છે. ભાજીપાલો, કોબી, મુળા, કાકડી, ચીભડાં, મોગરી, તાજાં અને કાચાં ખાઇ શકાય તેવાં શાક, બધી જાતનાં ફળ, લીલું ઘાસ ખાતી ગાય ભેંસનું દૂધ વગેરેમાં સારા પ્રમાણમાં અને રાંધેલા શાક-ભાજીમાં ઓછા પ્રમાણમાં છે.

આ વિટામીનના અભાવથી સ્કર્વીની બિમારી થાય છે. મનુષ્યની રોગ સામે થવાની શક્તિનો નાશ થાય છે. હાડકાં પુષ્ટ થઈ શકતા નથી. છોકરાંઓના શરીર સુકાઈ જાય છે તે ચીડીઆ બને છે. જખમ જલદી રૂઝાતા નથી.

ઉકાળેલા અને વાસી દૂધમાંથી વિટામીન 'સી' નો નાશ થાય છે. કેમકે ગરમીથી આ વિટામીન નાશ પામે છે. રાંધેલા શાકમાંથી ૬૦ થી ૭૦ ટકા વિટામીન 'સી' નો નાશ થાય છે માટે વરાળથી બાફેલા શાક ખાવા જોઇએ. શાક ઓછામાં ઓછું પાશેર તો જોઇએજ કેમકે રંધાવાથી તેમાંનું વિટામીન 'સી' ઘણું નાશ પામ્યું હોય છે.

વિટામીન 'સી' અને 'બી' પાણીમાં ઓગળી જાય છે. શાકભાજી અને કઠોળ તથા અનાજ રાંધતા તેમાંનું વધારાનું પાણી કાઢી નાખવું નહિ. તે ઓસાવવા નહિ. શાકભાજી વગેરેનો રસો ઘણો પુષ્ટીદાયક છે તે આ ઉપરથી સ્પષ્ટ છે. શાકમાં ખારો નાખવાથી વિટામીન 'સી' નો તદ્દન નાશ થાય છે. માટે તેને પકવવા સોડાખાર નાખવો નહિ. કારણ કે સોડા આલ્કલી છે.

દરરોજ ૧ ઔંસ સંતરાનો રસ અથવા કોબી કે ટામેટાની કચુંબર ખાવાથી સ્કર્વીનો રોગ સારો થાય છે.

કેરીની મોસમમાં સારી રીતે કેરી ખાધી હોય તો ચોમાસાની ઋતુમાં તેની શરીરમાં ઉણપ ન પડે.

**વિટામીન 'ડી',**—અસ્થિપોષક છે. સૂર્યનો પ્રકાશ અને ગરમી અને કોડલીવર ઓઇલમાં પુષ્કળ પ્રમાણમાં છે. દૂધ, માખણ, પાપડ, અથાણાં વગેરેમાં પણ છે. આ વિટામિનની ખામીથી બાળકોને રિકેટસ નુકસાન થાય છે.

શરીરે તેલ ચોળી ૧૦ થી ૨૦ મિનિટ તડકામાં ફરવાથી વિટામીન 'ડી' પુરતા પ્રમાણમાં મળી રહે છે. સખત ગરમીથી પણ આ વિટામીનનો નાશ થતો નથી.

**વિટામીન 'ઈ',**—સર્જક છે. દૂધ, ઘઉં, અનાજના ફણગા, શ્રીફળના બી કોપરું, ભાજીપાલો અને કેટલાક કુદરતી ખોરાકોમાં સારા પ્રમાણમાં છે. આની તંગીથી સ્ત્રીઓને વંધ્યત્વ આવે છે.

# FACIAL DIAGNOSIS.
# મુખાર્વિંદ ચિકિત્સા.

ડૉ. શુષ્લરના બાર ક્ષારમાંથી કયો ક્ષાર દર્દીનો ચ્હેરો અને શારીરિક દેખાવ જોઇને દવા તરીકે આપવો તે પારખવાની ડૉ. વ્હોન-ડર-ગોલ્ટઝની રીત.

**બાર ક્ષારના વર્ગ નીચે પ્રમાણે પાડેલા છે.**

**ફોસ્ફેટ ક્ષારો**—કેલ્કર-ફોસ, કાલી-ફોસ, નેટ્રમ-ફોસ, ફેરમ-ફોસ, મેગ-ફોસ.

**સલ્ફેટ ક્ષારો**—કેલ્કર-સલ્ફ, કાલી-સલ્ફ, નેટ્રમ-સલ્ફ.

**કલોરાઇડ ક્ષારો**—કાલી-મુર, નેટ્રમ-મુર.

**બાકીના ક્ષારો**—કેલ્કર-ફ્લોર, સીલીસીઆ.

## Phosphates—ફોસ્ફેટ ક્ષારોની જરૂર લાગે તેવા દર્દીના સામાન્ય લક્ષણો:—

(**અ**) ફોસ્ફેટનો દર્દી સ્વભાવે ચીડીઓ, મનનો પોચો, અશકત, ચિંતાતુર, ઉદાસ, અને વખતે વખતે ક્રોધી પણ હોય છે.

(**બ**) ફોસ્ફેટના દર્દીની ત્વચા સુંવાળી, અને વાળ સુંવાળા હોય છે. શરીરનો રંગ કાળો, લીલો (સીસાના રંગ જેવો) પીળો અથવા માટીના જેવો થાય જેથી કરીને દર્દી જ્યારે ગુસ્સે થવાથી ચ્હેરો લાલ થઇ જાય ત્યારે લાલ રંગ અને ઉતરી ગએલા ચેહરાના રંગની વચ્ચે બારીક સીમાલીટી પડી જવાથી પરખાઇ આવે છે.

(**ક**) વળી તેવા દર્દીમાં ઝડપથી વધતી ક્ષીણતા, અને ચ્હેરો ફુલેલો જણાઇ આવે છે. આંખો ઉંડી ઉતરી જાય છે. દર્દીને આંખની આસપાસ આસમાની કુંડાળાં દેખાય છે.

આ પાંચ ફોસ્ફેટનાં સામાન્ય લક્ષણો છે. તેમનાં વ્યકિતગત લક્ષણો નીચે મુજબ.

## Calc. Phos. કેલ્કર-ફોસ:—

શરીર ક્ષીણ થઇ જવાથી દર્દી ઘરડો દેખાય છે. ચેહરાની ત્વચા ઢીલી થઇ જવાથી દરેક ભાગ દેખાઇ આવે છે. નાક, કાન વિગેરેનો ભાગ ઠંડો લાગે

છે. તલ. મસા અને ઝીણા ખીલ હોય છે. મોઢાના ખુણા આળા હોય છે. ઉપલો હોઠ નીચેના કરતાં મોટો જણાય છે.

શરીરના મધ્ય ભાગ સાથે હાથપગના દેખાવનો મેળ બેસતો નથી એટલે કે ધડ અને હાથપગ સપ્રમાણ હોતા નથી. મસ્તક મોટું અને ગરદન નબળી તથા પાતળી હોય છે. હાથપગ દોરડી અને પેટ ગાગરડી જેવી સ્થિતિ હોય છે. સ્હેજ પણ શ્રમ કરવાથી ચ્હેરા ઉપર ઠંડો પરસેવો વળે છે. બેચેનીને લીધે દર્દી સ્થિર બેસતો નથી, અને વખતોવખત જગ્યા બદલવા માગે છે પરંતુ અશક્તિને લીધે તેનું મન પાછું પડે છે. શિરાઓ ઉપસેલી, સુજેલી દેખાય છે. એકંદરે દર્દી શાન્ત, ગરીબ—સાલસ દેખાય છે.

**Kali-Phos. કાલી–ફોસ:—**

દર્દીની આંખો અર્ધી મિંચાએલી રહે છે અથવા કાચ જેવી ચકચકીત તગતગા હોય છે. ચેહરો મૂર્ખ માણસના જેવો, ઉંઘણસી અને દારૂડીઆના જેવો ઉતરી ગએલો હોય. આંખો પોકળ અને ચામડી સીસાના રંગ જેવી ભૂખરી હોય.

**Nat. Phos. નેટ્રમ–ફોસ:—**

આખા શરીરનું અસ્થિતંત્ર ખુબસુરત અને સ્નાયુઓના ભોગે-ખર્ચે આખું હાડપિંજર રચાયું છે તેવો દર્દીનો દેખાવ હોય છે.

દર્દી બેશુદ્ધ જેવી હાલતમાં હોય; બ્હીકણપણું, ભય, ધ્રાસ્કો અને ચિંતા અથવા સંદેહ દર્દીમાં તરી આવે છે.

નાક અને કાનમાં વલુર આવ્યા કરે અને દર્દી વારેઘડીએ તે જગ્યાએ હાથ ધરયા કરતો હોય છે.

**Ferr. Phos. ફેરમ–ફોસ:—**

ચહેરાનો રંગ સીસાના રંગ જેવો ફીક્કો, આંખો લાલચોળ. હોઠ વિગેરેના શ્લેષ્મ પડની ( અંદરના ભાગમાં ) સફેદ ધમનીઓ ખુલ્લી અને ધબકતી દેખાય છે.

શ્વાસોચ્છ્વાસની ક્રિયા ઝડપી અને થાકેલી હોય છે. નસકોરાં શ્વાસ લેતાં હાલતાં હોય છે. જ્ઞાનતંતુ નબળા અને રોગથી ઉશ્કેરાએલા હોય છે. કપાળ કે હડપચી ઉપર ખીલ અથવા ફોલ્લીઓ થાય છે. ચ્હેરાનો દેખાવ આળસુ જણાય છે.

**Mag. Phos. મેગ-ફોસ:—**

દર્દીનો દેખાવ અતિ દુ:ખી, સફેદ, ભૂત જેવો, લોકદ્વેષી, ચિંતાતુર લાગે. ચેહેરાની ચામડી ખેંચાએલી હોય. દર્દી ઘણો પાતળો, ક્ષીણ થઇ ગએલો હોય છે. ચેહરાનો રંગ આછો હોય છે. ઘણો આશાવંત છતાં જલ્દીથી થાકી જતો, ગતિમાં ઉતાવળો પણ વિચાર કરવામાં ધીમો, વાત કરવામાં જાણે આખા શરીરનો ઉપયોગ કરતો, અને વિચારશક્તિના મંદ પ્રવાહને સુધારવા મથતો હોય તેમ જણાય છે.

દર્દીની ઇચ્છાશક્તિ નિર્બળ, દુ:ખ સહન કરી શકે નહિ તેવી, અને બીજાઓથી જલદી દબાઇ જાય તેવી હોય છે.

**Sulphates.—સલ્ફેટ ક્ષારોની અગત્ય ધરાવતા દર્દીના સામાન્ય લક્ષણો:—**

ફોસ્ફેટ કે સોડીઅમના ક્ષાર લાગુ પડતા દર્દી કરતાં સલ્ફેટ લાગુ પડતા દરદીનું શરીર જરા વધારે બરછટ હોય છે. શરીરમાંથી નીકળતી બાફ દર્દીને ગમતી નથી.

ચેહરો ફીકકો છતાં માત્ર હોઠ અને કાન રતાશવાળા હોય છે.

ડોક દેખીતી રીતે ઘણીજ નબળી હોવાથી મસ્તક આગળ પડતું-નમતું રહે છે. દર્દી સૂતી વખતે નીચા ઓશીકાપર માથું રાખે છે.

આ ત્રણ સલ્ફેટનાં સામાન્ય લક્ષણો છે. તેમનાં વ્યક્તિગત લક્ષણો નીચે મુજબ છે.

**Calc. Sulph. કેલ્કર-સલ્ફ:—**

સામાન્ય રીતે દર્દીનો ચેહેરો દુ:ખી અને ફોલ્લાફોલ્લીઓવાળો હોય છે. આંખનાં પોપચાં આળાં, નીચલા હોઠ ઉપર ઝીણી ફોલ્લીઓ, શરીર અને ચ્હેરાની ત્વચા ઉપર થોડુંઘણું સુકું ખરજવું હોય એવી સ્થિતિ હોય છે.

**Kali. Sul h. કાલી-સલ્ફ:—**

દર્દીમાં કોઇપણ જાતની મહત્વાકાંક્ષા અથવા સામનો કરવાની વૃત્તિ હોતી નથી. ચેહરાનો દેખાવ એવો હોય કે જાણે તે સ્રીથી દબાઇને ચાલતો હોય.

ચેહરો સુજેલો હોય પરંતુ આંખની ડાબી બાજુએ વિશેષ હોય; ઓછી વધતી આખા શરીર અને ચ્હેરા ઉપર પીળાશ હોય; ઓઠ કરમાએલા અને જીભ લાલ હોય. ગરદન બરાબર છુટથી ફેરવી શકાય નહિ.

## Nat. Sulph, નેટ્રમ–સલ્ફ:—

દર્દીની પ્રકૃતિ કફમય અને તામસી હોય; સવારમાં ચ્હેરાનો જમણો ભાગ સુજેલો હોય; જાણે કે દરદી આખી રાત ઉંધ્યો ન હોય તેવો ફીકો, પીળો અને ઉદાસ ચેહરો; આંખો ઝાંખી અને મીંચાએલી રહે; દર્દી હોઠની ચામડી કરડ્યા કરે અને જીભ ફેરવીને હોઠને ભીના રાખ્યા કરે.

## Chlorides.— કલોરાઇડ ક્ષારોની અગત્ય ધરાવતા દર્દીના સામાન્ય લક્ષણો:—

ફોસ્ફેટ ક્ષારો લાગુ પડતા દર્દીઓ કરતાં કલોરાઇડઝ લાગુ પડતા દર્દીઓ ઓછા ભયભીત હોય છે, અને સલ્ફેટના દર્દીઓ કરતાં શરીરમાંથી નીકળતી વાસ ઓછી તીવ્ર અને ત્વચા ઓછી બરછટ હોય છે.

ચેહરો સુજેલો, ફોલ્લીઓ વાળો, અને ઘાટ વગરનો હોય છે. સામાન્ય રીતે તે દરદીને એદી, આળસુ અને સહનશીલ કહી શકાય. દરદીનું શરીર સપ્રમાણ હોય છે.

આ બે કલોરાઇડનાં સામાન્ય લક્ષણો છે. તેમનાં વ્યક્તિગત લક્ષણો નીચે મુજબ છે.

## Kali. Mur. કાલી–મુર:—

ગ્રંથીઓના સોજામાં કઠણાશ મધ્યમસરની હોય છે. સોજો રતાશ પડતો, પોચો અને નાની ફોલ્લીઓથી ઢંકાએલો હોય છે. નેટ્રમ–મુરના દર્દીઓ કરતાં કાલી–મુરના દર્દીઓને થએલાં ચાંદાં વધુ ઉંડાં હોય છે પરંતુ કેલ્કર–ફોસના દર્દીને થએલાં ચાંદાં જેટલાં ઉંડાં હોતા નથી.

આ ક્ષારના દર્દીનું શરીર ભરાવદાર, કેશ આછા કાળા અને ચહેરો ચિંતાતુર હોય છે. હલન ચલનથી દર્દમાં વધારો થાય છે, તેથી દર્દી પોતાની જગ્યામા ગુંથાએલો રહે છે અને પડયો પડયો પોતાની આંગળીઓ સાથે રમ્યા કરે છે.

બધા ક્લોરાઇડની માફક શરીરમાંથી નીકળતા રસ તાર ખેંચાય તેવા ચીકણા હોય છે પરંતુ કાલી–મુરના લક્ષણ તરીકે સૂચન કરતો રસ નેટ્રમ-મુરને સૂચવતા રસ કરતાં વધુ ઘટ હોય છે.

ગાલ સુઝેલા અને સ્વભાવ મંદ હોય છે.

## Nat. Mur, નેટ્રમ-મુરઃ—

ડાબી બાજુનો ચેહરો સીસાના રંગનો અને સુજેલો તથા તેલ લગાડ્યા જેવો ચળકતો, અને ઘણીકવાર પીળાશ પડતો હોય છે. ફોલ્લીઓ દાણાદાર હોય છે. ચામડી સરસાં, લાલચોળ અને સફેદ ડાઘાવાળાં ચાંદાં; ચેહરાની ત્વચા કોમળ; આંખો આંસુભરી; મસ્તકના વાળવાળા ભાગ ઉપર ફોલ્લીઓ; મોંમાંથી લાળ પડે.

શરીરમાંથી નીકળતા જાતજાતના શ્રાવ સાફ, પાણીજેવા, બળતરા કરતા, અને કરડ ( વલુર ) કરે તેવા હોય છે. દર્દીનો સ્વભાવ એકાંતપ્રિય, શરીર પાતળું ચીમળાઈ ગએલું, મન વિચારમાં પડી ગએલું, સ્વભાવ ખિન્ન અને ઓછાબોલો પરંતુ ઘણી વખતે મિલનસાર પણ થાય છે.

## Calc. Fluor. કેલ્કર-ફ્લોરઃ—

આરસપહાણ જેવો સફેદ ચેહરો; શીરાઓને લીધે આખા શરીરની ત્વચામાં આસમાની રંગની જાળ દેખાય. ત્વચા કઠણ અને સુકી રહે. દાઢીની નીચેની ગાંઠો મોટી થએલી અને કઠણ લાગે. ઘણી વખત દર્દી જન્મથીજ મૂર્ખ હોય તેમ જણાય છે.

## Silicea. સીલીસીઆઃ—

ચેહરો ફીકકો, પીળો; ચામડી સ્હેલાઇથી ફાટી જાય તેવી; હડપચી ઉપર ખીલ થાય. કાલી-મુરના દર્દી કરતાં વધુ. કંઠમાળવાળો દેખાવ હોય; સાધારણ રીતે દર્દી આળસુ હોય પણ ઉશ્કેરાય ત્યારે હઠીલો જણાય. દર્દી ઘણો થાકેલો લાગે પરંતુ જરા ઉશ્કેરીએ તો તેની ગ્રહણશકિત ખીલી નીકળે છે એમ ડૉ. કેરોલ ડનહામ લખે છે.

ખાસ ઇંદ્રિયો ઘણી તીવ્ર હોય છે.

મુખારવિંદ ચિકિત્સા ઉપરાંત દવાઓની પસંદગી કરવા માટે બીજી સહાયકારી રીતો છે જે હવે પછીના પૃષ્ઠોમાં લખવામાં આવી છે.

## દર્દીના દર્દમાં સુધારો કે વધારો થવાના સંયોગો ઉપરથી દવાની પસંદગી કરી લેવાની રીતઃ—

દર્દીને કયા પ્રકારનો રોગ થયો છે તે તો ખાસ નિદાન કરવાથીજ જણાય છે પરંતુ આ રીત તો દર્દીને પુછપરછ કરવાથી અથવા દર્દીનું અવલોકન કરવાથી રોગનું નામ જાણવા સિવાયજ કઇ દવાને પહેલી પસંદગી આપવી તેની ચોખવટ કરે છે. દુનિયાના મહાન ડૉક્ટરોના અનુભવનું એ પરિણામ છે. દર્દમાં સુધારા,–વધારા ના સંયોગો ઉપરાંત દવા શોધી કાઢવાની બીજી પદ્ધતિઓ છે, જે હવે અનુક્રમે દર્શાવવામાં આવશે–જેવીકે જીભનો રંગ, સ્વાદ; ત્વચારોગમાં થતી પોપડીઓ, ભીંગડાં; ઝાડાનો રંગ, વાસ; પેશાબના ગુણ; શરીરમાંથી નીકળતા શ્રાવનાં લક્ષણો; ખોરાકની અમુક ઉત્કંઠા–અભાવ વિગેરે; ઉલ્ટીના રંગ, પદાર્થ વિગેરે વિગેરે. જે કોઇ આ વસ્તુસ્થિતિથી વાકેફ થશે તે એકજ રોગ ઉપર કામ આવતી એકથી વધુ દવાઓ પૈકી સૌથી અગત્યની દવા પહેલી ચુંટી કાઢવા શક્તિમાન થશે પરંતુ સ્હેજ પ્રેકટીસની જરૂર પડશે.

| દર્દમાં વધારો થવાના સંયોગોઃ— | દવાનાં નામ. | દર્દમાં સુધારા થવાના સંયોગો. |
| --- | --- | --- |
| ગરમ ઓરડામાં; સાંજના વખતે; ચરબીવાળો ખોરાક ખાવાથી; કોફી પીવાથી; કાચાં, ખાટાં ફળો ખાવાથી; ધુમ્રપાનથી; શેક કરવાથી; એકાંતમાં; ગરમ હવામાનમાં. | કાલી–સલ્ફ. | ખુલ્લી, ઠંડી હવામાં; દુખાવા વાળા પડખા ઉપર ઝુકવાથી કે સુવાથી. |
| ઠંડક આપવાથી; બહારની ઠંડક લાગવાથી; ઠંડા ભેજથી; ઉધરસ ખાવાથી; છીંક ખાવાથી; વાંકા નમવાથી; રજોદર્શનના વખત દરમ્યાન; આબોહવાના | નેટ્રમ–સલ્ફ. | બેસવાની, સુવાની વિગેરે કોઇપણ સ્થિતિનો હેરફેર કરવાથી; આમતેમ આંટા મારવાથી; શૌચક્રિયા પછીથી; સુકી, ગરમ હવામાં. |

| | | |
|---|---|---|
| પરિવર્તનથી; પાણીમાં કામ કરવાથી; સવારમાં; માછલીના ખોરાકથી; ડાબે પડખે સુવાથી; ચોમાસામાં; અમુક અંતરે દર્દ વધવું. | | |
| ગરમ પીણાથી—ઉકાળા, ગરમ ચાહ વિગેરે. | કેલ્કર-ફ્લોર. | ઠંડા ભેજથી ( પોતાં વિગેરે ); ઘસવાથી ચોળવાથી. |
| ઠંડી હવામાં; ઠંડા ભેજથી ( દાખલા તરીકે ઠંડા પાણીનાં પોતાં માથે મુકવાથી ); જે પડખે દુખાવો હોય તે પડખે સૂઇ જવાથી; હલનચલનથી; સાંજે; રાત્રે; પૂર્ણિમા તથા અમાસના અરસામાં; પગે પરસેવો વળતો બંધ થવાથી; ખુલ્લી હવાથી; પગે ઠંડી લાગવાથી; ઘોંઘાટથી. | સીલીસીઆ. | ગરમ ઓરડામાં; ગરમ શેકથી-બહુ ગરમ તેમ વધુ આરામ. |
| પાણીમાં કામ કરવાથી; વરસાદમાં બહુ ભીંજાવાથી. | કેલ્કર-સલ્ફ. | ગરમ આબોહવાથી. |
| ઉનાળાના ગરમીના દિવસોમાં; આગળ નમવાથી; બહુ અભ્યાસથી; મંદ સ્પર્શથી; સવારમાં; જંતુઓના દંશથી ( મચ્છર વિગેરે ); સીલ્વર-નાઇટ્રેટના ઉપયોગથી; ક્વીનાઇનના અતિસેવનથી; દરિયા કિનારે; પાછલી બપોરે; ઠંડી આબોહવામાં; સવારમાં; અમુક વખતના અંતરે. | નેટ્રમ-મુર. | કોઇ વસ્તુ ઉપર ટેકવ્યાથી; કપડાં ઢીલાં કરવાથી-બટન ખોલવાથી; ઠંડુ પાણી પીવાથી; કઠણ સપાટી ઉપર સૂઇ જવાથી; સાંજના. |

| | | |
|---|---|---|
| સખ્ત પ્રકાશમાં; ઠંડો ભેજ આપવાથી (પોતાં વિગેરે); ચરબીમય ભારે ખોરાકથી; ઠંડી આબોહવાથી; હલનચલનથી; સમુદ્રસ્નાનથી. | કાલી–મુર. | શાંત બેસવાથી; સુકા શેકથી; સુકા તાપથી (ભાદરવા માસનો તાપ એ સુકો તાપ ન કહેવાય). |
| દરેક ઋતુફેર વખતે; સ્નાન કરવાથી; મળવિસર્જન પછી; ઠંડીથી; ભીંજાવાથી; રાત્રે. | કેલ્કર–ફોસ. | સુઇ જવાથી; નીચેના અવયવોના હલનચલનથી–આમતેમ આંટા મારવાથી; ગરમ ઓરડામાં; ગરમ હવામાં. |
| મંદ–સ્પર્શથી; મંદ હલનચલનથી; ગરમ ભેજથી (વરાળનો બાફ); ઠંડીથી; જમણે પડખે. | મેગ–ફોસ. | બહુ દબાણથી; સુકા શેકથી; ઝડપી હલનચલનથી; વાંકી સ્થિતિમાં; ઘર્ષણથી. |
| હલનચલન; ઉશ્કેરાટ; ગરમીથી. | ફેરમ–ફોસ. | ઠંડકથી; મંદ હલનચલનથી. |
| પાછલી બપોરે; ગાજવીજ દરમ્યાન; દૂધ, મીઠાઈ કે બીજા ચરબીમય પદાર્થોના ખોરાકથી; બહારની ઠંડકમાંથી બંધ ગરમ ઓરડામાં દાખલ થવાથી; સાંજના. | નેટ્રમ–ફોસ. | કોઈ ખાસ સૂચક લક્ષણો નથી. |
| નિરાશા-ઉદાસીનતાથી; ઉશ્કેરાટથી; બહારથી; અતિ અભ્યાસથી; હલનચલનની શરૂઆત વખતે; ગરમ હવામાંથી ઠંડી હવામાં જવાથી; સતત હલનચલનથી; કોઇ પણ જાતના પરિશ્રમથી; ઠંડી હવાથી; એકાંતમાં; ઘોંઘાટથી. | કાલી–ફોસ. | શરીરના ઉપરના ભાગના હલનચલનથી; પંખો નાખવાથી; ઠંડક આપવાથી; બીજાઓની હાજરીમાં; જમવાથી; મંદ હલનચલનથી. |

| | | |
|---|---|---|
| ભેજવાળી આબોહવા; મધ્યરાત્રિ પછી; ઠંડીથી; ઠંડા પીણાં કે ઠંડા ખોરાકથી; દરિયાકિનારે; જમણે પડખે. | આર્સેનિક—આલ્બમ્. | ગરમીથી-શેકથી; માથું ઉંચું કરવાથી-ઓશીકાં બહુ મુકીને; ગરમ પીણાંથી. |
| સ્હેજપણ પરિશ્રમથી. | કેલ્કર—આર્સ. | ... ... ... ... |
| શાંત રહેવાથી; ગરમ ઓરડામાં; જમણે પડખે. | આયોડીન. | આમતેમ હરવાફરવાથી; ખુલ્લી હવાથી. |
| ગરમ કપડાં પહેરવાથી; ગરમ ઓરડામાં; રાત્રે; ભેજવાળી હવામાં. | કાલી—આયોડ. | હલનચલનથી; ખુલ્લી હવાથી. |
| દરદ વિચાર કરતાં; ધોવાથી; દુખાવાવાળા પડખે સુઇ જવાથી. | બેરાયટા—આયોડ. | ખુલ્લી હવામાં ફરવાથી. |
| સાંજથી મધ્યરાત્રિસુધી; ગરમ ઓરડામાં; ગરમ ભેજવાળી હવા; આરામ લેતાં; ડાબે પડખે સુઇ જવાથી. | બ્રોમીઅમ. | કોઇપણ જાતના હલનચલનથી; કસરતથી; દરિઆ |
| ... ... ... ... | કાલી—બ્રોમ. | મન અથવા શરીર કામમાં રોકાએલું રહે ત્યારે. |
| સવારમાં; જમણે પડખે. | લીથીઅમ. | ઉઠીને આમતેમ ફરવાથી. |

| | | |
|---|---|---|
| સ્પર્શથી; શારીરિક કે માનસિક શ્રમથી; સંધ્યાકાળ; ગરમ ખોરાક કે ગરમ પીણું; હવાના પરિવર્તનથી; ગરમ ઋતુમાં પાણીમાં ભીંજાવાથી; સાંજના; ડાબે પડખે કે દુખતા પડખે સુઇ જવાથી; ગાજવીજ વખતે; નીસરણી ચઢવાથી. | ફોસ્ફરસ. | અંધારામાં; જમણે પડખે સુઇ જવાથી; ઠંડા ખોરાકથી; ખુલ્લી હવાથી; ઠંડા પાણીએ ધોવાથી; ઉંઘવાથી. |
| રજોદર્શન સમયે; સ્પર્શથી; સાંજના ૫ થી ૭ વાગ્યા વચ્ચે; જમ્યા પછી; દારૂ પીધાથી. | ઝીન્કમ; ઝીન્ક–ફોસ. | જમતી વખતે; શરીરમાંથી કોઇપણ જાતનો શ્રાવ થવાથી; ત્વચાસ્ફોટન થવાથી; (ચાંદાં વિગેરે). |
| જમ્યા પછી તરતજ; જમણે પડખે સુઈ જવાથી; સમુદ્રસ્નાનથી. | મેગ–મુર. | દબાણથી; હલનચલનથી; ખુલ્લી હવાથી (ફક્ત માથાના દુખાવા સિવાય). |
| અમુક વખતને અંતરે; પાછલી બપોરે, બટાટા ખાવાથી; સવારે ઉઠતી વખતે. | એલ્યુમીના. | ખુલ્લી હવામાં; ઠંડા પાણીથી ધોવાથી; સાંજના: દર ત્રીજે દિવસે; ભેજવાળી આબોહવામાં. |
| રાત્રે; હલનચલનથી. | પ્લમ્બમ. | ઘસવાથી; સખ્ત દબાણથી; શારીરિક શ્રમથી. |
| આરામ લેતી વખતે; ઉભા રહેતાં; ગરમ બિછાનામાં; નાવાથી; ધોવાથી; સવારે; બપોરે ૧૧ વાગે; માદક પીણાંથી; અમુક અંતરે. | સલ્ફર. | સુકી, ગરમ આબોહવામાં; જમણે પડખે સુઇ જવાથી; જે અવયવોમાં દર્દ થયું હોય તે સંકેલીને ખેંચી લેવાથી. |

## જીભ અને સ્વાદઃ—

કાલી-મુર. જીભ ઉપર ધોળો થર; સૂકો કે ચીકણો; ખાટો સ્વાદ.

ફેરમ-ફોસ. જીભ ઉપરનો સોજો; લાલાશ, વચ્ચે લાલ લીટી.

કાલી-ફોસ. જીભ ઉપર, અંદરના ભાગમાં અથવા વચ્ચે દેખાતો તપખીરીઆ રંગનો-વાટેલી રાઇના રંગ જેવો-થર તથા સવારમાં સુકી લાગતી જીભ; તેમજ ખરાબ દુર્ગંધ મારતો શ્વાસ.

નેટ્રમ-મુર. જીભ ઉપર પાણીના ઝીણા પરપોટા દેખાવા; સ્વાદ જતો રહેવો; સ્વચ્છ ભીની જીભ હોવી; જીભ ઉપર વાળ ચોટેલો હોય તેવું ભાન થવું; સવારે ઉઠતાં ખારો સ્વાદ તેમજ સાફ સુકી જીભ.

કાલી-સલ્ફ. જીભ ઉપર ચીકણો થર અને પ્રસંગે ધોળી ધાર-કિનાર.

નેટ્રમ-ફોસ. જીભના મુળ ઉપર સોનેરી પીળો થર; ફફોલા સાથે વાળ પડયો હોય તેવું ભાન થવું; ખાટો સ્વાદ, ખાટા ઓડકાર.

નેટ્રમ-સલ્ફ. મેલો, લીલાશ મારતો જીભના મૂળપરનો થર; મોઢું કડવું લાગવું; સવારે ઉઠતાં કડવો સ્વાદ.

કેલ્કર-ફોસ. ઝેરમારી ગએલી જાડી દેખાતી જીભ અને કીડી ચાલવાનું ભાન થવું; ગળ્યો સ્વાદ લાગવો.

કેલ્કર-ફ્લોર. જીભપર કાતરા પડી જવા-ફાટેલી જીભ; સ્વાદ જતો રહેવો; જીભ બહુ સુકી લાગવી.

મેગ-ફોસ. પીળો, ચીકણો થર તથા તે સાથે પેઢુમાં દુખાવો અને પેટમાં ભાર લાગ્યા કરવો.

કેલ્કર–સલ્ફ. જીભના મૂળ આગળ પીળો થર તથા ખારો સાબુ જેવો સ્વાદ અથવા સુગ આવે તેવો અવર્ણનીય સ્વાદ.

સીલીસીઆ. સ્વાદ બીલકુલ જતો રહેવો; જીભ ઉપર વાળની લાગણી.

પ્લમ્બમ. જીભ બહાર ન કાઢી શકાય–જીભનો લકવો.

## ત્વચારોગ–ગુમડાં, ચાંદાં–વિગેરે ઉપર વળતી ભીંગડીઓનાં લક્ષણ :—

કેલ્કર–ફ્લોર. કઠણ–ચીરાવાળી કે ચીરા વગરની.

કેલ્કર–ફોસ. પીળાશ પડતી ધોળી.

સીલીસીઆ. પીળી અને પરૂભરેલી–દબાવવાથી બાજુમાંથી પરૂ નીકળે.

નેટ્રમ–ફોસ. પીળી સોનેરી રંગની.

કાલી–ફોસ. વાસ મારતી, ચીકાશવાળી.

નેટ્રમ–મુર. તદ્દન સાફ, સફેદ.

## ઝાડાનાં લક્ષણ:—

કાલી–ફોસ. સડેલા માંસ જેવો, વાસ મારતો ઝાડો; પાણી વાળો, પીડા સિવાય થઇ જવો.

નેટ્રમ–સલ્ફ. પિત્તવાળો; ચોખાના ઓસામણ જેવો; સવારમાં વધુ થાય; ફીણવાળો; સાથે ગેસ છુટતો; લાંબા વખતથી આતસાર હોય.

કાલી–મુર. લોહીવાળો,–ભૂરાશ પડતો ધોળો પદાર્થ નીકળે.

નેટ્રમ–ફોસ; સીલીસીઆ. ,, –પરૂવાળો.

| | |
|---|---|
| ફેરમ-ફોસ; કેલ્કર-ફ્લોર. | પચ્યા વિનાનો ખોરાક નીકળે. |
| નેટ્રમ-ફોસ. | ફોદા જેવો, ખટાશ ગંધાતો, લીલાશ પડતો; દહી જેવો. |
| કેલ્કર-ફોસ. | લીલો પણ ખટાશ ગંધાતો નહિ. |
| મેગ-ફોસ. | પાણી જેવો-ઝાડો થયા પહેલાં દુખે. |
| કેલ્કર-ફોસ. | ,, ,, —સફેદ. |
| નેટ્રમ-મુર; નેટ્રમ-સલ્ફ | ફીણવાળો. |
| ફેરમ-ફોસ. | સાથે તાવ હોય. |
| આર્સેનિક; આર્સ-આયોડ; કુપ્રમ-આર્સ; કેલ્કર-આર્સ. | અશક્ત કરી નાખે તેવા ઝાડા; ખાધા કે પીધા પછી પણ ચાલુ રહે; તાવ અને તરસ; ચીકણો પરસેવો વળે. |
| કુપ્રમ. | આંચકા સહિત ઝાડો થાય; મૂત્રાશય તસતસે. |
| આર્સ-આયોડ; ફોસ-આયોડ. | ક્ષયના દર્દીઓને. |
| નેટ્રમ-સલ્ફ. | પરોઢીએ ઝાડા થાય. |
| નેટ્રમ-મુર. | દિવસ દરમ્યાન ઝાડા થાય. |
| કાલી-સલ્ફ. | રાત્રે ઝાડા થાય. |
| એલ્યુમીના. | ગુદા શુષ્ક અને બળતરા થાય. |
| આર્સેનિક. | ઝાડો થોડો, કાળો અને લોહીયુક્ત થાય. |
| કાલી-બ્રોમ. | સતત લોહી પડે. |

## પેશાબના લક્ષણ:—

| | |
|---|---|
| આર્સેનિક; નેટ્રમ-સલ્ફ | બહુ ઓછો પેશાબ થાય; પેશાબમાં 'સુગર' જાય-મધુપ્રમેહ. |

| | |
|---|---|
| કુપ્રમ | પેશાબ રોકાઇ જાય. |
| ફેરમ–આયોડ | પેશાબ ઓછો પણ વારંવાર થાય; કાળો રંગ; પેશાબ વધુ રોકી ન શકાય. |
| બેરાયટા–ફોસ | વૃદ્ધ માણસોને ઇચ્છા સિવાય પેશાબ થઇ જાય. |
| કાલી–બ્રોમ | પેશાબમાં યુરીક એસીડનું પ્રમાણ વધવું. |
| મેગ–મુર; ઝીન્ક–ફોસ | પેટ દાબે તોજ પેશાબ ઉતરે; બેઠા સિવાય પેશાબ થાયજ નહિ. |
| ફોસ્ફરસ. | પેશાબ દૂધ જેવો સફેદ થાય; સુગર જાય; લોહી જાય. |
| લીથીઅમ. | પેશાબને તળીએ યુરીક એસીડ ઠરે; પેશાબ હાજત વારંવાર થાય. |
| કાલી–ફોસ. | પેશાબની રોકાવટ; ઇચ્છા વગર પેશાબ થઇ જવો; મૂત્રાશયનો લકવો. |
| નેટ્રમ-ફોસ. | કૃમિને લીધે રાત્રે પેશાબ થઇ જવો. |
| મેગ–ફોસ. | ટીપે ટીપે બળતરા થઇ પેશાબ થવો. |
| કેલ્કર–ફોસ. | પેશાબમાં ફોસ્ફેટનું પ્રમાણ વધી જવું. |
| કાલી-ફોસ. | ફોસ્ફોરીક એસીડનું વધી જવું. |
| આર્સ-બ્રોમ;આર્સ-આયોડ; નેટ્રમ–સલ્ફ; | મધુપ્રમેહ. |
| કાલી–સલ્ફ; કાલી–મુર; કેલ્કર–સલ્ફ. | આલ્બુમીન જવું. |
| કાલી–ફોસ. | લાલ પેશાબ—લોહી ઓગળવાથી. |
| પ્લમ્બમ; ફેરમ-ફોસ; કાલી–મુર. | ,, ,, —પેશાબ અને લોહીનું મિશ્રણ થવાથી.–ઘેરો લાલ. |

| | |
|---|---|
| કાલી-મુર; સલ્ફર. | બળતો, ચીકણો પેશાબ. |
| સીલીસીઆ. | પેશાબમાં પરૂ જવું. |
| ... ... | ( વધુ જુઓ થેરાપ્યુટીક્સમા Kidney, Urine, Bladder, Abuminuria, Nephritis વિગેરે ). |

## ખોરાક પ્રત્યે અભાવ-ઉત્કંઠા ઉપરથી દવાની પસંદગીઃ—

| | |
|---|---|
| નેટ્રમ-મુર. | અભાવ — રોટલી, રોટલા ઉપર. |
| ફેરમ-ફોસ; સીલીસીઆ. | ,, — માંસ ઉપર. |
| ફેરમ-ફોસ. | ,, — ખાટા ખોરાક ઉપર. |
| ફોસ્ફરસ; કાલી- ।સ. | ,, — મીઠાઇ ઉપર. |
| ફેરમ-ફોસ; સીલીસીઆ. | ,, — ગરમ ખોરાક ઉપર |
| નેટ્રમ-ફોસ; કાલી-મુર. | ,, — ચરબીવાળા ખોરાક ઉપર-દુધ, ઘી વિગેરે. |
| કાલી-મુર; નેટ્રમ-મુર. | ,, — ગમે તે ખોરાક ઉપર. |
| સલ્ફર. | ઉત્કંઠા— દારૂ-બીર માટે. |
| સીલીસીઆ; મેગ-ફોસ. | ,, — ખાંડ માટે-ગળપણ માટે-મીઠાઇ માટે. |
| નેટ્રમ-મુર. | ,, — કડવી વસ્તુ માટે. |
| કેલ્કર-ફોસ. | ,, — ઇંડાં માટે. |
| ,, | ,, — આથેલા ખોરાક માટે-અથાણાં વિગેરે. |
| નેટ્રમ-મુર | ,, — મીઠા માટે. |
| કેલ્કર-ફોસ. | ,, — દાઝી જાય ત્યાં સુધી પકાવેલા માંસ માટે. |

## ઉલ્ટીના લક્ષણ ઉપરથી દવાની પસંદગીઃ—

| | |
|---|---|
| નેટ્રમ-મુર; નેટ્રમ-સલ્ફ; કુપ્રમ. | દારૂડીઆઓને થતી. |
| કાલી-ફોસ. | સગર્ભાવસ્થામાં થતી. ( વધુ જુઓ Pregnancy. ) |
| ,, | હીસ્ટીરીઆમાં થતી. |
| ફેરમ-ફોસ; કેલ્કર-ફ્લોર. | ખોરાકની. |
| ફેરમ-ફોસ; નેટ્રમ-મુર. | ,, — ખાટો સ્વાદ |
| નેટ્રમ-મુર. | ,, — પચેલા ખોરાકની; પાણીવાળી; કાચ જેવી; ચીકણી. |
| કાલી-મુર. | ,, — સાથે ઘટ્ટ, સફેદ ગળફા પડે. |
| નેટ્રમ-સલ્ફ. | પિત્તની — કડવો સ્વાદ. |
| નેટ્રમ-ફોસ. | ખાટી — માખણ જેવા, દહીંના જેવા ફોદા નીકળે. |
| નેટ્રમ-મુર. | પાણીની — ફીણવાળી. |
| ફેરમ-ફોસ. | લોહીની — લાલચોળ રંગ. |
| કાલી-ફોસ. | ,, — કાળાશ પડતો લાલ રંગ; જામી ન જાય તેવું લોહી. |
| નેટ્રમ-મુર. | ,, — ફીણવાળી. |
| કેલ્કર-ફ્લોર. | દાંત આવતાં થતી ઉલ્ટી. |

| | |
|---|---|
| નેટ્રમ-ફોસ; કાલી-ફોસ. | દરીઓ લાગવાથી. |
| આર્સેનિક. | જઠરની અવ્યવસ્થાથી; હોજરીમાં બળતરા અને દુખાવો થાય. |
| પ્લમ્બમ. | રહી રહીને થતી ઉલ્ટી-કાળું કે ભુરૂં પ્રવાહી નીકળે. |
| કુપ્રમ. | હઠીલી ઉલ્ટી-સવારમાં થાય. સખ્ત માથું દુખે. |

## શરીરમાંથી થતા વિવિધ પ્રકારના રસશ્રાવ ઉપરથી દવાની પસંદગી.

**શ્રાવઃ**-(જેમાં ગળફો, લીંટ, રસી, પરૂ, રજોદર્શન, પ્રદર, વિગેરે બધાનો સમાવેશ થાય છે.)

| | |
|---|---|
| સીલીસીઆ; કાલી-મુર; કેલ્કર-ફ્લોર; નેટ્રમ-મુર. | વાસ મારતો, કાચ જેવો, ચીકણો અને ચામડી આળી કરી નાખે તેવો. |
| કેલ્કર-ફ્લોર. | પીળો, ચીમ્મડ-તોડયો તુટે નહિ તેવો-લચકાવાળો. |
| કેલ્કર-સલ્ફ. | લોહી અને પરૂવાળો. |
| કાલી-મુર. | ફાઇબ્રીનવાળો-મધ્યમ ઘટ્ટતા. |
| કેલ્કર-સલ્ફ. | ભૂરાશ પડતો ધોળો; સાથે લોહીની છાયા-આછો સમાવેશ-હોય. |
| નેટ્રમ-મુર. | સાફ, પાણી જેવો પણ બળતરા કરતો અને ચુંટી ખાય તેવો. |

| | |
|---|---|
| કાલી–સલ્ફ. | પાતળો; પાણી જેવો કે પીળો; બળતરા અને ચુંટ ન થાય. |
| કેલ્કર–સલ્ફ કાલી–મુર. | ધોળાશ પડતો ભૂરો; ચીકણો, અપારદર્શક; થોડું ઘણું લોહી પણ હોય. |
| કાલી–મુર. | લોહીનો આછો પાસ હોય; તાર નીકળે તેવો ચીકણો અને ચામડી ખવાઇ જાય તેવો. |
| કેલ્કર–ફોસ. | દૂધ જેવો સફેદ; ધોળો, ભૂરો; અપારદર્શક; નરમ. |
| નેટ્રમ–સલ્ફ. | પીળાશ પડતો, લીલાશ પડતો, પાણી જેવો, ચુંટ થાય. |
| નેટ્રમ–મુર. | શ્લેષ્મપડમાંથી વહેતો હોય. |
| કાલી-સલ્ફ. | પીળો; ચીકણો; પાતળો યા ઘટ્ટ. |
| નેટ્રમ–ફોસ; સીલીસીઆ. | પરૂવાળો. |
| કાલી–ફોસ. | સડો થતો હોય; દુર્ગંધ મારતો. |
| નેટ્રમ–મુર; નેટ્રમ–સલ્ફ; | વેદનાકારક–પાણી જેવો. |
| કાલી–ફોસ. | ,, –ચીકણો. |
| કેલ્કર–આયોડ; કાલી–આયોડ. | લીલા રંગનો. |
| આર્સ–આયોડ. | પાણી જેવો, ગંધ મારતો, ચામડી ખવાઇ જાય તેવો; કોહેલો. |
| નેટ્રમ–મુર; કેલ્કર–ફોસ. | આલ્બ્યુમીનવાળો. |
| સીલીસીઆ. | ,, –બેદરકારી પામેલો જુનો કેસ હોય. |
| કાલી–ફોસ. | ચીકણો, લોહીવાળો, અને 'સીરમ'વાળો. |
| નેટ્રમ–ફોસ; કાલી-સલ્ફ. | સોનેરી પીળો, ચીકણો. |
| કેલ્કર–ફોસ. | નરમ. |

| | |
|---|---|
| નેટ્રમ–મુર; નેટ્રમ–ફ્રોસ; નેટ્રમ–સલ્ફ; સીલીસીઆ. | વેદનાકારક. |
| કાલી–ફ્રોસ. | લ્હાય થતી હોય. |
| કાલી–સલ્ફ. | ચીકણો; નરમ. |
| કેલ્કર–ફ્લોર; નેટ્રમ–મુર; કાલી–મુર. | કાચ જેવો; કરડ કરતો; તાર નીકળે તેવો ચીકણો. |
| કેલ્કર–ફ્લોર; સીલીસીઆ; કાલી–ફ્રોસ. | સડેલી વાસ મારે.<br>ચાંદાંમાંથી ઝરતો.<br>નાકમાં ઝમઝમાટ કરે તેવી ગંધ મારે.<br>તદ્દન ફીક્કા રંગનો. |
| નેટ્રમ–ફ્રોસ; સીલીસીઆ. | ખટાશની ગંધ મારે; તમતમતો. |
| કાલી–સલ્ફ. | ખાટો પણ તમતમાટ બહુ ઓછો. |
| કેલ્કર–સલ્ફ. | બીલકુલ વાસ ન મારે. |

---

**નોંધ.**— આગળના લખાણમાં એ જણાવવામાં આવેલું છે એક દવા અમુક રોગોને લાગુ પડે છે. તેને અંગ્રેજીમાં Materia Medica—મટીરીઆ મેડીકા કહે છે. પરંતુ એકજ રોગ ઉપર જુદાં જુદાં લક્ષણો અનુસાર કઇ કઇ દવાઓ કામ કરે છે તે હવે જોઇશું. અંગ્રેજીમાં તે ગોઠવણીને Therapeutics—થેરાપ્યુટીક્સ કહે છે. થેરાપ્યુટીક્સમાં રોગની અનુક્રમણિકા અંગ્રેજી મૂળાક્ષર મુજબ રાખેલી છે. આધુનિક સમયમાં ઘણાખરાં દર્દોનાં નામો અંગ્રેજીમાં પ્રચલિત છે. વાંચકને તેવાં બીજાં વધુ નામોથી માહીત થવા માટેજ અંગ્રેજી ગોઠવણી અનુકૂળ ધારી છે. દવાઓ પસંદ કરવાની સહાયકારી રીતોમાં થેરાપ્યુટીક્સનોજ ભાગ લઇને ત્યાં મૂકેલો છે. થેરાપ્યુટીક્સમાં કોઇ રોગના એકજ લક્ષણ ઉપર એકથી વધુ દવાઓનું સૂચન હોય તો તે પૈકી જે દવાનાં બાકીનાં લક્ષણો દર્દીને વધુ બંધ બેસતાં આવે તેની પસંદગી વધુ કરવી. વળી તે માટે દવા પસંદ કરવાની વિવિધ રીતોનો આશ્રય લેવો. પ્રેક્ટીસ થઇ ગયા પછી બધુંજ સરળ જણાશે.